

# મા.લા.બુદ્દ મિન્હો

અથવા

# અગત્યની વસ્તુ.


છપાવી પ્રસિદ્ધ કરનાર

**હકીમ અબ્દુર રહમાન બી. મોલવી**

**ગુલામ મોહંમદ સાદેક.**

મેનેજર—કુતુબખાન—એ—હાદેકીયહ.

મુ૦ રાંદેર જીલ્લે સુરત.



સુરત ભાગાતળાવ રોડપર આવેલા શ્રી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.


**કીંમત રૂ. ૨—૦—૦**

હજરતે (સલ) ફરમાવ્યું છે.

"ખુદા જેના વિષે ભલાઇ ધારે છે તેને દીનમાં સમજ આપે છે"

# મા લાબુદ મિન્હો

અથવા

# અગત્યની વસ્તુ.

મુળ ફારસીથી ભાષાંતર કર્તા

**હઝરત મૌલાના મૌલવી મરહુમ હાજી હાફેઝ ગુલામ મોહંમદ સાહેબ**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**હકીમ અબ્દુર રહમાન બીન મોલવી ગુલામ મોહંમદ સાદેક.**

મેનેજર—કુતુબખાન–એ–સાદેકીય્યહ.

મુ૦ રાંદેર જીલ્લે સુરત.

જુમાદિલ ઉખરા સને ૧૩૩૭ હિજરી.

બીજી આવૃત્તિ



કીમત રૂ૦ બે

સુરત

ધી "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લ્લભદાસે છાપ્યું,

ભાગાતળાવ રોડ, સુરત.

# પ્રસ્તાવના.

### ખુદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કર્ત્તા

સર્વ તારીફ અને સ્તુતિ અલ્લાહ તઆલા માટે છે કે જેણે લોકોના ભલા અર્થે ઇલમે ફિકહને આપ્યો છે. કે જેના ઉપર ચાલવું તે સઆદતની નિશાની છે. અને દોરૂદ ગેર મહદુદ ( અગણીત ) હજરત મોહમ્મદ માટે છે કે જેવણને ખુદાએ પોતાની મોહબ્બતનું માદન ( ખાણ ) બનાવી પોતાની મોહબ્બતને તેમની તાબેદારી ઉપર અટકાવી છે. અને સર્વ સાહાબીઓ તથા સર્વ તાબેદારો માટે છે કે જેવણે નબી સાહેબના માર્ગની તાબેદારી કરી તન મન અને ધનની કોશીશથી ફેલાવ્યો છે.

આ પછી ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ સાદેક અરજ કરે છે કે કિતાબ મા લાબુદ મિન્હો જે ફારસી ભાષામાં, ઘણીજ માનીતી થઇ દરેક ઇસ્લામી મદ્રાસામાં ચાલુ છે અને એજ કારણથી કાનપુર, દીલ્લી, લખનોર અને લાહોર વગેરેના અનેક પ્રેસમાં અનેક વાર છપાઇને બહાર પડી છે. અને જો કે. આ કિતાબ સર્વોપયોગી હતી જેથી તેનો તરજુમો ઉર્દુમાં થયો કે જેનું નામ કશફુલ હાજાત છે. આ તરજુમો પણ માનીતો થઇ ઇસ્લામી મદ્રસાઓમાં ચાલે છે. અને મુંબાઇ, લખનોર, દીલ્લી વગેરેના અનેક પ્રેસમાં છપાયો છે, અને મારી ખુશ નસીબી કે ગુજરાતીમાં તરજુમાનું કામ ખુદાએ મારેથી લીધું છે. ખુદા એને કબુલ કરી મારી આખેરતનો તોશો કરે. અને મારી બીજી કિતાબોની જેમ એને પણ લોકોપયોગી કરે. અને કેવો ઉમદા ઇત્તેફાક થયો કે રાહે નજાતના કર્ત્તા અને મા લાબુદ મિન્હોના કર્ત્તા બંને આપસમાં ખુદાને માટે મોહબ્બત રાખનાર દોસ્તો હતા. અને તે બંને સાહેબોની કિતાબો રાહે નજાત તથા મા લાબુદ મિન્હો બને સાથે ગુજરાતીમાં બહાર પડી. હવે જે લોકો પોતાના છોકરાઓને રાહે નજાત ચલાવે છે તેઓને જરૂર છે કે રાહે નજાત પુરી થયા બાદ આ (મા લાબુદ મિન્હો)ને શોરૂ કરાવે કે જેથી આગળ શીખેલા મસલા પુખતા થાએ, તથા સારી રીતે સમજમાં આવે. અને આ કિતાબના આગળાં ૩–૪ પૃષ્ટ જરા મુશ્કેલ છે તેથી ધભરાએ નહીં. આખી કિતાબ એવી નથી. ઉર્દુ ફારસીમાં પણ આગળા દીબાચાના ૩–૪ પાના લોકોને કઠન પડે છે, અને તેથી ફારસી પડનારાઓને ઘણી વાર દીબાચો શરૂમાં પડાવતા નથી, કિતાબ પુરી કર્યા બાદ પાછલથી પડાવે છે.

આ કિતાબ ઘણીજ ઉમદગીની સાથે લખાયલી છે. પ્રથમ ઘણીજ સારી રીતે સુંન્નત જમા-અતના અકીદા લખાયલા છે. જેની ગુજરાતમાં ઘણીજ જરૂરત છે. કારણ કે જ્યારે અકીદા સારી રીતે સમજમાં આવ્યા હશે અને તે ઉપર પુરતી રીતે યકીન કર્યું હશે તો ફરી તે કોઇ દજાજાલના નાએબના ધોકામાં આવશે નહીં. અને કોઇ લાખવાર કેમ નહીં કહે કે ખુદા અને રસુલ એકજ છે. ખુદાએ દેહ ધારણ કરેલું છે. નબી સાહેબ જાહેરમાં માણુસ છે પણ બાતેનમાં ખુદા છે વગેરે તેને તે કદી સ્વીકારશે નહીં. તે બાદ નમાજ રોજા વગેરેના મસલા છે. અને છેવટમાં કેટલાક વેહવારના મસલા તથા અખલાક અને અદબના મસલા છે, કે જથી ઘણા મુસલમાનો તદન અંજાણ છે. અને જ્યારે આ સર્વ ઇસ્લામનું બયાન થયું તો ફરી તે ઇસ્લામને સ્વીકારી તે ઉપર કાએમ રેહવું અગત્યનું થયું. પણ આ કયારે થાએ કે એને વિરૂદ્ધ કોઇ કામ કે કોઇ વાત થવી જોઇએ નહીં. જેથી છેવટમાં કલેમાતે કુફર પણ લખાયા છે. મુલ્લા અલી કારી પોતાની ફિકહ અકબરની શરહ પૃષ્ઠ ૧૯૮ માં લખે છે, અકીદાઓની જાણ કરતાં કુફરીયાતની જાણનું વાજેબ થવું ઘણું મજબુત છે. કારણકે અકીદામાં તે સામટી રીતે ઇમાન લાવવું (ઇમાને ઇજમાલી) બસ છે. પણ

કુફરીયાત જાણવામાં બસ નથી. તો કુફરીયાતની તફસીલથી જાણ થવી જરૂરની થઈ. વિશેષ કરી અમારા ઇમામ અબુ હનીફા (રહ)ના મજહબમાં. અને એજ માટે કેહવાયું છે કે મતલબને હાસેલ કરવા માટે ઇસ્લામમાં દાખલ થવું સેહલું છે. પણ ઇસ્લામના અહકામો ઉપર થોભવું તે મુશકેલ છે." અને આ કુફર કલેમાની જાણ નહીં હોવાથી કેટલાક વાએજી કુફરીયાત બકે છે. તથા કેટલાક કેહવાતા મોલવીઓ નગરશેઠ કે કોઇ અમલદાર હિન્દુ તાપીતી પુજા કરવા જાએ છે તેઓ તે નેતરાને માન દઇ તાપતી પુજામાં શામેલ થાએ છે. આ એક પઢેલા લખેલાના ચલણ છે. આ ઉપરથી બાપડા જાહેલો કેટલા સપડાતા હશે તે તમો વિચારી લેશો. આ કિતાબમાં લખાયલા કુફર કલેમાં ઘણા થોડા છે. તો પણ તે દરેક રીતના કુફર કલેમાના નમુના છે. જે ઉપર ધ્યાન આપવાથી બીજા પણ સમજાઇ જશે. એ વગર બીજી ઘણી ખુબીઓ એ કિતાબમાં છે, જે વાંચેથી જણાશે.

આ કિતાબ એવી ખુબીવાળી તથા માનીતી કેમ ન થાયે ! અને જુઓ તો એના કર્ત્તા હજરત કાજી સનાઉલ્લાહ પાણીપતી (રહ) છે. કે જેવણ જાહેરી અને બાતેની બંને ઇલમના આલેમ છે, કામલ વલીયોમાંથી છે અને હજરત શેખ જલાલુદ્દીન કબીરૂલ ઓલીયા પાણીપતી (રહ) ની ઓલાદમાંથી છે. એવણ પોતાના વખતના પરહેજગાર ઓલમાઓના સરદાર તથા અતકીયાઓના પેશવા હતા. સાત વર્ષની ઉમરમાં એવણે કુરઆન શરીફ હિફ્જ કર્યું હતું. અને સોલ વર્ષની ઉમર સુધીમાં તો મદ્રાસામાં પડાવવામાં આવતા ઇલમોની તહસીલ કરવાથી ફારેગ થયા હતા. અને તહસીલ કરવાના વખતમાં મદ્રસામાં ચલાવવામાં આવતી કિતાબો સિવાયની બીજી ત્રણસો પચાસ કિતાબો વાંચી હતી એવણે પ્રથમ હજરત શેખ શાહ મોહમ્મદ આબેદ સોનામી સાહેબ (રહ)ની ખીજમાં એઅત કરી હતી અને હજહરત મમદુહની વફાત પછી હજરત મીરજા મજહર જાનેજાનાં શહીદ (રહ)ની ખીજમતમાં કમાલાત મેળવ્યા હતા અને એવણુની જુબાન મુબારકથી જનાબ કાજી સાહેબ (રહ) અલમુલ હોદા (હિદાયતનો ઝુંડો) ના ખીતાબથી નવાજાયા હતા. અને હજરત શાહ અબદુલ અજીજ (રહ) એવણુને બેહકીએ વકતના નામથી કેહતા હતા. આખી ઉમર જાહેર બાતેનના ફેજ પોહોચાડવામાં, તથા વિદ્યા ફેલાવવામાં, તથા ઝઘડા ચુકાવવામાં તથા સવાલોના ફતવા આપવામાં તથા મુશકેલ મુકામોના હલ્લ કરવામાં લાગેલા રહ્યા. અને ઇલમે તફસીર, ફિકહ, કલામ, અને તસવ્વોફમાં ઘણી માહીયતગારી રાખતા હતા. એ ઇલમોમાં એવણે ઘણી કિતાબો, રિસાલા તથા કેટલાક મુશકેલ સવાલોના જવાબોમાં ઘણા મકતુબા રચ્યાં છે. તફસીરે મજહરી જે ઘણીજ મોટી છે સાત જીલદોમાં, સેફુલ મસલુલ, ઇરશાદુ તાલેબીન, તજકેરતુલ મવતા વલકોબુર, તજકેરતુલ મઆદ, હોકુકુલ ઇસલામ, રિસાલા દર હુરમત વ એબાહત, રિસાલા દર હુરમતે મોતઆ. રિસાલા શેહાબે સાકેબ. અને બીજી બીજી કેટલીક કિતાબો અને રિસાલા કે જે ત્રીસથી વધુ એમના રચેલા છે. એવણની વફાત તા. ૧ લી રજબ સને ૧૨૨૫ હીજરીમાં થઇ છે.× જેમકે જનાબ મોહિબ્બુ-લ્લાહ સાહેબે એમની વફાતની તારીખ "ફહુમ મુકરમુન ફી જન્નાતિ-ન્નઇમ"માંથી શોધી છે, *

અને આ "મા લાબુદ્દ મિન્હો"ના હાશયા પ્રથમ મોલવી સાદુલ્લાહ વગેરે સાહેબોએ લખેલા હતા. ફરી કાનપુરના નિજામી પ્રેસવાળા જનાબ મોહમ્મદ અબદુર્રહમાને તે હાશીયાઓને સુધારવા માટે જનાબ મોલવી હાફેજ મોહિબ્બુલ્લાહ પાણીપતી સાહેબને તથા જનાબ મોલવી હાફેજ મોહમ્મદ અબદુલ ગફફાર સાહેબને તકલીફ આપી હતી, તે પછી બીજી તપાસ માટે જનાબ મોલવી હાફેજ

---

× જેને આજે ૯૫ વર્ષને ૮ માસ થયા છે. ગુ. મો.

* આ પેરેગરાફનું બયાન ફારસી મા લાબુદ્દ મિન્હો ૧૦૩૮માં મુસ્તફાઇ પ્રેસમાં છપાએલી તે ઉપરથી લખ્યું છે. ગુ. મો.

સૈયદ અબ્દુલ્લાહ સાહેબ બીલગ્રેરામીને તથા જનાબ મોલાના મુફ્તી મોહમ્મદ એનાયત અહમદ સાહેબને તસદી આપી હતી. જેથી આગલી છપાયલી પ્રતોમાં કેટલોક સુધારો કરેલો અને કેટલાક હાશીયાને વધારેલા અને કેટલાકને કમી કરેલા. તે આ કિતાબના હાશીયા ચાર નામીચા મોલવીયોના લખેલા સમજવા.

આ હાશીયાઓમાં ફિકહના મસાએલનો એક મોટો ખજાનો મુકાએલો છે. જેથી મેં તે હાશીયાઓનો પણ તરજુમો કર્યો છે. અને આ ઉપયોગી હાશીયાઓનો તરજુમો ઉર્દુમાં નહીં થયાથી હું ધારૂં છું કે આ ગુજરાતી તરજુમો ઉરદુ કરતાં વધારે લાભકારક થશે. મેં તરજુમો કરતાં કોયકજ નોટનો તરજુમો કરેલો નથી, અને કોયકને સારરૂપી ટુંક કર્યો છે, અને કેટલીક નોટમાં ખુલાસા માટે અથવા જરૂરી બાબત જણાવવા માટે મેં નોટમાં વધારો કર્યો છે. પણ મેં મારા વધારેલાને કાઉસમાં લખેલો છે. અને બીજીનો પુરેપુરો તરજુમો કર્યો છે. અને કેટલીક નોટો મેં મારા તરફથી લખી છે ત્યાં મેં મારૂં નામ લખ્યું છે.

કિતાબનો તરજુમો કરવામાં મેં કંઇ ઘટાડેલું નથી અને કોયક જગ્યામાં ખુલાસા માટે કે અર્થ બતાવવા માટે વધારો કર્યો છે ત્યાં પણ તેને કાઉંસમાં નાખ્યો છે. અને લખનોરનાં મુસ્તફાઇ પ્રેસમાં સને ૧૩૦૮ હીજરીમાં છપાયલી પ્રત ઉપરથી મેં તરજુમો કર્યો છે કે જે પ્રત હજરત કર્તા સાહેબના હાથની લખેલી પ્રત ઉપરથી સુધારાયલી છે. અને કોઇક જગ્યા મેં કાનપુરના રજાકી મતબામાં સને ૧૩૧૮ માં છપાયલી કોપી ઉપર આધાર રાખ્યો છે.

ગુજરાત કોઈ વખતમાં ઇલમે દીનનો દારૂલ ઓલુમ હતો બગદાદ વગેરે સ્થળોથી અહમદાબાદમાં લોકો ઇલમ શીખવા આવતા હતા. પીરાનપટ્ટનના જનાબ શેખ મોહમ્મદ તાહેર પટની વ્હોરા સાહેબની રચેલી કિતાબ "મજમઉલ બેહાર" જે આખી ઇસ્લામી દુન્યામાં ઘણી માનની સાથે વપરાય છે. મોકલ્લેદ, ગેર મોકલ્લેદ બંને તેનાથી આધાર લે છે. અહમદનગરના જનાબ અબદુન્નબી સાહેબની કિતાબ જામેઉલ ગેમુજ તથા શાહ વજીહુદદીન સાહેબના રચેલાં પુસ્તકો ઘણી ઇજતથી જોવાય છે. પણ અફસોસ કે હાલમાં ગુજરાત દેશમાં ઇલમની ચરચા ઘણીજ કમ છે. એટલુંજ નહીં પણ કેટલાક પોતાને મોલવીઓ પ્રગટ કરે છે અને જુઓ તો અરબીના સરફ નહોનું તેઓને કશું ગ્નાન હોતું નથી.

તે જહાલતના નમુનામાંથી એક આ છે કે મોલવી સાહેબ વાઅજમાં બયાન કરતા હતા કે "જીબરઇલ (અલે) ની જેટલી વાર હજરત મોહમ્મદ (મલ) સાથે મોલાકાત થએલી તેથી બેવડીવાર હજરત અલી (રદી) થી મુલાકાત થએલી. કારણ કે નબી સાહેબે ફરમાવ્યું છે કે હું ઇલમનું શેહેર છું, અને અલી તેના દરવાજા છે. અને શેહેરમાં જતાં અને નીકળતાં દરવાજાની બેવાર મુલાકાત થાય છે" જો તે મોલવી સાહેબમાં સમજ હતે તો કદી એ એવું બોલતે નહીં. કારણ કે હજરત અલી જે દરવાજા છે એના હકીકી અર્થ મતલબ નથી. એ એક અલંકારી વાત છે. ફરી દરવાજાની મુલાકાત શાની? સુંનત જમાઅતને ત્યાં હજરત અલીની જીબરઇલ સાથે એકવાર પણ મુલાકાત થવાની સાબીતી નથી. કદાપી મોલવી સાહેબે કોઇ શીઆની કિતાબમાં જોયું હશે.

બીજા એક મોલવી સાહેબ "તોબતં નસુહા" જે કુરઆન શરીફમાં છે તેના માએના બયાન કરતાં કહે છે કે તમે નસુહ નામના માણસ જેવી તોબા કરો. આ એક કેવી ખુલી ઇબારત છે તેના અર્થ પણ ખોટા! નસુહ એ તોબાનું વિશેષણ છે, પણ તે માણસનું નામ આ જગ્યા કદી થઇ

શકતું નથી મોલવી સાહેબે " તોબતં નસુહ " નામની વારતાની ચોપડી વાંચી હશે તેમાં નસુહ નામના એક માણસ ઉપર કિસ્સો રચાયો છે તે ઉપરથી કુરઆનમાં આવેલા " નસુહ " શબ્દને પણ તેવા સમજી બેઠા. અફસોસ.

ગુજરાતમાં એક આ ગલતી ચાલુ છે કે ઉત્તર તરફ પગ કરી સુવાને કે તે તરફ મ્હોં કરીને પેશાબ પાખાનું કરવાને બુરૂ સમજે છે એ તેઓની જહાલત છે. અને કેટલાક જાહેલ મોલવીયો તેઓને ટેકો આપે છે. તેઓને એક મુનયા જેવી નાંહલી કીતાબનું જ્ઞાન પણ નથી. તેના પૃષ્ટ ૬માં ઇસ્તી જો કરવા માટે લખેલું છે, કિબલાને જમણે હાથે અથવા ડાબે હાથે રાખીને બેસે. તો જ્યારે કિબલાને જમણા હથ ઉપર રાખીને ઇસ્તીનજો કરશો તો કુતુબ તરફ પીઠ કરનાર થશો અને જ્યારે ડાબા હાથ ઉપર રાખશો તો ઇસ્તીનજો કરતી વેળા કુતુબને મ્હોં કરનાર થશો. એક મોલવી સાહેબ કેહવા લાગ્યા કે એ તરફ હજરત પીરાનપીર ( રહ ) ની કબર છે. આ કેવી જહાલત છે. જો સ્કૂલના ૧૦-૧૨ વર્ષના છોકરાને પુછશો તો તે પણ કેહશે કે બગદાદ ગુજરાતથી ઉત્તર તરફ નથી. વળી ધારો કે તે તરફ હજરત પીર ( રહ ) ની કબર છે. તો શું તેનું આટલું માન કે સેંકડો કોસથી પણ તેના તરફ પગ થાય નહીં ? એનુંજ નામ કબર પ્રરતી છે. વળી પીરો તો ચો તરફ થયા છે, અને તેઓની કબરો પણ ચોતરફ છે. ત્યારે એમ થવું જોઇએ કે કોઇ પણ તરફ પગ લંબાવાએ નહીં ? તેઓ આટલું વિચારતા નથી કે કિબલા તરફ તો પીશાબ પાખાનું ફરતાં ન મ્હોં કરવું દુરૂસ્ત છે અને ન પીઠ કરવી દુરૂસ્ત છે. ફરી જો ઉત્તર દશા માનીતી હોત તો એ તરફ પીશાબ પાખાનું કરતાં પીઠ પણ કરવી નહીં જોઇએ. એક સાહેબ કહેવા લાગ્યા કે એ તરફ કુતુબ છે તેનો જવાબ કે કુતુબ જે વિલાયતનો દરજ્જો છે તે એ જગ્યાની સાથે ખાસ નથી. અને આ કુતુબના અર્થ ધ્રુવના છે. એનું કશું માન નથી વળી એ કુતુબના જેવો બીજો કુતુબ દક્ષિણે પણ છે, જેને કુતુબે જોનુબી કહે છે. તો તમારા માનવા પ્રમાણે એ તરફ પણ પગ કરવા જોઇએ નહીં.

આ વખતમાં મુરજીયા મજહબનો ફેલાવો થતો જાય છે. તેઓ માને છે કે કાફિરને જેમ કોઇ નેકી લાભકારક નથી તેમ મુસલમાનને કોઇ ગુન્હ નુકસાનકારક નથી. ફકત નબી સાહેબની મોહબ્બત તથા ઇમાન બસ છે. તેમ હાલમાં પણ કેટલાક જાહેલ મોલવી એવોજ બકવો કરી લોકોને ભોરવે છે. એટલુજ નહીં, પણ દાઢી મુન્ડાઓને શરાબીને ઉત્તેજન આપે છે. તેઓ જાહેરમાં હજરતની ( સલ ) મોહબ્બતનો ડોલ ઘાલે છે પણ ખરૂં જોતાં તેઓ નબી સાહેબના દુશમન છે. નબી સાહેબના દીનને ખરાબ કરે છે, નબી સાહેબની ઉમ્મતને ગુમરાહ કરે છે. હજરત કાજી અયાજે (રહ) હજરત મોહમ્મદ ( સલ ) ની પુર મોહબ્બતમાં એક કિતાબ " શિફા " નામની લખી છે. એ કીતાબને વાંચવાથી ખરેખરી હજરતની મોહબ્બત ઉત્પન્ન થાય છે, તેમાં આપ લખે છે. શેઅર.

લવ કાન હુબ્બોક સાદેકં લઅતઅતહુ
ઇન્નલ મોહિબ્બ લે મન યોહિબ્બો યોતીઉ*

તો ફકત મ્હોંથી મોહબ્બતનો દાવો કરવો બસ નથી, પણ જરૂર આપની તાબેદારી કરવી જોઇએ. અને જે નબી સાહેબની સુંનત ઉપર ફિદા થાય છે, દરેક કામમાં સુંનતને માફક ચાલે છે, તેનેજ હજરતની મોહબ્બતવાળો જાણવો. કુરઆન શરીફમાં હદીસ શરીફમાં ઘણી જગ્યા બયાન થયું છે કે હજરતની નાફરમાની કરનાર માટે જહન્નમ છે, તેમ બીજી ઘણી તરેહના અજાબોની વઇદ પણ ખુલ્લી રીતે કેહવાઇ છે, કેટલાક કામો માટે હજરતે ( સલ ) લાનત કરી છે. ફરી ફકત નામની મોહબ્બત કામ આવતી હોય તો આ બયાન ખોટાં થાય છે. નબી સાહેબની મોહબ્બત તે અલ્લાહની મોહબ્બતની શાખા છે અને અલ્લાહની મોહબ્બત તે મોહબ્બતનું મૂળ ( અસલ ) છે. એ ખુલ્લું છે.

---

* અર્થ—જો તારી મોહબ્બત સાચી હતે તો તું તેની તાબેદારી કરતે. કારણ કે ખચીત મોહબ્બત કરનાર પોતાના પ્રિયની તાબેદારી કરે છે. ગુ. મો.

હવે ખોદા પોતાની મોહબ્બત વિષે શું કહે છે. તે કુરઆનમાં વાંચીએ. "તું કેહ જો તમો અલ્લાહની મોહબ્બત રાખો છો તો મારી તાબેદારી કરો, અલ્લાહ તમારી મોહબ્બત કરશે. અને તમારા ગુનાહ માફ કરશે. અને અલ્લાહ બખ્શનાર રહમ કર્તા છે" સુરા આલે ઇમરાન ૩; ૩૧. આમા સાફ રીતે બયાન થયું છે કે ખુદાની મોહબ્બત માટે નબી સાહેબની (સલ) તાબેદારી કરશો તો ખુદા પોતે મોહબ્બત કરશે. અને પાપ માફ થશે. પણ વગર તાબેદારી કરે તે ખુદાની મોહબ્બત જે મુળ મોહબ્બતછે તે હોતી નથી. તો તેની શાખા હજરતની મોહબ્બત કેમ કરીને–સાબેત થાએ ? વળી તેઓ એમ પણ કહે છે કે લાંબી નમાજો પડવી ઘણા રોજા રાખવા મોટી દાઢી રાખવી જકાત આપવી વગેરે એ કંઇ કામ આવશે નહીં. પણ જેઓ ફક્ત હજરતની મોહબ્બત રાખે છે, અને દાઢી મુંડાવે છે, રોજો રાખતા નથી નમાજ પડતા નથી દારૂ પીએ છે વગેરે તેઓ જંનતમાં જશે. આ કેહનારને ખુદા સમજ આપે. તે આટલું જાણતો નથી કે જો હજરતની મોહબ્બત નથી એવું તમો જેને માટે દોષ મુકો છો તેઓ ગરમી સરદીની મોસમને બરદાશત કરી નમાજ રોજા શા માટે કરે છે ? જકાત હજજમાં પોતાનો માલ શા માટે ખરચે છે ? શું તેઓ ઉપર ખુદા અને રસુલની તાબેદારી વગર કોઇ જબરાઇ કરનાર છે ? તેઓ શા માટે બીજા નાલાએકોની જેમ રોજા નમાજ નહીં તજતા તેઓ શા માટે હજજ જકાત ન આપી તે રૂપીઆને ખિલાફ શરીઅતમાં નહીં લુટાવતા ? પણ હજરતની મોહબ્બત તથા હજરતની તાબેદારીજ. એ કામને કરવા દેતી નથી. અને દારૂ પીનારા નમાજ તજનારા વગેરે જો હજરતની મોહબ્બત રાખનાર હોત તો જરૂર હજરત (સલ)ની તાબેદારી કરત. જેમકે હું ઉપર લખી ચુકયો છું. અને વળી મોહબ્બત તે એક છુપી વસ્તુ છે તેની નિશાની હજરતની તાબેદારી છે. નબી સાહેબ (સલ)ની પેશીન ગોઇ છે કે આગલા લોકોએ જે કામ કર્યાં હશે તેવા કામો મારી ઉમ્મતમાં જ્યાં સુધી થશે નહીં ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં સદક રસુલુ-લ્લાહ આપ સાચા છે તથા આપનું કહેલું સર્વ સાચું છે. હજરત ઇસા (અલે)ની કોમમાં કેટલાક માણસો એવા નીકળ્યા હતા કે તેઓ કેહતા હતા કે ફક્ત હજરત ઇસા (અલે) ઉપર ઇમાન લાવવું બસ છે જે કોઇ હજરત ઇસાની મોહબ્બત રાખશે તે કદી જહન્નમમાં જવાનો નથી જેનો પુરાવો પાઉલના પત્રોમાં મળી આવે છે. તથા શેખ જમલુદદીન સાહેબ હકીકતે નેચરીમાં લખે છે કે નબી સાહેબ (સલ)થી પહેલાં પણ નેચરીયો હતા. એઓની ટેવ છે કે તેઓ ચાલુ ધર્મના ફરમાનોને પ્રથમ ઉડાવવાની કોશીશ કરે છે. અને જ્યારે તેમાં ફાવે છે તો ફરી વધીને ખુદાનો નકાર કરવાની કોશીશ કરે છે. જેમકે નોશેરવાનના બાપના વખતમાં એક માણસ ઉત્પન્ન થયો હતો અને તેણે દરેક સ્ત્રીથી એક બીજો જીના કરી શકે, કોઇ સ્ત્રી કેઇના ઉપર હરામ નથી, એવું જાહેર કર્યું હતું. અને તે પંથ ચાલુ પણ થએલો. તે આપના કહ્યા પ્રમાણે કેટલાક માણસો પોતાના લેકચરોમાં હજરત (સલ)ની મોહબ્બતની આડ કરી શરીઅતના અહકામોને આગલા લોકોની જેમ ઉડાવવાની કોશીશ કરે છે. અને ખુલ્લો ચોક કહે છે કે ચોરી કરો જીના કરો ગમે તે કરો ફક્ત હજરતની મોહબ્બત છે તો કદી જહંનમમાં જશો નહીં. આવી વાતોની અસર સાધારણ માણસો ઉપર અને વિશેષ કરીને ખરાબ તબીઅત વાળાઓ ઉપર કેવી થશે તે મા। વાંચકો સારી રીતે સમજે છે. ચોરી. ડાંડગાઇ ઠગાઇ, લુટ પારકી સ્ત્રી હરણ કરવી, ભોરવી કે લાલચ દઇ નિકાહ-વાળી સ્ત્રીને ઉડાવવી વગેરે ભુંડા કામો જેથી માણસ રૂકે છે- હવે આ રોકનાર તથા તે કામને પાસે નહીં જવા દેનાર કોણ ? યા તો શરીઅતની બીક યાતો સરકારી બીક યા લોકોની બીક છે. પણ જ્યારે શરીઅતની બીક રહેશે નહીં અને આટલું કોઇ જાનશે કે ફક્ત નબી સાહેબ (સલ)ની મોહબ્બત બસ છે, ગમે તે કરીએ હમારે માટે જંનત તૈયાર છે, તો તેવા માણસને ઉપલા કામોથી બચવા માટે ફક્ત સરકારી અને લોકોની બીક રહી. પણ સરકારી ગુન્હ તો જાહેર કર્યાંથી તથા સાબેત થયાથી ગુન્હ ગણાય છે જે થી તે માણસ છુપી રીતે ઉપલા કામો કરવામાં એટલુંજ નહીં

પણ પોતાના લાભ માટે કોઇ માસુમ જીવને મારી નાંખવામાં કદી અચકાશે નહીં. એવોજ હાલ બોહોરાંની બીંકનો છે. તો સરકારને જોઇએ કે એવો અકીદો પ્રગટ કરનારની તથા તેના માનનારની જમાનત લ્યે, કે જેથી દેશમાં અમન રહે.

વળી એક સાહેબ બયાન કરે છે કે ખુદા કહે છે, "તું તારા રબ્બની યાદ યકીન આવે તહાં સુધી કર" સુર હિજર ૧૫;૯૯) તો જ્યારે અમને યકીન આવ્યું તો હવે ઇબાદત ફરજ નથી. આ પણ જહાલત છે. મજકુર આયતમાં જે શબ્દ યકીનનો છે એના અર્થ મોત છે, એમાં વિદ્વાનો એકે મતે છે. અને સહાબીઓ પણ એજ અર્થ કરતા હતા. પણ અફસોસ કે જહાલતને લીધે પોતે ગુમરાહ થઇ બીજાને ગુમરાહ કરે છે.

કેટલાક લોકો શફાઅતને એવી રીતે બયાન કરે છે કે લોકો તેથી બેહકે છે, અને ગુનહ માં ફસે છે. હજરત મોહમ્મદ (સલ)ની શફાઅત બરહક્ક છે. એ એક એવો મસલો છે કે ગેર મોકલ્લેદો પણ એને સારી રીતે માને છે, પણ કેટલાક શૈતાનો નાહક તેઓને તોહમત આપી લોકોને ઉસ્કેરે છે. પણ શફાઅતના અર્થ આ નથી કે નબી સાહેબ (સલ)ની શફાઅતથી કોઇ જહંનમ માં જશે નહીં. કારણ કે આપના ફરમાનમાં છે કે કેટલાક જહંનમીયોની શફાઅત લાંબી મુદત બળ્યા બાદ નબીસાહેબ (સલ) કરશે. બેશક આપના તોફેલથી કોઇ મોમિન હમેશ જહંનમમાં રેહસે નહીં. પણ ઘણાઓ લાંબી મુદત જહંનમમાં બળશે, એ હદીસોને જોતાં તથા ઓલમાઓના વચનો તથા અકીદાઓની કિતાબોને જોતાં માનયા વગર છુટકો નથી. તો ફરી તેથી બચવાની કોશીશ કરવી જોઇએ. ઇમામ ગજાલી (રહ) એહયાઉલ ઓલુમમાં ફરમાવે છે કે શફાઅત ઉપર ભરોસો રાખીને ગુન્હનું કામ કરવું એવું છે કે જેવું કે કોઇ માંદો એક હુશયાર અને મેહેરબાન વૈદ (હકીમ) ઉપર ભરોસો કરીને પરહેજ તદન છોડી દે. આ નાદાની છે. અને મારૂફ કરખી (રહ) ફરમાવે છે કે વગર અમલ કરે જંનતની આશા રાખવી ગુનહ છે. અને વગર સબબે અને ઇખ્લાકે * શફાઅતની આશા રાખવી એક તરેહનો ધોકો છે અને જેની નફરમાની કરવી તેની મેહેરબાનીની આશા રાખવી તે હેમાકત તથા જહાલત છે. વળી નબીસાહેબ ઇમાનવાળાઓની શફાઅત કરશે ખરા, પણ કાફેર મુશરેકની કદી શફાઅત કરશે નહીં. માટે કુફર શિર્ક કદી કરવો નહીં. તથા સારા કામો કર્યા કરવાં, કે તેની બરકતથી શિર્ક કુફર થાએ નહીં. જે લોકો હજરત પીરાનપીર (રહ)થી શફાઅતની આશા રાખે છે તેઓ ઠીક કરે છે. પણ તેઓએ આટલું ધ્યાનમાં રાખવું કે હજરત પીર (રહ)ના મજહબમાં બે નમાજી કાફેર છે. એટલે તેવણ બે નમાજીની કદી શફાઅત કરશે નહીં. માટે એકવારની નમાજ પણ જાણી બુજીને કદી છોડવી નહીં. વળી નબીસાહેબ (સલ) ફરમાવે છે કે "જે કોઇ જાણી બુજીને એક નમાજને છોડશે તેણે કુફર કર્યું" આના અર્થ ઇમામ અબુહનીફા (રહ) આ કરે છે કે તે કાફેર થયો નથી પણ કુફરની પાસે થયો છે. અને બીજા કેટલાક મુજ તહેદો કહે છે કે તે કાફેર થયો. હવે આપણે આપણા ઇમામની વાતને માનીએ છીએ. પણ ઇમામ સાહેબે આ પોતાના અનુમાન (ઇજતેહાદ)થી કહ્યું છે. માટે થઇ શકે છે કે હજરતના વાક્યનો મતલબ બીજા ઇમામોના કહ્યા પ્રમાણે હોય તો ફરી બે નમાજીની શફાઅત કદી હજરત કરશે નહીં અને જો તેનો મતલબ અમારા ઇમામ સાહેબના કહ્યા પ્રમાણેજ હશે તો બે નમાજી કુફરની પાસે તો થયો છે હવે જ્યાં સુધી કુફર કરશે નહીં ત્યાં સુધી શફાઅતની આશા છે. પણ તે આશા જહેંનમમાં ગયા બાદ પુરી પડશે કે તે પેહેલાં, તે ખુદા જાણે. કારણ કે કેટલોકોની શફાઅત જહંનમમાં બળ્યા પછી હજરત કરશે. માટે નેકી કરવાની કોશીશમાં રહેવું. ખુદા કોઇની નેકીને બરબાદ કરતો નથી.

---

* આ ઇખ્લાકો તથા સબબથી મતલબ હજરતની સુંનત બજાવી લાવવી તથા હજરત તાબેદારી કરવી છે. ગુા. મો.

આ સર્વ થવાનું કારણ આ છે કે કેટલાક વગર ઇલમે આલિમ બન્યા છે, અને ફરી તેઓ વાએજો કહે છે અને ફતવા લખે છે, તથા ફતવા ઉપર સહી કરે છે. એની ખાત્રી જો આપ ચાહતા હો તો મોલવી બશીરના રીસાલા "મોઈનૂદ્દ દીન" માં રૂહી કરનારા સુન્તના લોકોને ઓળખો અને ફરી જુઓ કે તેઓ ફિકહ, હદીસ, તફસીર તો કોરે રહવા રૂંફ નહો જે અરબીનું પેહેલું પગથ્યું છે તેને તેઓ જાણે છે તો કેટલું જાણે છે તે ઉપરથી આપની ખાતરી થશે. જાહેલો મોલવી મુફતી બને એમાં કશી નવાઇ નથી એ પણ હજરતનો મોઅજેજો છે. મિશકાત બાબો અશરાતી-રસાઅહમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે. "તેવણ કહે છે કે નબી સાહેબ વાતચીત કરતા હતા એટલામાં એક આરાબી આવ્યો ને તેણે કહયું કે કેયામત કયારે થશે ! નબી સાહેબે ઉત્તર આપ્યો કે જયારે અનામત (ખિયાનત કર્યાથી) બરબાદ થશે તો તારે કેયામતની વાટ જોવી. તેણે કહયું કે કેવી રીતે તેનું બરબાદ થવું થશે ? આપે ફરમાવ્યું કે જયારે નાલાએકોને તે બાબત (હકુમત, સલતનત , ફેસલો કરવો વગેરે) સોંપાશે. તો તારે કેયામતની ઇનતેજારી કરવી" બુખારી, એટલે નાલાએકો મુફતી તથા વાએજ અધીકારી અને ફેસલો કરનાર વગેરે થાએ એ કેયામતની નિશાની છે. મિરકાત જીલદ ૫ પૃષ્ઠ ૧૭૨

એ જહાલતનીજ શાખામાંથી એક આ પણ છે કે કેટલાક વાએજો કહે છે, વહાબડાઓ કહે છે કે કબરોને સિજદો કરવો હરામ છે, જો માણસ પોતાની સ્ત્રીથી જીમા કરતી વેળા ચુમો આપે તો સિજદો થયો ફરી એને કોણ નાદુરૂસ્ત કહે છે ? આ વાત મોલવી સાહેબની જહાલતને પ્રગટ કરે છે, કબર વગેરેને સિજદો કરવો વોજુથી કે વગર વોજુથી, એ એકે મતે હનફી મજહબમાં હરામ છે, અને ઇબાદતની નઇતથી હોએ તો કુફર છે, વાંચો મુલ્લા અલી કારીની શરહ ફિકહ અકબર પૃષ્ઠ ૨૩૮ આલમગીરીયા, મિરકાત શરહ મિશકાત વગેરે, અને આ મા લાબુદ મિન્હો પૃષ્ટ ૭૯, ૮૦, ૧૫૩ માં પણ છે. હવે આ સર્વ વહાબડા છે ? અથવા હનફિઓનો વેશ જાહેરમાં ધારણ કરીને એઓને વહાબડા બનાવો છો ? શું ફિકહની કોઇ કિતાબમાં વગર વોજુએ પણ દુરૂસ્ત છે ? જયારે ફિકહની કિતાબોમાં હરામ લખાયું છે તો તેનો નકાર કરનાર તથા તે ઉપર દોષ મુકનાર પોતે વાહબી થાએ છે, હવે એ મોલવીને કયો ખિતાબ આપવો જોઇએ ? નબી સાહેબની કબર મોબારકને જયારે સિજદો કરવાનું હરામ ફોકહાઓએ એકે મતે લખ્યું છે તો વલિઓની કબર શી ગણતરીની ? વળી કબર તો એક જગ્યાએ રહી નબી સાહેબની જીંદગીમાં એક સહાબીએ હજરત (સલ) ને સિજદો કરવા ધારેલું તો આપે ના પાડેલી ( મા લાબુદ મિન્હો પૃષ્ઠ ૧૩૮) આવા એક ખુલ્લા મસલામાં એવણને મુજતહેદ બનવાની શી જરૂર ? કદાપી એવણે એમ ધાર્યું હોએ તો બનવા જોગ છે કે ખુદા સિવાય બીજા કોઇને સિજદો કરવો એકે મતે યા તો હરામ છે યા કુફર છે, જેથી દરેક હનફી મોલવી એને હરામ કેહશે, જેથી મોલવી સાહેબે આ એક બાજી રચી કે કબરને સિજદો કરવાને વહાબડા હરામ કહે છે, એટલે લોકો સર્વ હનફી મોલવીઓથી ફરી જાએ તો ફરી શરીઅતના કાયદા પાલવાનું લોકોથી છોડાવવું સેહલાઇથી બની શકશે,

કેટલાક વાએજો બયાન કરે છે કે વહાબીયો મનીને પાક કહે છે, તેઓને ખુદાએ ગુમરાહ કર્યા તથા તેઓને શ્રાપીત બનાવ્યા જેથી તેઓ આવી રીતે કહે છે, આ કેહવામાં મોલવી સાહેબ આટલું તો ઠીક કહે છે, વહાબી એટલે ગેર મોકલ્લેદો મનીને પાક કહે છે, પણ મોલવી સાહેબને આટલું ભાન નથી કે ઇમામ શાફેઇ (રહ) પણ મનીને પાક કહે છે, હિદાયા, જોહરા નઇયેરા વગેરે, ત્યારે મનીને પાક કેહનાર વિશે નબળા શબ્દો વાપરવા તેમાં ઇમામ શાફેઇ પણ દાખલ થાએ છે,

---

* મુલ્લા અલી કારી કહે છે, આ સવાલનો ખરો જવાબ થઇ શકતો નથી. કારણ કે કેયામતનું નિમીત વખત તે એક ગેબ છે તેને કોઇ માનીતો ફિરશ્તો કે કોઇ નબી મોકલાએલો જાણતો નથી, જેથી આપે એનો જવાબ નિશાનીયોથી આપ્યો, મિરકાત જીલદ ૫ પૃષ્ઠ ૧૭૨ ગુ૦ મો.

અને એક મુજતહેદને ગાળો ભાંડવી એ તો મરદુદનું કામ છે. ત્યારે વહાબીની ગાળોમાં મુજતહેદને મેળવીને પોતે મરદુદ બન્યા એ જહાલતની ખરાબી છે.

એવીજ જહાલતનો નમુનો બીજો એક છે. તે એ કે એક મોલવી સાહેબ વઅજમાં કેહવા લાગ્યા કે આ દેવ બંદવાળાઓ ગુમરાહ થયા છે, તેઓ પર ખુદાની માર છે. જેથી તેઓ કાગડો ખાવાને હલાલ કહે છે. આ મોલવી સાહેબને હદીસ ફિકહનું જરાએ ગ્નાન નથી. આલમગીરીયા જેલઇ શરહ કંઝ, તકમેલએ બહરે રાએક, વગેરેમાં છે કે કાગડાની ત્રણ તરેહ છે. એક જે ફકત દાણો ખાએ છે તે એકેમતે હલાલ છે. બીજો જે ફકત મુરદાર તથા નજાસત ખાએ છે જે એકેમતે હરામ છે. અને ત્રીજો જે મુરદાર તથા દાણો બને ખાએ છે, એ તરેહનો ઇમામ અબુ યુસોફ (રહ) ની નજદીક હલાલ છે, અને આજ વાતને ઉપલી કિતાબોમાં તથા દુરે મુખ્તારમાં સહી કહી છે. અને આ વાત દેવબંદવાળા કહે છે, * હવે તેઓએ શું ખોટું કહયું તે સમજાતું નથી, નકામા તેઓને વગોવે છે, અને પોતાની જહાલતથી ઇમામ અબુ હનીફા (રહ)ને ગાળો ભાંડે છે, આ જહાલતની ખરાબી છે.

એવી જહાલતોને હું કયાં સુધી લખ્યા કરૂં જો તે સર્વ લખું તો એક દફતર થાએ. એઓમાં જહાલતજ છે એમ નથી પણ સાથે શરારત અને બેદીની પણ છે. તેઓ લોકો ઉપર તોહમત મુકવામાં જરાએ અચકાતા નથી, અને લોકોને ખુશ કરવા કુફરીયાત બકવામાં જરાએ ખુદાથી ડરતા નથી. ઇલમે ગેબની બાબતમાં તેઓ મન પર આવે તેવો બકવો કરે છે, કેટલીક વાતો કહી મુરતદ બને છે તે વિષે હું અત્રે ટુંકમાં લખું છું:—

(૧) અલ્લાહ તઆલાએ હજરત મોહમ્મદ (સલ) સાહેબને હજારો ગેબની વાતોની ખબર કરેલી (૨) જે ચીજ ખુદાએ જણાવેલી હોએ તેનો જાણનાર ગેબ જાણનાર નથી. (૩) નબી સાહેબ (સલ) ગેબ જાણતા નથી. (૪) નબી સાહેબ દરેક ચીજના જાણનાર નથી. આ ચાર દાવા છે, દરેકને બયાન કરૂં છું:—

અલ્લાહ તઆલાએ હજરત મોહમ્મદ (સલ) સાહેબને હજારો વાતો જણાવેલી એના ઘણા દાખલા છે. નબી સાહેબે આગલા પેગમ્બરોનો અહવાલ બયાન કરેલો, જંનત જહંનમનો હાલ, કેયામતની નિશાની, કબરની હાલત વગેરે બયાન કરેલાં. સેંકડો પેશીનગોઇ કહેલી જેમાંની કેટલીક નમુના દાખલ મેં મારા પુસ્તક સત્ય પ્રકાશમાં લખી છે. (વચો તેની જી ૨ પૃષ્ટ ૮૮-૯૩) અને એ વાતને મોકલ્લેદો તથા ગેર મોકલ્લેદો સર્વ માને છે, એનો નકાર કરનાર એકે નથી. તો જો કોઇ માણસ એમ કહે કે ફલાણો મોલવી એમ કહે છે કે હજરતને કોઇ ગેબની ખબર અલ્લાહે કરેલી નથી તો તમારે તે માણસને શેતાન સમજવો. તે લોકોને ઉસકેરવા તથા બેહકાવવા ખોટું કહે છે.

બીજો દાવો કે જે ચીજ ખુદાએ જણાવેલી હોય તેનો જાણનાર ગેબ જાણનાર નથી, એ પણ ખુલ્લો છે. કારણ કે જણાવેલી વસ્તુને યા કહીને યા દેખાડીને જણાવી હશે. તો ફરી દેખેલી કે સાંભળેલી ચીજ ગાએબ નથી. તો તેનો જાણનાર ગેબ જાણનાર નથી.

ત્રીજો દાવો કે નબી સાહેબ ગેબ જાણનાર નથી, એમાં પુરાવાની જરૂર છે. તે આપણે કુરઆન શરીફમાં તપાસીએ "તું કેહ (ઓ મોહમ્મદ) હું તમને કેહતો નથી કે મારી

---

× કાગડાની બાબતમાં એક રિસાલો નામે "ફસલુલ ખિતાબ, ફી તહકીકે મસઅલતીલ ગેરાબ" મીરઠમાં છપાયો છે, અને તે ગંગોહ જીલ્લે સહારનપુરમાં મોલવી યહયા સાહેબ પાસેથી દોઢ આને કીમતે મળે છે, એ વાંચવા લાયક છે. ગુ. મો.

પાસે અલ્લાહના ખજાના છે, તથા હું ગૈબ જાણુતો નથી" સુરા અનઆમે ૬;૫૦ વળી કહે છે, "તું કેહ, (ઓ મોહમ્મદ) હું માલેક નથી મારા જીવના લાભનો કે નુકસાનનો પણ જે કંઇ ખુદાએ ચાહ્યું હોય. અને જો હું ગૈબ જાણુત તો ઘણો લાભ મેળવત. અને કંઇ નુકસાની મને લાગતે નહીં" સુરા આરાફ ૭;૧૮૭. વળી કહે છે, "તું કેહ, (ઓ મોહમ્મદ) ખુદા સિવાય જે કોઇ આસમાનોમાં અને જમીનમાં છે તે ગૈબ જાણુતા નથી." સુરા નમલ ૨૭;૬૫ એ વગર બીજી ઘણી આયતો છે. હવે આપણે હનફી મજહબની ફિકહ તથા અકાએદની કીતાબો તપાસીએ. મુલ્લા અલી કારી (રહ) શરહ ફિકહ અકબર પૃષ્ટ ૨૮૫માં લખે છે 'નબી સાહેબ (સલ) ગૈબ જાણે છે એવો અકીદો રાખવાને હનફીયોએ ખુલ્લી રીતે કુફ્ર કહ્યું છે." શરહ અકાએદ નસફી પૃષ્ઠ ૧૨૨માં છે. "ઇલમે ગૈબ ફકત ખુદાજ જાણુનાર છે" ફતાવા કાજી ખાનજી ૪ પૃષ્ટ ૪૬૯ માં છે "નબી સાહેબ ગૈબ જાણુતા નથી." મુશ્કાઇલ ફતાવામાં છે "આ ચોખ્ખું કુફ્ર છે કારણે કે તેણે અકીદો કર્યો કે નબી સાહેબ ગૈબ જાણે છે" એ ઉપરાંત ઘણા દાખલા છે. કયાં સુધી કોઇ લખે. ત્યારે સિદ્ધ થયું કે નબી સાહેબ (સલ) ગૈબ જાણુતા નથી. જે કોઇ એવો દાવો કરતો હોય કે નબી સાહેબ ગૈબ જાણુનાર છે તેના ઉપર જરૂર છે કે જેવી રીતે કુરઆન શરીફમાં નબી સાહેબને કેહવાયું કે "તું કેહ હું ગૈબ જાણુતો નથી" તેવી કોઇ આયત બીજી લાવે. ઇલમે ગૈબ અલ્લાહનો વારસો છે તે બીજામાં સાબેત કરવું શિર્ક છે. નબી સાહેબને અલ્લાહ તઆલાએ હજારો ગૈબની વાતથી ખબરદાર કર્યા પણ તેથી ગૈબ જાણુનાર કેહવાતા નથી. કેટલાક સાહેબો કહે છે કે નબી સાહેબને ગૈબ જણાવ્યાથી અગર જો ગૈબ હકીકીના જાણુનાર તો નથી પણ મજાજની રૂએ ગૈબ જાણુનાર છે. જેવી રીતે એક ચીજ કે તેનો હકીકી માલેક ખુદા છે, છતાં માણુસને તેનો માલેક મજાજ (અલંકાર)ની રૂએ કહીએ છીએ, એમાં શિર્ક શાનો ? એવીજ રીતે ખુદા જોનાર સાંભળનાર છે. તેમ બંદાને સાંભળનાર જોનાર કહીએ છીએ એમાં શિર્ક કેવો ? તેનો જવાબ કે કુરઆન શરીફમાં હદીસ શરીફમાં કેટલીક વસ્તુઓ વિષે કેટલાકોને માલેક કહ્યા છે, જેમકે "તમારો માલ" તથા "જેને તમારો સિધો હાથ માલેક થયો હોએ" વગેરે જેથી અમો માણુસને એક ચીજનો માલીક કહીએ છીએ. એવીજ રીતે સાંભળનાર જોનારના શબ્દો એક બીજા ઉપર વાપરતા હતા. પણ ગૈબ જાણુવાનો શબ્દ એવો નથી. રસુલુ-લ્લાહ પોતે કહે છે કે હું ગૈબ જાણુતો નથી* હજરત આએશા કહે છે કહે છે કે નબીસાહેબ (સલ) ગૈબ જાણુતા નથી ફોકહા કહે છે કે હજરત ગૈબ જાણુતા નથી. ફરી એઓની કલ્પના કેમ ચાલી શકે ? વળી તેઓ આટલું નહીં જાણુતા કે હજરત મોહંમદ (સલ) ના નામો અને સિફતો (વિશેષણો) માટે આગલી કિતાબોમાં કે કુરઆન શરીફમાં કે હદીસ શરીફમાં જે નામો વપરાયા છે તે નામોને તથા સિફતોને લોકોએ જમા કર્યા છે. તેમાં દલાએલુલ ખેરાતમાં એવા નામો બસોને એક લખાયા છે, તેમાં કેટલાક નામો તો જાહેરમાં એક સાધારણુ રીતના છે. જેમકે "સાહેબુ-સ્સેફ (તલવારવાળા) "સાહેબુ-રેંદા" (ચાદરવાળા) સાહેબુલ એજાર" (લુંગીવાળા) વગેરે. તો જો ખુદા તઆલાએ હજરત (સલ) ને હજારો ગૈબની ખબર આપી તેથી "આલેમુલગૈબ" (ગૈબ જાણુનાર) એ શબ્દ દીનમાં કેથે વપરાયો હોત તથા વાપરવો દુરસ્ત હોત તો આપના નામોમાં જરૂર આલેમુલ ગૈબ લખાત. કારણુ કે ઉપલા નામો કરતાં આ નામ ઘણું માનનું છે. તો સિદ્ધ થયુ કે ખુદા વગર કોઇ ગૈબ જાણુનાર નથી. વળી જુઓ કે નબીસાહેબને ગૈબ જણાવ્યાથી આપ ગૈબ જાણુનાર થાએ તો લગુ પડે છે કે દરેક મુસલમાન, ખ્રીસ્તી અને યહુદી ગૈબ જાણુ

---

* જયારે નબી સાહેબ પોતે તથા કુરઆન શરીફ ના કહે કે હુ ગૈબ જાણુતો નથી તે છતાં એમ કેહવુ કે નબી સાહેબ ગૈબ જાણુનાર છે, એ પોતાની જહાલત જાહેર કરવા છે, તથા આશકે રસુલ બનવાનો દાવો કરી લોકોને ઠગવા છે. અને બીજા મોલવીઓને બદનામ કરવાના યુકતી છે. શા. મો.

નાર થાએ, તથા તેઓને આલેમુલગેબ કેહવાએ, કારણ કે જેવી રીતે નબીસાહેબ (સલ) ને જીબ્રઇલની મારફત ગેબની ખબર થતી તેમ એઓએ નબીની મારફત ગેબની ખબર થઇ છે. પણ એઓ ઉપર કોઇ બેદીન વગર બીજો કોઇ આલેમુલ ગેબ (ગેબ જાણનાર) નો શબ્દ વાપરશે નહીં.

ચોથો દાવો કે નબી સાહેબ દરેક ચીજના જાણનાર નથી. એટલે અલ્લાહ તઆલાએ નબી સાહેબને (સલ) હજારો ચીજનો ઇલમ આપ્યો એ ખરૂં છે. પણ કોઇ ચીજ આપના ઇલમથી બહાર નથી સર્વ ચીજ આપના ઇલમના ઘેરાવામાં છે એવું માનવું ખોટું છે. એ વિષેના દાખલા જો ફકત મિશકાત શરીફથીજ લખાએ તો સો ઉપર થશે. પણ હું ટુંકાણ માટે અહીં નમુના દાખલ લખું છું.

હોજેફા (રદી) થી રિવાયત છે, રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું, "હું જાણતો નથી તમારામાં મારે કેટલું રહેવું છે. ( એટલે મારી કેટલી ઉમર બાકી છે તે હું જાણતો નથી.) માટે જેઓ મારી પાછળ છે અબુબકર અને ઓમર (રદી) તેમની તમારે તાબેદારી કરવી". તિરમીજી. તથા મિશકાત બાબો મનાકેબે અબુબકર વ ઓમર. તો જો દરેક ચીજના જાણનાર હોત તો પોતે કેટલુ જીવશે તેની જાણ થાત. તો ફરી કેહતે નહીં, "હું જાણતો નથી" વળી હજરત મોઆજથી રિવાયત છે, રસુલુ-લ્લાહે ફરમાવ્યું, "હું જંનતમાં દાખલ થયો તો ત્યાં અચાનક એક સોનાનો મેહેલ નજર આવ્યો તો મેં કહ્યું કે આ મેહેલ કોને માટે છે ? તેઓએ કહ્યું, એક જુવાન કોરેશી માટે છે. તો મેં ધાર્યું કે તે હુંજ છું. મેં કહ્યું કે તે કોણ છે ? તેઓએ કહ્યું, ઓમર બીન ખત્તાબ. (રદી) તો જો હું તારી ( ઓ ઉમર ) ગેરતને નહીં જાણતે તો હું તેમાં દાખલ થતે" મિશકાત જીલદ ૫ પૃષ્ટ ૫૩૪ તો જો નબી સાહેબ (સલ) દરેક ચીજના જાણનાર હોત તો તે મેહેલ કોનો છે તે જાણતે, પુછવાની જરૂર પડતે નહીં, તથા તે ઉમરનો હતો એમ જાણ હોત તો કદી પોતે ધારતે નહીં કે "તે હું છું" અબુ હોરેરા (રદી)થી રિવાયત છે, "નબી સાહેબે (સલ) મને કહ્યું, તું કયા કબીલાનો છે ? મેં કહ્યું, દોસનો છું. ત્યારે તેમણે કહ્યું, હું ધારતો હતો કે દોસમાં કોઇ સારો માણસ નથી" મિશકાત બાબો મનાકેબે કોરેશ. તો જો નબી સાહેબ દરેક ચીજના જાણકાર હોત તો અબુ હોરેરા કયા કબીલાના છે તે જાણી લેત. તથા અબુ હોરેરા દોસ કબીલાના છે એવું જાણવા છતાં કદી ધારના કરતે નહીં કે દોસમાં કોઇ સારો માણસ નથી. વળી જાબેર (રદી)થી રિવાયત છે, નબી સાહેબે પોતાની વફાતથી એક માસ પહેલાં ફરમાવ્યું, "તમો મને કેયામત વિષે પુછ કરો છો તેની જાણતો ખુદાનીજ પાસે છે" મુસલેમ શરીફ. તો જો નબી સાહેબ દરેક ચીજના જાણનાર હોત તો કેયામત કયારે થશે તે જાણતે. નબી સાહેબ (સલ) દરેક ચીજના જાણનાર છે એવો દાવો કરનાર આજ સુધી એક પણ હદીસ એવી લાવ્યા નથી જેથી જણાતું હોય કે કેયામત કયારે થશે તે નબી સાહેબ જાણે છે, વળી કેયામતની બાબતમાં બુખારીની શરહ એની જીલદ ૧ પૃષ્ટ ૩૨૭માં છે. 'કેયામત કયારે થશે તે ખુદા વગર કોઇ જાણતું નથી એવો અકીદો રાખવો દીનમાંથી છે" પણ બે દીનોને દીનની શી ગરજ ?

હનફી મજહબની ઓસુલે ફિકહની કિતાબો નુરૂલ અનવાર, ' તલવીહ, મોસલ્લમુ-સ્સોબુત વગેરે કિતાબોમાં લખાયલું છે, હનફીઓનો અકીદો છે કે જયારે કોઇ બાબત અથવા સવાલ નબી સાહેબ (સલ) પાસે આવે, અને તે વિષે વહી થઇ ન હોય તો હજરત પર વાજેબ છે કે તેના જવાબ માટે ત્રણ દીવસ અથવા મતલબ જતી નહીં રહે તેટલી મુદત વહીની ઇન્તેજારી કરે. ફરી મુદત વિતા બાદ પોતાના ઇજતેહાદ (અનુમાન) પ્રમાણે અમલ કરે, ફરી તે અનુમાન કરવામાં કદી હજરત (સલ)થી ભુલ થતી અને કદી ઠીક. અને જો ભુલ થતી તો ખુદા તરફથી તેના વિષે ચેતવણી થતી. હવે વિચાર કરવાનું છે કે નબી સાહેબ ( સલ ) જો દરેક ચીજના જાણકાર હોત તો ઇન્તેજારી

કરવાની જરૂર નથી. તેમ તે પછી ઇજતેહાદ કરવામાં ભુલતો કદી થતેજ નહીં. મજકુર કિતાબોમાં ઇજતેહાદ કરવાના (પોતાની રાયથી તથા અનુમાનથી કેહવાના) કેટલાક દાખલા લખાયલા છે અને તેમાં થયલી ભુલ બયાન થઇ છે. ફરી નબી સાહેબ (સલ) દરેક ચીજના જાણુનાર કેમ થાય! અફસોસ આવો એક ખુલ્લો મસલો પણ તેઓને ખબર નથી અને પોતાની હઠને માટે હનફી મજહબના ઓસુલે ફીકહના એકેમતે મનાએલા મસલાની ના પાડે છે, અને વહાબીયોનું કામ પોતે બજાવી બીજાઓને નકામો દોષ આપે છે. તેઓને જોઇએ કે ઓસુલે ફિકહની કીતાબો જુએ. કેટલાએક લોકો લોકોને ભોરવે છે અને મારા વિષે તેમ બીજા મોલવીઓ વિષે તરેહ તરેહની કલપના કરી બેહકાવે છે તેઓ કહે છે કે આજ તેરસો વર્ષથી સર્વ મુસલમાનોમાં મનાતી વાત "નબી સાહેબ માસુમ છે" તેને ગુલામ મોહમ્મદ વગેરે ઉડાવે છે, આ કેહનાર શેતાનનું કામ બજાવી રહ્યો છે, તેને આટલી ખબર નથી, નબી સાહેબ ગુન્હથી માસુમ (નિરપરાધી) છે એ એકે મતે છે, અને હું તેમ બીજા સર્વ સુંનીયો માનીએ છીએ. પણ ઇજતેહાદ કરવામાં ભુલ થવાથી માસુમ (બચેલા) છે એનો તો કોઇ હનફી મજહબવાળો માનનારો નથી. મતલબ કે અસમત બે તરેહની છે. એક માસુમ ગુન્હથી અને એક માસુમ ઇજતેહાદમાં ભુલ કરવાથી. હવે એકને બીજા સાથે મેળવવું એ પોતાની જહાલત જાહેર કરવી છે. પેહેલી અસમત દરેક પેગંબર માટે છે અને બીજી કોઇને માટે નથી, ખુદા સમજ આપે.

બુખારી શરીફ પુષ્ટ ૭૨૭ માં છે "જેદ બીન અરકમ (રદી) કહે છે કે હું એક લડાઇમાં હતો ફરી મેં અબદુલ્લાહ બીન ઓબૈ બીન સલુલ (મોનાફેકોના સરદાર)થી સાંભળ્યુ, તે કેહતો હતો કે રસુલુ-લ્લાહ પાસે જેઓ છે તેઓને તમો કાંઇ આપશો નહીં તો તેઓ તેની (નબી સાહેબની) પાસેથી વિખેરાઇ જશે. અને જો અમો તેની પાસેથી પાછા ફરશું તો ઇજજતવાળો (એટલે પોતે) જીલ્લતવાળાને (એટલે રસુલુલ્લાહને) ત્યાંથી કહાડી મુકશે. ત્યારે એ વાત મેં મારા કાકાને અથવા ઉમરને કહી. તેણે નબી (સલ) ને કહ્યું, તો તેવણે મને બુલાવ્યો. મેં તેમને તે વાત કહી. ફરી રસુલુ-લ્લાહે અબદુલ્લાહ બીન ઓબૈને તથા તેના સાથીઓને તેડયા, તેઓએ કસમ ખાધા કે એ વાત અમે કહી નથી, જેથી રસુલુ-લ્લાહે (સલ) મને જુઠાડયો અને તેને સાચવ્યો. આથી મને એવો ગમ પેદા થયો કે તેવો ગમ કદી મને થએલો નહીં ફરી હું ઘરમાં બેઠેલો હતો ને મારા કાકાએ કહ્યું રસુલુ-લ્લાહે (સલ) તને જુઠાડયો તથા તારાપર ગુસ્સો કર્યો તો તેં શું ધારેલું હતું? ફરી અલ્લાહ તઆલાએ 'ઇજા જાઅકલ મોનાફેકુન' ઉતારી. ફરી નબી સાહેબે (સલ) મને તેડાવી આ આયત પઢી અને કહ્યું 'ઓ જેદ ખુદા તને સાચવે છે," તો જો નબી સાહેબ (સલ) દરેક ચીજના જાણુનાર હોત તો આ મુનાફેક જે ખાતરીથી જુઠો હતો તેને તેવણ સાચવતે નહી તથા જેદ બીન અરકમ જે હકીકતમાં સાચા હતા તેમને કદી જુઠાડતે નહી, મોલવી બશીર પોતાની કિતાબ "મુનારૂદદીન" પુષ્ઠ ૧૭૫ માં એનો ઉતર આવી રીતે લખે છે, તેનો સાર. "આ કિસ્સાઓથી આગલા વખતમાં હજરતને સર્વ ઇલમ દેવાયો છે, એનો કોઇ દાવો કરનાર હોત તો તમારી વાત ઠીક થાત, પણ જ્યારે કોઇ એનો દાવો કરનાર નથી તો ફરી તમારો નકામો બકવો છે" ઇબારતથી ખુલ્લી રીતે મો૦ બશીરનો એકરાર પ્રગટ થાએ છે કે આ કિસ્સાના વખત સુધી હજરતને તમામ ચીજનો ઇલમ અપાયલો નથી. નસાઇ જોતાં માલમ પડે છે કે આ કિસ્સો તબુકની લડાઇમાં બનેલો અને તે સને ૯ હીજરીમાં થઇ છે. અને નબુવવતથી સને ૨૨ માં થયો છે. ત્યારે નોબુવત્ત પછી બાવીસ વર્ષ સુધી નબી સાહેબ (સલ) ને દરેક ચીજનો ઇલમ દેવાયો એ તેમને માથે બયાન કરવાનું છે, પણ હજી સુધી બયાન કર્યું નથી. મો૦ બશીર કેટલાક વલીયો માટે માને છે, દુનીયાની કોઇ ચીજ તેઓથી છુપી નથી- તેઓની આગલ છે. અને જુઓ તો મજબુત પુરાવાથી સિદ્ધ થયું છે અને મો૦ બશીરના એકરારથી સિધ્ધ થયું છે કે જેદ બીન અરકમ (રદી) નું સાચ-

પણ તથા અબ્દુલ્લાહ બીન સલુલનું જુઠ હજરતને જણાએલું નહી તો મી૦ બશીર નબી સાહેબના ઇલમથી વલીઓના ઇલમને વધારનાર થયા એનુંજ નામ બેદીની તથા જુઠી વાતને નીભાવવું ખુદા સમજ આપે.

એ મસલાને આટલા ઉપર ટુંક કરૂં છું વધુ બયાન મારા રચેલા "ઇજાલતુ રેબ" તથા ગેબી રીસાલો" તથા મોલવી બશીરના રિસાલાનો ટુંક જવાબ"માં વાંચો. ખુદા સમજ આપનાર છે. અને આ કિતાબમાં પણ કેટલીક જગ્યા કેટલીક બીજી દલીલો આ મસલા ઉપર લખાયલી છે. તેથી તમો વાકેફ થશો,

આ કીતાબમાં સેંકડો મસલા લખાયલા છે, જેથી કેટલીક બીજી જહાલતો પણ તે જાહેલ વાએજીઓની જણાશે જેથી તેઓ આ કિતાબની નિંદા કર્યા વગર રહેશે નહી કારણકે જો તેઓ નિંદા નહી કરે અને લોકો આ કિતાબથી સેંકડો મસલા શીખશે અને તેઓને આવડશે નહીં અથવા તેથી ઉલટા ચાલશે તો શરમાવવું પડશે.

આ જહાલત દફા કરવા માટે ગુજરાતી ભાષામાં કિતાબોના તરજુમા થવા જોઇએ. પેહલા કરતાં હાલ ઠીક છે, કેટલાક માણસો ગુજરાતી ભાષમાં કિતાબો કહાઢવા લાગ્યા છે. પણ એટલાથી બસ નથી. ઘણા માણસો આ કામ માટે ઉભા થવા જોઇએ, તેમ દોલતવાળા દીન દારોએ એવા માણસોને ઉતેજન આપવું જોઇએ, મારી એક પણ કિતાબ નહી વેચાય તો મને કશો આચકો લાગે નહીં કારણકે ખુદાએ મને શકિતવાન કર્યો છે એ ખુદાનું એહસાન છે. અલહમ્દો લિલ્લાહ, પણ જે ગરીબો એ કામનો શોખ રાખતા હોય અને તેઓ જો એક કીતાબ છપાવશે અને નહીં વેચાશે તો તેઓનું કામ અટકી પડશે. તેઓને એટલું તો મલવુંજ જોઇએ કે તેઓના ખરચેલા રૂપીયા મલે, તથા તેઓનો ગુજારો ચાલે. એમ થએથી બીજા ઘણા લોકો બહાર પડશે.

ખુદાના બંદાઓને હજરતની શરીઅત પહોંચાડવી એથ કયું ઉમદા કામ હશે ? હજરત ઇમામ રબ્બાની મોજદદિદ અલફેસાની (રહ) પોતાની મકતુબાત જીલદ ૧ મકતુબ ૪૮ માં ઓલમાએ દીનની તારીફમાં એવી રીતે ફરમાવે છે- "મજહબ ઇસ્લામ આજ સાહેબોના તોફેલથી કાએમ છે, અને કાલે કેયામતમાં શરીઅતની પુછ થશે, તસવ્વોફની થશે નહી, જંનતમાં દાખલ થવું તથા દોજખથી બચવું શરીઅત ઉપર ચાલવા ઉપર અટકેલું છે. અમ્બીયાઓએ લોકોને શરીઅત તરફ બોલાવ્યા છે અને નજાતનો દારો-મદાર એના પર રાખ્યો છે. અને આ બુજરૂગો (પેગંબરો) ના મોકલવાથી મતલબ શરીઅઅત પોહચાડવીજ હતી. તો શરીઅતને ચાલુ કરવા તથા ઇસલામના અહકામોને જારી કરવા વિશેષ કરી આવા વખતમાં કે દીનમાં સુસતી હોય એ સર્વ નેકીઓથી વધુ છે. કરોડો રૂપીયા ખેરાત કરવાનો પણ એટલો સવાબ મળતો નથી જેટલો કે શરીઅતના એક મસલાને ચાલુ કરવાથી થાએ છે. કારણકે એમાં ખાસ નબીયોની તાબેદારી તથા તેમના કામમાં મલતાપણું છે, કરોડો રૂપીઆ બીજા લોકો પણ ખેરાત કરી શકે છે, અને શરીઅત ઉપર અમલ કરવો જીવ ઉપર ઘણોજ ભારી છે, કારણકે શરીઅત નફસની વિરૂધ્ધ છે, અને ખેરાત કરવામાં કદી નફસ પણ મોવાફેક થાય છે હા બેશક શરીઅતની મદદ અને મજહબના રિવાજ દેવામાં જે માલ ખરચ થાએ છે તેનો ઘણો મોટો દરજો છે, અને આ નઇયતથી આ માર્ગમાં એક પૈસો ખરચ કરવો તે બીજી જગ્યાના લાખો રૂપીઆ ખરચ કરવા કરતાં બેહતર છે, અને અફજલ છે," (નુરૂન અલા નુર ઉપરથી). માટે એ કામમાં કોશીશ કરવી જોઇએ, છેવટમાં ઘણી નમ્રતા પુરવક હું અરજ કરૂં છું કે આ કિતાબમાં તરજુમો કરતાં અથવા નવી નોટ લખતાં મારેથી કંઇ ભુલ થઇ હોય તો તેને સુધારવા મેહેરબાની કરશો, ખુદા આપને જજાએ ખેર આપશે અને તે વિશે મને ખબર આપશો તો હું આપનો આભારી થઇશ. અને આ કિતાબથી લાભ લેનાર મને દુઆએ ખેરથી યાદ કરે, કરણ કે હું એનો ઘણોજ ગરજવાન છું સમાપ્ત.



# અનુક્રમણિકા.







# જાહેર ખબર.



ઇઝહારૂલહક ગુજરાતી કી, રૂ, ૩

તોહફતુલ હિંદ ગુજરાતી કી, ૨-૮-૦

તોહફતુલ હિંદ અંગ્રેજી કી, ૨-૮-૦

માબાબુદ મિન્હો ગુજરાતી કી, ૨-૦-૦

મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ૧ લો કી, ૧-૮-૦

મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ૨ જો કી, ૧-૮-૦

મશારેકુલ અનવાર ગુજરાતી ભાગ ૩ જો કી, ૧-૮-૦

કુરઆને શરીફ તેની સાથે ગુજરાતી અક્ષરમાં પણ કુરઆન એટલે ગુજરાતી જાણનાર પણ કુરઆન પઢી શકે છે અને તેની સાથે ગુજરાતીમાં તરજુમો, ૨ ભાગમાં જીલ્દદવાળા. કી, ૧૫-૦-૦

કુરઆને શરીફ મોટા તથા ઉમદા ખતમાં અને તેની નીચે શાહ અબદુલ કાદેર (રહ) નો જગત જાણીતો તરજુમો ગુજરાતી અક્ષરોમાં જીલ્દ સાથે કી. રૂ ૭)

આર્ય પથ કાઢનાર પંડિત દયાનંદ સરસ્વતીના સત્યાર્થ પ્રકાશનું ખંડન ગુજરાતીમાં પ્રથમ ભાગ રૂ ૦-૧૦-૦

સત્યાર્થ પ્રકાશનું ખંડન અંગ્રેજી પ્રથમ ભાગ કી, ૧-૪-૦

ફરાએઝ મુસલમાની હિસ્સા વારસાની કીતાબ ગુજરાતી કી, આના ૧૦

મુનબ્બેહાત ગુજરાતી કી, આના ૬

મુનબ્બેહાત અંગ્રેજી કી, આના ૧૨

તકવીયતુલ ઇમાન ગુજરાતી કી. આના ૬

ઇસલાહુલ ખિયાલ ગુજરાતી કી આના ૫

બેહેસ્તીઝેવર ગુજરાતી ભાગ ૧લો કી, આ. ૫

,, ,, ,, ૨જો કી, આ, ૫

,, ,, ,, ૩જો કી, આ, ૫

,, ,, ,, ૪થો કી, આ, ૫

,, ,, ,, ૫મો કી, આ, ૬

,, ,, ,, ૬ ઠો કી, આ, ૮

,, ,, ,, ૭મો કી, આ, ૫

,, ,, ,, ૮મો કી, આ, ૫

મઝહરૂલ ઇસ્લામ ગુજરાતી આના ૫

જમાતુલ ફીરદૌસ ગુજરાતી કીમત આના ૫

રદ્દે શિર્ક ગુજરાતી આના ૩

ગઉરક્ષક અંગ્રેજી કીમત આના ૬

બેમલ પરીક્ષા ગુજરાતી કીમત આના ૨

જેહાદની હકીકત ગુજરાતી કીમત આના ૨

આકાશ ચાલ રદ્દે પૃથ્વીચાલ ગુજરાતી કીમત આના ૨

મસીહુદ દજ્જાલ ગુજરાતી કીમત આના ૨

---

નોટ—એ વતરોક બીજી ઘણી કીતાબો ગુજરાતી તથા ઉરદુ ભાષામાં કીમતવાળી તથા ભેટની પણ મળી શકશે, હાલમાં હમારે ત્યાં મલતી કીતાબોની નવી પ્રાઇસ, લીસ્ટ જેમાં તમામ કીતાબોનો ટુંકસાર છે. છપાઇ બહાર પડી છે પોસ્ટ સ્ટામ બે પૈસાનુ મોકલવાથી મોકલ વામાં આવશે.

(ક) સાઊથ આફ્રીકાથી જે સાહેબને કીતાબો મંગાવવી હોય તેઓને આથી ખબર આપ વામાં આવે છે કે ઇંડીયન પોસ્ટના કાયદા મુજબ ઇંડયાથી સ.ઊથ આફ્રીકા વી૦ પી૦ માટે નીચે લખેલા નામથી પોસ્ટલ ઓરડર મોકલવાથી કીતાબો મોકલવામાં આવશે.

મેનેજર કુતુબખાના સાદેકીય્યઃ,
મુ૦ રાંદેર જીલ્લો સુરત.




## ખુદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કર્તા

# ઇમાનની કીતાબ.

સ્તુતી અને તારીફ ખાસ ખુદાનેજ માટે છે કે જે પોતાની મોકદ્દસ (પવિત્ર) [1] જાતથી મોજુદ છે. અને સર્વ વસ્તુ તેના ઉત્પન્ન કીધાથી હસ્તિ ભોગવે છે અને પોતાની હસ્તિમાં [2] તથા

---

[1] એટલે તેની જાત કોઈના ઉત્પન્ન કીધાથી નહીં પણ પોતે મોજુદ છે. અને તે ખુદ મોજુદ છે. એટલે તેની હસ્તિ તેની જાતથી જુદી કે જાએદ નથી.

[2] આ જગ્યા હસ્તિથી મતલબ પેદા થવું છે અને બકાથી મતલબ ઉત્પન્ન થયા પછી બાકી રહેવું છે. કેટલીક ચીજો પોતાની હસ્તિ માટે બીજાની ગરજવાન છે પણ બાકી રેહવામાં નથી. દાખલા તરીકે મકાનની હસ્તિ એ કડયાની ગરજવાન છે. પણ પુરૂં થયા પછી પોતાના રહેવામાં તેનું ગરજવાન નથી ઘણી વખત એવું બને છે કે કડયો મરે છે અને મકાન બાકી રહે છે. પણ જેટલી મોજુદ વસ્તુ છે તે સર્વ હસ્તિ તથા બકા બંનેમાં ખુદાના મોહતાજ છે.

બકામાં તેની તરફ ગરજવાન છે. અને તે કોઇ ચીજનો ગરજવાન નથી.[૩] તે જાતમાં, સીફાતમાં અને કામોમાં એકતા છે. કોઈ શખ્સને (એ બધો-માંથી) કોઇ બાબતમાં તેની સાથે શીરકત (ભાગ-ભાગ) નથી. તેની હસ્તિ અને હયાતી બીજી ચીજોની હસ્તિ અને હયાતી[૪] ની જેવી નથી. અને ન તેનો ઇલમ તેઓના ઇલમના[૫] જેવો છે. અને ન તેનુ સાંભળવું જોવું, ઇરાદો કરવો. શકિત (કુદરત) અને કલામ મખલુકના સાંભળવા, જોવા, ઇરાદો કરવા, શકિત અને કલામના જેવા છે. માત્ર નામનાજ મલતાપણા વગર[૬] કોઇ તરેહનું મલતાપણું તે રાખતો નથી. અને અ-લ્લાહ તઆલાની સિફ્તો અને કામો પણ તેની જાતની જેમ એ મિસલ છે. દાખલા તરીકે તેની ઇલમની સિફ્ત[૭] એ એક સિફ્ત અનાદી (કદીમ) છે અને એકજ રીતે જાણી લેવું છે. કેમકે અજલ[૮] અબદની જાણવા લાએક દરેક વસ્તુને તેની લાગતી હાલતો સાથે તથા વિરૂદ્ધ હાલતો સાથે કુલ્લી રીતે તથા જુજઇ રીતે ખાસ ખાસ રીતે દરેકને એકજ ઘડીમાં તેણે જાણી છે કે ફલાણો ફલાણા વખ-તમાં જીવતો છે[૯] અને ફલાણા વખતમાં મુરદો છે. અને એવીજ રીતે (બીજી હાલતોને સમજો) અને એવીજ રીતે તેનું કલામ (વાત) પણ એક કલામ બસીત (અમિશર) છે.[૧૦] સર્વે ઉતારેલી કીતાબો તે તેનો વિસતાર (તફસીલ) છે. અને પેદા કરવું ઉત્પન્ન કરવું એ ખાસ તેનીજ સિફ્ત છે. મુમકેન શું ગણત્રીનો કે બીજા મુમકેનને ઉત્પન્ન કરી શકે, જેટલાં કઇ મુમકેન છે ફરી તે જોહર[૧૧] હોએ કે અરજ હોએ કે બંદાઓનાં

૩ તે ન કોઇ પીરનો ગરજવાન છે અને ન કોઇ પેગમ્બરનો. તેની જાત મોહતાજ થવાથી પવિત્ર છે. કારણ કે મોહતાજ થવું એ નુકસાની છે અને ખુદાની જાત તો સર્વ નુકસાની અને એબથી પાક છે. ગુ. મો.

૪ કારણ કે બીજી ચીજોની હસ્તિ તથા હયાતી બીજાથી છે. અને ખુદાની હસ્તિ તથા હયાતી પોતાથી છે.

૫ કારણ કે બીજાઓનો ઇલમ જે ચીજને જાણવું હોએ તેના હાજર હોવાનો તથા તેની સુરત જેહેનમાં આવવાનો મોહતાજ હોએ છે. એ વગર જાણી શકતો નથી. પણ ખોદાનો ઇલમ એથી ઉલટો છે. કેમકે તેની એકલી જાત દરેક ચીજના જાણવા માટે બસ છે. અને જે ચીજને જાણવું હોએ તેને હાજર થવાનો તેની સુરત ધ્યાનમાં લેવાનો મોહતાજ નથી. અલ્લાહ તઆલા એક પલકમાં તમામ જગતને છુટી છુટી રીતે (તફસીલથી) જાણે છે. મુમકેનનો ઇલમ એવો નથી.

૬ એટલે ઇલિમ, સાંભળવું, હોવું, શકિત, અને કલામ વગેરે ખાલેક [ઉત્પન્ન કરનાર] અને મખલુક [ઉત્પન્ન થએલો] બંનેના ગુણોને માટે એ શબ્દો ઠેરવાએલા છે. પણ ખરૂં જોતાં અ-ર્થોમાં મલતાપણું નથી. એટલુંજ નહીં પણ તદન વિરૂદ્ધ છે. જેમકે ઇલમના સીફતમાં બયાન થયું છે. વળી સાંભળવુ અને જોવું જે ખુદાની સીફત છે તેની મતલબ સાંભલવાની વસ્તુને અને દેખવાની વસ્તુને જાણવું છે. એથી મતલબ કાન આંખની ઇંદરી નથી. જેમકે મુમકનાતમાં છે કારણ કે અલ્લાહ તઆલા એથી પાક છે.

૭ ખુદાની સીફતો મુમકેનની સીફતો જેવી નથી તેની સાબેતી અત્રેથી શોરૂઅ કરે છે.

૮ અજલ તે ચીજ કે જેનો આરંભ ન હોએ અને અબદ તે ચીજ કે જેનો અંત નહોએ એટલે ખુદાની જાણેલી વસ્તુ ભુત ભવિષ અને વરતમાનમાં ગેર મોતનાહી (અ અંતે) છે.

૯ દાખલા તરીકે ઝૈદ એક માણસ જાણવામાં આવ્યો છે, અને તેનું મરવું જીવવું એ તેની હાલત છે.

૧૦ એટલે તેની વાત અક્ષર અને અવાજથી જોડાએલી નથી. એની સમજુતી માટે એક દાખ-લો આપું છું. એક માણસ બીજાને કહે કે મારા દીલમાં એક વાત છે તે હું તને ફરી કહીશ. હવે જે તે કહેવાનો છે તે મજમુન તેના દીલમાં છે. અને તે વાત છે. પણ તે અક્ષર કે અવાજથી જોડાયલી નથી. તેવી રીતે ખુદાના કલામને સમજો ગુ. મો.

૧૧ જોહર જે પોતે કાયમ હોએ એટલે જે મુમકેન કે પોતાના ઠરવામાં બીજાનો ગરજવાન ન હોએ. અને અરજ જે બીજાની સાથે કાએમ હોએ. એટલે જે મુમકેન કે પોતાના ઠરવામાં બીજાનો ગરજવાન હોએ. ત્યારે શરીર એ જોહર છે અને (તેની) સફેદી તથા બીજા રંગો [તથા તેની લંબાઇ, પોહોલાઇ, ગોલાઇ] એ અરજ છે.

અખ્તીયારી કામો[2] હોએ એ સર્વ ખુદાના ઉત્પન્ન કીધેલાં છે. સબબ અને કારણોને પોતાના કામના પરદા કીધા છે[3] એટલુંજ નહીં પણ પોતાના કામની સાબેતીની દલીલ બનાવી છે જેવી રીતે એક બે જાનના હલવાથી[4] બુદ્ધિવાન હલાવનારનો પત્તો લગાડે છે, અને જાણે છે કે આ હલવું આ બે જાનને લાએક નથી. એના વગર એનો કરનાર કોઇ બીજોજ છે. એવીજ રીતે જે અકલવાળા કે તેઓની આંખ શરીઅતના સુરમાથી અંજાયલી છે તેઓ જાણે છે કે મુમકેન બીજા મુમકેનને પેદા કરી શકતો નથી ફરી તે કામોમાં-નું કંઈ કામ હોએ કે અરજોમાંનું કોઈ અરજ હોએ. હાં, અખ્તીયારી-કામોમાં અને વગર જીવ-વાળી વસ્તુઓની હરકતમાં આટલો ફેર સીદ્ધ થએો છે અને તેપર ઇમાન લાવવું વાજેબ છે કે અલ્લાહ તઆલાએ બંદાઓને કુદરતનું અને ઈ-રાદાનું રૂપ (સુરત)[5] આપેલું છે.[6] અને બંદો જ્યારે કોઈ કામનો કસ્દ કરે છે તો અલ્લાહ ત-આલા તે કામને પોતાની ચાલુ આદત પ્રમાણે પેદા કરે છે અને હસ્તિમાં લાવે છે. અને આજ ઈરાદાના અને કુદરતના રૂપના આધારપર બંદાને કાસેબ (એટલે કરનાર) કહે છે અને તે ઉપરથી તારીફ કે બુરાઇ સવાબ કે અજાબ લાગુ પડે છે. બે જાનના હીલવા ચીલવામાં અને જીવવાળાના હીલવા ચીલવામાં જે ફેર છે તેનો નકાર કરવો કુફર છે તથા શરીઅત વિરૂદ્ધ છે તથા જાહેર અકલને (પણ) વિરૂદ્ધ છે. ખુદા વગર બીજા કો-

---

૨ અખ્તીયારી કામોને ખાસ એટલા માટે બયાન કીધા છે કે ગેર અખ્તીયારી કામો જેમ કે રઅશા બીમારીથી (હાથ) ધ્રૂજવો એને તો દરેક જાહેર જોનારા તથા હકીકત જોનારા એકેમતે જાણે છે કે એનો કર્તા ખુદા છે.

૩ એટલે જાહેરી કારણો અને સબબોને જાહેર જોનારાઓની નજરમાં પોતાના કરતાપણા-નો અને પોતાના ઉત્પન્ન કરનારપણાનો પરદો કીધો છે કે જેથી તે બંદાને કર્તા અને રબી ફ-સલને વનસ્પતી ઉગાડનાર જાણે. પણ ખુદાને જોનારાઓની નજરમાં તો એને પોતાના કામની સાબેતીની દલીલ કીધી છે (કવીતા)

"ઈં સબબ હા દર નજરહા પરદહસ્ત
દર હકીકત ફાએલે હર શૈ ખુદાસ્ત"

(અર્થ આ કારણો લોકોની નજરમાં પરદા છે. પણ ખરૂં જોતાં દરેક વસ્તુનો કર્તા ખુદા છે) અલ્લાહ તઆલાં ફરમાવે છે "જ્યારે તેં માર્યું ત્યારે તેં માર્યું નહી પણ અલ્લાહે માર્યું છે" (સુરા અન-ફાલ ૮;૧૭) એટલે દુશમનોની આંખમાં એક મુઠી માટી જ્યારે તેં ફેંકી હતી ત્યારે ખરૂં જોતાં તેં ફેંકી નથી પણ અલ્લાહ તઆલાએ તેઓની આંખમાં નાંખેલી અને પોહોંચવેલી. ભાષાંતર કરતા કહે છે કે આ આયતનો વધુ ખુલાસો જો જાણવો હોએ તો મારી કીતાબ તોહફતુલ હીંદ પૃષ્ટ ૫૫ તથા ઇજહારૂલ હકક ગુજરાતી પુ. ૨ પૃષ્ઠ ૧૦૪ વાંચો.

૪ દાખલા તરીકે જો કોઇ માણસને તીર લાગે તો અકલવાળો જાણશે કે આ તીર પોતે ઉડીને લાગ્યો નથી પણ કોઇ માણસે એને કમા-નની મારફતે ફેંકયો છે (કવીતા)

"ગરચે તીર અજ કમાં હમી ગુજરદ
અજ કમાંદાર બીનદ અહલે ખિરદ"

(અર્થ—જો કે તીર કમાનથી છુટે છે પણ અકલ-વાળો તેને કમાનવાળા તરફથી જુએ છે) એવીજ રીતે સર્વ જાહેરી કારણો અને અસબાબને કમા-નની જેમ ગણીને કામોને ખરા કર્તા તરફ લગા-ડવા જોઇએ.

૫ એટલે ખરેખરી કુદરત તો નથી પણ કુદ-રતના જેવું એક વિશેષણ (સિફત) છે. કારણ કે કુદરતનો અર્થ તો આ છે કે તે એક સિફત અ-સરકારક છે તેને લીધે કુદરતવાળો તે કંઇ ચાહે તે કરે અને જે ચાહે તે નહી કરે. પણ એ અર્થ બંદાઓમાં મળી શકતો નથી. ઘણી વખત કોઈ ચીજને હું કરૂં છું અને થાએ છે અને ઘણી વેળા તેજ ચીજ ચાહું છું અને થતી નથી. અને એક ચીજને નહીં કરવા ચાહું છું તે નહીં થા-એ છે. અને કદી તેજ ચીજને ચાહું છું કે નહીં કરૂં અને થઈ જાય છે. ત્યારે કુદરતનો શબ્દ ખ-રી રીતે તો તેપર ખરો આવતો નથી. અને જે કંઇ હાંસલ છે તે કુદરતના જેવું તથા તેનું રૂપ છે કે કેટલીકવાર ચાહવાથી તથા કરવાથી તેને કુદરત અને અખ્તીયારનું નામ અપાએલું છે.

૬ એની દલીલ આ છે કે દરેક કોઇ જા-ણે છે કે ઉઠવા બેસવામાં બંદાને કંઇક અખ્તીયાર છે. એથી ઉલટું બીમારીથી હાથનું હલવું અને જીભનું તોતડાપણું છે કે બંદો કેટલું કંઇ ચાહે કે પોતાના હાથને બીમારીથી હલવા (રઅશા)થી બાજ રાખે પણ શકતો નથી. અને તોતડો ચાહે છે કે વાતને વગર તોતડાપણે ઠીક વાત કહું પણ કહી શકતો નથી.

ઇને કોઇ ચીજનો ઉત્પન્ન કરનાર[7] જાણવું પણ કુફર છે. એજ માટે નબી સાહેબે (સલ) કદરીયાઓને[8] (આ) ઉમ્મતના મજુસી[9] કહ્યા છે. અલ્લાહ તઆલા કોઇ ચીજમાં પ્રવેશ (હોલુલ)[10] થતો નથી (તેમ) કોઇ ચીજ તેનામાં પ્રવેશ કરતી નથી. અને તે અલ્લાહ તઆલા પોતાના જાતી ઘેરાવામાં દરેક ચીજને ઘેરનાર છે.[11] અને દરેક ચીજની સાથે નજદીકી અને સાથ[12] રાખે છે (પણ) જે ઘેરાવો, નજદીકી, (અને સાથ)[13] અમારી અલપ બુદ્ધિમાં આવે છે તે નહીં. કારણ કે તે તેની પવિત્ર જાતને લાએક નથી. અને જે કંઇ કશફ[14] (મોરાકેબા, સમાધ)માં દેખાઇ છે પ્રગટ થાએ છે તેથી પણ તે પાક છે ઇમાન ગેબ તે ઉપર લાવવું જોઇએ. અને જે કંઇ (મોરાકબામાં) દેખાયું પ્રગટ થયું તે પ્રતી છાયા (શીબ્હ) અને મીસાલ છે તેને "ખુદા નથી"ને નીચે રાખવું જોઇએ. એવી રીતે દીનના બુજરગોએ ફરમાવેલું છે. તો અમો ઇમાન લાવીએ છીએ કે અલ્લાહ તઆલા દરેક ચીજને ઘેરનાર છે. અને (દરેક ચીજને) નજદીક છે પણ ઘેરવાના, નજદીકના, અને સાથના અર્થ અમે જાણતા નથી કે તે શું છે. અને એવીજ રીતે તે અલ્લાહ તઆલાનું અરશ ઉપર ઠેરવું[15] તથા મુમીનના દીલમાં તેનું સમાવું,[16] તથા

---

૭ ખલક એટલે એક ચીજની હકીકતને તથા તેની માહીયતને ઉત્પન્ન કરવું છે અને કસબ એટલે ખુદા તઆલાએ જરા સરખી આપેલી શક્તિથી અખ્તીયાર સાથે કોઇ ચીજને હસ્તિમાં લાવવું. અને બુરી ચીજનું ઉત્પન્ન કરવું બુરૂં નથી પણ ખુબીભરેલું છે. કારણ કે એક વસ્તુની ખુબી અને ઉમદગી તેની જીદથી જણાએ છે. તો જો બુરાઈ ન હોત તો નેકીની ખુબી જણાત નહીં. હા, બુરાઇનો કસબ બુરો થશે.

૮ કદરીયા એ મોતજેલા છે કે જેઓ કહે છે કે અલ્લાહ તઆલાએ બંદાઓને કુદરત આપી છે જેથી તે પોતાના કારોબારમાં સ્વતંત્ર કુદરત રાખે છે. અને તેના બધા કામો તેના ઉત્પન્ન કીધેલાં છે ખુદાનો તેમાં દખલ નથી. ત્યારે તેઓ તકદીરનો નકાર કરે છે. એઓનો મત કુરઆનની આયતથી વીરૂદ્ધ છે. (ખુદા ફરમાવે છે કે) 'અલ્લાહે તમને તથા જે કંઇ તમો કરો છો તેને ઉત્પન્ન કીધા છે" હદીસ શરીફમાં છે કે કદરીયા તે આ ઉમ્મતના મજુસીઓ છે. જો તેઓ માંદા પડે તો તેઓની ખબર લેવી નહીં અને જો તેઓ મરે તો તેઓના જનાજાપર હાજર થવું નહીં

૯ એ કાફેરોમાંની એક જાત છે તેઓ ઉત્પન્ન કરનાર બે માને છે એક સારાનો ઉત્પન્ન કરનાર યજદાન અને બીજો બુરાનો ઉત્પન્ન કરનાર અહરમન. અને કદરીયાઓ અનેક ઉત્પન્ન કરનાર માને છે તેથી તેઓને મજુસી (પારસી) સાથે ઉપમા આપી છે.

૧૦ (શબ્દ કોશ પ્રમાણે) હોલુલ એટલે એક ચીજમાં ઉતરવું. અને વિદ્વાનોના વપરાસ પ્રમાણે વિશેષણની રૂએ એક વસતુની સાથે વલગણુ થવાનું નામ છે અને તે બે તરેહ છે. એક સરયાની કે જગ્યાના ભાગ પાડવાથી હોલુલ કરનારી વસ્તુમાં ભાગ પડે જેમકે કપડામાં સફેદી; કે કપડાના ભાગ પાડવાથી સફેદીના ભાગ પડે છે અને બીજું તરયાની કે એવું હોએ નહીં. જેમ કે બાપપણું અને દીકરાપણું કે બાપના કે દીકરાના ભાગ પાડવાથી બાપપણા કે દીકરાપણાનું ભાગ પડવું લાગુ પડતું નથી. અને ખુદા તઆલા એ બંને તરેહથી પવિત્ર છે. ભાષાંતર કરતા કહે છે કે આ ઉપરથી તમો સમજી શકશો કે કોઇ પણ પેગમ્બરમાં કે વલીમાં ખુદા કે ખુદાનો ભાગ નથી.

૧૧ અલ્લાહ તઆલા ફરમાવે છે "બેશક અલ્લાહ તઆલાએ દરેક ચીજને ઇલમની રૂએ ઘેરી લીધી છે" વળી "બેશકક અલ્લાહ દરેક ચીજને ઘેરનાર છે."

૧૨ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે "હમો તેની પાસે તમારેથી વધારે નજદીક છીએ" (સુરા વાકેઆ ૫૬;૮૫) બેશકક મારો પ્રવરદીગાર પાસે છે કબુલ કરનાર છે. (સુરા હુદ ૧૧;૬૧) અને જ્યારે મારો બંદો મારા વિષે તને પુછે તો હું ખચીત પાસે છું. (સુરા બકર ૨;૧૮૫) અને તે તમારી સાથે છે જ્યાં કેથે તમો હો (સુરા હદીદ ૫૭;૪)

૧૩ પણ એ ઘેરાવો જેમ વાસણને તેમાં સમાએલી વસ્તુ સાથે છે તેવો નથી. તેવીજ રીતે અમારી સમજ પ્રમાણે જગ્યા અને વખતનું પાસે હવું છે તેવું પણ નથી.

૧૪ એટલે કશફ અને શોહુદવાળા મુરાકબા (સમાધ)માં જે જુએ છે અને ધારે છે કે ખુદાની જાત છે, ખુદા તઆલા તેથી પવિત્ર છે. કારણ કે તે સર્વ શીબ્હ (પ્રતીમા) અને મીસાલ (ઉપમા) છે કે જે ખુદાની જાતથી તદન જુદા છે.

૧૫ જેમકે અલ્લાહ તઆલાએ કહ્યું 'રહમાને અરશ ઉપર ઠેરતેવા કીધો (કાયમ થયો.)

૧૬ જેમકે રીવાયત થએલી છે કે "મારૂં આસમાન અને મારી જમીન મને સમાતાં નથી પણ મુમીનનું દીલ મારો સમાશ કરે છે.

પેહેલાં આસમાન ઉપર આખર રાતમાં તેનું ઉતરવું[૧૭] હદીસોમાં તથા કુરઆનની આયતોમાં આવેલુ છે તથા એવીજ રીતે હાથ અને મ્હોં[૧૮] કે કુરઆનની આયતો (ખુદા વિષે) કહે છે. તેપર ઇમાન લાવવું જોઇએ પણ તેના જાહેરી અર્થ સમજવા નહીં. તેમ તેના અર્થે ઘડવા (તાવીલ કરવા)માં પણ લાગવું નહીં. અને તેના અર્થનો હવાલો ખુદાના ઇલમ તરફ કરવો જોઇએ કે જેથી તુ (ઓ વાંચનારા) અસત્યને સત્ય જાણનારો થાએ નહીં. ખુદાની સીફતો અને તેના કામોમાં માણસ જાતને જહાલત તથા હેરત વગર કશો ભાગ નથી. એટલુંજ નહીં પણ ફીરશતાઓનો પણ ભાગ નથી. કુરઆનની આયતોનો નકાર કરવો કુફ્ર છે. અને તેના અર્થ ઘડવા જેહેલ મોરકકબ છે. ૧૯

૧૭ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે "અમારો પરવર દીગાર દરેક રાત્રે જ્યારે ત્રતીઆંઉસ રાત રહે છે ત્યારે પેહેલા આસમાન તરફ ઉતરે છે

૧૮ જેમકે "ખુદાનો યદ (હાથ) તેઓના હાથ ઉપર છે" તથા " તેના વજહ (મ્હોં અથવા જાત) વગર દરેક ચીજ હલાક થનાર છે" તથા "તારા પરવરદેગારનો વજહ બાકી રેહેશે." એટલે એસ્તેવાના અર્થ ખરેખરા ઠરવાના (કે કાયમ થવાના) તથા યદના અર્થ હાથના અને વજહના અર્થ મ્હોંના ખરેખરા સમજવા જોઇએનહીં કારણકે એ અર્થ જાહેરના છે. (અને ખુદા હાથ મ્હોં વગેરે આજાથી પવિત્ર છે) તેમજ ખાતરીથી એમ પણ કેહવું નહી જોઇએ કે ઇસ્તેવાથી મતલબ ગાલેબ થવું તથા અખ્તીયાર ચલાવવો છે અને યદથી કુદરતનો હાથ છે અને વજહથી જાત છે કારણ એ (અર્થ) કુરઆન હદીસમાં નથી. અને મુજમલ ઇમાન લાવવું બસ છે.

૧૯ અજ્ઞાનતા બે તરેહની છે એક બસીત [એકવડુ] એટલે નહી જાણવું અને એ જ્ઞાન (ઇલમ)ને મુકાબલ તથા એથી વિરૂદ્ધ છે. બીજી જહલે મુરક્કબ [બેવડું અજ્ઞાન] અને આ એક જ્ઞાનની તરેહ છે એટલે એક વસ્તુ જેવી હોએ તેથી ઉલટી જાણવી અને એજ કારણથી એને મોરકકબ કહે છે. (કવીતા)

"આં કસકે નદાનદ વ બેદાનક કે બેદાનક
દર જેહલે મોરકકબ અબદુદ દહર બેમાનદ
(અર્થ જે શખ્સ નહી જાણતો હોએ અને પોતે સમજે કે હું જાણું છું તે જહલ મુરકકબમાં હમેશા રેહવાનો)

## શેઅર

દુર બીનાને બારગાહે અલસ્ત[૨૦]
ગેર અજીં પે ન બુરદહ અંદકે હસ્ત[૨૧]

અને ખુદા તઆલાની એક નજદીકી અને સાથ બીજી તરેહની છે કે જે પેહેલી તરેહની(નજદીકી, સાથ)સાથે ફકત નામન મલતા પણુ વગર બીજું મલતાપણું કશું નથી. અને એ ફીરશતા અને અન્બીયાઓ અને વલીઓમાંથી ખાસ બંદાઓનો હીસ્સો છે. અને આમ મુસલમાનો પણ એ તરેહની નજદીકીથી અભાગ્ય નથી. આ નજદીકીના અઅંત દરજ્જ છે એટલે કોઇ હદ ઉપર એ ઠેરતી નથી [કે તેથી વધારે નજદીકી નહીં મળે). હજરત મોલવી [રૂમ] ફરમાવે છે.

## બેત.

ઐ બેરાદર બે નેહાયત દરગહેસ્તન,
હરચે બરવે મી રસી બરવે અએસ્ત.

ભલું બુરૂં જે કંઇ હસ્તિમાં આવે છે તથા કુફર, ઇમાન તથા તાબેદારી અને નાફરમાની જે કંઇ બદો કરે છે. એ સર્વ ખુદાના ઇરાદાથી છે.[૧] પણ અલ્લાહ તઆલા કુફ્ર અને નાફરમાનીથી રાજી નથી[૨] [તેને ધીકારે છે] અને તેપર અજાબ ઠેરવ્યો છે. અને ફરમા બરદારી અને ઇમાનથીતે રાજી છે.

૨૦ એટલે ખુદાની દરગાહના. કારણ કે ખુદા તઆલાએ મીસાકને દીવસે ફરમાવ્યું હતું "શું હું તમારો પરવરદીગાર નથી." લોકોએ અરજ કીધેલી. 'કેમ નથી" એટલે તું (પરવરદેગાર) છે

૨૧ એટલે ખાતરીથી આટલુંજ છે કે આ સિફતો ખુદા તઆલામાં સિદ્ધ થઇ છે પણ તેને ઠેરવવામાં થઇ શકે છે કે એ ઠેરવેલી ખુદાની મતલબ નહીં હોએ. એમ છતાં એથી શું મતલબ છે એવી રીતે ઠરાવ કરવાનો બંદાને હુકમ થએલો નથી. તો જો ઠેરવવામાં જેમ હોએ તેથી ઉલટો પડશે તો અસત્યને સત્ય જાણનારો થશે.

† અર્થ ઓ ભાઇ તેની દરગાહનો છેડો નથી. જે કંઇ (પદવી) પર તું પોહોંચે તો તેપર નહીં થોભવું, ગ્યા. મો.

૧ ખુદા તઆલા ફરમાવેછે "અલ્લાહ ચાહે છે તે સિવાય તમો ચાહતા નથી" (સુરાદહર ૭૬;૩૦)

૨ જેમકે તેણે ફરમાવ્યું છે "પોતાના બંદાઓ માટે તે કુફ્રને પ્રસંદ કરતો નથી" (સુરા જોમર ૩૯; ૭,)

અને તેપર સવાબનો વાએદો કીધો છે. ઇરાદો[3] એક ચીજ બીજી છે અને રાજી થવું એક ચીજ બીજી

અને હજારો હજાર અગણીત દોરૂદ નબીયો (અલ) ઉપર થાઓ કે જો તેઓ નહીં આવતે તો કોઇ શખસ હીદાયતનો માર્ગ નહીં જોતે. તથા દીનના ઇલમોએ નહીં પોહોંચતે. સર્વ પેગમ્બરો સત્ય છે તેઓના પહેલા હજરત આદમ (અલ)છે. અને તેઓમાં અફ્જલ [શ્રેષ્ઠ]હજરત મોહમ્મદ(સલ)છે. સર્વ પેગમ્બરોના આખર છે. અને નબી સાહેબ (સલ)ની મેરાજ અને તેવણની મકકાથી મસજેદે અકસા તરફ રાતમાં સેર કરવી.[4]અને ત્યંથી સાતમાં આસમાન અને સીદરતુલ મુનતહાએ જવું હકકછે.

અને આસમાની કીતાબો કે જે પેગમ્બરો ઉપર ઉતરી છે તોરેત, ઇનજીલ, જબુર અને કુરઆન મજીદ અને ઇબરાહીમ[5] (અલે) વગેરેના સહીફાઓ તમામ સત્ય છે. સર્વ નબીયો ઉપર તથા ખુદાની સર્વ કીતાબો ઉપર ઇમાન લાવવું જોઇએ. પણ નબીયોની ગણત્રી[6] અને કીતાબોની ગણત્રી[7] માનવી નહીં જોઇએ કારણકે તેઓની ગણત્રી મજબુત દલીલથી સિદ્ધ થઇ નથી.[8] અને તમામ પેગમ્બરો નાહલા મોટા ગુનાહોથી પવિત્ર [માસુમ] છે.[9] "અને પેગમ્બર [સલ]થી જે કાંઇ મજબુત દલીલે સિદ્ધ થયું હોએ તે સર્વ ઉપર ઇમાન લાવવું જોઇએ.

અને ઇમાન લાવવું જોઇએ કે ફીરશતાઓ[10] ખુદાના બંદા છે ગુનાહોથી પવિત્ર છે. અને સ્ત્રી પુ-

---

૩ ઇરાદો એટલે તે એક સિફત છે કે જે કુદરતને દરેક વખત સાથે સરખી વલગણ હોવા છતાં થવુ અને નહીં થવું એમાંથી એકને કેટલાક વખત સાથે ખાસ કરી થવાને કારણ થાએ. અને રજા એટલે એક ચીજથી ખુદા તઆલાનું ખુશ થવું અને તેનુ પ્રસંદ થવું. અને ઇરાદાને ખુશી થવું લાજેમ નથી. ઇરાદો તે નેક અને બદ બંનેને લાગુ થાએ છે.

૪ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે "પવિત્રાઇ છે તેને કે જેણે પોતાના બંદાને રાતો રાત મસજેદે હરામથી મસજેદે અકસા સુધી શેર કરાવી" (સુરા ઇસરા) અને બીજી જગ્યા ફરમાવે છે "અને બેશક તેણે તે (જીબરઇલ)ને બીજીવાર (પોતાની અસલી હાલત ઉપર) સિદરતુલ મુનતહાની પાસે જોયો" (સુરા નજમ)અને તે [સિદરતુલ મુનતહા] તે એક બોરડીનું ઝહાડ છે અરશની જમણી બાજુએ સાતમાં આસમાનમાં. અને જનંતનું કોઇ ઘર તેની ડાલી વગરનું નથી. હજરત (સલ) મેએરાજના કીસ્સામાં તેનો હાલ બયાન કરે છે કે તેના પાંતરા હાથીના કાન જેવડા છે અને તેના ફલ હીજર (નામના) ગામના માંટલાં સરખું છે, ત્યાંના માટલાં ઘણા મોટાં થાએ છે. અને જંનતના હાલમાં ફરમાવ્યું છે કે તેજ ચાલનાર સવાર તેની ડાલીઓની નીચે સૌ વર્ષ ચાલે. અને ચમકતા પરવાના તેમાં છે અને કેટલાકનો મત છે કે ફીરશતાઓના પરો ચમકાટથી જરરીન પરવાનાની માફક જણાએ છે. અને તે (સિદરતુલ મુનતહા) ને મુનતહા [છેડો] એટલા માટે કહે છે કે તેનાથી આગળ કોઇ જઇ શકતું નથી જાણે હીલ ચાલનો તે છેડો છે અથવા તો તેની પાછળનો હાલ કોઇને ખબર નથી. જાણે ઇલમનો છેડો છે. અથવા તેના ઉપરની ફીરશતાઓની ગણત્રી ખુદા તઆલા વગર કોઇને ખબર નથી.

૫ હજરત ઇબરાહીમ (અલ) ઉપર દસ સહીફા ઉતરેલા. રોદતુલ અહબાબ.

૬ કારણકે અલ્લાહ તઆલા (રસુલુલ્લાહને) ફરમાવે છે "તેઓમાંના કેટલાકનો હાલતો અમોએ તને કહ્યો છે અને તેઓમાંના કેટલાકનો હાલ અમોએ તને કહ્યો નથી (સુરા મુમીન ૪૦૭૮)

૭ મશહુર આવી રીતે છે કે આશમાની કીતાબોની ગણત્રી એકસો ચાર છે. જેમકે તકમીલુલ ઇમાનમાં છે,

૮ કારણકે કેટલીક હદીસોમાં નબીયોની ગણત્રી એક લાખ ચોવીસ હજાર આવેલી છે. અને બીજી હદીસમાં બેલાખ ચોવીશ હજાર આવેલી છે. અને આ હદીસોમાંથી કોઇપણ મશહુર કે મોતવાતેર નથી.

૯ સુનીઓનો મોટો ભાગ માને છે કે નબીયો નબુવવતના વખતમાં મોટા ગુન્હથી પવિત્ર છે જાણી બુજીને કરવાથી કે ભુલથી કરવાથી કે ચુકથી કરવાથી અને નાંહલા ગુન્હથી પવિત્ર છે જાણી બુજીને કરવાથી જેમકે જુરજાનીની શરહ મવાકેફમાં તથા તફતાજાનીની શરહ અકાએદમાં છે. અને કસીદા અમાલીની શરહમાં છે કે નાહલા મોટા ગુન્હ નબીયોથી જાણી બુજીને કરવા વહીથી પેહેલાં તથા તે પછી બનવા જોગ નથી પણ નાહલા ગુન્હનું ભુલથી કદી કદાચ થવું નબુવવત પેહેલાં બનવા જોગ છે તે પછી નહીં

૧૦ શરીઅત પ્રમાણે ફીરશતા લતીફ જીસમ (લીંગશરીર)ના નુરાની છે. અને તેઓની હકીકત માત્ર આત્મા છે અને તેઓનું શરીર કપડા તરીકે છે. ઉપલા જહાનમાં કે નીચલી જગતમાં કોઇ જગ્યા કે કોઇ ભાગ એવો નથી કે ફીરશતા ત્યાં ન હોએ હદીસ શરીફમાં છે કે તમામ મખલુકના દશ ભાગ છે. તેમાંના નવ ભાગ ફીરશતાનાં છે અને એક બા-

રૂપ હોવાથી ૧૧ તેઓ પવિત્ર છે, ખાવા પીવાના ગરજવાન નથી. વહી પુગાવનારા છે અરશને ઉઠાવનારા છે ૧૨ અને જે કામ ઉપર નીમાયા છે તેઉપર તેઓ થોભેલા છે ૧૩ અને અંબીયાઓ અને ફીરશતાઓ જો કે અશરફુલ મખલુકાત છે અને (ખુદાની) દરગાહની નજદીકીવાળા છે પણ બીજી મખલુકની જેમ જે કંઈ ઇલમ અને કુદરત ખુદાએ આપી છે તે સિવાય કંઈ ઇલમ ૧૪ કે કુદરત રાખતા નથી અને બીજા મુસલમાનો જેવી રીતે ખુદાની જાત અને સીફાત ઉપર ઇમાન લાવે છે તેવીજ રીતે તેઓ ઇમાન લાવે છે અને (અલ્લાહની) કુનહ (અને હકીકત) જાણવામાં નીરબલ અને આજીજ થવાનો ઇકરાર કરનારા છે ૧૫. અને બંદગીના હકક અદા કરવામાં ખુદાની આપેલી તોફીકનો શુકર કરનારા છે.

અલ્લાહ તઆલાના ખાસ બંદાઓને સીફાત વાજેબી ૧૬ (અલ્લાહની ખાસ સીફતો)માં ભેલવા અથવા તેઓને બંદગીમાં શરીક કરવા ૧૭ કુફર છે. જેવી રીતે કાફેરો નબીયોનો નકાર કરીને કાફેર થયા છે. તેવીજ રીતે નસારા (ખ્રીસ્તીઓ) ઇસા (અલે)ને ખુદાનો છોકરો કહીને તથા અરબના મુશરેકો ફીરશતાઓને ખોદાની દીકરી કહીને તથા તેઓને માટે ઇલમે ગેબ માનીને કાફેર થયા છે. નબીયોને તથા ફીરશતાઓને ખુદાની સીફતો (ગુણો)માં ૧૮ શરીક નહીં કરવા જોઇએ અને નબીયોની સિફતોમાં ૧૯ બીજાઓને શરીક નહીં કરવા જોઇએ. માસુમ થવું નબીઓ તથા ફીરશતાઓ વગર બીજાઓ માટે. સહાબામાંથી કે અહલે બૈતમાંથી ૨૦ કે વલીયોમાંથી કોઇને માટે માનવું નહી જોઇએ. અને તાબેદારી ફકત નબીયોનીજ કરવી જોઇએ ૨૧ જે કંઇ પેગમ્બરે (સલ) ખબર આપી છે. તેપર ઇમાન લાવવું જોઇએ અને જે ચીજ ફરમાવી હોએ તે બજાવી લાવવી જોઇએ. અને જે ચીજની મનાય કીધી હોએ તેથી

---

કીની મખલુક છે. અને તેઓને પર તથા બાજુ બબે ત્રણ ત્રણ ચાર ચાર છે જેમકે હક્ક તઆલા ફરમાવે છે પણ તેથી મતલબ ગણત્રી છે. એટલાજ પર થાએ છે એવી મતલબ નથી. કારણકે હદીસશરીફમાં છે કે હજરત (સલ) મેઅરાજની રાતરે જીબરઇલના આઠ પરો દીઠેલા.

૧૧ એજ કારણથી તેઓમાં વંશ ચાલતો નથી.

૧૨ અરશને ઉઠાવનાર ચાર ફીરશતા છે અને કેયામતને દીવસે સુર ફુંકાયા પછી આઠ ફીરશતા થશે. અને તેઓના દેહ એવાં મોટાં છે કે તેઓના ખાંધા અને કાનના ચાપવા તથા માથાંની વચ્ચે ખસો વરષ જેટલી લંબાણ છે. અને એક રિવાયતમાં છે કે સાતસો વર્ષના માર્ગ જેટલાં છે.

૧૩ અલ્લાહ તઆલા કહે છે "અલ્લાહ જે ચીજની તેઓને આજ્ઞા કરે છે તેનો અનાદર કરતા નથી અને જેનો હુકમ થાય છે તે કરે છે."

૧૪ જેમકે ખુદા તઆલએ કહ્યું છે "ખુદાએ જે ચાહ્યું છે તે સિવાય તેના ઇલમમાંની કોઇ ચીજની તેઓ ઇહાતો કરી શકતાનથી" (સુરા બકર ૨ ; ૨૫૮)

૧૫ "અમોએ તને પેહચાનવો જોઇએ તેવો પેહચાનયો નથી."

૧૬ સિફાતે વાજબી તે સિફત છે કે જે ખુદાનીજ સાથે ખાસ હોએ જેમકે રોજી આપવી, મારવું, જીવડાવવું, ઉત્પન્ન કરવું. અને ગેબ જાણવું નબીયો અને વલીયોમાંથી કોઇને એ સિફતોમાં ભેલવાં જેમકે સાધારણ લોકો (અવામ) સાલાર, મદાર, (મીરાં સાહેબ, ખાજા મોઇનુદ્દીન) વગેરેની રોજી તથા ફરજન વગેરે માંગે છે. જો સ્વતંત્ર શકિતનો અકીદો રાખીને હશે તો કુફર છે

૧૭ જેમકે ઇબાદતનો સિજદો બીજાને કરવો અથવા કોઇની નજર (માનતા) પોતે માનવી અથવા કોઇના નામનો રોજો રાખવો અથવા ખુદા વગર બીજો કોઇના તકરરૂબમાં (માનમાં) કુરબાની કરવી,

૧૮ જેમકે રોજી આપવી મારવું, જીવડાવવું, નફો નુકશાન પુગાડવી.

૧૯ જેમકે વહી. ગુનાહોથી માસુમ થવું. મેઅરાજ, અને ખુદાની સાથે વાત કરવી. (લોકો જે પંજતનને માસુમ જાણે છે. જેમાં હજરત અલી અને હસનેન પણ છે. એ સુંનત જમાઅત વિરૂદ્ધ છે એવીજ રીતે કફારો જે ૧૪ માસુમ કહે છે એપણ સુંનત જમાઅત વિરૂદ્ધ છે માણસોમાં ફકત પેગમ્બરોજ માસુમ છે)

૨૦ આ શીઆઓનો રદ છે કે તેઓ બાર ઇમાનને માસુમ માને છે. કારણકે માસુમ થવું એટલે ગુનહો કરવા ઉપર, બંદાને શકિત અને અખ્તીયાર હોવા છતાં બંદામાં ગુનહવું ખુદાએ નહીં પેદા કરવું છે અને એ વહી સિવાય જણાતું નથી. કેમકે ગેબને ખુદા વગર કોઇ જાણતું નથી. જેમકે એસામમાં છે.

૨૧ અને બીજાઓની તાબેદારી ફરજ નહીં જાણવી જોઇએ. અને મુજતહેદ ઇમામોની તે ચીજમાં તાબેદારી કરવી કે જે નબીયોથી વિરૂદ્ધ ન હોએ, એ ખુદ નબીયોનીજ તાબેદારી છે.

દુર રહેવું જોઇએ. કોઇ માણુસનું કેહવું કે કરવું પેગમ્બર [રસુલ]ના કહેવા અથવા કરવાથી બાલ બરાબર વિરૂદ્ધ હોએ તો તેને રદ કરવું [૧] જોઇએ.

અને પેગમ્બરે (સલ) ખબર આપેલી છે કે મુનકર અને નકીરનો [૨] સવાલ કબરમાં હક્ક છે અને કાફેરો માટે તથા કેટલાક ગુનહેગારો માટે કબરનો અઝાબ હક્ક છે અને મરા પછી કેયામતને દીવસે ઉભા થવું હક્ક છે અને મારવા તથા જીવડાવવા માટે સુર ફુકાવી હક્ક છે અને પહેલી વાર (સુર) ફુંકાવાથી આસમાનો ફાટવા અને તારા ખરવા અને પહાડો ઉડવા અને જમીન ખરાબ થવી અને બીજીવાર (સુર) ફુંકાવાથી[૩] કબરોથી મુરદાં નીકળવા અને નેસ્ત થયા પછી ફરી જહાનનું ઉત્પન્ન થવું [એ બધું] ખરૂં છે. અને કેયામતને દીવસે હીસાબ થવો, આમાલ તરાજુમાં[૪] તોલાવાં, અવયવોનું શાક્ષી આપવું,[૫] પુલ સેરાતથી ગુજરવું કે જે દોજખની પીટ ઉપર તલવારથી તેજ અને બાલથી બારીક થશે એ હક્ક છે. કેટલાક (તેપરથી) વીજલીને જેમ અને કેટલાક હવાની જેમ કેટલાક તેજ ઘોડાની જેમ અને કેટલાક આહીસ્તા પસાર થશે. અને કેટલાક દોજખમાં પડશે

---

૧ જેમકે વાજીનત્રોથી ગાવું સાંભળવું કે તેને કેટલાક જાહેલ દરવેશો હલાલ જાણે છે અને કેટલાક તેઓના હઠીલાઓ તો વાજુના બધાણુ (શરત) સાથે મસજીદમાં સાંભળે છે અને તેને નમાજથી શ્રેષ્ટ જાણે છે.

૨ આ બંને કાળા રંગના અને માંજરાં છે આવી બીહામણી એઓની શીકલ થવાનુ કારણ કાફેરોને બીવડાવવું છે. અને માંજરી આંખ થવાનું કારણ આ છે. કે અરબોમાં આ રંગ ઘણોજ ખરાબ મનાયલો છે કારણકે એ રંગ તેઓના દુશમન રૂમીઓની આંખનો છે. અને હરકોઈ પોતાના દુશમનની ખાસ શીકલને ઘણી બુરી જાણે છે. જેમકે મિશકાતની શરહોમાં છે. અને કબરથી મતલબ ગોર નથી પણ દુન્યા અને આખરતનુ વચ આલમે-બરજખ છે જેથી જે કોઇ પાણીમાં ડુબ્યો હશે અથવા અગ્નિમાં બળ્યો હશે અથવા તેને જાનવર ખાઇ ગયું હશે તેને એ સવાલ લાગુ પડશે અને મૈયતથી સવાલ આવી રીતે થશે કે જ્યારે મુરદાંને દફન કરીને જશે ત્યારે મુરદુ તેઓના જોડાની અવાજ સાંભળશે ફરી બે ફીરશતા આવીને તેને બેસાડવશે. અને મુરદાને એવું જણાશે કે જાણે સુર્ય ડુબવાનું વખત છે. ફરી તે આંખોને ચોલશે. ફીરશતાઓ પુછશે કે તારો પરવરદીગાર કોણ છે? તે કહેશે 'ખુદા." ફરી પુછશે કે તારૂં દીન કયું છે? તે કહેશે "મારૂં દીન ઇસ્લામ છે." ફરી કહેશે કે આ પુરૂષ વિશે તું શું કહે છે એટલે હજરત (સલ) વિષે તે કહેશે "ખુદાના બંદા છે અને તેના રસુલ છે હું સાક્ષી આપુ છું કે ખુદા વગર કોઇ પુજર નથી અને સાક્ષી આપું છું કે મોહમ્મદ (સલ) તેના બંદા છે તથા તેના રસુલ છે" તેઓ પુછશે કે તેં એ કયાંથી જાણ્યુ? તે કહેશે કે કુરઆન શરીફ પડીને તેપર ઇમાન લાવ્યો છું. ફરી આકાશથી વાણી થાય છે કે મારા બંદાએ ખરૂં કહ્યું છે. એને માટે જંનતનું બીછાણું કરો અને જંનતના કપડાં એને પહેરાવો અને જંનત તરફની ખીડકી ખોલો ફરી જંનતની ખીડકી ખોલે છે કે જેથી આરામ મળે. આંખથી દેખાએ એટલી ચોરાણ થાએ છે આ મુસલમાનનો હાલ છે. અને કાફેર મુનકર નકીરના જવાબથી અશક્તિ થાએ છે અને કહે છે કે હુ જાણતો નથી ફરી આસમાનથી નેદા થાએ છે કે એણે જુઠ કહ્યું. અગ્નિનું બીછાણું એને માટે કરો અને અગ્નિના કપડાં પહેરાવો અને જહંનમ તરફ ખીડકી ખોલી દો. ફરી દોજખ તરફ ખીડકી ખોલે છે કે ત્યાંથી ગરમી અને ઝાલ આવે છે અને તેની કબરને એવી તંગ કરે છે કે આ તરફની પાંસલીઓ પેલી તરફ આવી જાએ છે ફરી તેના અઝાબ માટે એક ફીરસતો નીમાએ છે અને તે ન સાંભળે છે અને ન જુએ છે. અને એક લોખંડનો ગુરજ કે જો તેને પર્વત ઉપર મારે તો માટી કરી નાંખે તે તે કાફેર ઉપર એવો મારે છે કે તેના અવાજને માણુસ અને જીન્ન વગર દરેક પુર્વ પશ્ચિમના સાંભળે છે ફરી તે માટી થાએ છે. ફરી દુઃખ આપવા માટે પાછી રૂહ તેનામાં નાખે છે અબુ સઇદ ખુદરી (રદી)થી રીવાયત છે કે નવવાણું સાપ કાફેરને કરડાવવા માટે તેની કબરમાં કેયામત સુધી રખાય છે. કે જો તેમાંનો એક જમીન ઉપર સાંસ નાખે અને ફુંકાર મારે તો ફરી બીજીવાર તેને લીલોતરી ઉગે નહીં.

૩ બંને સુર ફુંકવામાં ચાલીસ વર્ષનાં છેટાં છે. તકમીલુલ ઇમાન,

૪ તેના એક પલ્લામાં જમીન આસમાન સમાઇ શકે છે. (એટલા તે મોટા છે)

૫ અવ્યવોવાળાનું પોતાના કામોથી નકાર કરતી વેળા તેના પર અવયવોનું સાક્ષી આપવું છે.

અને નબીયો, વલીયો, ૬ અને સારાં લોકોની શફાઅત કરવી૭ હક્ક છે. હોજે કોસર૮ હક્ક છે. તેનું પાણી દુધથી ગણું સોફેદ છે અને મધથી ઘણું મીઠું છે. અને તેપર તારાઓની જેમ કુંજા થશે. જે કોઇ તેથી પીશે તે ફરી તરસો થશે નહીં

જો ખુદા ચાહે તો કબીરા ગુન્હને વગર તોબા કીધે બખ્શી દે૯ અને જો ચાહે તો સગીરા (ગુન્હ) ઉપર અઝાબ કરે. અને જે કોઇ ખરા દીલથી તોબા કરશે ૧૦ તો તેનો ગુન્હ ખુદાના આપેલા વાયદા પ્રમાણે જરૂર બખ્શાશે. કાફેરા હમેશા દોજખમાં અઝાબ પામશે. અને ગુન્હગાર મુસલમાનો જો દોજખમાં દાખલ થશે તો વેહેલાં કે મોડા જરૂર તેઓ દોજખથી નીકળી જન્નતમાં દાખલ થશે. અને ફરી હમેશ જન્નતમાં રેહેશે૧૧ મુસલમાન કબીરો ગુન્હ કીધાથી કાફેર થતો નથી તેમ તે ઇમાનથી [પણ] નીકળતો નથી.

દોજખના અઝાબની જેટલી તરેહ સાંપ, વીંછુ, સાંકલ, તોક, અગ્નિ ઊનું પાણી૧૨ જકુમ (થુવર) અને ગોસલીન,૧૩ જે કંઇ પેગમ્બરે (સલ) ફરમાવ્યું છે અને કુરઆને કહેલું છે તે તથા જન્નતની નેમતોની જેટલી તરેહ ખાવું, પીવું, હુર મેહેલો વગેરે એ સર્વ ખરૂં છે. અને જન્નતની નેમતોમાં સર્વથી ઉમદા ખુદાનો દીદાર છે.૧૪ કે મુસલમાનો ખુદા તઆલાને વગર પરદે વગર કોઇ દશાએ વગર કેરીયતે અને વગર મીસાલે૧૫ જોશે.

અને ઇમાનથી મતલબ માની લેવાની સાથે દીલથી સાચવવું૧૬ અને જબાનથી ઇકરાર

---

૬ શફાઅત અનેક તરેહની અનેક જગ્યા થશે કોઇને મરતબો વધારવામાં કોઇને ગુન્હ બખ્શાવવામાં થશે. અને કોઇને તરાજુ આગળ તો કોઇને પુલ સેરાત ઉપર તો કોઇને જહંનમમાં ગયા પછી તથા લાંબી મુદત બળ્યા પછી શફાઅત થશે. જે લોકો એવો અકીદો રાખે છે કે હજરત (સલ) ની ઉમ્મતમાંનો કોઈ પણ જહંનમમાં જશે નહીં એ કુરઆન, હદીસ તથા સુંનત જમાઅતના અકીદાથી વિરૂદ્ધ મુરજીયાનો છે ગુ. મો.

૭ વલી તે શખ્સ છે કે જે ખુદાની તથા તેની સિફતોની મઅરેફતમાં વધારાથી તથા બંદગી હમેશ કરવાથી, તથા ગુન્હાથી બચવાથી, તથા મુબાહ ખાહેશો તથા લજ્જતોમાં ગુંથાવાથી વેગળાં રહેવાથી, ગુણવાએલો [મોસુફ] હોએ. જેમકે ઇલમે કલામની કીતાબોમાં છે. અને મુલ્લા જામી (રહ) નફહાતમાં કહે છે કે વલી તે છે કે જે ફના ફીલ્લાહ હોએ તથા બાકી બીલ્લાહ હોએ.

૮ હોજે કોસર તે એક મહીનાના માર્ગ જેટલી લાંબી છે. અને તેટલીજ ચોડી છે તેનો એક નળ સોનાનો છે અને બીજો રૂપાનો છે એ બંનેથી જંનતનું પાણી તેમાં આવે છે.

૯ ખુદા કહે છે "બેશકક ખુદા શીરકને બખ્શતો નથી અને એથી કમી (નાહલા મોટા ગુન્હ) જે કોઇને ચાહે તેને બખ્શી દે છે.

૧૦ તેની નીશાની આ છે કે કીધેલા ઉપર પસ્તાવો, અને આઇનદાને માટે તજવાનો પાકો વિચાર થાએ. અને જો ફરજના તજવાની તોબા હોએ તો તેની કઝા કરવી અને જો લોકોનું હકક હોએ તો હકદારોને અથવા તેના વારસોને પોહોંચાવવું, અથવા ગુન્હો ખુલ્લો કહીને તેનાથી માફી માંગવી અને જો એ બની નહીં શકે [અને તે હકક] માલની જાતીમાંથી હોએ તો તેના નામથી મોહતાજોને આપવું. અને જો એ કંઇ નહીં બને તો હકદારો માટે ઇસ્તીગફાર કરવી જો તેઓ મુસલમાન હોય તો.

૧૧ અલ્લાહ તઆલા કહે છે "બેશક જે લોક ઇમાન લાવ્યા અને ભલાં કામ કીધાં તેઓને માટે જંનાતે ફીરદોસ મેહમાની છે. તેમાં હંમેશાં રહેશે અને ત્યાંથી હટવાનું ચાહશે નહીં"

૧૨ કે જેથી આંતરડાં પાખાનાને માર્ગે નીકળી પડશે.

૧૩ એટલે દોજખયોનું લોહી પીપ, અને તેનાં માંશનું ધોવણ.

૧૪ સહી મુસલીમમાં સોહેબ [રદી]થી રીવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યારે જંનતીયો જંનતમાં જશે તો ખુદા તઆલા ફરમાવશે "શું તમો કોઈ ચીજ ચાહો છો કે હું તેને તમારે માટે વધારૂં" તેઓ અરજ કરશે "શું તેં અમારાં મ્હોડાંને ચળકતાં નથી કીધાં? અને અમને અગ્નિથી મુક્તિ નહીં આપી? એથી વધુ નેઅમત શું હશે?" ત્યારે હકક તઆલા પરદાને દુર કરશે જેથી તેઓ તેની તરફ નજર કરશે તો કોઈ ચીજ તેઓને તેના દીદારથી બેહતર નહીં અપાશે.

૧૫ કારણ કે એ ચીજો શરીરનાં જોવા સાથે ખાસ છે (અને ખુદા તઆલા શરીર હોવાથી પવિત્ર છે.)

૧૬ એટલે ઇમાનના બે ભાગ છે એક રસુલુલ્લાહ [સલ] જે કંઇ ખુદા તઆલા તરફથી લાવ્યા છે તેને માની લેવા (તસલીમ)ની સાથે દીલથી સાચવવું છે. અને આ [માની લેવાના]

કરવો છે. પણુ જરૂરતનો વખતે જબાનનો ઇકરાર નીકળી જાએ છે.

અને રસુલુલ્લાહ (સલ)ના સહાબીઓ [૧૭] સર્વ સારાં માણસો હતા. જો કોઈથી કદી કંઈ ગુન્હ થતો તો તોબહ કરીને બખ્શાઈ જતા [૧૮] કુરઆન શરીફની ઘણી ખરી આયતો અને હદીસ સહાબીઓની તારીફમાં ભરપુર છે. અને કુરઆન શરીફમાં છે કે તેઓ આપસમાં એક બીજાથી મોહબ્બત અને મેહેર રાખનાર હતા. અને કાફેરો ઉપર સખત તથા તેજી કરનાર[૧૯] હતા. જે કોઇ સહાબાને આપસમાં કીનો કપટ રાખનાર ઊલફત નહીં રાખનાર જાણુશે. તે કુરઆન શરીફનો નકાર કરનાર છે જે કોઈ તેઓથી દુશ્મનાઇ કે ગુસ્સો રાખનાર હશે, તેના વિષે કુરઆનમાં કુફ્રનો શબ્દ બોલાયો[૨૦] છે. તે (સહાબા)ઓ વહીને ઝાલવી રાખનાર છે અને કુરઆનને પુગાવનાર છે. ત્યારે જે કોઇ સહાબાનો નકાર કરનાર થશે તે કુરઆન વગેરે ઇમાન લાવવાની મોતાવાતેરાત વસ્તુઓ[૨૧] ઉપર ઇમાન લાવી શકશે નહીં. અને સહાબાઓના ઇજમાથી તથા હદીસોથી સિદ્ધ થયું છે કે સહાબામાં સર્વથી અફ્ઝલ અબુ-બકર (રદી) છે.[૨૨] તે પછી ઓમર (રદી). સર્વ સહાબાઓએ અબુ-બકર (રદી)ને અફ્ઝલ (શ્રેષ્ટ) જાણી તેમનાથી બેઅત કીધેલી અને (ફરી) અબુ-બકરના ઇશારાથી ઓમર (રદી)ની ખેલાફત ઉપર અબુ-બકર (રદી) પછી તેમના અફ્ઝલ હોવાને લીધે ઇજમા કીધો (એકે મતે થઇને તેમની બેઅત કીધી) અને ઓમર (રદી) પછી સહાબીઓએ ત્રણ દીવસ મશવરો કરીને હજરત ઉસમાન (રદી)ને શ્રેષ્ટ જાણીને તેમની ખીલાફત ઉપર ઇજમા કીધો અને તેમની બેઅત કીધી. અને હજરત ઉસમાન પછી સર્વ સહાબા મોહાજેર અને અનસારે કે જેઓ મદીનામાં હતા તેઓએ હજરત અલી (રદી)થી બેઅત કીધી. જે કોઇએ[૧] (ખીલાફત બાબત) હજરત અલી (રદી)થી ઝઘડો કર્યો તે ખતા કરનાર[૨] છે. પણ સહાબા વિષે બુરો ગુમાન કરવો[૩] જોઇએ નહીં. અને તેઓની લડાઇને સા-

---

બંધ નથી શર કશીનુ કુફર નિકળી જાએ છે કારણ કે તેમાં પણ દીલથી સાચવવું તો હોય છે પણ [દુશમનીને લીધે] તસલીમ [માની લેવુ, ઝુકવુ] થતું નથી બીજે જુબાની ઇકિરાર પણ એ ભાગ જરૂરતને વખતે નીકળી જાએ છે. તો જો કોઇ જાન હલોક થવાની બીકને વખતે જુબાનથી કુફ્રની વાત બોલશે અને દીલથી સાચવવું બાકી રેહશે તો તે કાફેર થશે નહીં.

૧૭ સહાબીયો તે શખશો છે કે જેઓએ ઇમાનની સાથે રસુલુલ્લાહ [સલ]ની સંગ (સોહબત]નો લાભ લીધો હોએ. અને આતેમા પણ તેઓનું ઇમાનપર થયું હોએ.

૧૮ અલ્લાહ તઆલાએ કહ્યું છે "બેશકક અલ્લાહ મેહેરબાન થયો નબી પર અને તે હીજરત કરનારા અને અનસારપર કે જેઓએ તે [નબી]નો સાથ આપ્યો તેઓમાંના એક ટોલાંના દીલો ડગમગયા પછી શખતીની ઘડીમાં ફરી અલ્લાહ તેઓ પર મેહેરબાન થયો બેશક તે તેઓ પર બડો મેહેરબાન રહમ કરતા છે". (સુરા તોબા)

૧૯ અલ્લાહ તઆલાએ કહ્યું છે "અને જે લોકો તેની [નબીની] સાથે છે તેઓ કાફેરો ઉપર સખતાઇ કરનાર છે અને આપસમાં દયાલુ છે".

૨૦ અલ્લાહ તઆલાનું કહેવું છે "કે જેથી તેઓને લીધે કાફેરોને ગુસ્સામાં નાંખે". એટલે કાફેરો તેઓ પર ગુસ્સો કરે છે.

૨૧ કારણ કે કુરઆન અને હદીસો સહાબીયોની મારફતે અમોને પુગયા છે; તો જો એઓ કાફેર કે ફાસેક હોત મઆજલ્લાહ (ખુદાના પનાહ) તો તેઓની રીવાયત કીધેલી વસ્તુ કેમ માતબર થાએ ?

૨૨ નબી સાહેબે ફરમાવ્યું છે "મારી ઉમ્મતમાં સર્વથી શ્રેષ્ટ અબુબકર છે ફરી ઓમર" વળી કહ્યું છે "નબીયો અને રસુલો પછી અબુબકર (રદી) કરતાં કોઇ પણ શ્રેષ્ટ માણસ ઉપર સુર્યો ઉગતો કે આથમતો નથી". જેમકે શરહ મવાકેફમાં છે

૧ જે કોઇએ અલી મુરતજા (રદી)થી જઘડો કીધેલો તે હજરત મોઆવેયા (રદી) છે કે ખેલાફતની બાબતમાં એવણની અને હજરત અલીની (રદી) વચ્ચે કેટલીક લડાઈ ઝઘડો થએલો.

૨ એવણની ખતા ઇજતેહાદી હતી કે જે માફીમાં દાખલ છે. ગુા. મો.

૩ નબી સાહેબે (સલ) ફરમાવ્યું છે 'મારા સહાબીયોને તમો ગાળો ભાંડો નહીં અને બુરું કહો નહીં કારણ કે જો તમારામાંનો કોઇ ઓહોદના પહાડ બરાબર (ખુદાના માર્ગમાં) સોનુ ખરચશે તો તેઓના મુદ ખરચેલાને પોહોંચશે નહીં અને ન તેના અર્ધાને," મુદ એક માપ છે કે જે સાઅનો ચોથો ભાગ છે.

રે ઠીકાણે ઉતારવી જોઇએ. અને દરેકની સાથે મોહબ્બત અને અકીદો રાખવો જોઇએ. સત્યવાળાનો આજ અકીદો છે.

## ફસલ ૧

### નમાજના બંદોબસ્ત વિષે

અકીદો સુધારવા બાદ ઇબાદતોમાં સર્વથી ઉમદા નમાજ છે. સહી મોસ્લેમમાં હજરત જાબેર (રદી) થી રીવાયત છે કે નબી (સલ) સાહેબે ફરમાવ્યું છે કે બંદામાં અને કુફરમાં જોડાણ[૪] નમાઝને તજવાનું છે.[૫] એટલે નમાજને છોડવું કુફર તરફ પોહોંચવે છે. અને અહમદ, તીરમીજી,* અને નસાઇએ હજરત બોરેદા (રદી) થી તેવણે હજરત (સલ) થી રીવાયત કીધી છે કે અમારામાં અને લોકોમાં[૬] નમાજ અહદ [અમન] છે. જે કોઇ તેને છોડશે તે કાફેર થશે[૭] અને ઇબને માજાએ હજરત અબુદ-દરદા (રદી)થી રીવાયત કીધી છે. તેવણ કહે છે કે મને મારા દોસ્તે × (સલ) વસીયત કીધી છે કે ખુદાની સાથે શીરક કરવો નહીં. અગર જો તું માર્યો જાએ કે બાલયો જાએ. અને માબાપની નાફરમાની કરવી નહીં. અગર જો તેઓ કહે કે તું સ્ત્રી-બચ્ચાં અને માલથી વેગલો થા. અને ફરજ નમાજને જાણી બુજીને છોડવી નહીં. જે કોઇ ફરજ નમાજને જાણી બુજીને છોડશે, તો ખુદાનો જીમ્મો[૮] તેનાથી ઊઠી જશે[૯] અહમદ, દારમી, અને બૈહકીએ હજરત અમર બીન આસ (રદી)થી રીવાયત કીધી છે. તેવણે હજરત (સલ)થી રીવાયત કીધી છે કે જે કોઇ ફરજ નમાજની સંભાલ કરશે[૧૦] તેને કેયામતને દીવસે નુર, દલીલ, અને છુટકારો થશે. અને જે કોઇ સંભાલ નહીં કરશે તો ન તેને નુર થશે અને ન દલીલ અને ન મુકિત અને તે ફીરઓન. હામાન, કારૂન[૧૧] અને ઓબૈ બીન ખલફની[૧૨] સાથે થશે. તીરમેજીએ [અબદુલ્લાહ બીન શકીક [રદી]થી રીવાયત કીધી છે કે રસુલલ્લાહ (સલ)ના સહાબીઓ નમાજ વગર કોઇ ચીજને જાણતા નહોતા કે તેનું છોડવું કુફરનું કારણ છે. [માત્ર નમાજના છોડવાને કુફર જાણતા હતા.]

આ હદીસોના આધારે ઇમામ અહમદ બીન હન્બલ જાણી જોઇને એક નમાજ છોડનારને કાફેર જાણે છે. અને ઇમામ શાફેઇ તેના વિષે કુફ-

---

૪ એટલે તે ચીજ કે જે એક ચીજને સાથે કરવાનું કારણ થાય ત્યારે સાર આ થયો કે નમાજનું છોડવું મુસલમાનને કુફરની સાથે કરે છે (બીજી નોટ) સારાંસ આ છે કે મુસલમાન બંદો નમાજના છોડવાથી જો તે ફરજીયતને માનનાર છે. તો તે કાફેર તો નહીં થતો પણ કુફરની પાસે થયો છે. આ અર્થ કુફરના ખરેખરા અર્થ નહીં લીધાથી છે. અને જો ખરા અર્થ લેવાશે તો એ બીહીવડાવવાને માટે છે પણ જાહેરીયાઓના મત પ્રમાણે કાફેર થાએ છે.

૫ અને કેટલાકોએ એના અર્થ આવી રીતે કીધા છે કે બંદામાં અને કુફરમાં જુદાઇ આ નમાજ છોડવાની છે. એટલે નમાજ બંદામાં અને કુફરમાં અંતર છે. તો જો નમાજ નહીં ગુજારશે તો બંદામાં અને કુફરમાં કાંઇ જુદાઇ રહેશે નહીં. અને આ અર્થને શેખ અબ્દુલ હક્ક દેહલવીએ (રહ) બેહતર ગણ્યો છે.

* એટલુંજ નહીં પણ ઇબને માજામાં પણ છે. જેમકે મિશકાતમાં છે.

૬ લોકોમાં એટલે કાફેરોમાં અથવા મુનાફેકોમાં. અને હદીસ શરીફમાં (લોકોને બદલે) આવી રીતે છે "અમારામાં અને તેઓમાં"

૭ એટલે જે કોઇ તેને અદા કરવું છોડશે તેને કાફેરોની જેમ સજા આપવી જોઇએ. એટલે કતલ કરવો જોઇએ. અથવા જ્યાં સુધી નમાજ નહીં પડે ત્યાં સુધી મારવો હમેશ કેદમાં નાંખવો જોઇએ. પહેલો ઇમામ શાફેઇ તથા માલિકનો મજહબ છે. અને અખીરનો મજહબ હનફીયોનો છે. જેમકે મીશકાતના તરજુમામાં છે.

× આથી જણાઇ છે કે સહાબા (રદી) હજરત [સલ] ઉપર "દોસ્ત" નો શબ્દ વાપરતા હતા. ગુ. મો.

૮ ખુદાનો જીમ્મો મગફેરત અને બખ્શાસનો અથવા મુસલમાનીનો છે.

૯ ત્યારે દુન્યામાં કે આખેરતમાં મુકિત કેવી રીતે થશે.

૧૦ તેને હંમેશ પડવાથી અને અદા કરવાથી તેના ફરજો, વાજેબો, સુંનતો અને મુસ્તહબ સાથે

૧૧ એ હજરત મુસા (અલે) ના સગાઓમાંથી છે ફીરઓનીયોનું કામ કરતો હતો.

૧૨ એ કોરેશના બદ બખ્તોમાંનો એક છે કે જેને હજરતે (સલ) પોતાને હાથે ઓહોદ (ની લડાઇ) માં દોજખમાં પોહોંચવયો છે.

રનો તો નહી પણ કતલ કરવાનો હુકમ કરે છે. અને ઈમામ આજમની નજદીક જયાં સુધી તે તોબા નહીં કરે ત્યાં સુધી તેને હંમેશની કેદ વાજેબ છે.

ત્યારે જાણવું જોઇએ કે નમાજની શરતો[૧૩] અને રૂકનો[૧૪] છે. જેવું કે ઈનશા અલ્લાહ બ્યાન કરવામાં આવશે. અને નમાજની શરતોમાંથી નજાસતે હકીકી અને નજાસતે હુકમીથી બદનને પવિત્ર કરવું છે અને કપડું પાક કરવું છે અને જગ્યા પાક કરવી છે તો પ્રથમ તહારતના મસલા શીખવા જોઇએ.

# તહારત (પાકી) ની કીતાબ

## ફસલ ૧

### વોજુ વિષે [૧૫]

તું જાણ કે વોજુમાં[૧૬] ચાર ફરજ[૧૭] છે (૧) માથાના બાલથી[૧૮] હુડીને[૧૯] નીચે સુધી તથા બંને કાન સુધી મ્હોં ધોવું[૨૦] અને (૨) કોહણી સુદ્ધાં બંને હાથને (ધોવા) (૩) અને માથાના ચોથા હીસ્સાનો મસહ કરવો [૨૧] અને (૪) બંને ગુંટી સુદ્ધાં બંને પગ ધોવા. અને જો દહાડી ઘણી હોએ[૨૨] તો તેના બાલ નીચે પાણી પોહોંચાવવું જરૂર નથી [૨૩] જો આ ચાર અવ્યવોમાંથી નખ બરાબર પણ કાંઇ રહેશે તો વોજુ દુરસ્ત થશે નહીં.

---

૧૩ શરત તે ચીજ છે કે જેનાપર કામ અટકેલું હોએ, અને તે કામની હકીકતથી બાહેર હોએ. જેમકે નમાજ માટે વોજુ.

૧૪ રૂકનો એક ચીજના ભાગો છે કે જો તેમાંથી એકપણ નહીં હોએ તો તે ચીજ બાતેલ અને ફાસેદ થાએ છે જેમકે નમાજને માટે કેયામ ( ઉભું રહેવું ) સિજદો.

૧૫ વોજુ એ એક ખાસ તહારતનું નામ છે. અને વજુ તે તેમાં વપરાતા પાણીનું નામ છે.

૧૬ તું જાણ કે વોજુ ત્રણ તરેહના છે એક ફરજ અને એ નમાજ અદા કરતી વખતે મોહદસ (વોજુની હાજતવાળા)નુ વોજુ છે. બીજું વાજેબ અને એ તવાફનું વોજુ છે. ત્રીજું મુસ્તહબ અને એ મજકુર બંને તરેહ સિવાયનું છે જેમકે મૈયતના ગુસલ માટે, સુવાને માટે, કુરાન મ્હોડે પડવાને માટે વોજુ કરવું અને વોજુપર વોજુ કરવું. જેમકે ફતાવા કાજીખાનમાં છે.

૧૭ ફરજથી મતલબ તે ચીજ છે કે તેના સિવાઇ વોજુ થાએ નહીં અને એવીજ રીતે દરેક ચીજનું ફરજ છે.

૧૮ માથાના વાળથી મતલબ પેશાનીને ઉપરની જગ્યા છે કે જ્યાં ઘણા માણસોને બાલ ઉગવાનું શરૂ છે. ત્યારે જે માણસને કે આગલા માથામાં વાળ ન હોએ જેને (અરબીમાં) અસલઅ કહે છે અથવા જે શખ્સ કે તેને વાળ પીશાની ઉપર થયા હોએ, જેને (અરબીમાં) અકરઅ કહે છે તેનો ઇતબાર નથી. ઘણા માણસોની હાલતનો ઇતબાર છે.

૧૯ ત્યારે માતબર કોલ પ્રમાણે સહેલાઇથી બંને હોટ મેળવી દીધા બાદ જેટલા ખુલ્લા રહે તેટલા બંને હોટને ધોવા વાજેબ છે જેમ કે દુરરે મુખ્તાર તથા તહતાવીમાં છે.

૨૦ ધોવાની હદ આટલી છે કે (આજાપરથી) પાણીનું વેહવું ટપકવાની સાથે હોએ. સહી મત પ્રમાણે અગર જો બે ત્રણ ટીપાં હોએ. જેમકે દુરે મુખ્તારમાં છે.

૨૧ મસહ એટલે ભીના હાથને શરીરના કોઈ ભાગ ઉપર ફેરવવો. અને માથાના ચોથા ભાગનો અંદાજે રીવાયત પ્રમાણે તથા અકલી દાખલા પ્રમાણે ઘણો સહી છે. જેમકે તહતાવીમાં છે.

૨૨ એવી રીતે કે (દહાડી નીચેનું) ચામડું દેખાએ નહીં અને જો ચામડું દેખાતું હોએ તો ચામડાને ધોવું ફરજ થશે. દુરે મુખ્તાર.

૨૩ પણ ચામડીને સાથે લાગેલા જાહેર વાળોને ધોવા ફતવા લાએક સહી મજહબ પ્રમાણે ફરજ છે. અને તે સિવાઈના ચોથાને કે ત્રાજાને મસહ કરવો અથવા ચોથાને કે ત્રીજાને ધોવું. તથા ન ધોવું અને ન મસહ કરવો એ રીવાયતોને ઈમામ સાહેબે ખેંચી લીધી છે જેમ કે દુરે-મુખતાર, તહતાવી, અને રદદુલ મોહતારમાં છે. અને જો દહાડી ઘણી ન હોએ તો નીચે ધોવું લાજેમ છે. પણ મ્હોંથી લટકેલા વાળને ધોવા કે મસહ કરવો વાજેબ નથી પણ સુંનત છે. અને મુછ તથા ભવાંનો પણ એવોજ કાએદો છે **મસલો** જો વોજુ પછી માથાના કે દહાડીના વાળ બોડાવશે અથવા નખ લેવડાવશે તો ફરીથી ધોવું કે મસહ કરવો લાજેમ નથી. અને એવીજ રીતે વોજુ કરવાના જગ્યાના કોઇ ભાગ ઉપર ગાૈડ (દુમલ) હોએ કે જેના ઉપર જીલ્લી છે ફરી વોજુ કરીને તે જીલ્લીને ઉખેડી કહાડી તો તેને ફરીથી ધોવું લાજેમ નથી. અગર જો ઉખેડવાથી દરદ નહીં થયું હોએ અને જખમ સારૂં થયા પછી નીકળી હોએ. જેમકે દુરરે મુખ્તાર તથા તહતાવીમાં છે. **મસલો** વોજુના આજાઓમાંથી કંઈ ફાટેલો હોએ તો જો તેને ધોઇ શકે છે તો ધોએ અને નહીં તો મસહ કરે. અને જો મસહ

અને ઇમામ શાફેઇ અહમદ, અને માલેક [રહ] ની નજદીક નૈયત કરવી [૧] અને તરતીબથી વોજુ કરવુ પણ ફરજ છે. અને માલેક (રહ)ની નજદીક પેદરપે એટલે એક પછી એક ધોવું [૨] પણ ફરજ છે. અને ઇમામ અહમદને નજદીક બીસમીલ્લાહ કહેવી † અને કોગલો કરવો નાંખમાં પાણી લેવું પણ ફરજ છે. અને ઇમામ માલેક તથા અહમદને નજદીક તમામ માથાનો મસ્હ કરવો ફરજ છે. ત્યારે સંભાલ આમાં છે કે આ સર્વ બજાવી લવાઇ.

**મસલો** અને વોજુમાં સુંનત[૩] આવી રીતે છે કે પ્રથમ બંને હાથને પોહોંચ્યા સુધી ત્રણ વાર ધોએ. અને બીસમીલ્લાહી-રંહમાની રંહીમ[૪] કહે.[૫] અને ત્રણ વાર (સીધા હાથથી) મ્હોંમાં પાણી લે. અને દાતણ કરે. [૬] અને ત્રણ વાર (જમણા હાથથી) નાંખમાં પાણી લે. અને નાક સાફ કરે અને ત્રણવાર તમામ મ્હોં ધોએ અને ત્રણ ત્રણ વાર બંને હાથને બંને કોહણી સાથે ધોએ. અને આખા માંથાનો મસ્હ એક વાર [૭] કરે [૮] અને બંને કાનને પણ માંથાની સાથે મસ્હ કરે. નવું પાણી લેવાની જરૂર નથી. અને બંને

---

પણ નહીં કરી શકે તો છોડી દે. અને જો બંને હાથ ફાટેલા હોએ અને ધોઈ શકતો નથી તો તયમ્મોમ કરે. દુર રૂલ મુખ્તાર

૧ એટલે દીલથી (વોજુ કરવાનો વિચાર કરવો. અને બેહતર આ છે કે તે શરૂ વોજુથી તે છેવટ સુધી ચાલુ રહે. અને જો પેહેલા ફરજના વખતે નૈયત કરે તો પણ બસ છે જેમ કે મુસતલઅબ ફી મજ્હબે અહમદમાંછે.

૨ એક પછી એકથી મતલબ આ છે કે દરમીયાની હવામાં બીજા અજોને ધોની વખતે પેહેલો અજો સુકાએ નહીં.

† અને હનફી મજ્હબ પ્રમાણે પણ વગર બીસમીલ્લાહ કહે વોજુ નાકેસ ( અસંપુરણ) થાએ છે અને એજ કારણથી ઇબનુલ હોમામે બીસમીલ્લાહ કહેવી વાજેબ લખી છે. ગુ. મો.

૩ એટલે દીનનો તે માર્ગ કે જે વાજેબ ન હોએ. અને તેનો હુકમ કરવામાં સવાબ છે અને નહીં કરવામાં ઠપકો છે. જેમ કે બુરહાનમા છે.

૪ બીસમીલ્લાહીલ અજીમ વલ હમ્દો લીલ્લાહે અલા દીનીલ ઇસ્લામ" કહેવું પણ આવેલું છે.

૫ અર્થ ખુદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કરતા ગુ. મો.

૬ દાતણ પીલવણનું અથવા કડવા ઝાડવું હોએ, લંબાણમાં એક વેંત અને જાડાઇમાં આસરે ચટટી આંગળી જેટલું. અને પકડતી વેળા જમણા હાથની ચટટી આંગલીને દાતણની નીચે રાખે અને ત્રણ આંગલી ઉપર રાખે અને અંગોઠાને દાતણના માંથાથી નીચે રાખે. જેમ કે બહરૂર રાએકમાં છે. અને ઉપલા દાંતની જમણી તરફથી શરૂ કરે, ફરી ઉપલા દાંતની ડાબીએ કરે. ફરી નીચેના દાંતે એવીજ રીતે ત્રણ ત્રણ વાર કરે. અને દાંતણને દાંતની ચોડાઇમાં ઘસે તેની લંબાઇમાં ઘસે નહીં. અને તાલવામાં પણ ફેરવે જેમ કે મુનયાની શરહ તથા બહરૂર રાએકમાં છે **મસલો** દહાડી અને આંગલયોનો ખેલાલ કરવો સુનંત છે અને તેનો તરીકો આ છે કે દાઢીમાં જમણા હાથની આંગલીયો નીચેના તરફથી ઉપર તરફ લાવે. અને હથેલી મ્હોંની તરફ અને હાથની પીટ ગલાં તરફ રાખે. અને હાથની આંગલીયોનો ખીલાલ તશબીકથી કરે એટલે એક હાથની આંગલીયો બીજામાં ભેરવીને કરે. અને પગની આંગલીના ખેલાલનો તરીકો આ છે કે ડાબા હાથની ચટટી આંગલીને પગની આંગલીમાં નાખી નીચેથી ઉપર લાવે અને જમણા પગની ચટટી આંગલીથી શરૂ કરી ડાબા પગની ચટટી આંગલીએ પુરો કરે. અને આંગલીઓનો ખેલાલ તે વખત સુનંત છે કે જયારે વગર હરચને આંગલીઓમાં પાણી પોહોંચતું હોએ. અને જો આંગલીઓ જોડાએલી હોએ અને તેમાં પાણી નહીં પુગતું હોએ તો એ વેળા તેમાં પાણી પુગાવવું ફરજ છે. જેમકે તહતાવીમાં છે.

૭ અને ઇમામ શાફેઇને નજદીક તથા એક રીવાયત પ્રમાણે અહમદ (રહ) ની નજદીક ત્રણ વાર (મસ્હ) છે.

૮ અને સુનંત તરીકો આ છે કે બંને હથેલીયોને બંને હાથની આંગલીઓ સહીત કલેમાની આંગલી તથા અંગુઠા સિવાઇ જુદા પાણીથી તર કરીને માંથના આગલા ભાગથી તે ગરદનની છેવટ (કફા) સુધી એવી રીતે ખેંચે કે છ આંગલીઓ માંથાને વચે બધે લાગેલી રહે અને હથેલીઓ છુટી રહે ફરે બંને હથેલીને વચમાંથાની બંને તરફ છેવટ (કફા)થી તે માંથાના આગલા ભાગ સુધી ખેંચી લાવે. ફરી બંને કલેમાની આંગલીથી બને કાનના અંદર, અને બંને અંગોઠાથી કાનને બહાર મસ્હ કરે..........

પગને ગુંટી સાથે ત્રણ ત્રણ વાર[૯] ધુએ.

અને જો પગમાં મોજો હોએ[૧૦] અને મોજાને પુરી તહારત [૧૧] પછી પહેરે હોએ તો ઘર રહેનાર એક રાત-દીવસ અને મોસાફેર ત્રણ રાત દીવસ વોજુ તુટવાના વખતથી મોજા ઉપર મસ્હ કરે અને મોજાને પગથી નહીં કહાડે એ જાએજ છે. અને જો મોજો એવી રીતે ફાટેલો હોએ[૧૨] કે ચાલવામાં પગની ત્રણ આંગલી જેટલું [૧૩] ખુલી જતું હોએ[૧૪] તો તેપર મસ્હ દુરૂસ્ત નથી. અને જો કોઇ માણસ વોજુવાળો હોએ, અને એક મોજાને પગથી ખેંચ્યો હોએ કે કદમનો ઘણો ભાગ પોતાની જગ્યા છોડીને મોજાની પીંડલીમાં આવ્યો અથવા મોજાના મસ્હનું વખત સમાપ્ત થયુ હોએ તો એ બંને બાબતોમાં બને મોજાને કહાડી બંને પગને ધોએ. આખા વોજુને દોહરાવવાની જરૂર નથી- પણ ઇમામ માલેકની નજદીક દોહરાવવાની જરૂર છે. અને મોજાના મસ્હમાં પગની પાટ ઉપર ત્રણ આંગલી જેટલો[૧૫] ફરજ છે અને સુનંત આવી રીતે છે કે પગની આંગલીયોના માંથાથી હાથની પાંચે આંગલીઓ-

---

૯ અને જો એક વાર ધોવા ઉપર બસ કરશે અને તેવી ટેવ રાખશે તો ગુન્હગાર થશે અને જો ટેવ નહીં રાખશે તો ગુન્હગાર નહીં થશે પણ જો દીલની તસલ્લી માટે અથવા વોજુપર વોજુ કરવાના ઇરાદાથી ત્રણ વારથી વધારે ધોશે તો કશી હરચન નથી. જેમ કે દુરરૂલ મુખ્તારમાં છે. પણ ઇસરાફ કરવાને લીધે ગુન્હગાર થશે. અગર જો તે ત્રણ વાર ધોવાને સુનંત માનનારો હોએ. તહતાવી

૧૦ મસ્હ કરનારો મોહદ્દસ (બે વોજુ) હોવો જોઇએ ગુસલની હાજતવાળો કે હેજવાળી કે નિફાસવાળી ન હોએ. દુરરૂલ મુખ્તાર.

૧૧ વોજુ તુટતી વેળા પુરી તહારત હોએ એટલે પેહેરા પછી લાગુ પડેલા હદસ (વોજુ તુટવા)ને વખતે તહારતનું પુરૂં થવું શરત છે પણ મોજા પહેરતી વેળા તહારતનું પુરૂં થવું શરત નથી. કારણ કે જો કોઇ શખ્સ પ્રથમ બંને પગને ધોએ ને મોજા પહેરે તે પછી બાકીના ભાગ ધોએ. અથવા એક પગ ધોએ ને મોજો પહેરે તે પછી બીજો પગ ધોઇને બીજો મોજો પેહરે તેને મસ્હ કરવો દુરૂસ્ત છે. હાં, તહારત તુટતી વેળા પુરી તહારત હોવું શરત છે. દાખલા તરીકે જો કોઇ. શખ્સે બંને પગને ધોઇને મોજા પેહેરા તે પછી વોજુ તોડવાનું કંઇ કારણ થયું ને બાકીનું વોજુ કીધું તો મસ્હ દુરૂસ્ત નહી થશે. મસલો મોજાનો મસ્હ દુરૂસ્ત થવા માટે સાત શરત છે (૧) બંને મોજાને તહારતથી પહેરવા. (૨) બંને ગુંટીને મોજાથી ઢાંકવી અગર જો તે બાંધવાથી થાએ. (૩) મોજો પહેરીને સાધારણ ચાલે ત્રણ મેલ કે તેથી વધારે ચાલી શકાવું. ત્યારે લાકડા, લોહડાના કે શીશા વગેરેના મોજા ઉપર મસ્હ દુરૂસ્ત નહીં થશે [૪] પગની નાઢલી ત્રણ આંગલી જેટલું ફાટવું કે જે મસ્હને રોકનાર છે તેથી મોજાનું કોરૂ રેહવુ. (૫) વગર બાંધે બંને મોજાનું પગ ઉપર રહી શકવું. [૬] પાણીનું પગોએ નહીં પોહોંચવું (૭) અને પગનું નાઢલી ત્રણ આંગલી જેટલું બાકી રેહવુ. તો જો એટલુ નહીં હશે તો મસ્હ દુરૂસ્ત નહીં થશે.

૧૨ ફરી તે એકમાં અથવા બન્નેમાં, એક જગ્યામાં અથવા અનેક જગ્યામાં (ફાટેલું હોએ) પણ (ત્રણ આંગલીનો અંદાજો કરવામાં) એક મોજાની ફાટોનો ટોટલ કરાશે બંને મોજાની ફાટોના નહીં. દુરરૂલ મુખ્તાર.

૧૩ જાણવું જોઇએ કે પગની નાઢલી ત્રણ આંગલીઓનો અંદાજો તે વખત છે કે ખુલેલી જગ્યા તે આંગલીયોની જગ્યાએ ન હોએ અને આંગલીયોની જગ્યામાં તો તે આંગલીયોજ મોતબર છે કોઇ પણ ત્રણ આંગલી હોએ. એજ કારણથી અંગુઠો અને તેને પાસેની આંગલી જો કે ત્રણ નાઢલી આંગલી જેટલાં છે પણ તે ત્રણના હુકમમાં ગણાશે નહીં જેમ કે જોહરે નૈયરામાં છે. અને જ્યારે ફાટો હોએ ત્યારે મસ્હ મોજાપર થવો જોઇએ. ફાટેલી ખુલ્લી જગ્યાએ થવો નહીં જોઇએ. દુરરૂલ મુખ્તાર.

૧૪ તો જો જાડાપણાને લીધે ત્રણ આંગલી જેટલો હોવા છતા ખુલી નહીં જતો હોએ તો મસ્હ દુરૂસ્ત થશે.

૧૫ ચાહે જુદી જુદી ત્રણ આંગલીથી એક વાર મસ્હ કરે ચાહે એક આંગલીથી ત્રણ વાર નવા પાણીથી તર કરીને મસ્હ કરે. પણ દરેક પગ ઉપર ત્રણ આંગલી જેટલો જરૂર છે. તો જો એક પગ ઉપર બે આંગલી જેટલો કીધો હોએ અને બીજા ઉપર ચાર આંગલ જેટલો હોએ તો દુરૂસ્ત નથી. જેમ કે ફતહુલ કદીરમાં છે. અને મોજા ઉપર ત્રણ લીટીનું જાહેર થવું જરૂર છે અને આંગલીઓને ખુલ્લી રાખે દુરરૂલ મુખ્તાર. અને જો મોજાનો મસ્હ આંગલીના માંથાથી કરે તો જો પાણી ટપકતું હોએ તો દુરૂસ્ત છે અને ટપકતું નહીં હોએ તો દુરૂસ્ત નથી. આલમગીરી.

ને[16] પીંડલી સુધી ખેંચે અને એ ઇમામ અહ-મદને નજદીક ફરજ છે અને સંભાલ [એહતેયાત] એમાંજ છે.

અને વોજુ પુરૂ થયા પછી કહે:—"**અશહદો અલ્લા-એલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહુ. વ અશહદો અન્ન મોહમ્મદં અબ્દોહુ વ રસુલોહુ[17]અલ્લાહુ મ-મજઅ-લની મીન-તવવાબીન વજઅલની મીનલ મોતતહહેરીન[18] સુબહાનક-લ્લા હુમ્મા વ બે હમદેક અસ્તગફેરોક વ અતુબો એલૈક**"

[19] અને બે રકઅત નમાજ પડે.

## ફસલ ૨.

## વોજુ તોડનાર વિષે.

દરેક ચીજ કે જે આગળથી કે પાછળથી નિકળે,[20] અને વેહતી નજાસત[21] કે જે બદનના કોઇ પણ ભાગથી નીકળે[22] અને એવા જગ્યાએ વહે કે તેનુ ધોવું લાજેમ હોએ.[23]અને મ્હોં ભ-

---

૧૬ એટલે સીધા હાથની પાંચે આંગલીઓ સીધા પગ ઉપર અને ડાબા હાથની પાંચે આંગ-લીઓ ડાબા પગ ઉપર. અને સર્વ આંગલીઓ છુટી રાખે. જેમ કે ફતાવા કાજીખાનમાં છે.

૧૭ હયાં સુધી મુસલીમની રિવાયત છે. હજરતે (સલ) ફરમાવ્યું છે કે જે કોઇ એને વોજુ પછી ભણુશે તેને માટે જંનતના આઠે બારણા ખોલાશે અને તે જે બારણાથી ચાહશે દાખલ થશે.

૧૮ આ રીવાયત નસાઇની છે. હજરતે (સલ) ફરમાવ્યું છે કે જે કોઇ એને વોજુ પછી ભણુશે તેનો અમલ નકામો નહી જશે **મસલો** વોજુમાં મુસ્તહબ છે કે શરૂ સીધા તરફથી કરવું અને માથાના મસહથી બચેલી તરીથી બંને હાથની પાછલી પીઠે ગરદનનો મસહ કરવો (પણ માથાનો મસહ ગરદનની છેવટ સુધી લંબાવેથી ગરદનનો મસહ થઇ જાએ છે) ગલાનો મસહ કરવો નહીં કેમકે એ બીદઅત છે. અને વોજુના મુસ્તહબમાંથી છે કે કીબલાને મ્હોં કરવું, અવયવો (અજા)ને મસલવા, મસહ કરતી વેળા બંને કાનના સુરાખોમાં બંને હાથની ચટી આંગલી નાખવી. ઉજરવાળા સિવાઇ બી-જાને વખતથી પેહેલાં વોજુ કરવુ, ચોડી વીંટીને હલાવવી, બીજાથી મદદ નહીં માંગવી. ઉંચી જગ્યાએ બેસીને વોજુ કરવું, દરેક અજોને ધોતી વખતે બીસમીલ્લાહ તથા હદીસ શરીફની દોઆઓ ભણવી, વોજુ પછી કલેમે શહાદત તથા જે દોઆ કે કર્તાએ વર્ણી છે તેને ભણવી, અને વોજુ કરતાં બચેલાં પાણીને કીબલા રૂખ ઉભા રહીને પીવું, અને વોજુના મકરૂહોમાંથી છે કે પાણીને મોં તથા હાથ ઉપર જોરથી મારવું, નકામું પાણીને ખરચ કરવું, ત્રણ વારથી વધુ ધોવું, અને નવા પાણીથી ત્રણ વાર મસહ કરવો અને વોજુની મનાયોમાંથી છે કે નજાસતની જગ્યાએ વોજુ કરવું, મસજીદમાં વગર કોઇ વાસણમાં જીલે વોજુ કરવું, અને થુક કે નીંટને વોજુના પાણીમાં નાખવી. દુરરૂલ મુખ્તાર. **મસલો** જો કોઈ બે વોજુ પાણી નહીં મળવાને લીધે તય-મ્મોમ કરે અને મોજો પેહરે ને પછી પાણી મળે તો બંને મોજા કહાડીને પગને પણ ધોએ કારણ કે પાણી મળવાને લીધે આગલા વોજુ તોડનાર કારણથી એ વોજુ થયો છે જેમકે કાજી ખાનમાં એવીજ રીતે છે. જો કોઇ વોજુ તોડનાર બીમારીવાળો વોજુ કરીને મોજો પેહેરશે તો તે માત્ર નમાજના વખત સુધીજ મસહ કરે અને વખત પછી પગોને પણ ધોએ દુરરૂલ મુખ્તાર.

૧૯ અર્થ—હું સાક્ષી આપું છું કે ખુદા વગર કોઈ પુજ્ય (માબુદ) નથી તે એકલો છે તેનો કોઇ ભાગયો નથી અને હું સાક્ષી આપું છું કે હજરત મોહમ્મદ (સલ) તેના બંદા છે અને તેના રસુલ છે. ઓ અલ્લાહ તું મને તોબા કર-નારાઓ મા કર. અને તું મને પાકી મેળવનારા-ઓમાં કર. હું તારી પાકી કરૂં છું ઓ અલ્લાહ અને તારી સના (સ્તુતી)ની સાથે હું તારાથી બ-ખ્શીસ માંગું છું અને તારા તરફ વળું છું. ગુ. મો.

૨૦ જેમકે પીશાબ, પાખાનું, ખુન, કરમ (કે કીડા) પથરી અને હવા. પણ હવા પાછળની (પાદ) વોજુ તોડનાર છે. મરદને આગળનો હવા વોજુ તોડનાર નથી. તહતાવી.

૨૧ જખમમાંથી કે કાનમાંથી. નાકમાંથી કે મ્હોંમાંથી કીડા કે ગોસ્તનો તુકડો નીકળવો વોજુ તોડનાર નથી દુરરૂલ મુખ્તાર. અને આલમગીરીમાં છે કે જો કાનમાંથી પરૂ કે પીળું પાણી વગર દરદે નીકળે તો તે વોજુ તોડનાર નથી. અને જો દરદ થઇને નીકળે તો તે વોજુ તોડનાર છે **મસલો** જો જલો વગેરે ખુન ચુસશે તો વોજુ તુટશે. અને જો મચ્છર કે માખ ચુસશે તો નહીં તુટશે. જેમ કે દુરરૂલ મુખતારમાં છે. **મસલો** જો પેશાબનું ટીપું વગર સુંનત કીધાની ચામડીમાં ઉતરે તો તે વોજુ તોડશે. તહતાવી

૨૨ અથવા કોઇ માણુસ જખમને કે ફોડાને ખજવાલી કહાડે અને ખુન નીકળે.

૨૩ એટલે ગુસલમાં આથી આંખ નીકળી

રીને ઉલટી કરવી ફરી તે બલગમ સિવાઇ ખાણું હોએ કે પાણી હોએ કે પીત હોએ કે જમેલું ખુન હોએ, એ વોજુ તોડનાર છે. અને ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક જો બલગમ મ્હોં ભરીને પેટથી નીકળે તો વોજુ તોડે છે.[૨૪]અને જો થુકમાં ખુન નીકળે તો જો થુકના રંગને લાલ કરી નાંખે તો વોજુ તોડે છે. અને જો ઉલટી થોડી થોડી અનેકવાર થાએ તો જો બધી વખતની ઉલટીમાં જીવ કચાવાલું (મતલી) એકજ રીતે (દરેક વેળા) રહ્યું છે તો ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક તે સઘળી ઉલટી ભેગી કરવામાં આવશે.[૨૫] અને ઇમામ અબુ યુસોફની નજદીક જો એક મજલીસ (બેઠક) હોએ તો ભેગી કરવામાં આવશે. ચીત ઉંગવું અથવા કરવટ ઉંગવું અથવા એક ચીજનો તકયો લગાડી એવી રીતે સુવું કે જો તે ખેંચી લેવાઇ તો પડી જાએ, એ વોજુ તોડનાર છે. અને વગર તકયો લગાડે કે વગર હટેલે ઉભા ઉભા સુવું કે બેસીને સુવું[૨૬] અથવા રોકુ કે સીજદામાં[૨૭] સુનંત પ્રમાણે રહીને[૨૮] ઉંગવું એ વોજુ તોડનાર નથી. અને દીવાનાપણું, મસ્તિ[૧] અને બેહોશી એ દરેક હાલતમાં વોજુ તોડનાર છે. અને બાલેગ માણસનું રોકુ સીજદાવાળી નમાજમાં કહકહ (ખીખી) હસવું[૨] વોજુ તોડનાર છે. અને મોબાશરતે ફાહેશા[૩] વોજુ તોડનાર છે.

અને પોતાની નગનતા (શરમગાહ) ઉપર વગર પરદે હાથ લગાડવો અથવા પુરૂષનો હાથ વગર પરદે સ્ત્રીને લાગવો એ ઇમામ આજમ (રહ)ની નજદીક વોજુ તોડતું નથી. પણ બીજા ઇમામોની નજદીક વોજુ તોડે છે. અને ઉંટનું માંસ ખાવું ઇમામ અહમદ (રહ)ની નજદીક વોજુ તોડનાર

---

ગઇ કારણ કે જો તેમાં ફોડો ફુટી જશે અને પાણી આંખથી બહાર નહીં નીકળશે તો વોજુ નહીં તુટશે આલમગીરી

૨૪ પણ ઇમામ અબુ હનીફા તથા મોહમ્મદ (રહ)ની નજદીક વોજુ તોડશે નહીં. જેમકે કાજીખાનમાં છે. અને એજ વાત ભરોસાદાર છે જેમકે દુરરૂલ મુખતારમાં છે.

૨૫ અગર જો એ જુદી જુદી બેઠકમાં થઇ હોએ. ફરી જો મ્હોં ભરાએ એટલું થશે તો વોજુ તોડનાર છે. અને જો તેટલું નહીં હોએ તો નહીં તોડશે. ગુા. મો.

૨૬ ફતાવા આલમગીરીમાં છે કે જો પલાંઠી વાળીને સુએ અથવા બંને પગને એક તરફ કહાડી મકઅદને જમીન સાથે વળગાવીને ઉંગે તો વોજુ તુટતું નથી.

૨૭ રોકુની હાલતમાં કે સીજદાની હાલતમાં અગર જો નમાજમાં ન હોએ અને ઉંગે અથવા જાણી બુજીને ઉંગે તોએ ખરા મત પ્રમાણે વોજુ તુટતું નથી. દુરરૂલ મુખ્તાર.

૨૮ એટલે સિજદામાં હાથને જમીનથી અને પેહલુને રાનથી અને રાનને પીંડલીથી જુદાં રાખે. તો જો એ બધાંને મલતાં રાખસે તો વોજુ તુટી જશે. અને સુનંત પ્રમાણે જે કહેવાયુ તેથી મતલબ પુરૂષો વિષે જે સુનત પ્રમાણે છે તે છે. તો જો સ્ત્રી પોતા માટે જેમ સુનત છે તે પ્રમાણે સિજદો કરીને ઉંગશે તો વોજુ તુટશે. જેમકે તહતાવીમાં છે.

૧ કે જે નીશાવાળી ચીજના ખાધાથી અથવા પીવાથી થાએ છે. અને બેહોશી કે જે બીમારીથી કે મારના સદમાંથી કે ઉંચી જગ્યાથી પડી જવાથી થાએ છે.

૨ બાલેગ કહેવાથી છોકરૂં નીકળી જશે કારણકે નમાજમાં તેના હસવાથી તેનું વોજુ તુટતું નથી. અને રોકુ સિજદાવાળી કહેવાથી જનાજાની નમાજ તથા તેલાવતનો સિજદો નીકળી જશે. કારણ કે એ બનેમાં ખીખી હસવાથી વોજુ તુટતું નથી. અને ખીખી હસવું પણ જાગતામાં વોજુ તોડનાર છે. જો નમાજી નમાજમાં ઉંગે અને ઉંગમાં હસશે તો વોજુ તુટશે નહીં. જેમકે આલમગીરીમાં છે.

૩ એટલે પુરૂષની છુપી જગ્યા અથવા સ્ત્રીની, પુરૂષની અથવા સ્ત્રીની છુપી જગ્યા સાથે પુરૂષ ઇંદ્રી (આલત) ઉભી હોએ ને વગર અંતરે લાગે એ બંને શખસોનો વોજુ તોડનાર છે. દુરરૂલ મુખ્તાર. અને પુરૂષ ઇંદ્રીનું ઉભુ હોવું પુરૂષને વિષે શરત છે તો જો મોબા શરતે ફાહેશા પુરૂષ સ્ત્રીમાં વગર પુરૂષ ઇંદ્રી ઉભી થએ થશે તો સ્ત્રીનું વોજુ તુટશે પુરૂષનું નહીં. તહતાવી. રદદે. મોહતાર. ફતાવા આલમગીરીમાં તબયીનથી લખાએલું છે કે જો કોઇ શખ્સની આંખ દુ:ખવા આવે અને તેથી પાણી વહે તો તે દરેક નમાજને માટે વોજુ કરે. કારણ કે તે થઇ શકે છે કે તે પરૂ કે તેનું પાણી હોએ.

છે અને એ સર્વથી બચાવ રાખવો ઘણું સારૂં છે.

## ફેસલ ૩
### ગોસ્લ વિષે

ગોસ્લમાં આખુ બદન ધોવું, કોગળો કરવો અને નાંખમાં પાણી લેવું ફરજ છે. અને સુંનત આવી રીતે છે કે પ્રથમ હાથ ધોએ[૪] અને દેખીત નજાસત (નજાસતે હકીકી)થી બદન પાક કરે. ફરી વોજુ કરે. પણ જો તે એવી જગ્યામાં ગોસલ કરે છે કે ગોસલનું પાણી ત્યાં ભેગુ થાએ છે તો પગને ગોસલ પછી ધુવે. અને ત્રણવાર આખુ દેહ ધુવે.

સ્ત્રી ઉપર ગુંથેલા વાળોની જડમાં પાણી પોહોંચાડવું ફરજ છે.[૫] પણ ગુંથેલા વાળને ખોલવા જરૂર નથી[૬] અને પુરૂષ ઉપર જો માંથાના વાળ રાખતો હોએ તો વાળને ખોલવા અને શરૂથી તે જડ સુધી સર્વને ધોવા ફરજ છે.

## ફેસલ ૪
### ગોસલના કારણો

ગોસલનું કારણ સ્ત્રી મીલાપ (જેમાં) છે.[૭] આગળે રસ્તે હોએ કે (ભુંડા કરમથી) પાછળે રસ્તે હોએ સ્ત્રી પુરૂષને (બંને ઉપર ગોસલ ફરજ થાએ છે) જો વિર્ય (મની) નહીં નીકળે તો પણ. બીજુ જાગતામાં અથવા ઊંગમાં[૮] કુદીને અને શહવતથી મની નીકળવી છે. અને સ્વપ્નો જોવાથી[૯] વગર મની નીકળે ગોસલ વાજેબ થતું નથી. અને બીજુ [ગોસલનું કારણ] હેજ અથવા નીફાસ છે જ્યારે એ બંધ પડે ત્યારે ગોસલ વાજેબ થાએ છે.

**મસલો** કમતીમાં કમતી હેજના ત્રણ દીવસ છે અને વધારે તેના દસ દીવસ છે. અને નિફાસ ના[૧૦] વધારેમાં વધારે ચાલીસ દીવસ છે. અને તેની

---

૪ તે પછી શ્રમગાહને ધોએ. હદીસ શરીફની તાબેદારી માટે. અગર જો તેપર કઇ નજાસત નહોએ તોએ. દુરરૂલ મુખ્તાર.

૫ પણ જો સ્ત્રીના વાળ ગુથેલા નહોએ તો તે સર્વને પાણી પોહોંચાડવું અગત્યનું છે જેમકે મોહીત સરખસીમાં છે.

૬ જો વાળની જડ ભીગતી નહીં હોએ તો તેને ખોલવા વાજેબ છે. અને જો સ્ત્રીને માથુ ધોવું નુકશાન કરતુ હોએ તો તરક કરે અને કેટલાકે કહ્યું છે કે મસહ કરે પણ પોતાના પતીને મેલાપ કરવાથી રોકે નહીં દુરરૂલ મુખ્તાર. **મસલો** જો બદનપર કે વાળપર કે નખપર હિન્ના (મેંહેદી) લગાડેલી હોએ કે તેલ મસલેલુ હોએ અથવા મેલ કે માટી લાગી હોએ તો તે ગોસ્લ અને પાકીને બાધ નથી. અને જો આટો હોએ અથવા નાખમાં સુકા ચીપડાં હોએ તો તે [પાકીને] રોકનાર છે. અને જો નખ ઉપર રંગ હોએ અથવા દાંતોમાં ખાણું રહ્યું હોએ. તો તે રોકાણ કર્તા નથી. પણ જો તે ચીજ એવી સખ્ત હોએ કે પાણી પોહોંચવાને રોકાણ કર્તા હોએ તો તો પાકીને રોકનાર છે. અને જો વિંટી તંગ હોએ તો તેને હલાવવી અથવા કહાડવી વાજેબ છે. અને જો કાનનાં કે નાખના સુરાખમાં કોઇ પેહરેલી ચીજ તંગ હોએ તો તેને હલાવવી પણ વાજેબ છે. અને જો કોઈ ચીજ નહીં હોએ અને પાણી વગર હરકતે પોંહોંચે છે તો તેટલું બસ છે જેમકે કુંટી અને બંને કાનોમાં (પોહોંચેથી બસ છે) અને નહીં તો આંગળી વગેરેથી પાણી પુગાવે. પણ સલી વગેરે નાખવાની તસદી લે નહીં. અને પાણી પોહોંચયુ છે તે વિષે તેની ધારના બસ છે. જેમકે દુરરૂલ મુખ્તારમાં છે.

૭ અગરજો સોપારી (ખતનાની જગ્યા) જેટલુંજ દાખલ થયું હોએ.

૮ જો કોઇ માણસ જાગે અને પોતાના જકરના સુરાખ ઉપર ચીકાસ જુએ અને ખ્વાબ યાદ નહીં હોએ તો જો તેનો જકર ખ્વાબથી પેહેલાં ઉભેલો હોએ તો ગોસલ વાજેબ નથી. પણ જો તે ચીકાસનુ મની થવું ખાતરીથી જાણે તો ગોસલ વાજેબ થશે. અને જો ઊંગવા પેહેલાં તેનો જકર પડેલો હતો તો ગોસલ વાજેબ છે. શમસુલ અઇમ્મા હલવાઇ (રહ) કહે છે કે આવો મામલો ઘણીવાર બને છે પણ લોકો આ મસલાથી અજ્ઞાન છે માટે એને યાદ રાખવો વાજેબ છે. જેમકે આલમગીરીમાં છે.

૯ એને એહતેલામ કહે છે. અને એહતેલામમાં પુરૂષના જેવોજ હુકમ સ્ત્રીનો છે. જેવી રીતે એહતેલામમાં પુરૂષને મની નીકળવી શરત છે તેવીજ રીતે સ્ત્રીના એહતેલામમાં છે. પણ (સ્ત્રી વિષે) આટલું કે દાખલ ફરજથી ખારેજ (બહાર) ફરજના તરફ નીકળવાની ગણતરી છે જેમકે કાજીખાનમાં છે ત્યારે એહતેલામ અને લજ્જત યાદ હોવા છતાં જો મની કે મઝીની નીશાની નહીં જણાશે તો બંને ઉપર ગોસલ વાજેબ થશે નહી.

૧૦ નિફાસ તે ખુન છે કે જે બચ્ચુ જ

કમીની કશી હદ નથી.[૧૧] આ મુદતમાં ચોખી સફેદી[૧૨] વગર કોઇ પણ રંગ હોએ તે હેજ અને નિફાસનું ખુન ગણાશે. અને કમમાં કમ તોહરના પંદર દીવસ[૧૩] છે જે ચીજ કે ત્રણ દીવસથી ઓછા[૧૪] અને દસ દીવસથી વધુ હેજમાં દીઠામાં આવે તે ઇસ્તેહાજાનું[૧૫] ખુન છે તે નમાજ રોજાને રોકનાર નથી.

જો કોઇ સ્ત્રીને તેની આદતથી વધુ હેજ આવે[૧૬] તો દસ દીવસ સુધી બીમારી કેહવાશે નહીં. અને જો દસ દીવસથી વધશે તો ફરી જે કંઇ આદતથી વધુ હશે તે સર્વ ઇસ્તેહાજા છે. અને મુબતદેયા[૧૭] માટે દસ દીવસથી વધારેને ઇસ્તેહાજા કેહવાશે. અને જે પાકી કે હેજની અથવા નિફાસની મુદતમાં જોવામાં આવે તે (પણ) હેજ અને નિફાસ છે.

**મસલો** હેજ અને નિફાસથી[૧૮] નમાજ માફ થાએ છે. તેની કજા કરવી વાજેબ નથી. અને હેજ નિફાસ રોજાને રોકાણ કરનાર છે.[૧૯] તેની કજા વાજેબ થશે. હેજ અને નિફાસમાં સ્ત્રી મીલાપ હરામ છે.[૨૦] ઇસ્તેહાજામાં હરામ નથી.

---

નમયા પછી (સુવાલડમાં) નીકળે છે. અને દીવસથી મતલબ આ જગ્યા રાત દહાડો છે.

૧૧ એક ઘડી પણ થઇ શકે છે.

૧૨ કેટલીક સ્ત્રીઓને સુફેદ દોરા જેવું છેવટે નીકળે છે.

૧૭ એટલે બે હેજના વચ્ચે અથવા એક નિફાસ અને હેજની વચ્ચે. ત્યારે થઇ શકે છે કે એક મહીનામાં ત્રણ દીવસ હેજ આવે અને પંદર દીવસ તોહોર (પાકી) રહે ને ફરી હેજ આવે તો એક મહીનામાં બે હેજ બનવા જોગ છે.

૧૪ અને એવીજ રીતે જે ખુન કે નાદ લીએ એટલે નવ વર્ષથી કમ ઉમરવાળીએ, કે આએસા સ્ત્રીએ એટલે પચાસ કે સાઠ વર્ષવાળી એ કે જણવા પેહેલા ગર્ભતીએ જોયું હોએ તો તે ઇસ્તેહાજા છે. દુરરૂલ મુખ્તાર.

૧૫ એટલે તે આદત પ્રમાણેનું ખુન નથી તે બીમારીનું ખુન છે. તો ખુન જારી રહેવાથી અને તે નાપાકીમાં એક વખત વિતવાથી તેનો હુકમ આ છે કે ઇસ્તીનજો કીધા બાદ દરેક નમાજને નવા વોજુથી ગુજારે અને વગર હરકત રોજા રાખે.

૧૬ દાખલા તરીકે જો કોઈ સ્ત્રીને હેજની આદત એક મહીનામાં ત્રણ દીવસની હોએ અને ત્રણ દીવસથી વધુ આવ્યું તો જો તે વધીને દસ કે દસથી ઓછા દીવસ થયા છે તો તે હેજ છે. નમાજ માથે રહેતી નથી. અને જો દસ દીવસથી પણ વધી જાએ તો હેજ તેજ ત્રણ દીવસ આદતના છે અને વધારાના સર્વ દીવસ ઇસ્તીહાજા અને બીમારી છે. ત્રણ દીવસ બાદ જતાં દસ દીવસ સુધી જે નમાજ નહીં પડી છે તેની કજા કરે. શરહ વેકાયા.

૧૭ મુબતદેયા એટલે નવી ઓરત કે જેને પ્રથમ હેજ આવ્યું હોએ.

૧૮ જો નફલ નમાજ કે નફલ રોજો શરૂ કીધો અને હેજ આવ્યું તો બંનેની કજા લાજેમ થશે. દુરરૂલ મુખ્તાર. અને જો નમાજ ફરજ છે તો તેની કજા કરે નહી. પણ જો ફરજ રોજો છે તો તેની કજા કરે. તહતાવી.
**મસલો** જો કોઇ સ્ત્રી પાકીની હાલતમાં સુતી અને હેજની હાલતમાં જાગી તો જાગવાના વખતથી હેજવાળી ગણાશે અને જો સુવાને વખતે હેજવાળી હતી અને જાગવાની વખતે પાકી ઉઠી તો ઉંગવાના વખતથી તેની પાકી ગણાશે. દુરરૂલ મુખ્તારમાં છે.

૧૯ એટલે રોજો નમાજની જેમ ઇબાદત છે તે હેજ નિફાસની નાપાકીની સાથે મના થયો છે પણ આટલો ફેર છે કે નમાજની માફી છે અને રોજાની કજા કરવી જોઇએ. અને ફેર થવાનું કારણ આ છે કે રોજો આખા વર્ષમાં એક મહીનાનો ફરજ છે અને હેજની વધારે મુદત દસ દીવસ છે તો આખા વર્ષમાં દસ રોજાની કજા કરવી મુશ્કેલ નથી પણ નમાજ જો માફ નહીં થાએ તો દર મહીને પચાસ નમાજની કજા કરવી પડે અને આખા વર્ષમાં તો છસો નમાજોની કજા ફરજ થાએ જેમાં ઘણી અડચણ છે જેથી શારેએ એને માફ કીધી છે અને કહે છે કે જ્યારે હવા (અલ)ને હેજ આવ્યું તો હજરત આદમે (અલે) અલ્લાહ તઆલાથી એવી હાલતમાં નમાજ વિષે હુકમ પુછયો. હુકમ થયો કે માફી છે. જ્યારે રોજાનો વખત આવ્યો તો હજરત આદમે (અલે) રોજાને નમાજ ઉપર કેયાસ કરી (તોલ કરી)ને પોતે હુકમ આપ્યો કે રોજો માફ છે રાખવો નહીં જોઇએ. અને ખુદાને પુછયું નહી જેથી રોજા માફ થયો નહીં. તહતાવી.

૨૦ એટલે તેની નજદીકમાં જવું અને દુંટીથી તે ગુંટણના ઉપર સુધી લાભ લેવો હરામ છે જો શહવત નહીં હોએ તોએ દુરે મુખ્તાર, ત્યારે દુંટી ઉપરથી અને ગુંટણ નીચેથી

જો હૈજ દસ દીવસ પેહેલાં બંધ થાએ તો ઓરતનાં ગુસલ કીધા વગર વતી (સ્ત્રી મીલાપ) દુરૂસ્ત થશે નહીં. પણ જો (બંધ થયા પછી) એક નમાજનું વખત ગુજરે ( તો વગર ગોસલે પણ વતી દુરૂસ્ત થશે) અને દશ દીવસ બાદ બંધ થએથી ઇમામ આજમ (રહ)ને નજદીક વગર ગોસલે પણ સ્ત્રી મીલાપ જાએજ છે. અને બીજા ઇમામોની નજદીક વગર ગોસલે જાએજ નથી.

**મસલો** બે વોજુવાળાને વગર પડદે [21] કુરઆનને હાથ લગાડવું દુરસ્ત નથી પણ કુરઆનને ભણવું દુરસ્ત છે. અને જનાબત [ ગુસલની હાજત ] ની હાલતમાં હૈજમાં અને નિફાસમાં કુરઆન ભણવું પણ દુરસ્ત નથી.[1] અને ન મસજીદમાં દાખલ થવું અને ન તવાફ કરવો.

## ફસલ ૫

### નજાસત વિષે

જે જાનવર કે માંસ તેનું હલાલ છે [2] તેનો પેશાબ તથા ઘોડાનો પેશાબ, તથા હરામ ગોસ્તવાળા પક્ષીઓનું ઘુ એ હલકી નજાસતથી નાપાક છે. ચોથાઇ કપડાંથી[3] કમી હોએ તો માફીમાં છે. એટલે ચોથો હીસ્સો આગાપીછાનો કે કલીનો કે બાંહીનો જો એથી ઓછું ખરડાએ તો નમાજને રોકનાર નથી. પણ પાણીને નાપાક કરશે અને કુકડી તથા બતક વગર, હલાલ ગોસ્તવાળા પક્ષીઓનું ઘુ પાક છે. અને માણસ

---

લાભ લેવો અને ચુંબન કરવું અને અડકવું દુરૂસ્ત છે અગરજો વગર કપડે હોએ. અને હૈજ વાળા સ્ત્રીનું રાંધેલું અને તેની વાપરેલી ચીજ કે અડકેલી ચીજ જેમકે આટો પાણી વગેરેને વાપરવા મકરૂહ નથી. અને હૈજવાળીને બીસ્તરાથી જુદી કરવી લાએક નથી. કારણ કે એ યહુદીઓના કામને સરખુ છે. તહતાવી.

૨૧ અને પડદા સાથે કપડા વગેરે જેવાથી (પકડવું) દુરસ્ત છે. પણ જે કપડું પેહરેલું હોએ તેથી પણ દુરસ્ત નથી. ત્યારે આસતીન (બાંહી)થી પણ દુરસ્ત નથી. આલમગીરી.

૧ એટલે કુરઆનને કેરાઅતના ઈરાદાથી ભણવું દુરસ્ત નથી પણ સન, ના કે એક કામના શરૂ કરવાના ઈરાદાથી મના નથી. અને જે સના કે કામ શરૂ કરવાના ઇરાદાથી બીસમીલ્લાહીર રહમાનીર રહીમ પડશે તો તે એક મતે મના નથી અને અલહમ્દો વગેરેને દોઆ અને તબર્રોકને લીધે કે ઇસ્તેઆજા (પનાહ માંગવા) ને લીધે ભણવો દુરસ્ત છે. બહરૂર રાએકમાં છે કે (કુરઆન સિવાઇ) બીજા જીકરને ભણવું દુરસ્ત છે. અને એમાં દોઆ કોનુત પણ આવી ગઇ અને આલમગીરીયામાં છે કે જો હૈજવાળી સ્ત્રી શીક્ષક હોએ અને પાકી પહેલાં શીખવવાની અગત્ય હોએ તો આખી આયતને નહીં પડતાં શબ્દોને તુકડે તુકડા કરીને ભણાવે. એને કુરઆન શરીફ અગરજો ફારસી ખતમાં કે પાટી (તખતી) ઉપર કે પૈસા વગેરે ઉપર લખાયલું હોએ જો તે પુરી આયત હોએ તો તેને અડકવું દુરસ્ત નથી. અને એ લોકોને તફસીર, ફીકહ અને હદીસની કીતાબોને અડકવું મકરૂહ છે. અને હૈજ વાળી અને ગોસલના હાજતવાળાને તોસત, જબુર, અને ઇનજીલનું ભણવું મકરૂહ છે. અને જુજદાન સાથે તથા શીરાજો નહીં બંધાએલા પુઠા સાથે કુરઆન શરીફને અડકવું દુરસ્ત છે જેમકે હેદાયા, જોહરા વગેરેમાં છે. અને એનાજ ઊપર ફતવો છે" અને હાથ ધોયા પછી અને કોગળો કર્યા પછી ખાવું પીવું દુરસ્ત છે અને એથી પેહેલાં ગોસલના હાજતવાળાને મકરૂહ છે. અને હૈજ કે નિફાસવાળીને જ્યાં સુધી પવિત્ર નહીં થાએ ત્યાં સુધી દુરસ્ત છે દુર્રે મુખ્તાર. **મસલો** સ્ત્રીને જોઇએ કે હૈજ નિફાસના દીવસોમાં નમાજને વખતે વોજુ કરીને નમાજની જગ્યાએ કીબલા રૂખ બેસીને કેટલીકવાર તસબીહ અને તહલીલમાં લાગેલી રહે કે જેથી તેની ટેવ બદલાએ નહીં. આલમગીરીયા.

૨ જેમકે ગાઇ બકરી વગેરે.

૩ એટલે જે કપડાથી નગનતા ઢાંપી શકાએ તેનો ચોથો હીસ્સો જેમ કે કોડરીમાં છે. અને મબસુતમાં છે કે કોઇ પણ કપડું હોએ તેનો ચોથો ભાગ માતબર છે. અને આલમગીરીયામાં છે કે ફતવો અપાયલી આ વાત છે કે ચોથા કપડાંથી મતલબ કપડાના દરેક ભાગનો ચોથો હીસ્સો છે જેમકે બાંહી [ આસ્તીન ] કલી અને એવીજ રીતે નમાજીના દરેક અંગોનો ચોથો ભાગ મતલબ છે **મસલો** અશબાહમાં છે કે કાન ચીમડિયાના પેશાબ સિવાઇ દરેક પેશાબ નાપાક છે અને સીરાજીયામાં છે કે કાનચીમડયુનું ઘુ નાપાકીના હુકમમાં નથી. અને કાજીખાનમાં છે કે તે પાણીને કે કપડાને નાપાક કરતું નથી.

નો પેશાબ[૪] અગરજો નાઢનું બાળક હોએ, તથા ગધેડાનો પેશાબ તથા હરામ ગોસ્ત જાનવરોનો પેશાબ. તથા માણુસનું અને ચોપગાઓનું ગુ (તથા છાણ) એ ભારી નજાસતથી નાપાક છે. અને એવીજ રીતે દરેક જાનવરનું વેહતુ ખુન[૫] તથા અંગુરી દારૂ તથા મની છે.

**મસલો** ભારી નજાસતમાં દીરહમ[૬] જેટલી એટલે જો તે પાતળી હોએ તો હથેલીના ખાડા જેટલી ચોડી, અને ધાડી હોએ તો સાડાચાર માશા જેટલી નાપાકી માફીમાં છે[૭] પણ તે પાણી ને બગાડી કહાડશે.

**મસલો** માણુસનું એઠેલું[૮] ફરી તે કાફર કેમ ન હોએ. અને ઘોડાનું તથા હલાલ ગોસ્ત વાળા જાનવરોનું[૯] એઠેલું, તથા એઓનો પસીનો[૧૦] તથા ગધેડા, ખચ્ચરનો પસીનો પાક છે.[૧૧] અને બીલાડી ઉંદર, અને બીજાં ઘરમાં રેહતા જાનવરો જેમકે છબકલી વગેરેનું એઠેલું તથા હરામ ગોસ્ત પક્ષીઓનું * એઠેલું મકરૂહ છે[૧૨] અને બિલાડી સિવાઇ હરામ ગોસ્તવાળા ચોપગાઓનું તથા કુતરાનું, ભુંડનું વગેરે એના જેવા બીજા જાનવરોનું એઠેલું નાપાક છે,

**મસલો** સોઇની અણીના જેટલો પેશાબ[૧૩] છણકાયલો હોએ તો તે માફીમાં છે.[૧૪]

---

૪ અને એવીજ રીતે છે જે કંઇ માણુસના બદનથી નીકળે અને તે વોજુ કે ગોસલનું કારણ થાએ. દુર્રે મુખ્તાર.

૫ પણ માછલીનું, ચાંચડનું, જુનું અને મચ્છરનું ખુન પવિત્ર છે. દુર્રે મુખ્તાર. ઘણું હોએ તોએ. તહતાવી.

૬ નજાસતમાં મિસકાલને વજને દિરહમ માત્બર છે એટલે સાડાચાર માશાનો અંદાજો **મસલો** જો નજાસત દિરહમ જેટલી હશે તો માફી છે. પણ નમાજ તેથી મકરૂહ તહરીમીની સાથે સહી થશે તો તેનું ધોવું વાજેબ છે. અને જો તેથી કમી હોએ તો (તેથી નમાજ) મકરૂહ તન્જીહી થશે તો તેનું ધોવું સુંનત છે અને જો તેથી વધુ હોએ તો તે નમાજને બાતેલ કરનાર છે અને તેનું ધોવું ફરજ છે. દુર્રે મુખ્તાર.

૭ ફરી તે બદન ઉપર હોએ કે કપડા ઉપર હોએ

૮ માણસ એ આમ છે તે ગોસલની હાજતવાળો (જુનોબ) કે હેજ નિફાસવાળી હોએ. પણ શરાબ પીનારો તથા જે આદમીનું મ્હોં ખુનથી ખરાએલું હોએ તે જો શરાબથી તથા ખુનથી મ્હોં ખરડાયા છતાં કંઈ ચીજ પીને એઠેલું રેહવા દેશે તો તે નાપાક છે. અને જો તેણે કેટલીકવાર થુકને ગળાંથી ઉતારી હશે તો તો તેનું એઠેલું પણ સહી મત પ્રમાણે પવિત્ર છે. અસ્સિરાજુલ વહહાજ. અને પારકી સ્ત્રીનું એઠેલું પુરૂષ માટે અને પારકા પુરૂષનું એઠેલું સ્ત્રી માટે લેહેજત લેવાને લીધે મકરૂહ છે નાપાકીને લીધે નથી. અન્નહરૂલ ફાએક.

૯ ફરી તે ચોપગા હોએ કે પક્શી હોએ. પણ ગલીયોમાં ફરી નજાસત ખાનારી મરઘીનું એઠેલું મકરૂહ છે. મોહીતેસરખસી.

૧૦ અને દરેક જનાવરનો પસીનો તેના એઠેલાના હુકમમાં છે જેમ કે હેદાયામાં છે ત્યારે ગધેડા અને ખચ્ચરનું એઠેલું પણ તેના પસીનાની જેમ પાક છે. અને આ જે મશહુર છે કે ગધેડા અને ખચ્ચરનું એઠેલું મશકુક છે તેની મતલબ આ છે કે તેનાથી પાક કરવામાં શકક છે એટલે તેનાથી વોજુ કરવામાં [શકક છે] પણ જો કપડાંને લાગે તો કપડાંના પાક રેહવામાં શકક નથી. કાજીખાન

૧૧ જો તે કપડાંને લાગશે તો તેથી નમાજ દુરૂસ્ત છે. જો ઘણો હોએ તોએ, આલમગીરીયા અને જો પાણીમાં પડે તો જ્યાં સુધી તે પાણીની બરાબર નહીં થાએ ત્યાં સુધી તેનાથી વોજુ કરવું દુરૂસ્ત છે. અને તેનો હુકમ મુસતામલ પાણી (વોજુ ગોસલમાં વપરાએલા પાણી)સરખો છે. તહતાવી. તથા આલમગીરી.

*જેમકે ફકત નજાસત ખાનારી જાતનો કાગડો, ચીલ, બાજ, શકરો, વગેરે. ગુ. મો.

૧૨ જો બીજું પાણી મળતુ હોએ તો તેને વાપરવું મકરૂહ તનજીહી છે અને નહીં તો કંઇ પણ મકરૂહ નથી. દુર્રે મુખ્તાર.

૧૩ માણુસનો હોએ કે બીજાનો હોએ, અને આ કાયદો તે વખત સુધી છે કે તેની નીશાની કપડાં ઉપર દેખાતી નહી હોએ. નહીં તો જે દેખાતી હોએ તેનો અંદાજો કરી ભેગું કરવામાં આવે. અને જો તે દીરહમ જેટલી થશે તો તેનું ધોવું વાજેબ છે. તહતાવી.

૧૪ અગર જો તમામ કપડા ઉપર હોએ તોએ માફ છે. તહતાવી. પણ તે પાણીને નાપાક કરશે. દુર્રે મુખતાર.

## ફસલ ૬
### પાક કરવા વિષે.

નજાસતે હુકમીની પકી પાણીથીજ થાએ છે[15] કે જે આકાશથી ઉતરેલું હોએ[16] અથવા પૃથ્વીથી નીકળ્યું હોએ જેમકે દરયાનું, કુવાનું, અને નેહેરનું પાણી. ત્યારે ઝાડના પાણીથી કે ફલના પાણીથી જેમકે તરબુજ, અંગુર, અને કેલાના પાણીથી પાકી મળી શકે નહીં. અને જો પાણીમાં કંઇ પાક વસ્તુ પડે જેવી કે માટી અથવા સાબુ અથવા જાફરાન તો વોજુ તેથી દુરસ્ત છે. પણ જે વેળા તે વસ્તુ પાણીના પાતળા પણાને મટાડે, અથવા પાણીને બરાબર કે તેથી વધુ[17] ભાગ મળ્યો હોએ જેમકે અડધો સેર ગોલાબ અને અડધો સેર પાણી ભેલ થયાં હોએ અથવા પાણીનું નામ મટીને તેનું નામ સેરવો, ગુલાબ, સરકો યા એવું બીજું કંઇ થયું હોએ તો એ સુરતમાં તેથી વોજુ, ગોસલ કરવાં એકે મતે (અઇજમાં) દુરસ્ત નથી પણ તેથી નાપાક કપડું અને એના જેવું બીજુ કંઇ ધોવું ઇમામ આજમ (રહ)ની નજદીક દુરસ્ત છે અને ઇમામ મોહંમ્મદ, તથા શાફેઇ વગેરે ઇમામોની નજદીક જાએજ નથી.

મસલો ઘાડી મની[18] પણ સુકાએલી જો કપડા ઉપરથી ખુરચી નખાએ[19] તો કપડું પવિત્ર થાએ છે.[20] અને તલવાર કે એના જેવું[21] બીજું કંઇ મસલી નાંખેથી પાક થાએ છે.[22] અને નાપાક જમીન જો સુકાએ જાએ[23] અને નાપાકીની નીશાન (જેમકે રંગ બો) રહે નહીં તો તે તયમ્મોમને માટે તો નહીં પણ નમાજને માટે પાક થાએ છે.[24] અને એવીજ રીતે દીવાર, ચુણેલી ઇંટ,[25] તથા વગર કટાએલાં ઘાંસ ઝાડ[26] (સુકાએથી પવિત્ર થાએ)

---

[15] મસલો નજાસતે હકીકીની પાકી પાક પાણીથી, અગર જો તે મુસતામલ હોએ તથા સરકો ગુલાબ વગેરે જેવાં દરેક પાક ચીજ કે વેહતી હોએ અને નજાસત દુર કરનાર હોએ તેથી થાએ છે. અને દુધ તથા તેલ એ નજાસત દુર કરનાર નથી એથી તહારત થતી નથી. તહતાવી.

[16] અને જે પાણી કે સુર્યથી ગરમ થયું હોએ તેથી વોજુ ગુસલ કરવાની હદીસ શરીફમાં મનાઇ આવેલી છે તેથી કોડ ઉત્પન્ન થાએ છે જમજમના પાણીથી વગર કરાહતે વોજુ ગુસલ કરવા દુરસ્ત છે. દુરે મુખ્તાર. ગા. મા.

[17] એટલે પાણીના ભોગના બરાબર હોએ અથવા તેથી વધારે હોએ.

[18] તે એવી શરતથી કે જકરનું માંથું પાક હોએ એટલે પાણીથી ઇસ્તીનજો કીધેલો હોએ. દુરે મુખતાર.

[19] જાહેર મજહબ પ્રમાણે બદનનો હુકમ પણ એવી રીતે છે. કપડાંમાં અને બદનમાં કશો ફરક નથી. દુરે મુખતાર.

[20] અને જો સુકી મનીને કપડાથી ખુરચી હોએ અને તેની નીશાન નહીં રહી હોએ તો પછી તેને પાણી લાગે તો ખરા મત પ્રમાણે તે ફરીથી નાપાક થતું નથી. ખુલાસો.

[21] એટલે જે ચીજ કે સખ્ત અને સરખી જેમકે છરી, આરસી, કાચ, અને તરવાર જેવી હોએ તે માટી અથવા કપડુ મસલાથી જેમ ધોવાથી પાક થાએ છે તેમ પાક થાએ છે.

[22] અને જોડા તથા મોજો જો ધુ તથા ખુન જેવી જુસ્સાવાળી નજાસતથી નાપાક થાએ એટલે એવી નજાસતથી કે તેના સુકા પછી નીશાની દેખાએ. અગર જો તે બીજી ચીજના મળવાથી હોએ જેમકે દારૂ અને પેશાબ (કે તે પાતળી છે અને) માટી વગેરેના મળવાથી (જીસમવાળી થઇ હોએ) તેને સખ્ત રીતે ઘસડવાથી તથા જમીન ઉપર મસલવાથી તેની અસર મટી જવાથી પાક થાએ છે. પણ જો તે નીશાનનું મટવું ઘણું મુસ્કેલ હોએ (તો તેના રેહવાથી કશી નુકશાની નથી] અને જો તે નજાસત જીરમ વાળી (જુસ્સાવાળી) નહીં હોએ તો તે ધોવાથી પવિત્ર થાએ છે. દુરે મુખ્તાર. તથા રદ્દે મોહતાર.

[23] ફરી તે સુર્યથી સુકાએ કે અગ્નિથી સુકાએ કે હવાથી સુકાએ સવે બરાબર છે. બહરે રાએક. અને નજાસતની અસર એટલે રંગ તથા બો છે. દુરે મુખ્તાર.

[24] અને તે પછી જો તેને પાણી લાગશે તો ફરી તે નાપાક થશે નહીં. એજ ખરૂં છે. અને જો પાણી તેના ઉપર નાખીને બેસે તો કશી અડચણ નથી. કાજીખાન.

[25] પણ જે ઇંટ કે છુટી હોએ અને એક જગ્યાથી બીજી જગ્યા જમીનથી વગર ઉખેડે ફેરવાની હોએ અને લઇ જવાતી હોએ તો તે વગર ધોએ પવિત્ર થશે નહી. મોહીત. આલમગીરી

[26] જમીનની અંદરના કાંકરા પણ એજ

છે. પણ કટાઈલાં વગર ધોએ પાક થાએ નહીં.

**મસલો** જો નાપાકી દેખીત હોએ[27] તો તે ઇમામ આજમ (રહ)ની નજદીક એટલા અંદાજામાં ધોવાવી જોઇએ કે ખુદ મટી જાએ. પણ કેટલાકને નજદીક ખુદ તે નજાસતના મટવા પછી પણ ત્રણ વાર ધોવું જોઇએ અને દરેક વાર જો થઈ શકે તો નીચવવું જોઇએ, ૩૨ અને જો નહીં થઇ શકે તો દરેક વાર એટલું સુકવે કે ટપકતું બંધ પડે. અને જો નાપાકી કે દેખીત નહોએ, તેને ત્રણવાર કે સાતવાર ધોવી જોઇએ અને દરેક વાર નીચોવવી[1] જોઇએ. અને છાણ બળીને રાખ થાએ તો તે ઇમામ યુસોફને નજદીક નહીં પણ ઇમામ મોહમ્મદને નજદીક પાક થાએ છે.[2] એવીજ રીતે ગધેડું (કે ભુણ) જો મીઠાની ખાણમાં પડીને મીઠું બને તો તે ઇમામ યુસોફ (રહ)ને નજદીક તો નહીં પણ ઇમામ મોહમ્મદ (રહ) ને નજદીક પવિત્ર થાએ છે. અને મુરદારનું ચામડું કેલવવાથી પાક થાએ છે.[3]

**મસલો** વહેતું પાણી[4] અને ઘણું પાણી, તેમાં નાપાકી પડવાથી અથવા નજાસત પર તેના ગુજરવાથી, જ્યાં સુધી તેમાં નજાસતના સબબથી રંગ કે બો કે મજા જાહેર થાએ નહીં ત્યાં સુધી તે નાપાક થતું નથી.

**મસલો** જો કુતરૂ વેહતા પાણીની નલકોરીમાં બેઠું હોએ અથવા કોઈ મુરદાર તેમાં પડ્યું હોએ અથવા નલને લગોલગ નજાસત પડી હોએ અને છતનું પાણી તે નલથી વરસાદમાં જતું હોએ, તો જો ઘણું પાણી કુતરાને કે નાપાકીને લાગીને વહે છે તો નાપાક થશે અને જો ઘણું પાણી લાગીને વેહતું નથી તો નાપાક થશે નહીં[5]

**મસલો** થોડું પાણી થોડી નજાસતથી નાપાક થશે.

---

કાયદામાં છે. પણ જો કાંકરા કે જમીનની ઉપર હોએ તે વગર ધોએ પવિત્ર થશે નહી. મુનયતુલ મોસલ્લી.

૨૭ એટલે દેખાતી નજાસત (નજાસતે મરઇ) અને દેખાતી તે છે કે સુકાયા પછી દેખાએ જેમકે લોહી ગુ. અને નહીં દેખાતી (ગેર મરઇ) તે છે કે જે સુકાયા પછી દેખાએ નહીં. તહતાવી.

૧ એટલે પુરતી શકિતથી એવું નીચોવવું કે ટપકતું બંધ પડે. અને જો (ફરી) બીજા શખ્સના નીચોવવાથી ટપકશે તો તે બીજા માટે નહીં પણ પેહેલા માણસને માટે પવિત્ર થશે. અને જો કપડાંની બારીકાને લીધે નીચોવવામાં મેહેનત નહીં લીધી તો તે જરૂરતને લીધે પવિત્ર થશે. દુરેં મુખ્તાર. પણ કાજીખાનામાં પવિત્ર નહીં થવું લખેલુ છે. તહતાવી. અને છેલી વખતે એવી રીતે નીચવવું જોઇએ કે તે પછી એ શખ્સથી વધારે જોર કહાડાથી પાણી વહે નહીં. નહીં તો પવિત્ર થશે નહીં. ઓસુલની રીવાયત આજ છે. પણ ઓસુલ સિવાઈ બીજી રીવાયતમાં એકવાર નિચોવવું બસ છે. અને એ પરજ ફતવો છે. તાતારખાનીયા અને આલમગીરીયા.

૨ અને એમના કેહવા ઉપર ફતવો છે. ખોલાસો. અને ગુ, મેલાનો પણ એજ હુકમ છે. [એટલે તે પણ બલી રાખ થવાથી પાક થાએ છે) બહરે રાએક. એવીજ રીતે જો નાપાક માટીથી કુંજો કે હાંડી બનાવી અગ્નિમાં પકવી હોએ તો તે ઇમામ મોહમ્મદ [રહ]ની નજદીક પાક થાએ છે. મોહીત.

૩ કેલવવાની મતલબ આ છે કે ચામડાને એટલું સુકવે કે તે પાણી લાગેથી સડે નહીં અગર જો એ સુકાવવું તડકામાં નાખીને હોએ. અને ભુંડ અને માણસ વગર દરેક ચામડું કેલવવાથી પવિત્ર થાએ છે. ભુંડનું ચામડું તે ખુદ નાપાક હોવાને લીધે, અને માણસનું ચામડું તેના માનને લીધે કેલવવામાં આવતું નથી. અને જે ચામડું કેલવવાથી પાક થાએ છે તે જુબ્હ કરવાથી પણ પાક થાએ છે અને મુરદારના વાળ, હાડકું, અને પહહા જો તે પર ચીકાસ નહીં હોએ તો. અને મુરદારનાં સીંગ એ (સર્વ) પાક છે. દુરેં મુખ્તાર તથા તહતાવી.

૪ વેહતું પાણી તે છે કે જે લોકોની બોલ ચાલમાં વેહતું કેહવાએ અથવા તે છે કે જે ઘાંસ તણખાને વહેવે. દુરેં મુખ્તાર.

૫ આ ઇબારતના જાહેરી અર્થ આ છે કે જો અર્ધું કે તેથી ઓછું પાણી કુતરાને કે નાપાકીને લાગશે તો પાણી પાક છે પણ ફોકા હાઓએ તો અરધું પાણી લાગે તો પણ નાપાક ફરમાવેલું છે. દુરેં મુખ્તાર. અને આલમગીરીમાં સેરાજે વહહાજથી લખેલું છે કે જો ધાભા ઉપર નજાસત હોએ ફરી વરસાદ વરસી નળમાંથી વહે તો જો તે નજાસત નળની પાસે હશે અને સર્વ પાણી કે વધુ કે અરધું નજાસતને લાગતું હશે તો તે નાપાક છે, અને નહીં તો પાક છે. અને જો ધાભા ઉપર છુટી છવાઇ નાપાકી હોએ અને નળ પાસે ન હોએ તો જે પાણી નળથી જાએ છે તે નાપાક થશે

**મસલો** બે કુલ્લા એટલે પાંચ મશક પાણી હોએ દરેક મશકમાં સો રતલ જેટલું હોએ કે જે આ દેશ (પાણીપત)નું એક મણ પાનસેર છે અને તેનો સરવાળો પાંચ મણ પચ્ચીસ સેરનો થાએ છે. એ ઘણા ઇમામોને નજદીક ઘણા પાણીની ગણતરીમાં છે: પણ ઇમામ આજમ (રહ)ની નજદીક ઘણું પાણી તે છે કે જે એક તરફના હલાવવાથી[૬] બીજી તરફ હલે નહી. અને પાછલાઓએ[૭] તેનો અંદાજો દેહ દર દહ ગજથી[૮] કીધો છે[૯]

**મસલો** કુવામાં જો કોઇ જાનવર[૧૦] પડીને મરી જાએ[૧૧] તો જો તે જાનવર ફુલુ હોએ કે ફાટયું હોએ તો તે કુવાનું સઘળું પાણી[૧૨] કહાડી નખાએ. અને જો તેમ થયું નથી તો જો તે મોટું જાનવર છે જેમકે બીલાડી[૧૩] અથવા તેથી

---

નહીં તેનો હુકમ જારી પાણીના સરખો છે. અને વળી ફતાવા આલમગીરીમાં છે કે વરસાદ વરસતી વેળા પાણી જારીનો હુકમ રાખે છે તો જો અગયાસી ઉપરની નજાસત ઉપર પાણી પડી વહીને કોઇના કપડાને લાગશે તો જ્યાં સુધી તે પાણી નજાસતથી બગડેલું ન હોએ ત્યાં સુધી તે નાપાક થશે નહીં.

૬ આ હીદાયાવાળાનો મત છે અને કન્ને નજમે જમીનીયા રીસાલાઓમાં શમસુલ આઇમ્મા રૂકનુંલ ઇસલામ વગેરેથી નકલ કીધી છે કે આમે કસીર (ઘણું પાણી) ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક તે પાણી છે કે તેની એક તરફમાં પડેલી નજાસત બીજી બાજુએ અસર કરે નહીં. અને (અસર કીધી કે) નહીં કીધી તેની જાણ માટે તેજ વાપરનારની રાય માનબર છે.

૭ હનફી ફોકહા જેમકે અબુ સુલેમાન જોજજાની તથા બીજા ઘણા મશાએખો મોહીત. પણ બહરે રાએકવાળા (પોતાના) જમીનીયા રીસાલાઓમાં મોહમ્મદ બીન હસનથી નકલ કરે છે કે દેહ દર દહનો અંદાજો કોઇ પણ શરીઅતના કાયદા સાથે વલણ રાખતો નથી. એટલે તેની દલીલ શરીઅતમાં જણાતી નથી. હાં, એક દીવસ ઇમામ મોહમ્મદે મોટી હોજનો અંદાજો કરમાવ્યો કે મારી મસજીદ જેટલી થશે. જ્યારે તેમની મસજીદને માપી તો દીવારો સહીત દેહ દર દહ થઇ. પણ એવણ (છેવટે) ઇમામ અબુ હનીફા (રહ) ના મતથી મલતા થયા છે.

૮ ફતાવા આલમગીરીમાં છે કે કપડાનો ગજ માતબર છે કે જે ૭ મુઠી એટલે ચોવીસ આંગળનો થાએ છે. અને હેદાયાના હાશયામાં વર્ણવેલું છે કે માપણીનો ગજ કે જે સાત મુઠી અને સાતમી મુઠીએ એક આંગલી (ઉભી) એ માતબર નથી. પણ કાજીખાન કહે છે કે માપણીનો ગજ માતબર છે. કારણ કે માપણીની વસ્તુથી એજ ગજ મોનાસેબ છે

૯ જો હોજ ગોળાકાર હોએ તો છત્રીસ ગજ જોઇએ. અને જો ત્રીકોણ હોએ તો દરેક બાજુ પંદર ગજ અને ¼ તથા ⅕ જોઇએ. દુર્રે મુખ્તાર. અને ઉંડાઇમાં ફખતેલાફ છે. કેટલાકોની નજદીક (એટલો ઉંડો જોઇએ કે) જો બંને હાથથી પાણી ઉઠાવે તો નીચેથી જમીન ખુલી જાએ નહીં. એ રિવાયત ઇમામ અબુયુસોફે અબુ હનીફા (રહ) થી કીધી છે. અને કેટલાકોએ કહ્યું છે કે જો પાણી ખોબલીએ લઇએ તો હાથ જમીનની સપાટી સુધી લાગે નહીં. અને જો કોઈ હોજ એવો હોએ કે ઉપરથી દેહ દર દહ હોએ અને તેને નીચે ઓછો હોએ તો તેમાં વોજુ દુરૂસ્ત છે. પાણીના ઉપલા ભાગોનો એતબાર છે.

૧૦ તે જાનવર નાહનું હોએ કે મોટું હોએ પણ ખુન વેહતુ રાખતુ હોએ. દુર્રે મુખ્તાર. ત્યારે મચ્છર, ચાંચણ, નાંહની જાતની સબકલી વગેરે તથા તે જાનવર કે જેની પેદાશ પાણીમાં હોએ (એઓમાંનું કોઇ) જો પાણીમાં મરશે તો નાપાક થશે નહીં. એવીજ રીતે જો કંઇ નજાસત અગર જો તે સુકી હોએ. અથવા ખુનનું કે પીશાબનું ટીપું તેના પડાથી પણ સર્વ પાણી ખેંચવું જોઇએ.

૧૧ જો તે જાનવર જીવતું નીકળશે અને તે ભુંડની જેમ પોતે નાપાક (નજસુલ એન) નહીં હશે અને તેના પર કંઇ નાપાકી પણ નહીં હશે તો કંઇ પાણી ખેંચવું નહીં પડશે. પણ જો તે જાનવરે પાણીમાં મોહાં નાંખ્યું હશે તો તેના એોટલાનો કાયદો લાગુ પડશે. જો તેનું એોટેલું નાપાક છે તો સર્વ પાણી ખેંચવામાં આવશે અને નહીં તો ખેંચવાની જરૂર નથી. દુર્રે મુખ્તાર.

૧૨ જો સઘળું પાણી કહાડવું મુશકેલ હોએ તો કહાડતી વેળાની શરૂમાં (તે પાણીનો) અંદાજો કરવામાં આવે. અને બે સારા માણસો કે જેઓને પાણીના માપણીમાં માહેતી હોએ તેઓના કેહવા પ્રમાણે કરવામાં આવે. તેઓ જેટલું કહે તેટલું ખેંચાએ. અને ઇમામ મોહમ્મદ (રહ)થી એ બાબતમાં બસે ડોળચીથી તે ત્રણસો સુધી રિવાયત થઇ છે. આ મતમાં આસાની છે અને પેહેલામાં એહતેયાત છે. દુર્રે મુખ્તાર.

૧૩ માતબર કીતાબો જેવી કે હેદાયા દુર્રે મુખ્તાર, વગેરેમાં બીલાડીને કબુતરના

પણ મોટું છે તો પણ સઘળું પાણી કુવાનું કહાડી નખાએ અને એવી રીતે વચલે વાંગેના કબુતર જેટલાં ત્રણ જાનવર હોએ [તો પણ સઘળું પાણી કહાડાએ] અને જો નાહનું જાનવર છે જેમકે ઉંદર કે ચલ્લી તો તેના મરવાથી[14] વીશ ડોળચીથી[15] ત્રીસ સુધી કહાડાએ[16] અને કબુતર જેવાથી ચાલીસ ડોળચીથી સાઠ સુધી ખેંચાએ. અને ત્રણ ચલ્લી[17] એ કે કબુતરના હુકમમાં છે. ખુદા સર્વથી સારૂં જાણે છે

## ફસલ ૭.

## તયમ્મોમ વિષે.

જો નમાજ પડનાર[18] પાણીપર શકિત રાખતો નહોએ. એક ગાવ એટલે ચાર હજાર કદમ જેટલું પાણી દુર હોવાને લીધે અથવા બીમારી ઉત્પન્ન થવાની બીહીકને લીધે અથવા સાજો થવામાં દહાડા લાગવાની કે બીમારી વધવાની બીહીકને લીધે[19] અથવા દુશમન કે ફાડી ખાનાર પ્રાણીની[20] બીહીકને લીધે અથવા તરસા રહેવાની બીહીકને લીધે[21] અથવા ડોળચી દોરડું નહીં મલવાને લીધે.

---

જાનવર મરગી જેવા સાથે ગણી છે.

૧૪ ફરી તેનું મરવું કુવામાં હોએ કે કુવા બહાર હોએ. અને બીજા જાનવરોનો પણ એવોજ હુકમ છે. બહરે રાએક. અને જો જાનવર ઉંદર અને મરગીને વચ હોએ તે ઉંદરની ગણતરીમાં છે. અને જો મરગી અને બકરીને વચ હોએ તે મરગીની ગણતરીમાં છે. તાતારખાનીયા. અને એવીજ રીતે દરેક વચલું નાંહલાનો હુકમ રાખે છે. જોહરા.

૧૫ તે કુવા ઉપરની વચલે વાંગેની ડોળચી (માતબર છે). અને જો નહીં હોએ તો જે ડોળચીમાં એક સાઅ રહે તે છે. અને વધારે ઓછાનો હીસાબ કરવામાં આવે. અને ડોળચીનો ઘણો ભાગ ભરાએ તે (ડોળચીની ગણત્રી માટે) બસ છે.

૧૬ જાનવરના કહાડા પછી. મોહીત. અને કહાડવા પેહેલાં ખાલવવું મોતબર નથી. ફરીથી કુવો ખાલવવો જોઇએ. આલમગીરીયા. પણ જો નાપાક લાકડી કે કપડું કે તેનું કહાડવું નહી થઇ શકે તે પાણીના કહાડવાથી પવિત્ર થાએ છે. દુર્રે મુખ્તાર.

૧૭ અને બે બીલાડી એક બકરીના જેવી છે. અને બે ઉંદર એક ઉંદરના જેવા છે અને ત્રણથી પાંચ સુધી એક બીલાડી જેવા છે અને છ એક બકરી જેવા છે. દુર્રે મુખ્તાર. **મસલો.** જો જાનવરના પડવાનું વખત જણાયું હોએ તો તે વખતથી કુવાનાં પાણીને નજાસતે ગલીજાનો હુકમ લગાડાશે અને જો જણાયું નહોએ અને ફુલેલું (પણ) નહોએ તો એક રાત દીવસથી (નાપાક થવાનો હુકમ લગાડાશે) અને જો ફુલેલું કે ફાટેલું હશે તો ત્રણ રાત દીવસથી (નાપાક થવાનો હુકમ લગાડાશે). અને આ કાયદો વોજુ ગુસલ વિષે છે. તો જેટલી નમાજ એ મુદતમાં એ પાણીથી વોજુ ગુસલ કરીને ગુજારી હશે તે નમાજનું ફરીથી પડવું લાજેમ છે. અને જો તે પાણીથી નાપાક કપડું ધોયુ હોએ તો તેને નાપાક થવાનો હુકમ જાણ થવાનો વખતજ છે. દુર્રે મુખ્તાર. અને જો પાક કપડાને એ પાણીથી ધોયુ હોએ તો તેને ફરીથી ધોવું અગત્ય નથી. તહતાવી. પણ રદ્દે મોહતારવાળાએ કહ્યું છે કે કપડું અને વોજુ બંનેનો કાયદો જુદો કરવો એ સર્વ મતનોના બયાનથી વિરૂદ્ધ છે, કારણ કે એઓ કપડા અને વોજુમાં વગર ફેર કર્યે પાણીને નાપાક થવાનો હુકમ લગાડે છે. અને એ વિષે તે કેટલીક કીતાબોથી આધાર લાવ્યો છે. **મસલો.** ઉંદરનો પેશાબ, કબુતરનું ચલ્લીનું ગુ પડાથી પાણી કહાડાએ નહીં. દુર્રે મુખતાર.

૧૮ નમાજ પડનાર મોસાફેર હોએ કે ઘર બેઠેલો હોએ. શેહેરમાં હોએ કે તેથી બહાર હોએ (સર્વનો એકજ હુકમ છે.)

૧૯ આ ત્રણે બાબતે તે તયમ્મોમ કરનારની ધારનાથી તથા મુસલમાન હોશયાર હકીમના કેહવાથી જણાએ છે (દીની મામલામાં કાફેર હકીમનુ કહેવું માતબર નથી.) દુર્રે મુખતાર. જો ગોસલની હાજતવાળો ગામથી બહાર એવું જાણે કે જો તે ગોસલ કરશે તો સરદીથી મરી જશે અથવા માંદો પડશે તો તયમ્મોમ દુરૂસ્ત છે. અને જો શહેરમાં ઉંના પાણીની શકિત ધરાવે છે અથવા હમ્મામમાં જઇ શકે છે તો તે એક મતે દુરૂસ્ત નથી

૨૦ જેમકે સર્પ, અગ્નિ, ચોર, મુજી જાનવર ફરી તે બીહીક પોતાના જાનની હોએ કે માલની હોએ દરેક રીતે તયમ્મોમ દુરૂસ્ત છે. જો કોઈ સ્ત્રીને ભુંડા માણસની બીહીક હોએ અથવા કરજદારને લેણદાર તરફથી કેદ થવાની બીહીક હોએ, અથવા અમાનત રાખનારને અમાનત મુકેલા માલના ગુમ થવાની બીહીક હોએ તો (તયમ્મોમ) દુરૂસ્ત છે. આલમગીરીયા. પણ મજકુર બીહીક જો બંદા તરફના ડરવાથી હોએ તેમાં (ફરી) નમાજને દોહેરવે. અને આસમાની બીહીકમાં દોહેરવે નહીં. દુર્રે મુખતાર.

૨૧ તરસા રેહવાની બીહીક પોતા માટે હોએ

તો તેને જાએજ છે કે તે વોજુ અને ગોસલના બદલામાં જમીનની જાતીથી[22] કોઇ ચીજ ઉપર તયમ્મોમ કરે. ફરી તે માટી હોએ કે રેત કે ચુનો કે છો કે લાલ કાળો પત્થર કે સંગે મરમર (આરસપાન) હોએ એવી શરતથી કે તે પવિત્ર હોએ.[23]

**મસલો** પ્રથમ તયમ્મોમની નેયત[24] કરે અને બંને હાથ જમીન ઉપર મારીને એકવાર તમામ મ્હોં ઉપર ફેરવે. અને ફરી જમીન ઉપર મારીને કોહણી સુદ્ધાં બંને હાથ ઉપર ફેરવે આ ત્રણે ચીજ તયમ્મોમમાં ફરજ છે.[25] જો નખ જેટલું પણ હાથમાંથી કે મ્હોંમાથી રહી જાઇ તેના ઉપર હાથ નહીં ફરો હશે તો તયમ્મોમ દુરસ્ત થશે નહીં ત્યારે વીંટીને પણ હલાવવી જોઇએ અને આંગળીયોમાં ખીલાલ કરવો જોઇએ.

**મસલો** તયમ્મોમ કરવું નમાજના વખતથી પેહેલાં પણ દુરસ્ત છે અને એક તયમ્મોમથી કેટલીક નમાજો ફરજ નફલ પડવી પણ દુરસ્ત છે.

**મસલો** જો પાણી ઉપર શક્તિવાન થશે તો તયમ્મોમ બાતેલ થશે. અને જો નમાજ વચ્ચે પાણી ઉપર શક્તિવાન થશે તો જે નમાજ તયમ્મોમથી શરૂ કરી છે, તે બાતેલ થશે.

**મસલો** જો નમાજીનું બદન કે કપડું નાપાક હોએ અને તે પાણી વાપરવાને શક્તિવાન ન હોએ અને સતર ઓરત ઢાપી શકે એટલું બીજુ

અથવા પોતા સાથે ખાવા પીવાની શરીક સાથી માટે હોએ અથવા કાફલામાંના કોઇ માણસ માટે હોએ કે પોતાના જાનવર માટે હોએ, અગરજો તે જાનવર શીકારી કુતરૂં કે પેહરાનું કુતરૂં હોએ અને પીયાસની બીહીક આમ છે તરતને માટે હોએ અથવા આઇન્દાને માટે હોએ. અને એવીજ રીતે જો આટો સાંધવા માટે કે ખમીર બનાવવા માટે જરૂર હોએ તો તયમ્મોમ કરે અને આટો મેળવે પણ સેરવો કરવા વાપરવું દુરસ્ત નથી. આલમગીરી. એવીજ રીતે પાણીને નજાસત ધોવા વાપરવું ને તયમ્મોમ કરવું દુરસ્ત છે દુરેં મુખ્તાર

૨૨ જાણવું જોઇએ કે જે ચીજ બલીને રાખ થાએ જેમકે લાકડુ, અથવા પીગલીને નરમ થાએ જેમકે લોખંડ, સોનું, ચાંદી એ બંને તરેહ જમીનની જોતીમાંથી નથી. અને એ સિવાય બીજી જમીનની જાતીથી છે.

૨૩ **મસલો** પાણીના ખારપર તયમ્મોમ દુરસ્ત નથી. અને જો જમીનનો હોએ તો દુરસ્ત છે. અને જે નીમક પાણીનું હોએ તો પર દુરસ્ત નથી. અને જો પહાડી હોએ તો દુરસ્ત છે. અને મોતી પીસેલાં કે અણપીસેલાં ઉપર દુરસ્ત નથી. એવીજ. તરેહ ગાલેલા સોના ચાંદીપર, રાખપર. અબરપર, કાફુરપર કસતુરીપર, અને જમેલા પાણી પર દુરસ્ત નથી. આલમગીરીયા, અને કીચડ ઉપર દુરસ્ત છે તો જો કોઈ મુસાફરને કીચડ મળે અને પાણી કે સુકી જમીન કે કપડા ઉપર સુકા માટી નહી મળે, તો તે પોતાના કપડાને કીચડથી ખરડીને સુકવે અને તેથી તયમ્મોમ કરે પણ જ્યાં સુધી વખતના ફોત થવાની બીહીક નહીં હોએ ત્યાં સુધી પોતાના મ્હોંને વગર જરૂરતે ખરડે નહીં અને જો ખડશે તો દુરસ્ત છે. **મસલો** જે ચીજ ઉપર તયમ્મોમ કરવું દુરસ્ત નથા (જેમકે લાકડુ કપડુ વગેરે) તે પર જો એટલી ધુળ હોએ કે તેની અસર હાથ ઉપર જણાએ તો તે પર તયમ્મોમ કરવું દુરસ્ત છે અને જો તેમ નહોએ તો દુરસ્ત નથી. દુરેં મુખ્તાર. તથા રદ્દે મોહતાર.

૨૪ એટલે એવી કોઈ ઇબાદતની નેયત કરે કે જે વગર તહારતે દુરસ્ત નહોએ. તો જો જનાજાની નમાજ માટે કે તિલાવતના સિજદા માટે તયમ્મોમ કરશે તો ફરજ નમાજ તે તયમ્મોમથી દુરસ્ત છે અને હદસ અને જનાબતને (નેયતમાં) મુકરર કરવું જરૂર નથી. તો જો ગોસલની હાજતવાળો વોજુના ઇરાદાથી તયમ્મોમ કરશે તો બસ છે. પણ જો વગર જોયે કુરઆન પડવા કે કુરઆનને હાથ લગાડવા કે કબરની જીયારત કરવા કે મૈયત દફન કરવા કે અજાન કેહવા કે એકામત કેહવા કે મસજીદમાં દાખલ થવા તયમ્મોમ કરશે તો તેથી ફરજ પડવી દુરસ્ત નથી. આલમગીરીયા.

૨૫ દુરેં મુખ્તારમાં છે કે તયમ્મોમના રૂકન બે ચીજ છે (૧) બે વાર હાથ મારવા (૨) અને બધી જગ્યા [તેને] ફેરવવા. અને તેની શરત છ ચીજ છે (૧) નૈયત (૨) મસ્હ (૩) ત્રણ આંગળી અથવા એથી વધુથી કરે. (૪) જમીનની પાક જાતી. (૫) તેનું પાક કરનાર થવું. અને (૬) પાણીનું નહીં મળવું અને તેની સુન્નત આઠ ચીજ છે. (૧) હથેલી તરફથી બંને હાથ મારવા (૨) હાથની બંને હથેલીને આગળ લાવવી (૩) પાછળ લાવવી (૪) તેને ઝાડી નાખવા (૫) આંગળીયો પોહોલી રાખવી (૬) બીસ્મીલ્લાહ કેહવી. (૭) તરતીબથી કરવું. (૮) વગર ઢીલે એક પછી એક કરવું.

પાક કપડું નહીં[1] હોએ તો તેને નાપાકી સાથે નમાજ દુરૂસ્ત છે.

## નમાજનો બાબ.

### ફસલ ૧.

ઇસ્લામ,[2] અકલ, બોલુગ અને હેજ નિફા સથી પાકીની હાલતમાં વખત દાખલ થએથી નમાજ ફરજ થાએ છે.

**મસલો** જે વખતમાંથી તકબીરે તહરીમાં જેટલો વખત બચેલો હોએ ને કોઇ કાફેર મુસલમાન થાએ, અથવા કોઇ છોકરૂં[3] બાલેગ થાએ, અથવા કોઇ ગાંડો સાજો થાએ તો નમાજ તેના પર ફરજ થશે. પણ હેજ અને નિફાસ બંધ થયા પછી જો ગોસલ અને તહરીમાં જેટલો નમાજનો વખત રહેશે તો નમાજ ફરજ થશે.

### ફસલ ૨.

## નમાજના વખતો વીષે,

ફજરની નમાજનું વખતસુબ્હ સાદેકના[4] નીકળવાની છે. તે સુર્યનો કીનારો નીકળવા સુધી અને જોહરનું વખત સુર્યના ઢળવા પછીથી છે તે સાયા અસલી વગર[5] દરેક ચીજના તેના જેટલો સાયો (છાંયા) થાએ ત્યાં સુધી. અને તે સાયો અસલી શ્રાવણમાં[6] દોઢ કદમ થાએ છે. અને તે પછી તથા તેથી આગળ ચાર મહીના સુધી એક એક કદમ

---

૧ આ શરત કપડું નાપાક થવાની સાથે લાગુ છે **મસલો** જો નમાજીને સતર ઓરત જેટલું પાક કપડું નહીં મળે અને તેનું કપડું આખુ અથવા પોણાથી વધુ નાપાક હોએ અને પાથો ઓછું પાક હોએ તો બેહતર આ છે કે **નમાજ** તેજ કપડામાં પડે, અને નાંગા પડવું પણ દુરૂસ્ત છે. બેસીને રૂકુ સીજદાને ઇસારાથી કરે અને જો પા કપડું કે તેથી વધુ પાક હશે તો નમાજ તેમાંજ પડે નાંગા પડવું દુરૂસ્ત નથી. મુનયા દુરે મુખ્તાર **મસલો** વોજુના અંગોમાંથી કોઇ અંગ બીમાર હોએ કે તેને પાણી લગાડવું નુકશાન હોએ કે બીમારી વધારતું હોએ તો તે અંગ ઉપર હાથ તર કરીને મસહ કરે જો નુકશાન નહીં હોએ તો અને જો નુકશાન કરે તો પટ્ટી ઉપર કે પાટા ઉપર મસહ કરે અને બીજા અંગોને ધોએ. અને જો વોજુના ઘણા અંગો આજાઓ) માંદા કે જખમી હોએ ને તેનું ધોવું નુકશાનકારક હોએ તો તયમ્મોમ કરે. અને ખોલાસામાં છે કે અરધાં અંગ સાજા હોએ તોએ સહી મત પ્રમાણે તયમ્મોમ કરે.

૨ કારણ કે બાલક ગાંડો અને કાફેર ઉપર નમાજ ફરજ નથી અને હેજ નિફાસની હાલતમાં નમાજ માફ છે.

૩ જો કોઈ છોકરાંએ પ્રથમ વખતમાં નમાજ પડી હોએ અને તકબીરે તહરીમાં થઇ શકે એટલો વખત બાકી હોએ ને તે છોકરૂં બાલેગ થાએ તો (તે નમાજ) તેના પર ફરજ થશે કારણ કે પેહેલાં પડી તે નમાજ નફલ હતી તે ફરજની ગણતરીમા આવે નહીં. એવોજ હુકમ મુરતદનો છે કે જો કોઇ નમાજ ગુજારવા પછી મુરતદ થાએ (નઉજો બીલ્લાહ) અને વખત બાકી હોએ ને તે મુરતદ મુસલમાન થાએ તો (તે નમાજ) ફરજ થશે. તહતાવી.

૪ સુબ્હ સાદેક તે એક રોશની (સફેદી) છે કે જે આસમાનના કીનારામાં (પ્રથમ) ફેલાએ છે ફરી તે ચોતરફ વિયાપે છે. સુબ્હ સાદેકથી મતલબ તે સફેદી નથી કે જે લાંબી વરૂની પુછડી જેવી થાએ છે. દુરે મુખ્તાર (એટલે જેમ વરૂની પુછડીમાં ઉપર વાળ વધારે હોએ છે અને નીચે ઓછા તેમ એ સફેદીમાં ઉપર તરફ રોશની વધુ હોએ છે અને નીચે થોડી. એ સફેદી સુબ્હ કાજેબના નામથી ઓલખાએ છે)

૫ સાયા અસલી તે છાંયા છે કે ઠીક બપોહોરે દરેક ચીજની છાંયા પડે છે અને તે ઘણા દેશમાં ઉત્તર તરફ પડે છે (પણ વડોદરાથી દક્ષિણે લંકા સુધી ૠતુના ફેરમાં ઉત્તર દક્ષિણ બને બાજુએ પડે છે. અને ગરમીની મોસમમાં અમુક દીવસમાં જયારે સુર્ય માંથે આવે છે ત્યારે તદન છાંયા પડતી નથી ત્યા સાયા અસલીને બાદ કરવાની પણ જરૂર નથી.)

૬ કર્તાએ સાયા અસલીનું જે બયાન લખ્યું છે તે પોતાના દેશ પ્રમાણે હશે. પણ માલાબુદ્દ મિન્હોની નોટમાં લખાયલા કોઠા ઉપરથી સુરત શેહેરના સાયા અસલીનો હાલ અતરે ટાંકું છું ૨૧ માર્ચે ૨¾, કદમ ૨૧ અપરેલે ૧$\frac{3}{5}$ કદમ ૨૨ મેએ $\frac{3}{5}$ કદમ. ૨૩ જુને $\frac{3}{10}$ કદમ ૨૪ જુલાયે $\frac{3}{5}$ કદમ. ૨૪ આગષ્ટે ૧$\frac{3}{5}$ કદમ. ૨૪ સપ્ટેમ્બરે ૨¾ કદમ. ૨૪ અકટોબરે ૪$\frac{3}{10}$ કદમ ૨૩ નવેમબરે ૬$\frac{3}{10}$ કદમ ૨૨ ડીસંબરે ૭ કદમ ૩૦ જાનેવારીએ ૬$\frac{3}{10}$ કદમ. અને ૧૯ ફેબ્રુઆરીએ ૪$\frac{3}{5}$ કદમ થાએ છે. અને કદમ દરેક ચીજના સાતમાં ભાગને કહે છે. ત્યારે જો એ સાયો જાણવો હોએ તો તે વખતની મોસમ પ્રમાણે ઉપર લખ્યા મુજબનો સાયા અ-

વધે છે. અને તે પછી દરેક મહીનામાં બબે કદમ વધે છે, તે એટલા સુધી કે માગસરમાં સાડાદશ કદમ થાએ છે. અને કદમ કહેનાં દરેક ચીજનો સાતમો ભાગ છે. એ મત (એટલે સાયા અસલી સીવાઇ દરેક ચીજના એક સાયા સુધી જોહરનો વખત છે એ) ઇમામ અબુ યુસોફ, મોહમ્મદ અને બીજા ઘણા ઓલમાએ (રહ)નો છે અને ઇમામ આજમ [રહ]થી પણ એવી એક રીવાયત છે પણ મુફતા બીહી રીવાયત ઇમામ આજમ (રહ)થી આ છે કે સાયા અસલી વગર જ્યાં સુધી દરેક ચીજ નો બેવડો સાયો નહીં થાએ ત્યાં સુધી જોહરનો વખત છે. અને બંને મત પ્રમાણે જોહરનો વખત વીતેથી અસરનો વખત છે તે સુર્યો પીળો તથા વગર તેજીને[૯] નહીં થાએ ત્યાં સુધી. તે પછી સુર્યાસ્ત સુધી અસરનો મકરૂહ[૧૦] વખત છે તે વખતમાં[૧૧] તેજ દીવસની અસર મકરૂહ તહરીમાં સાથે દુરૂસ્ત છે. પણ બીજી નમાજ ફરજ નફલ દુરૂસ્ત નથી.[૧૨] અને સુર્યાસ્ત પછી મગરેબનો વખત છે. તે ઘણા ઓલમાઓના મત પ્રમાણે લાલ શફકના ડુબવા સુધી છે. અને ઇમામ આજમ (રહ)ની નજદીક સફેદ શફક[૧૩]ના ડુબવા સુધી મગરેબનો વખત રહે છે. પણ તારાઓના ઝગઝગાટ પછી મકરૂહ તંજીહીથી[૧૪] મગરેબની નમાજ મકરૂહ થશે. અને બંને મત પ્રમાણે

---

અસલી અને બે સાયા બીજા થાએ ત્યારે બે સાયા જાણવા ગુ૦ મો૦

૭ બહરેરાએક વાળાએ આ મતનું ખરાપણું બદાએ, મોહીત, તસહીસે કોદુરી, નસફી, સદરૂશ શરીઆ, શરહ મજમા, ગેયાસીયા વગેરેથી નકલ કીધું છે પણ દુરે મુખ્તાર એક સાયો થયેથી અસરનું વખત લખે છે. તહાવી. (રહ) કહે છે કે અમો એજ મત લઇએ છીએ ગોરરૂલ અજકારમાં છે એજ ખરૂં છે (માખુજ) છે. બુરહાનમાં છે કે જીબરઇલનું બયાન કે જે વખત બતાવવામાં ખુલ્લું છે તેથી આજ (એક સાયો) જાહેર છે અને ફેજમાં છે કે આજને દીવસે એના ઉપરજ લોકોનો અમલ છે. અને એના ઉપરજ ફતવો છે અને આલમગીરીમાં શરહે મજમાંથી લખાયેલું છે કે ફોકહાઓએ કહ્યું છે કે બચાવ આમા છે કે જોહરની નમાજને સાયા અસ્લી સિવાઇ એક સાયો થયા પેહેલાં ગુજારે અને અસરને સાયા અસ્લી સિવાએ બે સાયા પછી ગુજારે કે જેથી બંને નમાજો પોતાના વખતમાં દરેક ઇમામોના મત પ્રમાણે ગુજારેલી થાએ. અને જામેઉર રમુજમાં છે કે જોહરને ઇખતેલાફી વખત સુધી પોહોંચાવવું મકરૂહ છે [ભાષાંતર કર્તા કહે છે કે આસરે ચોવીશ વર્ષથી મક્કા શરીફમાં સાયા અસ્લી સિવાઈ એક સાયો થએથી અસરની નમાજ પડાએ છે.

૮ અને એક અમાતબર રીવાયત પ્રમાણે બીજા છાંયામાં મોહમલ (નકામો) વખત છે. તે ન જોહરનો વખત છે. અને ન અસરનો. બુરહાન

૯ અને કેટલાકોની નજદીક આફતાબની રોશની દીવાલો ઉપર પીળી નહીં થાએ ત્યાં સુધી શમની તથા બુરહાન.

૧૦ પણ જો સુર્યના પીળા થવા પેહેલાંથી [નમાજ] શરૂ કરી હોએ અને પીળો થયા પછી પુરી કીધી હોએ તો મકરૂહ નથી. બહરેરાએક.

૧૧ એટલે સુર્યના પીળા થવાથી તે ડુબવા સુધી પુરા ડુબવાનો હુકમ રાખે છે. એવીજ રીતે સુર્યના નીકળવાનો હાલ છે એટલે જ્યાં સુધી માણસ સુર્યના ચાંનકાને જોઇ શકે છે (અને તેની આંખ ચુંધલાતી નથી) ત્યાં સુધી તે નીકળવાનાજ કાયદામાં છે ખોલાસો તથા આલમગીરીયા

૧૨ ફરજ કજા, વાજેબ કજા કે અદા, જનાજાની નમાજ અને તિલાવતનો સિજદો દુરૂસ્ત નથી. એટલે જનાજાની નમાજ અને તિલાવતનો સિજદો પેહેલાંથી વાજેબ થયો હોએ તો અને જો જનાજો એ વખતે તૈયાર થયો હોએ અથવા સિજદાની તીલાવત એ વખતે કીધી હોએ તો દુરૂસ્ત છે. કારણ કે વાજેબ પણ નુકસાનીના વખતમાં હતું અને અદા પણ નુકસાનીના વખતમાં થયા પણ સિજદો અદા કરવામાં ઢીલ કરવી અફજલ છે. અને જનાજાની નમાજમાં ઢીલ કરવી મકરૂહ છે અને નફલ જો પડશે તો કરાહીયતની સાથે અદા થશે દુરે મુખતાર: આલમગીરી.

૧૩ ઇમામ સાહેબ [રહ] નો બીજો કોલ સાહેબેન તથા ત્રણે ઇમામોનાં સરખો છે (કે લાલ શફકના ડુબવાથી મગરેબનો વખત જાએ છે) અને એ મત તરફ તેવણે રોજુ કરેલું [છેવટમાં એના તરફ વલણ કીધેલું] અને એજ મજહબ છે દુરે મુખતાર

૧૪ પણ દુરે મુખતારવાળા સાહબે મકરૂહે તહરીમા કહ્યું છે. પણ મુસાફર અને ખાના ઉપર બેઠેલો ભુખો એ કાએદામાં દાખલ નથી. અને બે રકઅત જેટલી વાર લગાડવી મકરૂહ તનજીહી છે.

મગરેબનો વખત ગુજરે ત્યાંથી[૧૫] એશાનો વખત છે તે ઘણા એ લમાઓના મત પ્રમાણે અરધી રાત સુધીછે[૧૬] અને ઇમામ આજમ (રહ)ની નજદીક મકરૂહ તહરીમી સાથે સુબ્હ સુધી છે. અને વિત્રનો વખત[૧૭] એશાના અદા કર્યા પછીથી તે સુબ્હ નીકળવા સુધી છે.

અને ગરમીના દીવસમાં જોહરને મોડેથી પડવી[૧૮] તથા ત્રીજે હીસ્સે રાત સુધી એશાને મોડેથી પડવી તથા સુબ્હને એવી રોશનીમાં[૧૯] પડવી કે સુંનત પ્રમાણે કેરાઅતથી નમાજ અદા કરે, અને જો તેમ કરવામાં કંઈ નુકસાન દેખાએ તો ફરી તે સુંનત પ્રમાણે કેરાઅતથી અદા કરે, એ મુસ્તહબ છે. અને બીજી નમાજોમાં[૧] કર્તાના મત પ્રમાણે જલદી કરવી બેહતર છે. પણ જમાઅતની ઇનતેજારી હોએ તો (વાર લગાડવી સારી છે).

અને સુર્ય ઉગવાને વખતે અને સુર્ય માથે આવે ત્યારે[૨] અને ડુબતી વેળા તે દીવસની અસર વગર બીજી કોઈ નમાજ દુરૂસ્ત નથી. નતો તિલાવતનો સિજદો અને ન જનાજાની નમાજ. અને ફજરના વખતમાં[૩] ફજરની સુંનત સિવાઈ અને અસર પછી સુર્ય પીળો થવા પહેલાં[૪] અને મગ-

૧૫ અને જે જગ્યાએ એશાનો વખત રેહતો નથી જેમકે ગરમીના ચાલીસ દીવસમાં બીલગેરયા દેશમાં તે દેશના રહીશો માટે એશાની નમાજ નથી. દુરે મુખતાર તહતાવી.

૧૬ કર્તાની ઇબારતથી જાહેર આ જણાએ છે કે ઇમામ આજમ [રહ] સિવાઈ સાહેબેન તથા ત્રણે ઇમામોની નજદીક અરધી રાત પછી ઇશાનો વખત નથી. પણ મજહબ સંગ્રહ પુસ્તકો જેમકે બુરહાન, શમની વગેરેમાં એ જણાતો નથી. એટલુજ નહીં પણ હનફી મજહબની માતબર કીતાબો ખુલાસો, દુરે મુખતાર વગેરેમાં જે વર્ણાયુ છે તે આટલુંજ છે કે એશાને તરતીયાંસ રાત સુધી વાર લગાડવી મુસ્તહબ છે અને અરધી રાત સુધી મોબાહ છે અને તે પછી સુબ્હ સુધી મકરૂહ છે.

૧૭ આ સાહેબેનના મત પ્રમાણે છે. અને ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક વિત્ર અને એશાનું વખત એકજ છે. પણ ફરજ તથા વાજેબમાં તરતીબથી (એટલે પેહેલાં ફરજ પછી વાજેબ) પડવું વાજેબ થવાથી વિત્રને પાછલ પડવી વાજેબ છે. બુરહાન દુરે મુખતાર એજ માટે જો કોઈ શખ્શે ભુલથી વિત્રને પ્રથમ પડી હશે અથવા બંને (એશા તથા વિત્ર) અદા કર્યા પછી ફકત એશાનું ફાસેદ થવું સિદ્ધ થયું હશે તો ઇમામ સાહેબ (રહ)ની નજદીક વિત્ર સહી છે ફકત એશાને ફરીથી પડે. કારણ કે એવા ઓજરથી તરતીબ રેહતી નથી. અને સાહેબેનની નજદીક બંનેને ફરી પડવી જોઇએ.

૧૮ હદીસ શરીફમાં છે કે જોહરને ઠંડીના વખતમાં પડો કારણ કે ગરમીની સખ્તાઇ એ દોજખના ભડકાંથી છે. અને તહતાવીએ ઇબ્ને મસઉદથી નકલ કીધી છે કે નબી સાહેબ (સલ) જોહરને ઠંડીમાં જલદી પડતા હતા અને ગરમીમાં દેર કરતા હતા. બુરહાન. ઠંડીની હદ આટલી છે કે દીવાલન છાયામાં આવવું જવું થઇ શકે દુરે મુખ્તાર. અને આ કાયદામાં એકલો નમાજ પડનાર કે જમાઅત બરાબર છે. આલમગીરી. ખરીફની મોસમ એ ગરમીનાં કાયદામાં દાખલ છે. અને રબી તે ઠંડીના હુકમમાં છે દુરે મુખતાર

૧૯ એટલે શરૂ પણ રોશનીમાં કરવી અને પુરી પણ રોશનીમાં કરવી. પણ ઇમામ તહાવી (રહ)ની નજદીક શરૂ અંધારામાં કરવી અને પુરી રોશનીમાં કરવી બેહતર છે. શમની પણ હાજીયોને દસમી જીલહજે મુજદલફામાં અંધારામાં પડવી અને સ્ત્રીઓને હંમેશ અંધારામાં પડવી અફજલ છે. દુરે મુખતાર.

૧ એટલે ઠંડીમાં જોહર અને કોઇ પણ મોસમની (મુતલક) અસર મગરેબમાં જલદી કરવી હજરત કર્તા (રહ)ની નજદીક બેહતર છે. અને હનફી મજહબની કીતાબોમાં વાદળાના દીવસ સિવાઇ અસરની નમાજને સુર્ય પીળો થયા પેહેલાં મોડેથી પડવી મુસ્તહબ છે. અને વાદળાના દીવસમાં અસર, એશામાં જલદી કરવી અને એ બે વગર બીજી નમાજોમાં મોડેથી પડવી એઓની નજદીક મુસ્તહબ છે.

૨ ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક જુમઆને દીવસ સુર્યો માથે આવવાને વખતે નફલ ગુજારવા દુરૂસ્ત છે. અને એપર ફતવો છે અશબાહ દુરે મુખ્તાર. અને સુર્યોદય પછી જ્યાં સુધી સુર્ય પીળો રહે અને આંખ તેને જોવાથી ચુધલાએ નહીં ત્યાં સુધી તે ઉગવાના હુકમમાં છે. ખુલાસો અને એવોજ હાલ સુર્યાસ્તનો છે જેમકે આગળી નોટમાં આવી ગયું છે.

૩ એટલે ફજરની ફરજ અદા કરવા પેહેલાં અને તે પછી.

૪ અને સુર્યો પીળો થયાને વખતે પણ મકરૂહ છે. આલમગીરી.

રેબથી પેહેલાં નફ્લ મકરૂલ છે. પણ કજા દુરસ્ત છે [૫]

## ફસલ ૩

## અજાન વિષે.

અજાન અને એકામત અદા નમાજ અને કજા બંને માટે[૬] સુનંત છે. અને તેના શબ્દો પ્રખ્યાત છે.* અને મોસાફિરને અજાનનું મુકવું મકરૂહ છે અને જે કોઇ ઘરમાં નમાજ ગુજારે તેને ગામની અજાન દેવાયલી બસ છે.

## ફસલ ૪

## નમાજની શરતો વિષે.

નમાજની શરતોમાંથી નમાજીના બદનને નજાસતે હકીકી અને હુકમીથી પાક કરવું છે.

---

૫ એટલે મચક્રર વખતોમાં ફજરમાં, અસર પછી અને મગરેબ આગળ કજા નમાજ વગર કરાહીયતે દુરસ્ત છે તહતાવી.

૬ એટલે ફકત ફરજોનેજ માટે. સુંનત, વિત્ર, તરાવીહ, બંને ઇદો, અને નફીલો માટે નહીં. મોહીત. અને જનાજાની નીમાજ, ઇશરાકની નમાજ, સુર્ય તથા ચંદ્ર ગ્રહણની નમાજ માટે પણ (અજાન) નથી પણ જુમઆને દીવસે શેહેરમાં જોહર પડનારાઓ માટે (અજાન) મકરૂહ છે. અને એ આજાદ પુરૂશો માટે ખાસ છે. ત્યારે સ્ત્રી તથા ગુલામ માટે સુનત નથી. પણ હુશયાર બાલકે કે ગોલામે અજાન કહી હોએ તો દુરસ્ત છે. અને સ્ત્રીએ કે અણસમજ બાલકે કહી હોએ તો ફરી કેહવી જોઇએ. અને એકામત (તકબીર) કહ્યા પછી થોડીવારે ઇમામ હાજર થયો હોએ અથવા એકામત પછી ફજરની સુંનત ગુજારી હોએ તો ફરીથી એકામત કેહેવાની જરૂર નથી. આલમગીરી. જેણે અજાન કહી હોએ તેજ તકબીર કહે એ બેહતર છે. અને જો બાંગી હાજર નહીં હોએ તો બીજાએ તકબીર કેહવું મકરૂહ નથી. પણ જો તે હાજર હોએ તો તેની ખુશી સીવાએ તકબીર કેહવી નહીં જોઇએ મકરૂહ છે **મસલો** જો વખતથી પેહેલાં અજાન કેહવાઇ હોએ તો ફરી કેહવી જોઇએ. પણ ઇમામ યુસોફ [રહ]ની નજદીક સુબ્હ પેહેલાં પણ અરધી રાત પછી ફજરની અજાન કેહવી દુરસ્ત છે. તહતાવી. **મસલો** જુન્બ (ગુસલની હાજતવાળા)ની અજાન અન એકામત મકરૂહ છે. અને મોહદસ [બે વજુ]ની એકામત મકરૂહ છે અજાન મકરૂહ નથી દુરે મુખ્તાર.

* અજાનના શબ્દો તથા તેનો ઉત્તર આ છે. બાંગી જ્યારે **એલ્લાહો અકબર અલ્લાહો અકબર અલ્લાહો અકબર અલ્લાહો અકબર**[૧] કહે તો સાંભળનારો પણ એને તેની પાછળ કહે જ્યારે તે કહે **અશહદો અલ્લા એલાહ ઈલ્લ-લ્લાહ અશહદો અલ્લા એલાહ ઇલ્લ-લ્લાહ**[૨] એ પણ (એને) કહે. જ્યારે તે કહે **અશહદો અન્ન મોહમ્મદ-રંસૂલુલ્લાહ અશહદો અન્ન મોહમ્મદ-રંસૂલુલ્લાહ**[૩] એ પણ (એને) કહે. જ્યારે તે કહે **હૈય અલ-સ્સલાહ હૈય અલ-સ્સલાહ**[૪] તો એ કહે **લાહવલ વલા કુવ્વત ઇલ્લા બીલ્લાહ** [૫] જ્યારે તે કહે **હૈય અલલ ફલાહ હૈય અલલ ફલાહ**[૬] તો એ કહે **લા હવલ વલા કુવ્વત ઈલ્લા બીલ્લાહ** જ્યારે તે કહે **અલ્લાહો અકબર અલ્લાહો અકબર લાએલાહ ઇલ્લ-લ્લાહ** એ પણ એને કહે. જે કોઇ અંજાન પછી **કલેમહ** શહાદત પડીને આ દોઆ પડશે "**અલ્લાહુમ્મા રબ્બ હાજીહીદ દઅવતીત-તામ્મતે વસ્સલાતીલ કાએમતે આતે મોહમ્મદની-લવસીલત વલફદીલત** વદ્દરજત-રંફીઅત **વબઅસહો મકામ મ્મહમુદની-લ્લજીવ અત્તહુ** વરજુકના શફાઅતહુ યવમલ-કેયામતે **ઇન્નક લા તુખલે ફુલ મીઆદ**"[૭] તો હકક તઆલા તેના ગુન્હ બખ્શશે અને હજરત (સલ) તેની શફાઅત કરશે જેવી રીતે અજાનનો જવાબ છે તેવીજ રીતે એકામતનો જવાબ પણ છે. પણ જ્યારે મોઅ

---

૧ અર્થ—ખુદા સર્વથી મોટો છે. ચાર વાર કહે. ગુ. મો,

૨ અર્થ—હું શાક્ષી આપું છું કે ખુદા વગર કોઈ પુજ્ય નથી તેના સિવાય કોઈની બંદગી નથી. ગુ. મો.

૩ અર્થ—હું શાહેદી આપું છું કે હજરત મોહમ્મદ (સલ) અલ્લાહના રસુલ છે ગુ. મો.

૪ અર્થ—તમો નમાજ પડવા આઓ. ગુ. મો.

૫ અર્થ—ગુન્હથી ફરવાની તાકાત અને બંદગી કરવાની શક્તિ ખુદાથીજ છે. ગુ. મો.

૬ અર્થ—તમો છુટકારા માટે અથવા મતલબ લેવાને આવો.

૭ અર્થ—"ઓ અલ્લાહ" આ સંપુરણ દોઆ તથા કાએમ રેહનાર નમાજના સાહેબ! તું મોહમ્મદને ઉંચો મરતબો અને બુજુરગી આપ. અને તેને મકામે મહમુદે પોહોંચાવ કે જેનો તેં તેને વાએદો આપ્યો છે. અને તું વાએદા વિરૂધ્ધ કરતો નથી." આ દોઆમાં મોટા અક્ષરે લખાયલા શબ્દો હજરત (સલ)ના કહેલા છે અને જે નાહલા અક્ષરોથી લખાયલા છે, તે શબ્દો કલપીત છે જેવું કે મીરકાતમાં છે. ગુ. મો.

જેમકે ઉપર ગુજરૂં છે. અને કપડાને પાક કરવું અને જગ્યાને પાક કરવી છે,[૭] અને કીબલાને મ્હોં કરવું અને નગનતા (શરમગાહ) ઢાંકવી. મરદને દુંટીથી ગુટણ સુધી અને લોંડીને પેટ તથા પીટના વધારા સાથે એવીજ રીતે છે. અને સ્ત્રી હુરરાને[૮] બંને હાથની હથેલી[૯] તથા બંને કદમ વગર તમામ બદન.

**મસલો** પુરૂષ કે સ્ત્રીના અવયવોથી કોઇ અવયવનો ચોથો ભાગ ખુલી જશે તો નમાજ ફાસેદ થશે, અને સ્ત્રીના માથાના વાળ કે જે લટકે છે તે એક જુદો અવયવ (અજો) છે. જો તેનો ચોથો હીસ્સો ખુલી જશે તો નમાજ ફાસેદ થશે.

**મસલો** નવાજેલમાં કેહવાયલું છે કે સ્ત્રીનો અવાજ પણ શરમગાહમાં દાખલ છે[૧૦] ઇબને હોમામે (રહ) કહ્યું છે કે સ્ત્રી જો જોરથી પઢે તો આ ઉપરથી તેની નમાજ ફાસેદ થશે.

**મસલો** જે કોઇને નગનતા ઢાંકવા કપડું નહીં મળે[૧૧] તો તેને નાંગા નમાજ પઢવી દુરસ્ત છે.

**મસલો** જો કીબલાની દશા નહીં જણાએ તો અટકળ (ફીકર) કરીને અટકળ પ્રમાણે નમાજ ગુજારે. અને વગર અટકળે તેની નમાજ દુરસ્ત નથી.

**મસલો** જે કોઇ દુશમનની બીહીકને લીધે અથવા બીમારીથી અશક્તિવાન હવાને લીધે કીબલા તરફ મ્હોં નહીં કરી શકે તો જે તરફ થઇ શકે[૧૨] તે તરફ નમાજ ગુજારે.

**મસલો** નફલ નમાજ જંગલમાં ચોપાયા જાનવર પર જે તરફ ચાર પાયાનું મ્હોં હોએ તે તરફ દુરસ્તા છે.

**મસલો** નેયત નમાજની શરત છે નફલ, સુંનત, અને તરાહવીહ માટે મુતલક[૧૩] નેયત (એટલે ફકત નમાજમાં દાખલ થવાનો વિચાર) જાએજ છે. પણ ફરજ, વિત્ર માટે તકબીરે તહ

---

જજેન કહે કદ કામત્તીસ્સલાહ તો એ કહે અકામહ-લ્લાહો વ અદામહા[૮] અજાન પછી જે ચાહેતે દોઆ કરે કબુલ થવાની આશા છે.

૭ નમાજમાં કેટલી જગ્યા પાક જોઇએ તે વિષે પગ અને સિજદામાં માથાની જગ્યા પાક જોઇએ એ તો એક મતે છે. અને બાકીમાં ઇખતેલાફ છે. પણ તહતાવી તથા રદે મોહતારમાં છે કે બંને હાથની જગ્યા તથા બંને ગુટણની જગ્યા પણ નહીં પાક હોવાથી નમાજ ફાસેદ થશે. એટલે ગુટણ અને હાથની જગ્યા પાક હોવીજ જોઇએ. ઓયુનમાં એજ મતને સહી કહ્યો છે. અને સર્વ મતનોની ઇબારતથી પણ એજ જણાએ છે. મવાહેબ, નુરુલ ઇજાહ, અને મુન્યાની શરહમાં એનેજ સહી કહ્યુ છે. અને તહતાવીમાં છે કે છાતી અને પેટની સામેની જગ્યાનું પાક રાખવું જરૂરનું નથી.

૮ અને ખુનસા જો આજાદ હોએ તો તેનો હુકમ આજાદ સ્ત્રીનો છે અને નહીં તો તેનો હુકમ લોંડીનો છે. આલમગીરીયા.

૯ અને હથેલીની પાછલી પીટને દુરેં મુખ્તારમાં સતરમાં દાખલ કીધી છે. પણ મુખ્તલેફાતે કાઝીખાન વગેરેમાં છે કે એ સતરમાં દાખલ નથી અને મુન્યાની શરહમાં એને ત્રણ દાખલાથી પુષ્ટી આપી છે. અને એને સહી કહ્યું છે અને એવીજ રીતે હીલ્ય, મોહીત, અને શરહ જામેઅમાં એને ટેકો આપ્યો છે. રદે મોહતાર.

૧૦ દુરેં મુખ્તારમાં છે કે ચડતા મત પ્રમાણે સ્ત્રીનો અવાજ પણ ઓરત છે. ત્યારે કસીદા, ગજલો, મોલુદ, વગેરે જે લલકારીને સ્ત્રી ઓમાં પડવાનું ચલણછે એ ઘણુ બુરૂ છે. શા. મો.

૧૧ એવા માણસને ઉભા રહી રોકુ સિજદો કરવા કરતાં બેસીને રોકુ સિજદાને ઇશારાથી અદા કરવા અફજલ છે. દુરેં મુખ્તાર.

૧૨ જે માણસ દરયામાં કોઇ લાકડાં ઉપર કે તખતા ઉપર હોએ અને તે કીબલાને મ્હોં કીધાથી ડુબવાની બીહીક રાખતો હોએ, અથવા જમીન ઉપર કીચડ કાદવ હોએ અને સુકી જગ્યા મળે નહીં. અથવા સવારી સરકશ હોએ કે જો ઉતરે તો ફરી વગર મદદગારે સવાર થઇ શકે નહીં તો તેનો હુકમ પણ એવોજ છે. તહતાવી. **મસલો** હોડી (કે વહાણ)નો સવાર કીબલા તરફ મ્હોં રાખે અને હોડી ફરે તેમ નમાજી પણ ફરે. શરહ મુન્યા.

૧૩ પણ તરાવીહ માટે તરાવીહ, અથવા સુંનતુલ વકત (આ વખતની સુંનત) અથવા કેયામુલ્લેલ (રાતનું ઉભુ રહેવું, તરાવીહ, તહજ જુદે) ની નેયત કરવી બેહતર છે. મુન્યા. અને સુંનત માટે નબી સાહેબ (સલ)ની તાબેદારી માટેની નમાજ એવી નેયત કરે. જબીરા. અને વિત્ર માટે સલાતુલ વિત્ર (વિત્રની નમાજ) કહે. વિત્ર વાજેબ કહે નહીં; કારણ કે તેના વાજેબમાં ઇખતેલાફ છે. આલમગીરીયા.

---

૮ અર્થ—ખુદા એને કાએમ અને દાએમ રાખે.

ીમાને લગોલગ નૈયતનું ઠેરવવું [૧૪] અને જાણવું [૧૫] નમાજ જોહેરની કે અસરની પડું છું એ શરત છે અને મુકતદી ઉપર તાબેદારીની નૈયત [૧૬] કરવી જરૂર છે. અને રકઅતોની ગણતરીની નૈયત [૧૭] શરત નથી.

## ફસલ ૫

### નમાજના રૂકનો [૧૮] વિષે.

નમાજના ફરજો કે નમાજનમાં દાખલ છે તેમાંનું એક તકબીરે તહરીમ છે. [૧૯] કારણ કે જે કંઇ બીજા રૂકનોને માટે શરત છે. પાકી નગનતા ઢાંકવી, કીબલાને મ્હોં કરવું, નમાજનું વખત અને નૈયત એ તહરીમાને માટે પણ શરત છે અને ફરજની નમાજમાં બે રકઅત અને છેવટનો કાએદો. અને જોહરમાં અસરમાં અને એશામાં ચાર રકઅત અને છેવટનો કાએદો. અને મગરેબમાં અને વિત્રમાં ત્રણ રકઅત અને છેવટનો કાએદો અને નફલમાં બે રકઅત અને આખરનો કાએદો. અને નમાજ પછી નમાજીના કોઇ કામ સાથે નીકળવું પણ ઇમામ આજમ [રહ]ની નજદીક ફરજ [૨૦] છે. અને દરેક રકઅતમાં કેયામ (ઉભું રહેવું) [૧] રોકુઅ અને સિજદો ઓલમાઓના એકે મતે ફરજ છે. અને કેરાઅત ઇમામ શાફેઈ તથા અહમદ [રહ]ની નજદીક ફરજ અને નફલની

---

૧૪ એટલે એવો ઇરાદો કરે કે આજની જોહર અથવા આ વખતનું ફરજ અથવા આ વખતની જોહર. અને ફકત ફરજની નૈયત કરવી બસ નથી અને જુમઆમાં આ વખતનું ફરજ એવી નૈયત કરવી દુરૂસ્ત નથી. બાકી બીજા સર્વ વખતોમાં આ વખતનું ફરજ એવી નૈયત કરવી દુરૂસ્ત છે. આલમગીરીયા

૧૫ તે એવી રીતે જાણવું જોઇએ કે જો તેને કોઇ તેની નમાજ વિષે પુછે તો તરત અ વિચારે બયાન કરે. જો એવું જાણેલું નહીં હશે તો દુરૂસ્ત નથી. અને નૈયતમાં દીલથી નૈયત કરવી ફરજ છે જુબાનના શબ્દોનો ઇતબાર નથી. જો જુબાન અને દીલ સરખા થાયે તો સારૂ છે. આલગીરીયા. એજ માટે જો જોહરની નમાજમા દીલથી નૈયત કીધી હોએ અને જુબાનથી બીજા વખતનુ નામ કહ્યુ હોએ તો જાએજ છે. દુરે મુખતાર.

૧૬ એટલે (ફકત) ઇમામના મુકતદી થવાની નૈયત પણ ઇમામને અમુક માણસ ઠેરવાની કે મુકરર કરવાની કે) ફલાણા માણસ પાછલ નમાજ પડું છું જરૂર નથી. અને જો નૈયત) કરવામાં અમુક માણસ) ઠેરવ્યો હશે અને ખરૂં જોતાં બીજો માણસ હશે તો પણ નમાજ દુરૂસ્ત થશે. અને જો ઇમામની નમાજમાં શરૂ કરવાની અને તેની ઇકતદાની નૈયત કીધી હશે અને તે જાણતો નહીં હશે કે તે જોહર પડે છે કે જુમઆ તો પણ બસ થશે અથવા તે એવી નૈયત કરે કે જે નમાજ ઇમામ પડે છે તે હું પડું છું તો પણ દુરૂસ્ત થશે. આલમગીરીયા. પણ ઇમામને ઇમામતની નૈયત કરવાની જરૂર નથી. એટલુંજ નહીં પણ જો નૈયત કરશે કે (ફલાણાનો) ઇમામ હું થતો નથી અને તે (ફલાણો) મુકતદી થયો છે તો તેની નમાજ દુરૂસ્ત થશે. હા સ્ત્રીઓના ઇમામ થવાની નૈયત જરૂર છે. આલમગીરીયા.

૧૭ તો જો રકઅતની ગણતરીમાં ખતા કરી જેમકે બેની જગ્યા ત્રણની નૈયત કરશે અથવા એનું ઉલટું તો કંઇ નુકસાની થશે નહીં દુરે મુખ્તાર.

૧૮ રૂકન તે દાખલનો ભાગ છે કે જેના વગર નમાજની અસ્તિ થાએ નહીં.

૧૯ એટલે (નમાજને) શરૂ કરતી વેળાની તકબીર અને એને તહરીમાં એટલા માટે કહે છે જે વસ્તુઓ એથી પેહેલાં હલાલ હતી. તેને એ હરામ કરી નાંખે છે. બુરહાન

૨૦ ખરૂં આ છે કે નમાજીના કોઇ કામ સાથે નીકળવું એકે મતે [બીલ ઇતફાક] ફરજ નથી. જેલઇ, એની શરહ કનજ, મુજતબા, તબીયીન, દુરે, મુખ્તાર. અને આલમગીરીયા.

૧ અગર જો એક પગે હોએ (ફરજ અદા થશે ) પણ વગર ઉજરે મકરૂહ થશે અને ઉજરથી (મકરૂહ) નથી. અને ઉભું રહેવું એટલું ફરજ છે કે જેને ઉભું રહેવું કેહી શકાએ. કાજી. અને કેયામ જયારે તહરીમાં પછી છે તો જરૂર છે કે મોસલ્લી પ્રથમ તકબીર તહરીમાને કેયામની હાલતમાં પુરી કરે તે પછી રોકુઅ કરે. તો જો કોઇ માણસ ઇમામની સાથે રોકુમાં મળી જશે. અને ઉભા રહીને અલ્લાહ કેહેશે અને અકબરને રોકુમાં ઝુંકતાં કેહશે તો દુરૂસ્ત થશે નહીં ખોલાસો. આ મસલો સારી રીતે યાદ રાખવો જોઇએ ઘણા લોકો એથી અંજાણ છે, અને ફરજ, વિત્ર અને જે એને સાથે જોદાએલી છે. જેમકે નજરની નમાજ, અને સહી મત પ્રમાણે ફજરની સુનંત એમાં ઉભુ રેહવું તે માણસ ઉપર ફરજ છે કે જે ઊભા રેહવા ઉપર તથા સિજદો કરવા ઊપર શક્તિ ધરાવતો હોએ અને જો ઉભા રેહવા ઉપર શક્તિ રાખતો હોએ અને સિજદાની

દરેક રકઅતમાં ફરજ છે. અને ઇમામ આજમ (રહ)ની નજદીક પાંચો ફરજોની રકઅતોમાંથી બે રકઅતમાં અને વિત્રની દરેક રકઅતમાં અને નફલની દરેક રકઅતમાં કેરાઅત ફરજ છે. અને કોમો,[२] જલસો તથા દરેક રકઅતમાં (એક તસબીહ જેટલો)કરાર પકડવો. એ ઇમામઅબુયુસોફ (રહ)ની નજદીક ફરજ છે પણ ઘણા ઓલમાઓની નજદીક ફરજ નથી. અને ઇમામ આજમ [રહ] ની નજદીક કેરાઅત એક આયત ફરજ [३] છે (પણ તેટલા ઉપર બસ કરવું ગુન્હ છે, અને ઇમામ અબુ યુસોફ તથા મોહમ્મદ (રહ) ની નજદીક સુરા કોસર બરાબર ત્રણ આયત નાહની અથવા ત્રણ આયત (નાહની) જેટલી એક આયત લાંબી (ફરજ છે). અને ઇમામ શાફેઇ તથા અહમદ [રહ]ની નજદીક અલહમ્દ પડવી ફરજ છે. અને એઓના મત પ્રમાણે બીસમી-લ્લાહ અલ-હમ્દની એક આયત છે. અને સિજદામાં પેશાની તથા નાક (બંને) મુકવા ફરજ છે. અને જરૂરતની વખતે એમાંથી એક ઉપર બસ કરવું[४] દુરૂસ્ત છે. અને ઇમામ શાફેઇ તથા અહમદ (રહ)ની નજદીક પેશાની, નાક, હાથની બંને હથેલીયો, બંને ગુંટણ, અને બંને પગની આંગળીઓ મુકવી ફરજ છે. અને બીજા સિજદા સિવાઇ નમાજના રૂકનોમાં તરતીબ રાખવી[५] ફરજ છે. તો જો એક રકઅતમાં એક સિજદો કર્યો અને બીજો સિજદો ભુલ્યો તો નમાજ ફાસેદ થશે નહીં. બીજી રકઅતમાં તે સિજદાની કજા કરે. અને સહોનો સિજદો લાગુ પડશે.

ઇબનુલ હોમામ (રહ) હાકેમની કાફીથી લાવેલા છે કે જો કોઇ શખ્સે[६] નમાજ શોરૂઅ કરી અને કેરાઅત તથા રોકુઅ બજાવી લાવ્યો અને સિજદો કર્યો નહીં. ફરી કેયામ. કેરાઅત, અને સિજદો કર્યો [७]અને રોકુઅ કર્યો નહીં તો એ તમામ એક રકઅત થશે. એવીજ રીતે જો પ્રથમ રોકુઅ કર્યો ફરી કેયામ, કેરાઅત રોકુઅ, અને સીજદો કર્યા તો પણ એ એક રકઅત થઈ અને એવીજ રીતે જો પ્રથમ બે સિજદા કર્યા ફરી કેયામ કેરાઅત અને રોકુઅ કર્યા અને સિજદો કર્યો નહીં. ફરી

---

નહીં તો બેહતર આ છે કે બેસીને ઇશારાથી નમાજ પડે દુરૅ મુખ્તાર, વગેરે અને ઉભા રેહવાની હદ આ છે કે જો બંને હાથને લાંબા કરે તો ગુટણે પુગે નહીં. અને કેયામનું ફરજ, વાજેબ, સુનંત અને મુસ્તહબ થવું એ કેરાઅતનાં પ્રમાણમાં છે. અને નહીં. તો ઓછામાં ઓછુ કેયામ તે છે કે જેને ઉભું રેહવું કહી શકે એટલું બસ છે. દુરૅ મુખ્તાર.

૨ એટલે રોકુઅ પછી સીધુ ઊભું રેહવું અને જલસો એટલે બે સિજદાના વચ્ચે બેસવું,

૩ એજ મજહબ છે. દુરૅ મુખ્તાર. અને આયતમાં બે શબ્દો (કલેમાં) કે તેથી વધુની ગણતરી છે. ત્યારે જો એક શબ્દ જેમકે મુદહામતાન અને એક અક્ષર જેમકે સાદ નુનથી (જો કે એ એક આયત છે છતાં) સહી મત પ્રમાણે અદા થશે નહીં. આલમગીરીયા. પણ એક આયત ઉપર બસ કરવું ગુન્હ છે. વેકાયા.

૪ આ મત ઇમામ અબુહનીફા (રહ)નો છે. એવણના મત પ્રમાણે વગર ઉજરે પણ ફકત નાક ઉપર સિજદો કરવો દુરૂસ્ત છે. અને સાહેબેન (રહ)ની નજદીક ફકત પેશાની રાખવી ફરજ છે. અને ફતવો એવણનાજ મત ઉપર છે આલમગીરીયા. એટલુંજ નહીં પણ છેવટમાં ઇમામ સાહેબે સાહેબેનના મતને માન્ય કીધો છે (તે તરફ રોજુઅ કીધુ છે) દુરૅ મુખ્તાર.

૫ એટલે નમાજના રૂકનોમાંથી જે એવો હોએ કે તે એક રકઅતમાં અથવા આખી નમાજમાં બેવડાએ નહીં તેવા રૂકનોમાં તરતીબ ફરજ છે. જેમકે કેયામ, રોકુઅ સિજદો અને છેલ્લા કાએદાની તરતીબ અને જે એક રકઅતમાં બેવડાતો હોએ જેમકે બીજો સિજદો અથવા આખી નમાજમાં બેવડાતો હોએ જેમકે રકઅતોની ગણતરી તો એમાં તરતીબ વાજેબ છે દુરૅ મુખ્તાર તો જો પેહેલી રકઅતમાં એક સિજદો કરશે અને બીજી રકઅતમાં ત્રણ સિજદા તો નમાજ બાતેલ થશે નહીં અને સહોના સિજદાથી ખોટ પુરાશે અને જો કેયામ પેહેલાં રોકુઅ કર્યો હશે અથવા રોકુઅ પેહેલાં સિજદો કર્યો હશે તો જાએજ થશે નહીં. આલમગીરીયા. મવાહેબ.

૬ એટલે જ્યારે એક રકઅતમાં નહી બેવડાએલાં રૂકનોમાં તરતીબ ફરજ થઈ તો તેથી આ ચારે સુરતોમાં તરતીબને ધ્યાનમાં રાખવી જોઇએ. તો જે રૂકન તરતીબમાં હશે તે માતબર થશે અને જે તેમાં નહીં હશે તે અમાતબર.

૭ આ કેયામ અને કેરાઅત માતબર રખાશે નહીં કે જેથી એક રકઅત તરતીબવાર થાએ.

કેયામ, કેરાઅત, અને સિજદો કર્યા અને રોકુઅ કર્યો નહીં એ સર્વ એક રકઅત થઇ. અને એવીજ રીતે જો પેહેલીમાં રોકુઅ કર્યો અને સિજદો કર્યો નહીં. અને બીજી રકઅતમાં રોકુઅ કર્યો અને સિજદો કર્યો નહી, અને ત્રીજીમાં સિજદો કર્યો અને રોકુઅ કર્યો નહીં એ સર્વ એક રકઅત થઇ.

અને પેહેલો કાએદો તથા તેમાં તશહહોદ પડવી તથા આખરી કાએદામાં પણુ તશહહોદ પડવી[8] ઇમામ અહમદ (રહ)ની નજદીક ફરજ છે. બીજાઓને નજદીક નહીં[9] પણુ આટલું કે ઇમામે આજમ [રહ]ની નજદીક વાજેબ છે. અને તશહહોદ પછી આખરી કાએદામાં દોરૂદ પડવું ઇમામ શાફેઇ તથા અહમદ (રહ)ની નજદીક ફરજ છે. અને (છેવટમાં) સલામ કેહવી પણુ ત્રણુ ઇમામોની નજદીક ફરજ અને રૂકન છે. પણુ ઇમામ આજમ (રહ)ની નજદીક ફરજ નથી પણુ વાજેબ છે. અને ઝુકતાં ઉઠતાં [10]તકબીર કહેવી તથા રોકુઅમાં **સુબહાન રબ્બીયલ અજીમ**[11] એક વાર કહેવું. તથા સિજદામાં **સુબહાન રબ્બીયલ આલા**[12] એકવાર કહેવું. અને રોકુઅથી ઉઠતાં **સમેઅ-લ્લાહો લેમનહમેદહ**[13] કેહેવું, અને બે સિજદાની વચ્ચે રબ્બેગ ફેરલી કેહવું ઇમામ અહમદ [રહ]ની નજદીક ફરજ છે બીજાઓની નજદીક ફરજ નથી. પણુ જો ભુલથી છોડશે તો ઇમાપ અહમદ [રહ]ની નજદીક નમાજ બાતેલ થશે નહીં. અને ઇમામ શાફેઇ (રહ)ની નજદીક કેરાઅત (અલ હમ્દો) મુકતદી ઊપર ફરજ છે. બીજાઓની નજદીક ફરજ નથી એટલુંજ નહીં પણુ ઇમામ આજમ (રહ) ની નજદીક મુકતદીને કેરાઅત પડવી હરામ છે.[14]

## ફસલ ૬

## નમાજના વાજેબો[1] વિષે

ઇમામ આજમ (રહ)ની નજદીક નમાજના વાજેબ પંદર છે. પેહેલું અલ હમ્દો પડવી, બીજુ (અલ હમ્દો સાથે) સુરત અથવા એક આયત લાંબી કે ત્રણ આયત ટુકી નફલ તથા વિત્રની

---

૮ અને ખુદ છેલ્લો કાએદો નમાજના ફરજો અને રૂકનોમાંથી છે. દુરે મુખ્તારવાળા કહે છે કે જેવી રીતે નમાજની શરૂ માટે (તકબીરે) તહરીમાં એક જાએદ રૂકન છે તેવી રીતે છેલ્લો કાએદો (નમાજથી) નીકળવા માટે જાએદ રૂકન છે તો જો કોઇ માણુસ કસમ ખાએ કે તે નમાજ પડશે નહીં તો તે છેલ્લા કાએદાથી પેહેલાં સિજદાથી માથુ ઉચકવાની સાથેજ કસમ તોડનાર ગણાશે.

૯ પણુ બુરહાનવાળા લખે છે કે છેલ્લા કાએદામાં અત્તહીયાત પડવી ઇમામ શાફેઇ (રહ)ની નજદીક ફરજ છે. અને જે કોઇ છેલ્લા કાએદામાં તશહહોદ (અત્તહીયાત) નહી પડશે તેની નમાજ તેવણુની નજદીક ફાસેદ થશે.

૧૦ સર ઝુકાવવું રોકુમાં, અને સિજદામાં અને સર ઉઠાવવું કોમા માટે રોકુઅ પછી તથા જલસા માટે સિજદા પછી.

૧૧ અર્થ–પવિત્રાઇ છે મારા પરવરદિગાર મોટાઇવાળાને

૧૨ અર્થ–પકી છે મારા પરવરદીગાર ઉંચી પડવીવાળાને

૧૩ અર્થ–જેણે ખુદાની હમ્દ (તારીફ સ્તુતી) કરી તેની વાત તેણે સાંભળી છે (કબુલ કરી છે.)

૧૪ મુકતદી તદન કેરાઅત પડે નહી એટલે ન પોશીદા પડવાની (નમાજ)માં અને ન જોર [થી પડવાની નમાજ]માં. અને ત્રણે ઇમામો એક મતે છે કે પોશીદા નમાજમાં પણ અલહમ્દો પડે નહીં. અને જે કેહવામાં આવે છે કે ઇમામ મોહમ્મદ (રહ) પોશીદા [પડવાની નમાજ]માં અલહમ્દો પડવાને દુરૂસ્ત રાખે છે તે જઇફ છે. તો જો કોઇ મુકતદી કેરાઅત પડશે તો નમાજ મકરૂહે તહરીમાં થશે, પણ સહી મજહબ પ્રમાણે તેની નમાજ સહી થશે મુકતદીને જોઇએ કે જોરથી પડાતી નમાજમાં ચુપકો રહે, અબુ હોરેરા [રદી]ના કહેવા પ્રમાણે કે અમો ઇમામની પાછલ પડતા હતા. ફરી વએજા કોરેઅલ કુરઆનો ઇત્ય. ઉતરી એટલે જયારે કુરઆન પડાએ તો તમો તેને સાંભળો અને ચુપકા રહો,

૧ વાજેબ તે છે કે જેના છોડવાથી નમાજ ફાસેદ થાએ નહીં. પણ જો તેને જાણી બુજીને છોડું હોએ તો ફરીથી તે નમાજને પડવી વાજેબ થશે અને જો ભુલમાં છોડું હશે તો સહોનો સિજદો લાજેમ થશે. અને જો સહોનો સિજદો નહીં કરશે તો ફરીથી નમાજ પડવી લાજમ થશે. અને જો ફરીથી નમાજ નહીં પડશે તો ગુન્હગાર થશે. જે નમાજ મકરૂહ તહરીમી સાથે અદા થ-

દરેક રકઅતમાં તથા ફરજની બે રકઅતમાં ૨ મેળવવી. ત્રીજું કેરાઅત માટે બે આગળી રકઅતો ઠેરવવી.૩ ચોથું સિજદાઓમાં તરતીબની સંભાલ૪ રાખવી. પાંચમું રૂકનમાં કરાર પકડવો૫ છઠ્ઠુ કોમો કરવો.૬ સાતમું બે સિજદાની વચ્ચે જલસો કરવો.

ફતાવા કાઝીખાનમાં છે કે જો નમાજ પડનારો રોકુઅ કરીને સિજદામાં જશે અને કોમો કરશે નહીં તો ઇમામ અબુ હનીફા તથા મોહમ્મદ (રહ)ની નજદીક નમાજ દોરૂસ્ત થશે અને તેનાં ઉપર સહોનો સિજદો વાજેબ છે.

આઠમુ પેહેલો કાએદો કરવો ૭ નવમું તેમાં તશહહોદ૮ પડવી. દસમું પેદરપે એટલે એક પછી એક રૂકનો અદા કરવા.

તો જો રોકુઅને બેવડું કરશે અથવા ત્રણ સિજદા કરશે અથવા પેહેલી તશહહોદ પછી દોરૂદ પડશે અને ત્રીજી રકઅતના કેયામમાં વાર લગાડશે તો સહોનો સિજદો લાગુ થશે.

અગયારમું આખરી કાએદામાં તશહહોદ પડવી. બારમું ફજર, મગરેબ, એશા, જુમઆ, અને બંને ઇદોમાં૯ ઇમામનું બે રકઅતમાં કેરાઅશ જોરથી પડવી; અને જોહર અસર, અને દીવસની નફલમાં આહીસ્તા પડવી તેરમું સલામના શબ્દથી૧૦ નામાજથી બાહેર આવવું. ચઉદમુ વિત્રની કોનુત. પંદરમુ ઇદોની તકબીરો.

ઇમામ આજમ (રહ)ની નજદીક ફરજ વાજેબથી જુદુ છે. ફરજ છોડવાથી નમાજ બાતેલ થાએ છે. અને ભુલથી વાજેબ છોડવાથી સહોનો સિજદો બાજેબ થાએ છે તો જો સહોનો

ચ) હે એ તેનો હુકમ પણ એવોજ છે ફરીથી પડવી વાજેબ થશે દુરે મુખ્તાર.

૨ એટલે ફરજ નમાજની પેહેલી બે રકઅતોમાં અલહમ્દો પછી. નેહરે ફાએક. અને મુખ્તાર મત પ્રમાણે (આગળી રકઅતમાં પડવા બાદ) ફરજની પાછલી રકઅતોમાં પણ સુરા પડવી મકરૂહ નથી દુરે મુખ્તાર

૩ ત્રણ રકઅત વાળીમાં તથા ચાર રકઅત વાળીમાં (કારણ કે બે રકઅત વાળી નમાજમાં ઠેરવવાની જરૂર નથી) તો જો ચાર રકઅત વાળીના ફક્ત પાછલી રકઅતોમાં અથવા આગળી બે રકઅતોમાંથી એકમાં અને પાછલી બે રકઅતોમાંથી એકમાં કેરાઅત પડશે તો સહોનો સિજદો લાજેમ થશે. બહરે રાએક.

૪ કારણ કે સિજદો એક રકઅતમાં બેવડાએ છે અને જે રૂકન બેવડાતું હોએ તેમાં તરતીબ વાજેબ થાએ છે. વાંચો પૃષ્ટ ૩૨ની નોટ ૫ મા. ગુ. મો.

૫ તે એવી રીતે કે સર્વ આજા ઠરી જાએ અને તમામ જોડમાં શાંન્તી ઉત્પન્ન થાએ. અને તે ઓછામાં ઓછો એક તસબીહ કેહવાએ તેટલો છે. એની શરહ કનજ તથા નહરે ફાએક.

૬ રોકુઅ પછી સીધા ઉભા રેહવાનું નામ કોમા છે અને સિજદા પછી સીધા બેસવાનું નામ જલસો છે એને નુરૂલ અનવાર વગેરે ઓસુલની કીતાબોમાં જેમ વાજેબ કહ્યા છે તેમ ફીકહની ઘણી કીતાબોમાં પણ વાજેબ કહ્યા છે. પણ લોક એથી ઘણા ગાફેલ છે. વિશેશ કરી ઘણા અગ્નાનીઓ એને કરતા નથી. એ તેઓની ઘણી ભુલ છે જો તેઓના દીલમાં એમ હોએ કે એ બંનેનું વાજેબ થવું સિદ્ધ થયું નથી તો આખર એને સુનંત મોઅક્કદાથી તો ઓછુ કેહનાર કોઇજ નથી ફરી દર રકઅતે બે સુનંત મોઅક્કદાને તજવું તે કેમ ઠીક ગણાએ ગુ. મો,

૭ ત્રણ રકઅત વાળી કે ચાર રકઅતવાળી નમાજની બે રકઅત પછી અત્તહીય્યાતના જેટલો જહીરીયા.

૮ આ તશહહોદથી મતલબ અબદુલ્લાહ બી. મસઉદ [રદી]ની તશહહોદ (અત્તહીય્યાત) છે અને તેના શબ્દો પ્રખ્યાત છે અને આ તશહહોદ ઇબને અબ્બાસની તશહહોદથી અફજલ છે. હિદાયા. ભાષાંતર કર્તા કહે છે કે જયારે ઇબને મસઉદની તશહહોદ અફજલ થઈ તો તેને પડવું સારૂં છે. પણ જો કોઇ બીજી તશહહોદને પડશે કે જેની સાબેતી હદીસ શરીફમાં છે તો દુરૂસ્ત થશે જેમ કે દુરે મુખ્તાર તથા શામીમાં છે.

૯ અને તરાવીહમાં તથા રમજાનની વિત્રમાં. પણ જો એકલો નમાજ પડનાર હોએ તો તે પોશીદા પડવાની નમાજમાં વાજેબ છે. કે પોશીદા પડે. અને બુલંદ પડવાની નમાજમાં બંને દુરૂસ્ત છે. પણ બુલંદ પડવુ અફજલ છે. છતાં ઇમામના જેટલું ઘણું જોરથી પડે નહીં. આલમગીરીયા. અને ઇમામ (પણ) લોકોની હાજતથી વધુ જોરથી પડે નહીં. જો હાજતથી વધુ જોરથી ઠેકારશે તો ગુન્હગાર થશે. સીરાજે વહહાજથી આલમગીરીયા.

૧૦ સહી મત પ્રમાણે બંને સલામ વાજેબ છે. દુરે મુખ્તાર.

સિજદો કરશે તો નમાજ દોરસ્ત થશે. અને જો સહોને સિજદો નહીં કરશે અથવા જાણી બુજીને વાજેબને છોડયું હશે તો વાજેબ છે કે તે નમાજને ફરી પડે. બીજા ઇમામો ફરજ અને વાજેબમાં ફેર રાખતા નથી પણ આટલું કે કેટલાંક વાજેબ અને સુંનતો છોડવાથી સહોનો સિજદો કહે છે.

**મસલો** સહોને સીજદો [૧૧] તે એ છે કે (સીધા તરફ) સલામ ફેરવ્યા * પછી [૧૨] બેસિજદા કરે, તશહહોદ પડે, દોરૂદ પડે, દોઆ પડે, ને સલામ ફેરવે. અને જો સલામ ફેરવ્યા પેહેલાં સહોનો સિજદો કરશે તો પણ દુરૂસ્ત થશે. અને જો એક નમાજમાં કેટલાંક વાજેબ ભુલથી તરક કર્યા હોએ તો પણ ફકત એકવાર સહોનો સિજદો કરે. અને મસબુક ઇમામની તાબેદારીને લીધે (ઇમામની સાથે) સહોનો સિજદો કરે. અને જો પોતાની અલાહેદા નમાજમાં ભુલ કરશે તો ફરી સહોનો સિજદો કરશે.

**મસલો** ઇમામ અહમદ (રહ)ની નજદીક પાંચે વખતની નમાજમાં જમાઅત ફરજ છે. પણ કે એકલા પડવાની નમાજ પણ દોરસ્ત છે અને ઇમામ શાફેઇ (રહ)ની નજદીક જમાઅત ફરજે કેફાયા છે અને ઇમામ અબુ હનીફા તથા માલેક (રહ)ની નજદીક જમાઅત સુંનતે મોઅકકદા [૧૩] વાજેબને લગભગ છે. ફજરની સુંનત કે જે ઘણી મોઅક્કદ સુંનત છે તેને જમાઅત જતી રેહવાની

૧૧ સહોનો સિજદો કરવો વાજેબ છે આલમગીરીયા. અને તે વાજેબના છોડવાથી અથવા તેને અદા કરવામાં વાર લગાડવાથી, અથવા નમાજના રૂકનોમાંથી કોઈ રૂકનને વાર લગાડવાથી. અથવા તેમાં આગળ પાછળ કરવાથી અથવા તે રૂકનને બેવડુ કરવાથી વાજેબ થાએ છે. અને ખરૂ જોતાં વાજેબના છોડવાથીજ લાજેમ થાએ છે કારણ કે એ સર્વમાં વાજેબનુંજ છોડવું લાગુ પડે છે કાફી.

* અને હિદાયામાં છે કે સહી આ છે કે બંને તરફ સલામ ફેરવે અને જો વગર સલામ ફેરવે સહોનો સિજદો કરશે તો પણ દુરૂસ્ત છે ગુ. મો.

૧૨ અને અત્તહીય્યાત પડવા પછી. અને કાજીખન કહે છે કે દુરૂદ પછી સલામ ફેરવે અને તે પછી પણ અત્તહીય્યાત અને દોરૂદ પડે આ સારો તરીકો છે આલમગીરીયા. **મસલો** જો મુકતદીથી કંઇ સહો થાએ અને ઇમામને સહો નહીં થયો હોએ તો સહોનો સિજદો નહીં કરે. આલમગીરીયા **મસલો** જો કોઈ મુકતદી બંને અને હજુ ઇમામે સહોનો સિજદો કર્યો નથી તો મુકતદી ઇમામની તાબેદારી કરીને સિજદો કરે. અને જો સહોના એક સિજદા પછી મુકતદી બનશે તો એક સિજદો કરે. બીજાને નહીં. અને જો બંને સહોના સિજદા બાદ ઇકતેદા કરશે તો કોઇ સિજદો નહીં કરે. આલમગીરીયા. **મસલો** અને જો સહોના સિજદાની ગુનજાએશ નહીં હોએ જેમકે ફજરની નમાજમાં સુર્ય નીકળે અથવા કજા નમાજ પડતાં સુર્ય લાલ થાએ અથવા પેહેલી સલામ પછી કહકા હસ્યો હોએ કે વાત કીધી હોએ તો સહોનો સીજદો સાકત (પડી) થશે. આલમગીરીયા. **મસલો** જો જોરથી પડવાની નમાજમાં કોઇ આહીસ્તા પડે અથવા એનું ઉલટુ કરે તો સહોનો સિજદો લાજેમ થાએ છે. અને બંને સુરતોમાં તેનો અંદાજો સહી મત પ્રમાણે નમાજ દુરૂસ્ત થાએ તેટલો છે એટલે એક આયત લાંબી અથવા ત્રણ આયત ટુંકી (એટલો અંદાજ જો જોરથી પડવાની જગ્યા ધીમે પડશે કે તેથી ઉલટું કરશે. તો સહોનો સિજદો લાગુ પડશે.)

૧૩ આ મત મતનોમાં ખોલાસામાં મોહીતમા તથા સરખસીની મોહીતમાં વર્ણાયેલો છે. પણ એનાયામાં છે કે ઘણા મશાએખોની નજદીક વાજેબ છે અને મોફીદમાં છે કે તેને સુંનત આટલા માટે કેહવાયું કે તેનું વાજેબ થવું સુંનતથી સિદ્ધ થયું છે. અને બદાએમાં કહે છે કે આજાદ પુરૂષ બાલેગ જમાઅતની નમાજ ઉપર શકિતદાર અને વગર ઉજરવાળા ઉપર વાજેબ છે. અને જો મોહોલ્લાની મસજીદમાં જમાઅત થઇ ચુકી હોએ તો બીજી મસજીદ તેની શોધ કરવી જરૂર નથી પણ સારૂં છે. આલમગીરીયા. અને બીમાર, અપંગ, એક હાથ અને એક પગ અવડ નવડ કપાએલો, પગો કપાએલો, લકવાવાળો, અશકિત બુડ્ઢો, આંધલો અગર જો તેને દોરનાર હોએ એઓ પર જમાઅત વાજેબ નથી. એવીજ રીતે વરસાદ કીચડ કાદવ, સખ્ત તાઢ. સખ્ત અંધારૂ, રાતના સખ્ત હવાનું ચાલવું પેસાબ પાઇખાનાનું જોરથી લાગવું, માલ તકરફાન થવાની બીહીક, માગનાર કે જાલેમના પકડવાની બીહીક, બીમારની સંભાળ, ભુખની વખતે ખાણાનું હાજર થવું. અને સફરની વખતે જમાઅતમાં સામેલ થવાથી કાફલો જતો રહેવાની બીહીક, એ (જમાઅત વાજેબ થવાને રોકનાર છે. દુરેં મુખ્તાર. આલમગીરીયા.

બાહીકથી[૧૪] તજી દે. અને જો કોઇ શેહેરના લોકો જમાઅત[૧૫] છોડવાની ટેવ કરી લે તો તેઓની સાથે કતલ ચલાવવી જોઇએ.!

**મસલો** માત્ર સ્ત્રીઓની જમાઅત કરવી ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક મકરૂહ છે[૧૬] અને બીજા ઇમામોની નજદીક[૧૭] જાએજ છે.

**મસલો** ઇમામતનું વધારે હકક સારી રીતે કેરાઅત જાણનારનુ છે કે જે નમાજના મસલાઓથી જાણીતો હોએ. તે પછી વધારે ઇલમવાળો છે કે જે નમાજ જાએજ થાએ એટલું કુરઆન પડી શકે. અને ઘણા ઓલમાઓનો મત એથી ઉલટો છે.

અને ઇમામત ફાસેક (બુરા ચલણવાળા)ની કરાહીયતની સાથે જાએજ છે. અને નાબાલેગ છોકરો, સ્ત્રી, અને કુરઆન નહીં જાણનારની પાછલ કુરઆન જાણનાર બાલેગ મરદની નમાજ પડવી,[૧] તથા નફલ પડનારની પાછલ ફરજ પડનારની નમાજ પડવી દુરૂસ્ત નથી. અને જો કુરઆન નહીં જાણનાર કુરઆન પડનારની તથા કુરઆન નહી જાણનારની ઇમામત કરશે તો ત્રણેની નમાજ બાતેલ થશે. અને બે વોજુની પાછલ નમાજ દુરૂસ્ત નથી. અને ઇમામની નમાજમાં બગાડ આવ્યાથી મુકતદીની નમાજ બગડે [ફાસેદ થાએ]છે. અને ઉભા રહેનારની નમાજ બેસીને પડનારની પાછલ તથા વોજુ કરનારની નમાજ તયમ્મોમ કરનારની પાછલ જાએજ છે. પણ રોકુઅ અને સિજદો કરનારની નમાજ ઇશારો કરનારની પાછલ દુરૂસ્ત નથી.

**મસલો** જો એક મુકતદી હોએ તો ઇમામની બરાબર[૨] જમણા હાથની તરફ[૩] ઉભો રહે. અને બે કે તેથી વધારે હોય તો ઇમામની પાછલ[૪] ઉભા રહે. અને સફની પાછલ એકલો કોઇ શખસ નમાજ ગુજારશે તો તેની નમાજ મકરૂહ થશે અને ઇમામ અહમદ (રહ) ની નજદીક તો તેની નમાજ જાએજ થશે નહીં. જો મુકતદી ઇમામથી આગળ થશે. તો[૫] તેની નમાજ બાતેલ થશે.

---

૧૪ તદન જતી રેહતી હોએ તો. અને જો એક રકઅત પણ ઇમામ સાથે મળે તો સુનત છોડે નહીં આલમગીરીયા.

૧૫ **મસલો** પાંચ વખતની ફરજ નમાજમાં જમાઅત સુંનત મોઅકકદા (કે વાજેબ) છે. પણ જુમઆ તથા ઇદમાં [જમાઅત] શરત છે. અને તરાવીહમાં સુંનતે કેફાયા છે. અને રમજાનની વિત્રમાં એક મટ પ્રમાણે મુસ્તહબ છે. અને બીજા મત પ્રમાણે નહીં. અને રમજાન સિવાઇની વિત્રમાં તથા બીજી નફલોમાં તદાઇની રૂએ મકરૂહ છે અને તદાઇ એટલે ઇમામની સાથે ચાર માણસોનું ભેગા થવું. દુરેં મુખ્તાર. તહતાવી.

૧૬ એમ છતાં જો જમાઅત કરશે તો તેઓના ઇમામને વચ્ચે ઉભું રેહવું જોઇએ આગળ ઉભી રહે નહીં. દુરેં મુખતાર.

૧૭ બુરહાનવાળા કહે છે કે ઇમામ માલેક (રહ)ની નજદીક પણ મકરૂહ છે.

૧ એ-લે મરદની એકતેદા ઓરતની પાછલ કરવી. તથા કારીની અભણની પાછલ તથા બાલેગની ના બાલેગની પાછલ દુરૂસ્ત નથી. અને અભણ [ઉમ્મી]થી મતલબ (આ જગા) તે શખસ છે કે જે એક આયત પણ મ્હોંડે જાણતો નહોએ. દુરેં મુખતાર.

૨ અગર જો તે સમજદાર છોકરો હોએ. અને બરાબરથી મતલબ કદમમાં બરાબર રેહવું છે. અગર જો મુકતદી સિજદાની જગ્યામાં ઇમામની સિજદાની જગ્યાથી આગળ વધે. (તેની કશી હરકત નથી) જાહેર રીવાયત આજ છે. અને ઇમામ મોહમ્મદ [રહ]ની નજદીક મુકતદીની પગની આંગળીયો ઇમામની એડીની બરાબર હોએ. બુરહાન.

૩ અને જો સ્ત્રી મુકતદી હોય તો ઇમામના સીધા હાથ તરફ ઉભી રહે નહીં પણ ઇમામની પાછલ ઉભી રહે. દુરેં મુખ્તાર. અને (એકલો માણસ) જો ઇમામની ડાબી બાજુ ઉભો રેહશે તો તે એકે મતે મકરૂહ તનજીહી છે. અને એવીજ રીતે છે જો તે [ઇમામની] પાછલ ઉભો રહે દુરેં મુખ્તાર. તહતાવી,

૪ અને જો ઇમામ બે મુકતદીયોની વચ્ચે ઉભો રેહશે તો મકરૂહ તનજીહી થશે. અને જો ઘણાઓની વચ્ચે રેહશે તો મકરૂહ તહરીમી થશે. દુરેં મુખ્તાર.

૫ એટલે મુકતદીના પગનો વધું ભાગ ઇમામના પગથી આગળ થએ અને જો જરા આગળ થસે તો (નમાજ) બાતેલ થશે નહીં. દુરેં મુખ્તાર. **મસલો** જો કોઇ શખસ બીજાનો મુકતદી બની તેની બરાબર ઉભો રહે. ફરી ત્રીજો આવીને મુકતદીને પોતાની તરફ ખેંચે

ઇબ્ને માજાએ અનસ (રદી)થી રિવાયત કીધી છે કે રસુલુ-લ્લાહે (સલ્લ) ફરમાવ્યું છે કે મરદની નમાજ તેનાં ઘરમાં ૬ એક નમાજનો સવાબ રાખે છે. અને તેની નમાજ તેના કબીલાની મસજિદમાં પચ્ચીસ નમાજનો સવાબ રાખે છે. અને તેની નમાજ જોમઆ મસજિદમાં પાનસો નમાજનો સવાબ રાખે છે અને તેની નમાજ મસજિદે અકસામાં હજાર નમાજનો સવાબ રાખે છે અને તેની નમાજ મારી મસજિદમાં એટલે મદીનાની મસજિદમાં પચાસ હજાર નમાજનો સવાબ રાખે છે. અને તેની નમાજ મસજિદે હરામમાં (મકકાની મસજીદમાં) લાખ નમાજનો સવાબ રાખે છે.

## ફેસલ ૭

## નમાજ પડવાની રીત વિષે.

સુનંત તરીકા પ્રમાણે નમાજ પડવાની રીત આ છે કે બાંગ દીએ. અને એકામત કહે અને હૈય અલસ્સલાહની વખતે ઇમામ ઉઠે ૭ અને કદ કામતની નજદીક ૮ તકબીર કહે અને નૈયત કરે. અને બંને હાથોને કાનનાં ચાપવા સુધી ઉપાડે. અને મુકતદી ઇમામની તકબીર બાદ તકબીર કહે. અને જમણા હાથને ડાબા હાથ ઉપર ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક દુંટીને નીચે ૯ મુકે. અને સ્ત્રીને બંને હાથને ખાંધા સુધી ઉપાડે. અને છાતી ૧૦ ઉપર જમણા હાથને ડાબા ઉપર મુકે. ફરી ઇમામ, એકલો નમાજ પડનાર અને મુકતદી સુબહાનક-લ્લાહુમ્મ ૧૧ છેલ્ય આહીસ્તા પડે. ફરી ઇમામ અને એકલો નમાજ પડનાર

ઇમામની પાછળ પોતાની પેહેલી તકબીરથી પેહેલાં ખેંચે તો મજકુર મુકતદીની નમાજ દુરૂસ્ત થશે તકબીર કેહવા પેહેલાં ખેચાયો કે તે પછી. મોહીત. આલમગીરીય.. મસલો જો બે માણુસ મુકતદી ઇમામ હોએ, ફરી ત્રીજો આવે અને જેવી રીતે ઇમામ આગળ રહે છે તેવી રીતે ઇમામ આગળ થએ તો દુરૂસ્ત થશે. આલમગીરીયા.

૬ કર્ત્તાના હાથના લખેલા નુસખામાં આ જગ્યામાં આ હાશયો લખાએલો છે "આ નમાજથી મતલબ ફરજ નમાજ છે નફલ નહીં. કારણુ કે નફલ નમાજ ઘરમાં બેહતર છે."

૭ અને મુકતદીઓ પણ. કારણુ કે હૈય અલ-સ્સલાહ (નો અર્થ નમાજને માટે આવો એ એક) હુકમ છે, તે બજાવી લાવવામાં આવશે

૮ અને જો એકામતના પુરા થવા સુધી વાર લગાડશે તો ઇજમા છે કે એમાં કશી હરકત નથી. ઇમામ અબુ યુસોફ (રહ) તથા બીજા ઇમામોનો પણ એજ મજહબ છે. શરહ મજમા.

૯ અહમદ દારકુતની, અબુ દાઉદ, અને બેહકીએ અલી બી. અબુ તાલેબ (રદી)થી રિવાયત કરી છે. તેવણુ ફરમાવે છે કે નમાજમાં સુનંતમાંથી છે કે હથેલીને હથેલી ઉપર દુંટી નીચે મુકવી. બુરહાન તથા શમની. અને સહાબીના કેહવામાં સુનંતથી મતલબ રસુલુલ્લાહ [સલ]ની સુંનત છે. અને મુખતાર (પ્રસન લાએક) આ છે કે જમણા હાથની ટચલી આંગળી અને અંગુઠાથી ડાબા હાથના પોહચા ઉપર હલકો [ગોલાકાર] કરે. અને આ બાંધવું તે કેયામ માટે છે કે જેમાં (લાંબુ) જીકર સુનંત હોએ જેમકે સના, કોનુત, અને જનાજાની તકબીરોની હાલતનું કેયામ. અને જે કેયામ કે તેમાં જીકર સુનંત ન હોએ જેમ કે રોકુઅ અને સિજદાને વચ્ચેનું કેયામ, ઇદોની તકબીરોમાંનું કેયામ એમાં હાથ બાંધવાના નથી. અને જે માણુસ બેસીને નમાજ અદા કરે છે તેનો હુકમ પણ ઉભા રેહેનારના જેવો છે. દુરેં મુખતાર વગેરે.

૧૦ સિનાથી મતલબ જીજીને નીચે છે. જેમકે અશબાહ વન્નજાએરમાં સ્ત્રીઓનો અહકામ [મસલો]માં એને ખુલ્લુ કહ્યું છે દુરેં મુખતાર. પણ ફતાવા આલમગીરીમાં મુન્યાથી લખેલુ છે કે સ્ત્રી બંને હાથને જીજીની ઉપર બાંધે.

૧૧ અને જો મુકતદી ઇમામની જોરથી પડાતી કેરાઅતમાં શરીક થાએ તો નૈયત પછી સુબહાનક લ્લાહુમ્મ પડે નહીં. અને જો ઇમામની સાથે સિજદામાં મળે તો સુબહાનક-લ્લાહુ-મ્મ છેલ્ય પડે તે પછી તકબીર કહીને સિજદામાં જાએ. શમની. અને પુરી સુબહાનક લ્લાહુ-મ્મ. આ છે. સુબહાનક-લ્લાહુમ્મ વ બે હમ્દેક વ તબારકસ્મોક વ અતાલા જદદોક વ લાએલાહ ગૈરોક (અર્થ-તારી હમ્દ (સ્તુતી) ની સાથે ઓ અલ્લાહ તારી પાકી બયાન કરૂં છું અને તારૂં નામ ઘણું ખુબીનું છે. અને તારી બુજુરગી (મોટાઇ) ઉચી છે. અને તારા વગર કોઇ પુજ્ય (માબુદ) નથી.) મસલો અફિજો ફકત નમાજની શરૂમાં છે. તો જો નમાજની શરૂમાં અઉજોને ભુલી જશે અને સુર. ફા

**અઊજો બીલ્લાહે મિન-શયેતાનીર્રજીમ**[૧૨] અને **બિસમીલ્લાહીર્ રેહમાની રેહીમ**[૧૩] પોશીદા પડે. અને મસબુક આગળી રકઅતોના કઝા કરવામાં **અઊજો** અને **બીસમી-લ્લાહ** પડે. મુકતદી (અઊજો બીસમી-લ્લાહ) પડે નહીં. ફરી ઇમામ તથા મુનફરેદ અલ હમ્દો પડે. ફરી ઇમામ, મુકતદી, તથા એકલો નમાજ પડનાર આહીસ્તાથી આમીન [૧૪] કહે. ફરી ઇમામ તથા એકલો નમાજ પડનાર સુરત મેળવે.

અને સુનંત આ છે કે એકામત તથા અમન ચેનની હાલતમાં [૧૫] ફજર, જોહરમાં તે વાલ મોફસસલ એટલે સુરા હોજોરાતથી તે સુરા બોરૂજ(ના. ૪૯થી૮૫)સુધીમાંથી કોઇ સુરા પડે. અને અસર, એશામાં અવસાત મોફસસલ એટલે બુરૂજથી તે લમ યકો [ના.૮૬થી૯૮]સુધીની કોઇ સુરા. અને મગરેબમાં કેસાર મોફસ્સલ તે લમ યકોથી તે કુરઆનની આખર સુધીથી કોઇ સુરા(પડે). પણ એવું હમેશ કરવું સુનંત નથી. કદી પેગમ્બરે (સલ) ફરજમાં કુલ અઊજો બે રબ્બીલ ફલક તથા કુલ અઊજો બે રબ્બીન્નાસ [૧૬] પડી છે. અને કદી મગરેબમાં સુરા તુર, સુરા નજમ અને સુરા વલમુરસલાત પડી છે. અને જો મુકતદી પરાગ્ન હોએ તથા લાંબી કેરાઅતના શોકીન હોએ તો લાંબી કેરાઅત પડવી જાએજ છે. હજરત અબુ બકરે (રદી) ફરજની નમાજમાં એક રકઅતમાં સુરા બકર પડી છે. અને પેગમ્બરે (સલ) મગરેબની બે રકઅતમાં સુરા આરાફ પડી છે. અને હજરત ઉસમાન (રદી) ફજરની નમાજમાં ઘણી વાર સુરા યુસોફ પડતા હતા. પણ મુકતદીયોની હાલત ધ્યાનમાં રાખવી જરૂર છે. હજરત મોઆજ બીન જબલે એશાની નમાજમાં સુરા બકર પડી તો એક મુકતદીએ નબી સાહેબ [સલ] આગળ રાવ કરી [૧૭] ત્યારે નબી સાહેબે

---

તેહા (અલહમ્દો) પડી હશે તો ફરી આઊજોને પડે નહીં. ખુલાસો. અને એવીજ રીતે પેહેલી રકઅત સિવાઇ બીજી કોઇ રકઅતમાં પડે નહીં.

૧૨ અર્થ—બચાવ ચાહું છું હું ખુદા(ના નામ)ની સાથે ધુતકારેલા શેતાનથી. ગુ. મો.

૧૩ અર્થ—ખુદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કર્ત્તા. ગુ. મો.

૧૪ આમીન શબ્દ બે રીતે બોલાય છે એક આને ખેંચીને બોલવું. બીજું આને વગર ખેંચે બોલવું. અને એના અર્થ કબુલ કરો છે અને આમ્મીન બોલવું દેખેતી ભુલ છે. પણ જો આમ્મીન કેહશે તો નમાજમાં નુકસાન આવશે નહીં એ પર ફતવો છે. કારણ કે એવો શબ્દ કુરઆન શરીફમાં આવેલો છે. આલમગીરીયા

૧૫ અને સફરની તથા બીહીકની કે જલદી ચાલવાની બેચેનીની હાલતમાં અલ હમ્દો પછી જે સુરા બની શકે તે પડે. અને એકામતની હાલતમાં વખતની તંગી કે જાન માલની બીહીકને લીધે બેચેનીમાં એટલી પડે કે જેથી વખત જાએ નહીં અને અમનચેન ટલે નહીં. અને સફરની હાલતમાં વખત વધારે હોએ અને માર્ગમાં ચેન હોએ તો સુનંત આ છે કે ફજરમાં સુરા બોરૂજ જેવી પડે. શરહ મુન્યા. અને જોહરમાં ફરજની જેમ. અને અસર, ઇશામાં તેથી ઓછી. અને મગરેબમાં સર્વ સુરતોથી ટુકી જાહેદો.

૧૬ નબી સાહેબે (સલ)ની સાથે નમાજ પડનારી એક સ્ત્રીના બાળકના રડવાને લીધે.

૧૭ હદીસ શરીફમાં છે કે જ્યારે મોઆજે (રદી) સુરા બકર શરૂ કરી તો મુકતદીયોમાંથી એક જુદો પડયો અને તેણે એકલા નમાજ પડી. લોકોએ તેને કહ્યું. શું તું મોનાફેક થયો છે? તેણે કહ્યું ખુદાની કસમ હું મોનાફેક થયો નથી. પણ રસુલુલ્લાહને (સલ) આ બાબતની ખબર કરીશ. ફરી નબી સાહેબ (સલ) આગળ આવીને અરજ કરી કે અમો લોકો ઉંટો વાળા કાસ ચલાવનાર છીએ. આખો દીવસ કામ કરીએ છીએ એટલે દીવસના કામને લીધે થાકીએ છીએ. અને રાતના ઘણુ ઉભુ રેહવાની શકિત રાખતા નથી અને મોઆજ તો સુરા બકર પડે છે. ત્યારે ખુદાના રસુલે (સલ) ફરમાવ્યું એ મોઆજ શુ તુ ફીતનામાં નાખનાર છે. એટલે તુ કેરાઅત લાંબી પડે છે જેથી લોકો જમાઅત છોડે છે. મીશકાત શરીફ **મસલો.** ફજરની પેહેલી રકઅતમાં કેરાઅત લાંબી પડવી [બીજી રકઅત કરતાં] એક મતે સુનંત છે અને ઇમામ મોહમ્મદ (રહ) પેહેલી રકઅતને બીજી કરતાં લબાવવાને સર્વ નમાજમાં પસંદ રાખે છે, અને ફતવો એ પરજ છે. અને એવીજ ઇખતેલાફ જુમઆ અને ઇદોમાં પણ છે. અને એ બીજામાં કેટલી લાંબા ટુંકી કરવી તે વિષે ફોકહાઓએ કહ્યું છે કે પેહેલીમાં બે ત્રતીયાઆંસ જેટલી

(સલ) ફરમાવ્યું એ મોઆજ ! શાયદ તું ફીતનામાં, બલામાં. અને ગુન્હામાં નાખે છે. સબ્બેહી-સમા અને વશ્શમસે અને એનાં જેવી સુરા પડા કર મતલબ કે મુકતદીઓનો હાલ ધ્યાનમાં રાખવો ઘણો જરૂરનો છે. અને જુમઆને દીવસે સુબ્હની નમાજમાં પેગમ્બરે (સલ) સુરા અરેફ લામ મીમ સિજદા અને સુરા દહર પડી છે. *

અને મુકતદી ચુપકો રહે. [1] અને ઈમામની કેરાઅત તરફ ધ્યાન રાખે. અને નફલમાં તરગીબ (લલચાવનારી)ની આયત અને તરહીબ (ડરાવનારી) ની આયત ઉપર માંગણી કરવી, મારી માંગવી દોજખથી પનાહ માંગવી તથા જંનતની માંગણી કરવી સુંનત છે. જયારે કેરાઅતથી ફારેગ થાએ તો તકબીર કેહતો [2] રોકુઅમાં જાએ. અને રોકુઅમાં જતી વખતે તથા તેથી માથું ઉઠાવતી વેળા ઈમામ આજમ (રહ)ની નજદીક રફઅ યદેન (બંને હાથ ઉઠાવવા) સુંનત નથી. પણ ઘણા ફોકહા અને મોહદદેસીન તેને સિદ્ધ કરે છે અને રોકુઅમાં બંને ગુંટણને બંને હાથોથી મજબુત પકડે. અને આંગળીઓ કોશાદા રાખે [3] અને માથાને પીઠને ઢગરાની બરાબર [4] કરે. (અને નજર પગની પાટલીપર રાખે) અને જેટલી વાર કયામમાં લગાડી હોએ તેને મુનાસેબ રોકુઅમાં વાર લગાડે. અને સુબ્હાન રબ્બીયલ-અજીમ કેહતો રહે. અને એકીની ગણતરી ધ્યાનમાં રાખે. અને સુંનતનો કમતી દરજો ત્રણ વાર [5] છે. અને મુકતદી ઇમામ પછી રોકુઅમાં સિજદામાં જાએ. ઇમામથી મુકતદીનુ રકુનોમાં આગળ જવું [6] હરામ છે. ફરી ઇમામ માથું ઉચકે અને મોકતદી તે પછી. અને માથુ ઉચકતી વેળા [7] ઇમામ આજમ (રહ)ની નજદીક (ફકત)

---

પડે અને બીજીમાં એક ત્રતીયાઅંસ જેટલી પડે, એ બેહતર છે. અને એથી વધારે ફેર હશે તો પણ મોજાએકો નથી પણ બીજી રકઅતને પેહેલી કરતા લાંબી પડવી એ એક મતે મકરૂહ છે. આલમગીરીયા

* પણ અફસોસ કે એ સુંનતને હનફીયો એ મુકી દીધી છે. હનફી ફીકહની કીતાબોમાં લખાયા છતાં કદી પડતા નથી. અને શાફેઇ હદ વટીને હંમેશ પડા કરે છે અને કદી કદાચ છોડવાને બુરૂ સમજે છે. ગુ. મો.

૧ પણ અલ હમ્દો પછી જહરીયા નમાજ માં આમીન કહે. અને પોશીદા પડવાની નમાજ માં ભેગ જોગે ઇમામથી વલદ દાલીન સાંભળે તોએ [આમીન] કહે નહીં અને કેટલાકના મત પ્રમાણે કહે આલમગીરીયા અને આમીનનો શબ્દ મુકતદી, ઇમામ. અને એકલો પડનાર દરેકને કહેવું સુંનત છે પણ આ હીસ્તા. આલગીરીયા.

૨ તકબીરની શરૂ માથું ઝુકાવતો કરે અને રોકુઅમાં બરાબર થવામાં પુરી કરે. આલમગીરીયા. અને ગુંટીઓને રોકુઅમાં લાગતી રાખવી સુનત છે દુરે મુખતાર સિજદામાં પણ લાગેલી રાખે તહતાવી

૩ આંગળીઓને સારી રીતે ખુલી રાખવી રોકુઅ સિવાય બીજામાં અને આંગળીઓને મેળવી રાખવી સિજદા સિવાઇ બીજામાં રિવાયત થઇ નથી અને એ સિવાય બીજામાં આંગળીઓને પોતાની હાલત ઉપર રાખવી જોઇએ. હિદાયા. અને સ્ત્રી (રોકુઅમાં) જરા જુકે અને ટેકે નહીં તેમ આંગળીઓને ખુલી રાખે નહીં, પણ બંને હાથને તે મેલવેલા રાખેને ગુંટણો ઉપર મુકે. અને બંને ગુંટણોને નમાવે અને બાજુઓને પણ છુટા રાખે નહીં. જાહેદી આલમગીરી.

૪ અને બીછાવેલી રાખે તે એવી રીતે કે જો વાટકો પાણી ભરીને પીટ ઉપર મુકાએ તો ઠરેલો રહે. ખોલાસો.

અને દરમીયાનો પાંચ વાર છે. અને સંપુરણ સાત વાર છે. પણ ઇમામને મુકતદીઓની રીવાયત રાખવી ઘણી અગત્યની છે. એટલી વાર કહે કે જેથી મુકતદીયોને કંટાલો થાએ નહીં. આલમગીરીયા.

૬ અને જો તે ઇમામથી પેહેલાં સિજદો કરશે અને તે પછી મુકતદીઓ માથુ ઉચકેલું નહી હશે તેટલામાં ઇમામ સિજદો કરશે અને સિજદા માં બંને ભેગા થયા હશે તો તે (સિજદો દુરૂસ્ત છે પણ મુકતદીને મકરૂહ છે. આલમગીરીયા. અને જો મુકતદીએ રોકુઅમાં કે સિજદામાં ત્રણ વાર તસબીહ નહીં કહી તેટલામાં ઇમામ માથુ ઉચકી લેશે તો સહી મત આ છે કે મુકતદી (બાકીની તસબીહ નહીં પડતાં) ઇમામની તાબેદારી કરે. કાજીખાન. અને જો મુકતદી ઇમામથી પેહેલાં રોકુઅથી કે સિજદાથી માથુ ઊચકશે અને ફરી રોકુઅ કે સિજદામાં માથું જુકાવશે તો તેથી બે રોકુઅ કે બે સિજદા લાજેમ થશે નહીં. ખોલાસો.

૭ અને એક તસબીહ જેટલો થોભે કે

ઇમામ સમેઅ હલાહો લેમનં હમેદહ કહે. અને મુકતદી રબ્બના લકલ હમ્દ [૮] કહે અને એકલો નમાજ પડનારો બંને કહે. પણ સાહેબેન (ઇમામ અબુ યુસોફ તથા મોહમ્મદ)ની નજદીક ઇમામ પણ બંનેને ભેગુ કહે. + ફરી તકબીર કેહતો સિજદામા જાએ પ્રથમ બંને ગુંટણો ફરી બંને હાથ મુકે. ફરી નાક અને પેશાની બને હાથની વચ્ચે મુકે અને હાથની આંગળીયો મેળવીને (કાનના મુકાબેલ) કિબલાના તરફ રાખે. [૯] બજુને પાંસલીથી, પેટને રાનથી, ને પીંડલી તથા હાથની કલાઇને જમીનથી દુર રાખે. [૧૦] અને ઓી નીચો સિજદો [૧૧] કરે અને એ સર્વને આપસમાં મેળવેલાં રાખે અને કેયામ તથા રોકુઅના પ્રમાણમાં સિજદો કરે અને સુબ્હાન રબ્બીયલ આલા એકીની ગણતરીથી આહીસ્તા અને ચેનથી પડતો રહે. અને કમતી [૧૨] આ છે કે ત્રણ વાર [૧૩] પડે. ફરી તકબીર કેહતો માથું ઉચકે અને ચેનથી બેસીને પડે અલ્લાહુમ્મ-ગફેરલી વરહમની વહદેની વઆફેની વરઝુકની વજબોરની [૧૪] ફરી તકબીર કેહતો પ્રથમની જેમ બીજો સિજદો કરે અને તેવિજ રીતે તસ્બીહો કહે, ફરી તકબીર કેહતો ઉભો થાએ પ્રથમ મ્હોં ફરી બંને હાથ ફરી ગુંટણો ઉઠાવીને ઉભો થાએ, [૧૫] અને વગર સના તથા અઉઝોએ [૧૬] પેહેલી રકઅતની જેમ બીજીને પડે જયારે બીજી રકઅત પુરી

જેથી સર્વ આજા એટલી વાર હરેલ રહે શરહ મુન્યા. અને બંને હાથોને છુટા રાખે શરહ નિકાયા અને નેહાયા વાળા કહે છે કે જે કેયામ કે તેમાં જીકર સુંનત હોએ તેમાં હાથોને બાંધવા જોઇએ જેમકે સના, કોનુત, અને જનાજાની નમાજની હાલત. અને જેમાં જીકર સુંનત નથી તેમાં છુટા હાથ રાખવા સુંનત છે. જેમકે ઇદોની તકબીર. અને નિકાયાની શરહ કર્તા કહે છે કે કોમામાં જે જીકર સુંનત છે તે રોકુઅથી કોમા તરફ આવવાનું જીકર છે, તે કેયામનું જીકર નથી જેથી હાથ બાંધવા તેમાં જોઇએ નહીં.

સમેઅ લાહો લેમન હમેદહ કહે નહીં. એકે મતે આલમગીરીયા. આ જગ્યામાં ચાર તરેહ છે તે સર્વથી શ્રેષ્ઠ અલ્લાહુમ્મ રબ્બના વ લકલ હમ્દ છે. તે પછી અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દ તે પછી રબ્બના વ લકલ હમ્દ તે પછી રબ્બના લકલ હમ્દ છે. દુરેં મુખ્તાર. તહતાવી.

+ અને એજ વાત દલીલો જોતાં વધારે મજબુત છે. ગુ. મો.

૯ એવીજ રીતે પગની આંગળીઓને પણ કીબલાની તરફ રાખે. ખોલાસો

૧૦ સહી મુસલીમમાં મેમુના (રદી)થી રીવાયત છે કે હજરત [સલ] એવી રીતે સિજદો કરતા હતા કે જો ચોપગાનું બચ્ચુ ચાહે તો તે બંને હાથોમાંથી રીગી શકે.

૧૧ અને લોંડી આ સર્વ કામમાં અજાદઓની જેવી છે પણ તકબીરે તહરીમામાં તેનો હુકમ મરદ સરખો છે કે તે કાન સુધી હાથ ઉઠાવે. મેરાજે વહાહજ.

૧૨ અને દરમીયાની પાંચ વાર અને સંપુરણ સાત વાર છે. પણ આ ઇમામ સિવાઇ બીજાને માટે છે અને ઇમામ એટલી કહે કે નિર્બલ મુકતદીયોને ભારે પડે નહીં. આલમગીરીયા

૧૩ હિદાયામાં છે કે રોકુઅ અને સિજદામાં ત્રણ વારથી વધુ કેહવી મુસ્તહબ છે.

૧૪ અર્થ—એ અલ્લાહ તું મને બખ્શ. અને મારાપર રહમ કર. અને મને હિદાયત આપ અને મને રોજી આપ અને મને બોલંદી આપ અને મારી હાલતને સુધાર." આ દોઆની રિવાયત તિરમીજીએ ઇબ્ને અબ્બાસથી કરી છે. ગુ. મો.

૧૫ સિજદો કરવાની હાલતથી ઉલટું. તેમાં પ્રથમ બંને ગુંટણો મુકે ફરી બને હાથ ફરી નાક ફરી પેશાની. આલમગીરીયા અને આ ઉઠવામાં વગર ઉજરે જમીન ઉપર ટેકે નહીં પણ બંને ગુટણ ઉપર ટેકે આલમગીરીયા અને જો શાફેઇના જેમ જલસા કરે (બેસે) અને જમીન ઉપર ટેકે તો કશી હરકત નથી જહીરીયા

૧૬ પણ એકલો નમાજ પડનારને તથા ઇમામને દરેક રકઅતની શરૂમાં આહીસ્તાથી બીસમિલ્લાહ કેહવી સુંનત છે. અગર જો તે નમાજ જહરીયા હોએ. અને અલહમ્દો અને સુરત વચ્ચે (બિસમિલ્લાહ) પડવી સુંનત નથી. અને જો પડશે તો એકે મતે મકરૂહ નથી, દુરેં મુખ્તાર. તહતાવી. (ભાષાંતર કરતા કહે છે કે અલહમ્દો તથા સુરાની વચ્ચે બિસમિલ્લાહ પડવી હદીસ શરીફથી સિદ્ધ થઇ છે [illegible] ઇમામ મોહમ્મદ (રહ) સુંનત કહે છે. જ[illegible]

કરે તો ડાબા પગને બીછાવી તેના પર બેસે અને જમણા પગને ઉભો રાખે. અને બંને પગની આંગળીયો કિબલાની તરફ રાખે અને બંને હાથને બને રાન ઉપર રાખે.[૧૭] અને જમણાં હાથની ટચલી આંગળી અને તેની પાસનીથી અકદ કરે (એટલે હથેલીમાં વાલી રાખે) અને વચલી આંગળી તથા અંગુઠાથી ગોલાકાર (લહકો) કરે.[૧૮] અને શહાદતની આંગળી ખુલ્લી રાખે અને તશ્હહોદ પડે. અને શહાદતની વખતે ઇશારો કરે.* આ ઇશારો કરવો ચારે ઇમામોથી રિવાયત થયલો છે. પણ ઇમામ આજમ (રહ)નો મશહુર મજહબ આ છે કે ઇશારો કરે નહીં[૧૯] અને બંને હાથોની આંગળીયોને કિબલાની તરફ રાખે. અને પેહલા કાએદામાં તશહહોદથી વધારે પડે નહીં. તે પછી તકબીર કેહતો ત્રીજી રકઅત તરફ ઉઠે[૨૦] અને એ વખતે ઇમામ અબુહનીફા તથા શાફેઈ (રહ) વગર ઘણા ઓલમાઓની નજદીક રફાયદેન કરવું (બંને હાથ ઉચકવા) સુનંત છે અને ત્રીજી તથા ચોથી રકઅતમાં ફકત અલહમ્દોની સુરાને બિસમિલ્લાહ સાથે[૨૧] આહીસ્તા પડે. જ્યારે (ચારે) રકઅતોથી ફારેગ થાએ તો પેહલા કાએદાની જેમ છેલ્લો કાએદો કરે. અને એમાં તશહહોદ પછી દોરૂદ પડે. **અલ્લાહુમ્મ સલ્લે અલા મોહમ્મદીન "** ઇત્ય **અલ્લા હુમ્મ બારેક અલા મોહમ્મદીન** ઇત્ય.[૧]

તથા મુજતબામાં છે કે જો અલહમ્દો તથા સુરાની વચ્ચે બિસમિલ્લાહ પડશે તો હસન (સારૂં) છે અબુ હનીફા [રહ]ની નજદીક અને મ્બિનુલ હોમામે તથા ઇબને અમીર હાજે એજ વાતને શ્રેષ્ઠ રાખી છે.) અને ઇમામ મોહમ્મદે (રહ) કહ્યું છે કે સીરરીયા ( પોશીદા પડવાની નમાજ)માં સુંનત છે અને એપરજ ફતવો છે અને એજ પ્રસંન મત છે. અને સુરા કેહવાથી જાહેર થયું કે જો કેટલીક આય તો સુરામાંથી પડશે તો બીલ ઇત્તેફાક બિસમિલ્લાહ પડે નહીં. તહતાવી

૧૭ આંગળીઓને પોતાની હાલત ઉપર ખુલેલી રાખે. અને ગુટણને પકડે નહીં આલમગીરીયા

૧૮ ઇશારાનો તરીકો હનફી મજહબ પ્રમાણે આ છે કે ફકત કલેમાની આંગળીને લાએલાહ ઉપર ઉઠાવે અને ઇલ્લ-લ્લાહ ઉપર મુકે કે જેથી ઉઠાવવાનો ઈશારો નફીના તરફ થાએ અને મુકવાનો ઇશારો સાબેતી ઉપર થાએ. અને કર્તાએ જે રીત આંગળીઓ બંધ કરવાની લખી છે એ શાફેઇ તથા માલેક (રહ)નો મજહબ છે બુરહાન. (ભાષાંતર કર્તા કહે છે કે ઇશારો કરવાની સાબેતીમાં મુલ્લા અલીકારીએ (રહ) તથા અલ્લામાં શામીએ (રહ) તથા શાહ અબદુલ અજીજે (રહ) રેસાલા લખેલા છે એ રેસાલાઓને તથા મોઅત્તા ઇમામ મોહમ્મદને જોવાથી ખાતરી થાએ છે કે કર્તાએ લખેલી ઇશારો કરવાની રીત તે હનફી મજહબની પણ છે)

* આ ઈશારા વિષે નબીસાહેબ ફરમાવે છે કે એ શેતાન લઇનને ભાલા સરખો લાગે છે. ગુ. મો.

૧૯ દુરે મુખ્તારવાળો કહે છે કે પોતાની કલેમાની આંગળીથી ઇશારો કરે નહીં. અને એ પર ફતવો છે. પણ મોતઅખ્ખેરીને (પાછલાઓએ) ઇશારો કરવાને રસુલુલ્લાહ (સલ)ના ઇસારો કરવાને લીધે સિદ્ધ કીધો છે. અને ઇમામ મોહમ્મદ (રહ)ની તરફ એટલુંજ નહીં પણ ઇમામ અબુહનીફા (રહ)ની તરફ પણ ઇશારાની નીસબત કરી છે. અને તેણે કેટલીક કીતાબોથી નકલ કીધી છે કે મુફતા બીહી અમારી (હનફીયોની) નજદીક ઇશારો કરવો છે અને એજ સહી છે. અને તોહફામાં મુસ્તહબ અને મોહીતમાં સુનંત કહ્યો છે.

૨૦ જમીન ઉપર વગર ટેકે પગની પાટલી ઊપર ઉભો થાએ. અને તહતાવી કહે છે કે જો જમીન ઉપર ટેકશે તોએ કંઇ હરજ નથી. આલમગીરીયા.

૨૧ અને જો (અલહમ્દો કરતાં) કોઇ ચીજ વધારે પડશે તો કંઇ હરકત નથી અને તેને અખતીયાર છે ચાહે અલહમ્દો પડે ચાહે ત્રણ વાર તસબીહ પડે ચાહે તેટલી વાર ચુપકો રહે અને ચુપકો રહેવાથી ગુન્હગાર થશે નહીં દુરે મુખ્તાર, પણ તહતાવીએ કહ્યું છે કે જો જાણી બુજીને ચુપકો રહેશે તો સિજદો સહોનો લાગુ પડશે નહીં પણ ગુન્હગાર થશે. ફરી કહે છે કે ફોકહાઓની વાતથી જાહેર થાએ છે કે ફાતેહા (અલહમ્દો) સુનંતે મોઅકકદા છે.

૧ આ બંને દોરૂદ પુરાં આવી રીતે છે 'અલ્લા હુમ્મ સલ્લે અલા મોહમ્મદીવ વ અલા આલે મોહમ્મદીન કમા સલ્લેત અલા ઇબરાહીમ વ અલા આલે ઇબરાહીમ ઈન્નક હમીદુમ્ મજીદ અલ્લા હુમ્મ બારેક અલા મોહમ્મદીવ વ અલા આલે મોહમ્મદીન કમા બારકત અલા ઇબરાહીમ વ અલા આલે ઇબરાહીમ ઇન્નક હમીદુમ મજીદ

ફરીકુરાનના અલફાજને મલતી[2] દોઆ પડે. અને હદીસમાં આવેલી દોઆ[3] પડવી ઘણી સારી છે. વિશેષ કરી આ દોઆ **"અલ્લાહુમ્મ ઈન્ની અઊજો બેક મિન અજાબે જહન્નમ વ અઊજો બેક મિન અજાબીલ કબરે વ અઊજો બેક મિન ફીતનતીલ મસીહીદ દજજાલે વ અઊજો બેક મિન ફીતનતિલ મહયા વલ મમાતે અલ્લાહુમ્મ ઇન્ની અઊજો બેક મિનલ માસમે વલ મગરમે"**[4] અને સ્ત્રી બને કાએદામાં ડાબા ઢગરા ઉપર બેસે અને બંને પગને જમણી તરફથી બહાર કહાડે. અને બને તરફ સલામ ફેરવે. (સલામ કરવામાં) એકલો નમાજ પડનારો ફીરસ્તાઓની અને ઇમામ (જે તરફ સલામ ફેરવે) તે તરફના મુકતદીની તથા ફીરશતાઓની અને મુકતદી[5] ઇમામ, કોમ તથા ફીરશતાઓની નયત કરે.

અને નમાજ દીલ હાજર રાખીને તથા નમ્રતાઇથી પડવી જોઇએ. અને નજર સિજદાની જગ્યામાં (ઉભા રેહવાને વખતે) રાખવી જોઇએ. અને સલામ ફેરવા પછી આયતુલ કુરસી એકવાર અને **સુબહાનલ્લાહ** તેત્રીસ વાર અને **અલહમ્દો લીલ્લાહ** તેત્રીસ વાર અને **અલ્લાહો**

---

અર્થ:—એ અલ્લાહ તું ખાસ રહમત મોહમ્મદ પર તથા મોહમ્મદની આલ પર મોકલ. જેવી કે તેં ખાસ રહમત ઇબરાહીમ પર તથા ઇબરાહીમની આલ પર મોકલી છે. ખચીત તું સરહવાએલો બુઝુરગીવાળો છે એ અલ્લાહ તું બરકત આપ મોહમ્મદને તથા મોહમ્મદની આલને જેવી કે તેં બરકત આપી છે ઇબરાહીમને તથા ઇબરાહીમની આલને બેશકક તું સ્તુતી પાત્ર બુજુરગીવાળો છે" આ દોરૂદ સર્વ દોરૂદોથી ઉત્તમ છે. ગુ. મો.

૨ કુરઆનના શબ્દોને મલતી દુઆની મતલબ આ છે કે લોકોમાં બોલાતી વાતને ભલતી દોઆ પડે નહીં. અને જે ચીજની માગણી લોકોથી અસંભવીત (મહાલ) ન હોએ તે લોકોની વાતને મલતી છે. જેમકે આવી રીતે કહે "એ ખુદા મારા નિકાહ ફલાણી સાથે કર" અને જે ચીજની માંગણી લોકોથી અસંભવીત હોએ તે લોકોની વાતને મલતી નથી. જેમ કે "એ અલ્લાહ તું મને બખ્શ" અને "અલ્લાહુમ્મ-રઝોકની" (એ અલ્લાહ તું મને રિજક આપ) એને ફોકહાઓએ લોકોની વાતને મળતી ગણી નથી હિદાયા. તો એ શબ્દથી દોઆ કરવી દુરૂસ્ત થશે. એની શરહ હિદાયા તથા આલમગીરી.

૩ તેમાંની એક આ છે કે જેને નબી (સલ) સાહેબે સિદદીકે અકબર (રદી) ને શીખવી હતી. "અલ્લાહુમ્મ ઇન્ની જલમતો નફસી જુલમન કસીરન વ લા યગફેરૂજ જોનુબ ઇલ્લા અન્ત ફગફેરલી મગફેરતમ મિન ઇનદેક વરહમ્ની ઇન્નક અન્તલ ગફૂરૂર રહીમ" અર્થ:—એ અલ્લાહ ખચીત મેં જુલમ કર્યો છે મારા જીવ પર ઘણો જુલમ. અને બેશકક એમ છે કે તારા સિવાય કોઇ પાપોને બખશતુ નથી તો તુ મને બખ્શી દે તારે પાસની બખ્શીશથી અને તુ મારાપર રહમ કર ખચીત તું બખશનાર રહમ કર્તા છે" અને અબદુલ્લાહ બીન મસઉદ આ દોઆ પડતા હતા. "અલ્લાહુમ્મ ઇન્ની અસઅલોક મિનલ ખૈરે કુલ્લીહી મા અલીમતો મિન્હો વમા લમ અઆલમો વ અઊજો બેક મીનસ શર્રે કુલ્લિહી મા અલીમતો મિન્હો વ મા લમ અઆલમો" નેહાયા અર્થ, "એ અલ્લાહ હું તારી પાસે માંગુ છું સર્વ ખૈર (ભલાઇ) તેમાંથી જેને મેં જાણી અને જેને મેં નહીં જાણી [ તે સર્વેને ) અને પનાહ માંગુ છું તારી પાસે સર્વ બુરાઇથી તેમાંથી જેને મેં જાણી અને જેને મે નહીં જાણી ( તે સર્વેથી ).

૪ અર્થ—એ અલ્લાહ હું તારી પાસે પનાહ માંગુ છું જહંનમના અઝાબથી અને તારી પાસે પનાહ માંગુ છું કબરના અજાબથી અને તારી પાસે પનાહ માંગુ છું મસીહ દજ્જાલના ફીતનાથી. અને તારી પાસે પનાહ માંગું છું જીવવા મરવાના ફીતનાથી. એ અલ્લાહ તારી પાસે પનાહ માંગું છું ગુન્હ અને કરજદારી (અથવા દંડ) થી. ગુ. મો.

૫ તો જો મુકતદી જમણા તરફ હોએ તો ઇમામને ડાબા તરફના મુકતદીયોના સલામમાં ભેગો કરે અને જો તે ડાબા તરફ હોએ તો [ઇમામને] જમણા તરફના મુકતદીઓમાં ભેળે અને જો તે ઇમામની પાછળ તેની બરોબર હોએ તો તેને જમણી તરફમાં ગણે ઇમામ અબુ યુસોફ [રહ]ની નજદીક અને મોહમ્મદ (રહ)ની નજદીક બને તરફ નૈયતમાં ભેળે મોહીત અને ઇમામ અબુ હનીફા (રહ)થી પણ એજ રીવાયત છે કાઝી અને એજ સહી વાત છે તાતાર ખાનીયા આલમગીરીયા.

અકબર [૬] ચોત્રીસ વાર અને કલેમાં તોહીદ એક વાર પડે. *

## ફસલ ૮
## નમાજમાં હદસ થવા વિષે.

જો નમાજમાં (વગર અખ્તેયારે) હદસ લાગુ થાએ તો વોજુ કરે અને તેજ નમાજ ઉપર [૭] આધાર રાખે (નવેસરથી પડવાની જરૂર નથી) અને જો એકલો નમાજ પડનાર હોએ તો તેને નવેસરથી નમાજ પડવી અફજલ ... અને જો ઇમામ હોએ તો [બીજાને] ખલ... બનાવે [૯] અને વોજુ કરીને મુકતદીયોમાં ખલ થાએ. અને જો મુકતદી હોએ તો જે ... ગ્યાથી ગયો હતો ત્યાં વોજુ કરીને પાછો આવે ... એટલા વખતમાં જે કંઇ ઇમામે પડી હોએ ... વગર કેરાઅતે અદા કરે અને ઇમામની ... ભેગો થાએ. અને જો ઇમામ નમાજ પડી ... હોએ તો મુકતદીને અખ્તેયાર છે ચાહે પો... જગ્યામાં પાછો આવે, ચાહે જે જગ્યા વે... કર્યું છે તે જગ્યા નમાજ પુરી કરે. અને જો ... ણી બુજીને હદસ કર્યું હશે તો નમાજ ફા... થશે.

જો કોઇ નમાજમાં ગાંડો થાએ અ... એહતેલામ કરે અથવા ખીખી (કહકહ) ... અથવા નમાજને રોકનાર નજાસત તેના પર ... અથવા કોઇ જખમ તેને પોહોંચે ... વા હદસ થયો છે એવા વેહેમને લીધે મસજિ... અથવા મસજિદથી બહાર સફની હદથી બ... નિકળે, ફરી જાહેર થાએ કે ... થયુ. નથી તો નમાજ ફાસેદ થશે. અને તે ... આધાર રાખવો દુરસ્ત નથી. અને જો મસ...

---

૬ ચોત્રીસની ગણતરી મુસલીમમાં કઅબીન અજરહની રિવાયતને મુતાબક છે અને કલેમાં તોહીદથી મતલબ આ છે. "લાએલાહ ઇલ્લલ્લાહો વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કો વ લહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શેઇન કદીર." જેમ કે મુસલેમમાં બીજી જગ્યા અબુ હોરેરાથી રિવાયત છે. અને વળી અબુ હોરેરાથી રિવાયત થઇ છે કે એક દીવસે, મોહાજેરોમાંના કેટલાક ફકીરો બેવ જહાંનના સરદાર [ સલ ]ની જનાબમાં હાજર થયા. અને અરજ કરી કે ધનવાનો મોટી પદ્વીએ પોહોંચ્યા છે. આપે ફરમાવ્યુ કે કેવી રીતે? તેઓએ કહ્યું કે તેઓ અમારી જેમ નમાજ પડે છે. અને અમારી જેમ રોજા રાખે છે. અને તેઓ સદકો કરે છે તથા (ગુલામી લોંડીયો) અજાદ કરે છે કે જેની અમને શકિત નથી. આપે ફરમાવ્યું કે વારૂં હું તમને એક ચીજ શીખવું છું કે જેથી તમો આગળ વધેળાને પકડશો અને રહી ગએલાઓથી આગળ વધશો. અને જે તમો કરો તેવું જે કરે તે સિવાઇ કોઇ તમારેથી બેહતર થશે નહી તેઓએ અરજ કરી કે હાં (શીખવો) ઓ ખુદાના રસુલ. આપે ફરમાવ્યું સુબહાન લ્લાહ અને અલ્લાહો અકબર અને અલ હમ્દો લીલ્લાહ દરેકને તેત્રીસ વાર દરેક નમાજ પછી પડો. ફરી તેઓએ આવીને અરજ કરી કે અમારા ધનવાન ભાયો પણ સાંભળીને એ દોઆ પડેછે આપે ફરમાવ્યું કે આ [illegible] ફજલ છે તે જેને ચાહે તેનેઆપે [illegible] મુસલીમ.

* કલેમાં તોહીદના અર્થ આ છે. "ખુદા સિવાઇ કોઇ પુજ્ય નથી તે એકલો છે તેનો કોઇ ભાગયો નથી તેનુંજ રાજ્ય છે અને તેનીજ હમ્દ છે. અને તે દરેક ચીજપર શકિતવાન છે."આ કલેમાના શબ્દો ઉપલી નોંટમાં છે. ગુ. મો.

૭ પણ જે રૂકનમાં હદસ લાગુ પડયુ હોએ તેને ફરીથી અદા કરે. અને સ્ત્રી પુરૂષ બંને આ હુકમમાં બરાબર છે. આલમગીરીયા.

૮ ખાતરીથી. અને કેટલાકની નજદીક મુકત... તથા ઇમામને પણ નવેસરથી પડવી અફજલ ... આલમગીરીયા. અને જો ઇમામને કે મુકતદ... જમાઅત નહીં મળે તો નવે સરથી પડવી અ... જલ છે. અને જો મળે તો એના કરવી (આગ... નમાજ ઉપર આધાર રાખવો ) અફજલ ... જોહરે નૈયરહ.

૯ અને એક રકઅતને માટે એક આંગળ... થી ઇશારો કર અને બે રકઅતને માટે બે આંગળી ઇસારો કરે અને રોકુઅ છોડયો હો... તો તેના ઇશારા માટે હાથને ગુંટણ ઉપર મુ... અને સિજદા માટે પેશાની ઉપર મુકે. અ... કેરાઅત છોડેલી માટે મ્હોં ઉપર મુકે. અને તિ... વતના સિજદા માટે પેશાની તથા જીભ ઉ... મુકે. અને સહોના સિજદા માટે છાતી ઉપર મુ... દુરે મુખ્તાર. અને જહીરીયામાં છે કે સહો... સિજદા માટે દીલ ઉપર હાથ મુકે. અને તાત... ખાનીયામાં છે કે જો ખલીફાને બાકી રહેલા... ખબર હોએ તો શીખવવા (ઇશારો કરવા ) ... કશી ગરજ નથી.

દથી કે સફ્રની હદથી બાહાર થયો નથી તો તેપર આધાર રાખે.[૧૦]

જો તશહહોદ પછી હદસ લાગુ થયુ હોએ તો વોજુ કરે અને સલામ ફેરવે. પણ જો જાણી બુજીને તસહહોદ બાદ હદસ કર્યુ હોએ તો ઇમામ આઝમ (રહ)ની નજદીક તેની નમાજ પુરી થઇ [૧૧] અને જો તશહહોદ પછી તયમ્મોમ કરનાર પાણી પર શકિતવાન થયો હોએ, અથવા કુરઆન નહીં જાણનારે કોઇ સુરા શિખી હોએ, અથવા નાંગાને કપડું મળ્યું હોએ, [૧૨] અથવા ઇશારાથી નમાજ પડનાર રોકુઅ સિજદા પર શકિતવાન થયો હોએ, અથવા મોજાના મસહની મુદત પુરી થઇ હોએ, અથવા થોડા અમલથી મોજાને પગથી કહાડયો હોએ, અથવા તરતીબવાળાને કઝા થયેલી નમાજ યાદ આવી [૧૩] હોએ, અથવા કુરઆન જાણનારે કુરઆન નહીં જાણનારને ખલીફા કર્યો હોએ, અથવા ફજરની નમાજમાં સુર્ય નિકળ્યો હોએ, અથવા જુમઆની નમાજ પડતાં જોહરનું વખત સમાપ્ત થયું હોએ અથવા પેશાબ ટપકવાની કે એના જેવી બીજી બીમારીના ઉજર વાળાનો ઉજર દુર થયો હોએ, અથવા જખમના સાજા થવાથી જખમની પટી પડી ગઇ હોએ આ બધી સુરતોમાં નમાજીનું (નમાજથી)પોતાનાં કામથી નીકળવાનું ફરજ થવાને લીધે ઇમામ આઝમ (રહ)ની નજદીક નમાજ બાતેલ થાએ છે. અને સાહેબેનની નજદીક બાતેલ થતી નથી.

**મસલો** જો ઇમામને હદસ થયુ અને તેણે મસબુકને [૧] ખલીફા કર્યો તો તે ઇમામની

૧૦ (એટલે પડેલી નમાજને ગણતરીમાં લઇને બાકીની નમાજને પડે.) જાણવું જોઇએ કે હદસ કર્યા પછી પડેલી નમાજ ઉપર આધાર રાખવાના ( બીના કરવાના ) દુરૂસ્ત થવા માટે કેટલીક શરતો છે. તેમાંથી (૧) આ છે કે હદસ વોજુનું કારણ હોએ ગુસલનુ કારણ નહોએ અને (૨) તે (હદસ) નાદેર [કદી કદાચ બને તેવું] ન હોએ. અને ( ૩ ) તે અખ્તીયારથી થયુ ન હોએ પણ સમાવી હોએ (વગર અખ્તીયારે થયું હોએ.) બહરૂર રાએક. તો જો તે હદસ ગોસલનુ કારણ હશે અથવા વોજુનું કારણ હશે પણ (સમાવી ન હોએ પણ) આદમીના અખ્તીયારથી થયુ હશે તો પડેલી નમાજ ઉપર આધાર રાખશે નહી (૧લી તથા ૩જી શરત નહી હોવાને લીધે.)ખોલાસો અને જો નમાજીના પગમાં અથવા પેશાનીમાં કાંટો લાગવાને લીધે ખુન જારી થશે અથવા છીંકતાં હવા સરશે અથવા ડુમલ (ગોડ) ને કોએ દાબ્યુ હશે (અને તેમાંથી કઇ નીકળ્યુ હશે ) અથવા કોઇ સ્ત્રીની ખાસ જગ્યા જોઈ અને વિર્ય નીકળ્યુ હશે તો નમાજ ફસેદ થસે, અને બીના કરવી [ પડેલી નમાજ ઉપર આધાર રાખવો. ] દુરૂસ્ત થશે નહીં. ( ૨જી તથા ૩જી શરત નહીં હોવાને લીધે ) અને તેમાંથી ( ૪થી શરત ) આ છે કે હદસ થતાંજ તરતજ ( વોજુ કરવા) ચાલ્યો જાએ. તો જો એક રૂકન જેટલી વાર લગાડશે અથવા હદસ થયા છતાં તેટલીવાર એક રૂકનના અદા કરવામાં લગાડશે તો નમાજ ફાસેદ થશે, બીના કરવી દુરૂસ્ત નથી. આલમગીરીયા.

૧૧ ફરજની રૂએ પુરી થઇ પણ (સલામનો શબ્દ વાજેબ છે તેને છોડવાને લીધે)તેને ફરીથી પડવી વાજેબ છે.

૧૨ એટલે એવું કપડું કે જેથી સતર ઢાંકી શકે. અને તે સઘલું અથવા તેથી ઓછું પણ પા જેટલું પાક હોએ. અને જો પા કપડાથી ઓછું પાક હશે અથવા સઘલું કપડું નાપાક હશે તો નમાજ બાતેલ થશે નહીં. તહતાવી

૧૩ અને વખતમાં વખત વાળી નમાજ અને કઝા બંનેનો સમાશ થતો હોએ. અને જો વખત તંગ હશે તો નમાજ બાતેલ થશે નહીં. દુરે મુખ્તાર.

૧ મસબુક તેને કહે છે કે જે ઇમામની સાથે પેહેલી રકઅતથી શરીક થયો નહોએ ( પણ ફરી ભેગો થયો હોએ ). અને બેહતર આ છે કે ઇમામ મસબુકને ખલીફા કરે નહીં. અને જો કરે તો તેને કબુલ કરવું બેહતર નથી. એમ છતાં જો તે કબુલ કરશે તો દુરૂસ્ત છે. જહીરીયા. અને લાહેક તેને કહે છે કે જે ઇમામની સાથે શરૂથી શરીક થયો હોએ પણ વચ્ચેથી તેની નમાજ છુટી ગઇ હોએ. હવે જો ઇમામ લાહેકને ખલીફા કરશે તો એ લાહેક—ખલીફાને જોઇએ કે લોકોને ઈશારો થોભવાનો કરે કે તેઓ થોભે અને પોતે પોતાની રહી ગએલી નમાજને પ્રથમ પડે. તે પછી મુકતદીઓને તેઓની નમાજ પુરી કરાવે. અને જો તે પોતાની રહી ગએલી રકઅતોને પાછળ નાંખે અને શરૂથીજ ખલીફા થઇને નમાજને મુકતદીઓ સાથે સલામ સુધી પોહોંચવે, તો તે બીજા કોઇને ખલીફા કરે કે તે

નમાજને પુરી કરે ને ફરી મુદરેક [૨] ને ખલીફો કરે કે તે લોકોને સલામ ફેરવાવે. અને તે મસબુક ઉભો થઇને પોતાની નમાજ પુરી કરે.

**મસલો** જો રોકુઅ કે સિજદામાં હદસ લાગુ પડે તો જયારે તે તેના ઉપર આધાર રાખે તો તે રોકુઅ અને સિજદાને ફરી દોહરવે. અને જો રોકુઅ, સિજદામાં યાદ આવે કે આગળા રકઅતનો એક સિજદો રહી ગયો છે અથવા તિલાવતનો સિજદો રહી ગયો છે તો તે સિજદાને કજા કરે અને આ સિજદો કે જેમાં રહી ગએલો સિજદો યાદ આવ્યો તે સિજદાને દોહરાવો મુસ્તહબ છે અને જો ઇમામને હદસ થયુ અને મુકતદી એકજ પુરૂષ છે તો તે પુરૂષ વગર નીમે ખલીફો થાય છે. અને જો મુકતદી એક સ્ત્રી કે એક છોકરો છે તો નમાજ બંનેની ફાસેદ થશે. અને એક રીવાયતમાં છે કે જો ઇમામે સ્ત્રીને કે છોકરાને ખલીફો નહી કર્યો છે તો ઇમામની નમાજ ફાસેદ થશે નહીં.

**મસલો** જો ઇમામ કેરાઅતથી રોકાય જાએ. તો જો તેણે નમાજ દુરૂસ્ત થાએ એટલી કેરાઅત નહીં પડી હશે તો તેને ખલીફો પકડવો દુરૂસ્ત છે.

**મસલો** જો કોઈ શખ્સ ઇમામને નમાજમાં મળ્યો તો તે જે રૂકનમાં ઇમામ હોએ તે રૂકનમાં દાખલ થાએ જો રોકુઅ મળશે તો રકઅત મળશે. નહીં તો રકઅત મળશે નહીં. ફરી જયારે ઇમામ પોતાની નમાજ પુરી કરે તો મસ્બુક ઇમામના ફારેગ થયા પછી જે કંઇ ફોત થયું હોએ તે પોતાની નમાજ પડે. મસ્બુકની નમાજ [૩] કેરાઅત પડવામાં પેહેલી નમાજનો હુકમ રાખે છે અને બેસવામાં આખરી નમાજનો હુકમ રાખે છે.

**મસલો** [૪] જો નમાજ પડનાર બે રકઅત પછી ભુલથી ત્રીજી રકઅત માટે ઊઠી ગયો અને પેહેલો કાએદો નહીં કર્યો તો જ્યાં સુધી તે બેસવાની પાસે છે (અને પુરો ઉઠયો નથી) તો બેસી જાએ સહોનો સિજદો વાજેબ થશે નહીં. અને જો ઉભા થવાને લગભગ છે તો ઉભો થઈ જાએ અને સહોનો સિજદો કરે. અને તેના ફરી બેસી જવાથી નમાજ ફાસેદ થશે.[૫] અનેજો ચાર રકઅત પછી ઉઠો છે તો જ્યા સુધી પાંચમી રકઅતનો સિજદો નહીં કર્યો છે બેસી જાએ. અને છેલ્લો કાએદો કરી સલામ ફેરવીને સહોનો સિજદો કરે. અને જો પાંચમી રકઅતનો સિજદો કર્યો છે તો તેનું ફરજ બાતેલ થશે. જો ચાહે તો છટ્ટી રકઅત પડીને સલામ ફેરવે અને સહોનો સિજદો કરે. અને જો ચાહે તો છટ્ટી રકઅત નહીં પડે. તેજ જગ્યા આખરી કાયદો કરી સલામ ફેરવે. એ વખતે ચાર રકઅત નફલ થશે અને એક રકઅત બાતેલ થશે.

---

સલામ ફેરાવાવે, અને એ પોતાની બાકીને અદા કરે. એ પણ દુરૂસ્ત છે. મુજમરાત.

૨ મુદરેક તે છે કે જે ઇમામની સાથે સર્વ રકઅતોમાં શરીક હોએ.

૩ એટલે મસબુક જયારે પોતાની ગએલી રકઅતો અદા કરવા ઇમામના સલામ પછી ઊઠે તો તેને જોઇએ કે કેરાઅતના વિષે તેને પ્રથમ નમાજ ઠેરવે. અને તશહહોદની વિષે પાછલી નમાજ (ઠેરવે) તો જો ફજરની એક રકઅત અથવા મગરેબની બે રકઅત અથવા ચાર રકઅતવાળી નમાજમાંની ત્રણ રકઅત ઇમામની સાથે મળી હોએ તો સના તથા અઊજો પડીને અલહમ્દો તથા સુરતની સાથે બીજી એક રકઅત પડે અને તશહહોદ પડીને સલામ ફેરવે. અને જો એક રકઅત મગરેબની (ઇમામ સાથે) મળી હોએ તો એક રકઅતને અલહમ્દો તથા સુરાની સાથે પડે અને કાએદો કરે ફરી એક રકઅતને અલહમ્દો તથા સુરાની સાથે પડીને સલામ ફેરવે. અને જો ચાર રકઅત વાળીમાંથી એક રકઅત મળી હોએ તો એક રકઅતને અલહમ્દો તથા સુરાને સાથે પડીને કાએદો કરે. ફરી એક રકઅત અલહમ્દો તથા સુરાથી અને એક રકઅત ફકત અલહમ્દો પડીને છેલ્લો કાએદો કરીને સલામ ફેરવે. અને જો ચાર રકઅતવાળીથી બે રકઅત મળી હોએ તો બે રકત બીજી અલ હમ્દો તથા સુરતની સાથે પડીને કાએદો કરે અને સલામ ફેરવે દુર્રેમુખ્તાર તથા ફતહુલ કદીર.

૪ કોઇક પ્રતમાં આ જગ્યા આ મસલો પણ લખાએલો છે. **મસલો** મસબુકની પાછલ નમાજ પડવી દુરૂસ્ત નથી. ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક. પણ ઇમામ શાફેઇ (રહ) એને દુરૂસ્ત કહે છે.

૫ એવીજ રીતે ઘણી માતબર કીતાબોમાં

## ફસલ ૯
## નમાજની કજા વિષે.

જો નમાજનું વખત જતું રહે તો અદા નમાજની જેમ અજાન અને એકામત કહીને કજા કરે. [૬] તો જો જમાઅતથી પડશે તો જોરથી પડવાની નમાજમાં કેરાઅત જોરથી પડવી વાજેબ છે. અને જો એકલો પડશે તો આહીસ્તા [૭] કેરાઅત પડે.

**મસલો** ફોત થએલી નમાજોમાં અને વખત વાળીમાં તરતીબ રાખવી [૮] ફરજ છે. અને એવીજ રીતે ફરજ અને વિત્રમાં કે જે ઇમામ આજમ (રહ)ની નજદીક વાજેબ છે તેમાં પણ તરતીબ ફરજ છે. તો ફોત થએલી નમાજ યાદ હોવાં છતાં વખતની નમાજ પડશે તો વખતની નમાજ ફાસેદ થશે ફરી જો બીજા વખતની નમાજ અદા કરવા પહેલાં ફોત થએલી નમાજની કજા પડશે તો પેહેલી વખત વાળી નમાજની ફરજીયત બાતેલ થશે. [૯] અને જો તે ફોત થએલી નમાજની કજા કરવા પેહેલાં પાંચ વખતની નમાજને અદા કરી છે તો તે સર્વ વખતવાળી નમાજનું ફાસેદ થવું અટકેલું રેહશે. ફરી જો તે પછી ફોત થએલી નમાજની કજા પડવા પેહેલાં છઠ્ઠા વખતની નમાજ અદા કરી છે તો તે સર્વ વખત ઉપર પડેલી નમાજો ઇમામ આજમ (રહ)ની નજદીક સહી થશે. સાહેબેનની નજદીક સહી થશે. નહીં

**મસલો** જો એશાની નમાજ ભુલથી વગર વોજુએ પડી છે અને સુંનત. વિત્રને વોજુથી પડી છે તો ઇમામ આજમ (રહ)ની નજદીક એશાની સાથે સુંનતને ફરી પડે અને વિત્રને દોહરાવે નહીં અને સાહેબેનની નજદીક વિત્રને પણ દોહેરાવે.

**મસલો** તરતીબ ત્રણ ચીજથી જતી રહે છે એક વખત વાળી નમાજના વખતની તંગીને [૧] લીધે. બીજી કજાને ભુલી જવાથી. [૨] ત્રી

---

છે. પણ ફતહુલ કદીરવાળા શંકાની રૂએ કહે છે કે એક રૂકનની ઢીલ કરવાથી નમાજ ફાસેદ થતી નથી. છેવટ આટલું કે સહેનો સિજદો લાગુ પડશે. અને બહરે રાએકવાળા, દુરેં મુખ્તારવાળા અને બુરહાનવાળા પણ તેમની પુઠે ચાલેલા છે. અને કેટલાકોએ કહ્યું છે કે આ વાત ઊભા રેહવાને નજદીક થતી વખતની છે. પણ પુરતી રીતે ઊભા રહ્યા બાદ (બેસવાથી નમાજ) ફાસેદ થશે કારણ કે જે ચીજ કે ફરજ નથી તેને માટે ફરજનું છોડવું લાગુ પડે છે.

૬ ફરજની કજા ફરજ છે. અને વાજેબની કજા વાજેબ છે. અને સુંનતની કજા સુંનત છે [illegible]

૭ [illegible] જહેર [illegible] સમાલે જોરથી પડવું પણ દુરસ્ત છે. એટલું જ નહીં પણ અફ્ઝલ છે. અને પોશીદા પડવાની નમાજમાં પોશીદા પડવું વાજેબ છે. આલમગીરીયા.

૮ પણ ફોત થએલીમાં અને નફલમાં નથી તો જો નફલ પડતાં કજા યાદ આવશે તો નફલ બાતેલ થશે નહીં. મોહીતે સરખસી.

દાખલા તરીકે ફજરની નમાજ કજા કરી હતી તે પછી જોહરની નમાજ અદા કરી અને હજુ અસરની નમાજ કે જે બીજી વખત વાળી નમાજ છે તેને અદા નહી કરી હતી તેટલામાં ફજરની કજા પડી, તો જોહરની નમાજ ફરજની રૂએ બાતેલ થશે અને તેનું નફલ થવું બાતેલ થશે. નહી ગુ. મો.

૧ વખતની તંગીથી મતલબ આ છે કે વખતમાં વખતવાળી નમાજ તથા કજા નમાજ અદા કરવાની સમાશ થાએ નહીં. તો જો ઇશાની નમાજ ફોત થઈ હોએ અને જાણે કે જો ઇશાની નમાજમાં લાગીશ અને ફરી ફજરની નમાજ શરૂ કરીશ તો કાયએદામાં તશહહોદ જેટલું બેસવા પેહેલાં સુર્યોદય થશે આ સુરતમાં ફજરની નમાજને વખતમાં ગુજારે અને સુર્ય નિકળ્યા પછી ઇશાની નમાજને કજા કરે અને જો વખતની તંગી ધારી હોએ પણ ખરૂં જોતાં તંગી હોએ નહીં તો તેથી તરતીબ જશે નહી દાખલા તરીકે ઇશાની નમાજ ફોત થઈ અને ફજરના વખતે ધારના કરી કે વખત તગ થયો છે બને નમાજો [illegible] સમાસ થશે નહીં અને ફજરની નમાજ [illegible] પછી જાણ્યું [illegible] કે [illegible] હતો તો ફજરની નમાજ બાતેલ થશે તે પછી જો બંને નમાજનો સમાસ થાએ તો બંને નમાજો ગુજારે અને જો એક નમાજનો સમાસ થતો હોએ તો ફજરની નમાજ ગુજારે તહતાવી.

૨ ભુલી જવાથી અથવા જે ચીજ ભુલી જવાના કાયદામાં હોએ તેથી તો જો વખતવાળી નમાજ પડી ને પુરી કર્યા બાદ કજા નમાજ યાદ આવી તો (તરતીબ જતી રેહશે અને) વખતવાળી

જી જ્યારે કજા નમાજો તેને માથે છ થાએ. ફરી તે નવી હોએ કે પુરાની. ફરી જ્યારે ફોત થએલી નમાજોને અદા કરશે તો ફરી તરતીબ પાછી આવસે. અને જો છ નમાજો કે તેથી વધારે ફોત થએ અને તેમાંની કેટલીક કજા કરે તે એટલા સુધી કે છ નમાજોથી ઓછી તેને માથે રહી જાએ તો કેટલાકની નજદીક તરતીબ ઓદ કરે (પાછી આવે) છે. પણ ફતવો આનાપર છે કે જ્યાં સુધી તમામ અદા નહી કરે ત્યાં સુધી તરતીબ ઓદ કરતી નથી.

## ફસલ ૧૦

### નમાઝને તોડનાર અને મકરૂહ વિષે.

વાત અગર જો તે ભુલથી હોએ ૩ કે ઊંગમાં હોએ નમાજને ફાસેદ કરનાર છે. અને એમ જ રીતે એવી ચીજની દોઆ કરવી ૪ કે તે આદમીઓથી માંગી શકાએ. અને આવાજ કરીને રડવું, ઊહ ૫ કેહવું, ઊફ કરવું, મોસીબત કે દરદને લીધે જોરથી રડવું, જનંત જહંનમના જીકરથી રડવાથી તુટતી નથી. અને વગર કારણે ખંખારવું, છીંકનારને યરહમોક-લ્લાહ કેહવું.[૬] સારી ખબરના જવાબમાં અલ હમ્દો લિલ્લાહ કેહવું, બુરી ખબરના જવાબમાં ઇન્ન લિલ્લાહે વ ઈન્ન ઇલૈહે રાજેઉન કેહવું, અને તઅજ્જુબ [આશ્ચર્ય]માં સુબ્હાન-લ્લાહ અથવા લાહવલ વ લા કુવ્વત ઈલ્લા બિ-લ્લાહ * કેહવુ નમાજને ફાસેદ[૭] કરે છે. અને જો પોતાના ઇમામ વગર બીજાને ભુલ બતાવશે તો નમાજ ફાસેદ થશે. અને પોતાના ઇમામને બતાવ્યાથી[૮] નમાજ ફાસેદ થતી નથી. જા-

નમાજ દુરૂસ્ત થશે ફતાવા કાજીખાન અને જો જોહરની નમાજને પોતાનુ વોજુ છે એવું ધારી ને ગુજારી અને વોજુ કરીને અસરની નમાજ ગુજારી, ફરી યાદ આવી કે જોહરની નમાજ વગર વોજુએ ગુજારી હતી તો આ સુરતમાં ફકત જોહરની નમાજ કજા કરે. અસરની નહીં; કારણ કે (આ જગ્યા કજાની ભુલ તો નથી પણ) ભુલના હુકમમાં છે. પણ અરફાને દીવસે (અરફાતમાં એમ થયુ હશે તો જોહર અસર બંનેને કજા કરે); કારણ કે ત્યાં જોહર અસરનો એક હુકમ છે. અને અસર જોહરને તાબે છે. મેહીત સરખસી.

૩ અથવા ચુકથી હોએ. અને નમાજના સુધારવા માટે હોએ જેમકે ઇમામ બેસવાની જગ્યા ઉભો થાએ તેને કહે બેસી જા. અથવા સુધારવા નહોએ તે સર્વ સરખું છે. (એથી તુટે છે) અને વાત એવી હોએ કે તે સભળાએ. તો જો તે સંભળાશે નહીં તો નમાજ ફાસેદ થશે નહીં. અગરજો તેણે (મ્હોંમાં) અક્ષરો સુધાર્યા હોએ. આલમગીરીયા.

૪ જેમકે આવી રીતે કહે. 'એ અલ્લાહ તું મને ખવડાવ" અથવા "મારૂં દેણુ અદા કર" અથવા "મને પણાવી દે" અથવા "એ અલ્લાહ કલ્લણી મને આપ" આલમગીરીયા.

૫ પણ જો કોઇ બીમાર રડવાથી કે ઊહ કેહવાથી પોતાને થોભાવા નહીં શકતો હોએ તો તેની નમાજ દુરૂસ્ત છે; કારણ કે એ ખાંસીના હુકમમાં છે અગરજો કઇ અક્ષર જણાએ. દુરેં મુખ્તાર. અને એવા અવાજથી રડવું કે જેમાં અક્ષરો સુધર્યા હોએ એ નમાજ તોડનાર છે. જો તે દરદ કે મોસીબતથી હોએ તો. અને જનંત કે જહંનમના બયાનથી રડે અથવા ગુન્હોના વધારાથી રડે તો ફાસેદ થશે નહીં, અને જો અખઅખ કહેશે તો એક મતે ફાસેદ થશે. આલમગીરીયા

૬ એટલે જો કોઇ શખ્સ નમાજની બહાર છીંક ખાઇને અલ હમ્દો કહે અને નમાજી તેનો જવાબ યર હમોક-લ્લાહ (ખુદા તારાપર રહમ કરે) કહે તો નમાજ તેની ફાસેદ થશે અને જો "તારા પર"થી મતલબ પોતાને સમજે ( પોતાને બીજો પુરૂષ બનાવે) તો ફાસેદ થશે નહીં. ખોલાસો. અને જો છીંકનારને અલ હમ્દો કેહશે અને તેથી મતલબ જવાબ આપવો કે કંઇ પુછવું હશે તો નમાજ ફાસેદ થશે. અને નહીં તો નહીં આલમ ગીરીયા. અને જો નમાજીને છીંક આવે તો તે દીલમાં અલ હમ્દો કહે. અને નમાજ પડા પછી જીભથી બોલે. આલમગીરીયા.

* અર્થ ગુન્હથી ફરવાની તાકાત, અને બંદગી કરવાની શકિત ખુદાથીજ છે. ગુ. મો.

૭ જો તે દુન્યાના વસવસા માટે કેહશે તો. અને જો આખેરની બાબતમાં શેતાનનો વસવસો દુર કરવા માટે કેહશે તો નમાજ ફાસેદ કરશે નહીં. તમરતાશી.

૮ પોતાનો ઇમામ કેહતાં ઇમામ સિવાઇ બીજા કોઇને બતાવવું નિકળી ગયુ કારણ કે તેમાં જો બતાવવાનો ઇરાદો કર્યો હશે તો નમાજ ફાસેદ થશે. અને જો તિલાવતનો ઇરાદો હશે [અને ભોગ જોગે એવું પડવું પેલાની ભુલ બતાવવાનું કારણ થાએ ] તો ફાસેદ

ણી બુજીને સલામ કરવી અથવા સલામનો જ-વાબ આપવો નમાજ ફાસેદ કરે છે. ભુલથી સલામ કેહવાથી[૯] નમાજ ફાસેદ થતી નથી. કુરઅ'ન શરીફ જોઇને પડવું,[૧૦] ખાવું પીવું,[૧૧] અને ઘણું કામ કરવું નમાજને ફાસેદ કરે છે.

અને ગણું કામ (અમલે કસીર) તે છે કે જેમાં બંને હાથની ગરજ પડે. અને કેટલાકોની નજદીક તે છે કે જોનાર તે કામના કરનારને[૧૨] જાણે કે તે નમાજમાં નથી. અને કેટલાકોએ[૧૩] કહ્યું છે કે તે છે કે, જેને પોતે નમાજ પડનાર ઘણું જાણે[૧૪]

જો નજાસત ઉપર સિજદો કરશે તો નમાજ ફાસેદ થશે. અને જો એક નમાજમાં હોએ અને બીજી નમાજને તકબીર કહીને શોરૂ કરે તો પેહેલી નમાજ બાતેલ થશે. અને જો તેજ નમાજને[૧૫] તકબીર કહીને ફરી શોરૂ કરશે તો પેહેલી નમાજ બાતેલ થશે નહીં.[૧૬] અને જે ખાઉ કે દાંતમાં રહ્યુ હેએ[૧૭] તેને જીબથી કહાડીને ખાએ તો જો ચણાથી કમ છે તો નમાજ ફાસેદ થશે નહીં અને જો ચણા જેટલું

---

થશે નહીં મોહીત સરખસી (ઇમામ સિવાઇ બીજાને) એકજ વખતના બતાવ્યાથી નમાજ ફાસેદ થશે વધુ વાર કેહવું શરત નથી. એજ સહી છે. કાજીખાન. અને જો ગેર નમાજી કોઇ નમાજીને બતાવે અને નમાજી તે ભુલ સુધારે તો ફાસેદ થશે. મુન્યા. અને સહી આ છે કે પોતાના ઇમામને બતાવનાર નૈયત બતાવવા (તાલીમ) ની કરે અને બહેતર આ છે કે તે વખત બતાવે કે દુરૂસ્ત થાએ તેટલું ઇમામ નહીં પડો હેએ, અને બીજી આયત તરફ નહીં ગયો હોએ અને નહીં તો લાએક નથી અને ઇમામને પણ જોઇએ નહીં કે નમાજ જાએજ થાએ એટલું પડો હોએ ફરી મુકતદીયોથી લુકમો ચાહે તે એવી રીતે કે એક આયતને ફરી ફરીને પડા કરે અથવા ચુપકો ઉભો રહે પણ તે રોકુઅ કરે અને બીજી આયત તરફ પણ જાએ નહીં અને આ મસલો બહેતરીનો છે નહીં તો મુકતદીનું પોતાના ઇમામને બતાવવું કોઈ પણ હાલતમાં (નમાજ દુરૂસ્ત થાએ તેટલું પડો હોએ કે ન હોએ) નમાજ તોડતું નથી. એજ સહી છે. આલમગીરીયા.

૯ એટલે તે સલામ કે જે નમાજ પુરી થવાના ગુમાનથી નમાજથી બાહેર આવવા કહીું હોએ (એથી નમાજ તુટતી નથી) અને કોઈ માણસને સલામ કરવી (સલામે તહીય્યત) એ તો ભુલથી પણ નમાજ તોડનાર છે.

૧૦ ઇમામ આજમ (રહ) ની નજદીક પણ સાહેબેન તથા શાફેઇ (રહ) ની નજદીક દુરૂસ્ત છે.

૧૧ અગરજો તે તલ બરાબર હોએ અને જો દાંતોમાં ચણાથી ઓછું રહી ગયું હશે અને તેને ઉતારી જશે તો નમાજ ફાસેદ થશે નહી. પણ જો તેને ચાવશે તો ફાસેદ થશે.

૧૨ એટલે વગર ખડકે જાણે અને આ મત ઘણો સહી છે. દુરે મુખ્તાર અને ઘણો સારો છે મોહીત સરખસી, અને આ ઘણાઓનો પસંદ કીધેલો છે. ફતવા કાજી ખાન. ખુલાસો. આલમગીરીયા

૧૩ અને એમ પણ કહ્યું છે કે ત્રણ વાર એક પછી એક હરકત કરવી તે અમલે કસીર છે. અને તેથી ઓછી કલીલ (થોડુ) છે. તહતાવી.

૧૪ કારણ કે ઇમામ અબુ હનીફા (રહ) કામ કરનારની રાઇને ગણતરીમાં લે છે અને અબુ હનીફા (રહ)ના મત પ્રમાણે આ મત સર્વથી સારો છે. આલમગીરીયા

૧૫ એટલે જે નમાજમા હતો તેજ નમાજ માટે તકબીરે તહરીમા કહે તો પેહેલી તકબીરે તહરીમા બતેલ થતી નથી અને બીજી તહરીમા પેહેલાં જે રકઅતો પડી હશે તે ગણતરીમાં આવશે. આલમગીરીયા.

૧૬ પણ જો નૈયતના શબ્દો મ્હોંથી બોલશે તો નમાજ બાતેલ થશે. અશબાહ ગુ. મો.

૧૭ અને જો ખુન દાંતોથી નિકળે અને થુક તેથી વધુ હોએ અને નમાજી તેને ગલી જાએ તો નમાજ ફાસેદ થશે નહીં સેરાજે વહહાજ અને "નેસાબ" માં છે કે જો કોઈ શખ્સે નમાજ શરૂ કરવા પેહેલાં કોઈ ચીજ ખાધી હોએ કે પીધી હોએ ને ફરી નમાજ શરૂ કરી હોએ ને (મ્હોંમાં) રહી ગએલું પાણું કે પાણી ઉતાર્યું હોએ તો નમાજ ફાસેદ થસે નહીં એના ઉપર ફતવો છે. અને જો દાંતોથી નીકળેલું ખુન કે જે મ્હોં ભરાવાથી ઓછું હોએ તેને ગલી જવાથી ફાસેદ થશે નહીં. ફતાવા કાજી ખાન, ખોલાસો. મોહીત. અને જો તલને બાહેરથી મ્હોંમાં નાખીને ઉતારી જશે તો નમાજ ફાસેદ થશે. એજ ઘણી સહી છે. અને જો કોઇ મીઠી ચીજનો મીઠાસ મ્હોંમાં રહ્યો હેએ તેને ઉતારશે તો નમાજ ફાસેદ થશે નહીં. અને જો મ્હોં-

છે તો ફાસેદ થશે. અને જો કોઇ લખાણમાં નજર કરી અને તેના અર્થ સમજ્યો તો નમાજ ફાસેદ થશે નહીં. (પણ મકરૂહ થશે). અને જો જમીન ઉપર અથવા દુકાન ઉપર નમાજ પડે અને તેની આગળથી કોઈ ગુજરે ફરી તે ગુજરનાર સ્ત્રી હોએ કે કુતરૂં હોએ કે ગધેડું હોએ તો નમાજ ફાસેદ થશે નહીં પણ જો કોઇ સમજદાર ગુજરશે તો ગુજરનારો ગુન્હગાર થશે. હા, જો તે દુકાન એટલી ઉંચી હોએ કે ગુજરનારનું માથું મુસલ્લીના પગની બરાબર નહીં થાએ તો ગુન્હગાર નથી.

અને સુંનત આ છે કે જંગલમાં અથવા રસ્તા ઉપર [१८] નમાજ પડનારો પોતાની આગળ સુતરો (આડ) ઉભો કરે કે જે લંબાણમાં એક હાથ હોએ અને જાડાઇમાં એક આંગળી જેટલો. અને પોતાની પાસે (ત્રણ ગજથી કમ) જમણા અથવા ડાબા ભવાંની સામે રાખે. અને સુતરાને મુકવા અથવા (સુતરાની જગ્યા) લીટી પાડવાથી કશો લાભ નથી. [१९] અને ઇમામનો સુતરો કરવો મુકતદીને બસ થાએ છે. અને જો સુતરો નહીં હોએ તો આગળથી જનારને ઇશારાથી [२०] અથવા તસ્બીહથી [१] નમાજ પડનારો રોકે. [२] તસ્બીહ તથા ઇશારો બંનેથી રોકે નહીં.

**મસલો** જો એવા બેવડાં કપડાં ઉપર નમાજ પડે કે તેનું અસતર નાપાક હોએ તો જો તે કપડું સીવાએલું નહીં હશે તો નમાજ દુરૂસ્ત થશે. અને જો તે સીવાએલું હશે તો દુરૂસ્ત થશે નહીં. [३] અને જો બીછાવેલા એવા કપડા ઉપર નમાજ પડે કે એક છેડો તેનો નાપાક હોએ તો તે કપડું એક તરફના હલાવવાથી બીજી તરફ હલે અથવા નહીં હલે તે પર નમાજ દુરૂસ્ત છે. અને જો કપડું લાંબું હોએ ને એક તરફથી પેહેરીને નમાજ ગુજારે, અને બીજી તરફ જમીન ઉપર નાપાક હોએ તો જો નમાજીના હલવાથી જે તરફ નાપાક છે તે હલી જાએ તો દુરૂસ્ત થશે નહીં અને જો હલે નહીં તો દુરૂસ્ત થશે.

**મસલો** નમાજમાં કપડાથી અથવા બદનથી ખેલ કરવો [४] જો અમલે કલીલ (થોડા કામ) થી હોએ તો મકરૂહ છે. અને જો ઘણા કામથી છે તો નમાજને ફાસેદ કરનાર છે. સિજદાની જગ્યાથી કાંકરી ખસેડવી મકરૂહ છે. પણ જો એવી સુરત છે કે સિજદો થઇ શકતો નહોએ તો એક વાર કે બે વાર કાંકરીને ખસેડે દુરૂસ્ત છે. અને આંગળીઓ મસલી, ખેંચીને ટચકા ફોડવા [५] તથા હાથને કમર પર મુકવો. તથા ડાબે જમણે

---

માં ગોળ કે શાકર રાખ્યા હોએ અને ગોદાસને થોડો થોડો ઉતારતો હોએ તો તેની નમજ ફાસેદ થશે. આલમગીરીયા.

૧૮ જો લોકોના આવણ જાવણ તે રસ્તે હોએ તો. આલમગીરી.

૧૯ પણ ઇમામ અબુ યુસોફ થતા મોહમ્મદ (રહ)થી રિવાયત થઇ છે કે જ્યારે ગાડવું નહીં બને તો સુતરો મુકવો કાફી છે. અને જ્યારે સુતરો નહીં હોએ તો મેહરાબની જેમ લીટી દોરે અને ઇમિને માજા તથા અબુ દાઉદની રિવાયતથી એનો ટેકો મળે છે. અને હબતુલ હોમામ કહે છે કે તાબેદારીને માટે સુંનત (હદીસથી સિદ્ધ થએલું) બેહતર છે. ગુ મો.

૨૦ આંખથી કરે અથવા માથાથી કરે. અથવા એ બે સિવાઇ બીજો કંઈવી પણ ઇશારો તથા તસબીહ બંનેને સાથે વાપરે નહીં. એ મકરૂહ છે. કાફી.

૧ પણ સ્ત્રી તસબીહ કહે નહીં તેનો આવાજ સતરમાં દાખલ છે. તે જમણા હાથની આંગળીઓના પાછલી પીઠને ડાબા હાથની હાથેલીમાં મારે બહરે રાએક,

૨ આ રોકવાની છુટ્ટી છે અને તેનું છોડવું અફજલ છે. દુરેં મુખ્તાર.

૩ પણ જો તે ચીજ નમદા (ડલ્લી)ની જેવી જાડી હશે કે બીજી તરફ નજાસત પોહોંચી શકતી નહીં હોએ તો એ સુરતમાં ઇમામ અબુ હનીફા તથા મોહમ્મદ (રહ)ની નજદીક જાએજ થશે. બુરહાન અને જો બારીક કપડાને નજાસત ઉપર બીછાવીને નમાજ પડશે તો જો તેના નીચેની ચીજ દેખાશે તથા તેનો રંગ; બો જણાશે તો નમાજ દુરૂસ્ત થશે નહીં. દુરેં મુખ્તાર. આલમગીરીયા

૪ પણ જો કપડું બદનની સાથે લપટાતું હોએ (કે ખેંચાતું હોએ) તો તેને છુટું પાડવું કંઇ દોશ નથી. આલમગીરીયા.

૫ નમાજમાં અને નમાજથી બહાર. જાહેદી શરહ કોદુરી.) કારણ કે. એ લુત [અલે] ની કોમની ટેવ હતી.) પણ દુરેં મુખ્તાર કહે છે કે નમાજની બહાર ટચકા ફોડવા જરૂરતને લીધે

મ્હોં ફેરવવુ મકરૂહ છે. અને જો શીનો પણ કીબલા તરફથી ફરી જશે તો નમાજ ફાસેદ થશે. અને ઇકિઆ [૬] કરવું એટલે ઢગરા અને પગ જમીન ઉપર અને ગુંટણ ઉભા રાખવા અને હાથને જમીન ઉપર મુકી કુતરાની જેમ બેસવું, તથા બંને કલાઇને સિજદામાં જમીન ઉપર બીછાવવી, તથા સલામનો જવાબ હાથથી દેવો, તથા પલાંઠી વાળીને વગર કારણે ફરજ નમાજમાં બેસવું, તથા કપડાંને માટી લાગવાની બીહીકથી સમેટવુ, તથા કપડાનો સદલ કરવો [૭] એટલે કપડાને માથાપર કે ખાંધાપર નાખીને તેના છેડાને ભેગા નહીં કરતાં છુટા રાખવા, તથા ઊબાસી ખાવી મકરૂહ છે. ઉબાસીને દુર કરવી જોઇએ [૮] અને ખાંસીને પણ બની શકે ત્યાં સુધી રોકી રાખે. અને થાક મટાડવા આલસ મડવી, તથા આંખો બંધ રાખવી [૯] મકરૂહ છે. પણ સિજદાની જગ્યામાં નજર રાખે અને માથાના વાળને માથામાં લપેટી ગાંઠ મારી [૧૦] નમાજ પડવી મકરૂહ છે. એટલુંજ નહીં પણ સુંનત આ છે કે જો માથામાં વાળ રાખેલાં હોએ તો વાળને છુટા રાખે કે વાળ પણ સિજદો કરે અને (સુસતીથી) ખુલ્લે માથે નમાજ પડવી મકરૂહ છે. પણ જો પોતાને નમાવવા તથા હલકો ગણવા હોએ તો મકરૂહ નથી. અને આયતો તથા તસબીહને હાથથી ગણવી મકરૂહ છે. પણ સાહેબેનની નજદીક મકરૂહ નથી. અને ઇમામ એકલો

---

હોએ તો મકરૂહ નથી.

[૬] ઇકઆ વિષે તહતાવી કહે છે કે 'તેના અર્થ કરખીએ આ કર્યા છે કે બંને પગને ઉભા રાખી બંને એડી ઉપર બેસવું અને હાથોને જમીન ઉપર મુકવા. અને તહાવીએ તેના અર્થ કીધા છે કે ઢગરાં ઉપર બેસવું. અને રાનને ઉભી રાખવી અને ગુટણોને છાતી સાથે વલગાવવા. અને બંને હાથોને જમીન ઉપર મુકવા અને આજ ઘણો સહી મત છે. કારણ કે એ કુતરાની બેઠક સાથે વધુ મળતું છે. જેલઇ. એટલે હદીસ શરીફ(માં આવેલા શબ્દ ઇકઆ)ની આજ મતલબ છે ન એકે કરખીના કહેલા અર્થ તે પ્રમાણે મકરૂહ નથી?" અને આલમગીરીમાં છે કે 'બંને ઢગરાને જમીન ઉપર મુકવા અને બંને ગુંટણોને ઊભા રાખવા અને આને હિદાયાવાળાએ સહી કહ્યો છે અને કાફીવાળાએ ઘણો સહી કહ્યો છે. અને જાહેદીમાં છે કે કેટલાકોની નજદીક ઇકઆના અર્થ આંગળીઓની નોક ઉપર બેસવું છે. અને કેટલાકોની નજદીક બંને ગુટણોને છાતીથી લગાવવું છે. અને કેટલાકોની નજદીક એમ છતાં બંને હાથોને જમીન ઉપર મુકવા પણ મોતબર છે. અને એજ કુતરાંની બેઠકને વધારે મળતું છે. આ સર્વ રીતે મકરૂહ છે" મતલબ કે ઇકઆ કોઇ પણ રીતે હોએ તે મકરૂહ છે.

[૭] જુબ્બાને ખાંધાપર નાખી આસતીનો નહીં પેહેરવી એ પણ સદલમાં દાખલ છે. તબ્યીન. કરી તેની નાચે કુડતો હોએ કે નહીં હોએ એ સરખુ છે. નેહાયા આલમગીરી અને એવી રીતે કપડું પેહેરીને નમાજ પડવી કે સર્વ અવયવોને ઘેરી રાખે અને કોઇ અવયવ બાહેર નહી રાખે અથવા ચાદરને એક તરફથી બેચી બગલ નીચે કરી બીજે ખાંધે નાખીને નમાજ પડવી એ પણ એવીજ રીતે મકરૂહ છે. બુરહાન. આલમગીરીયા. **મસલો** આસતીનો (બાંહી)ને કોણી સુધી ચહડાવી નમાજ ગુજારવી મકરૂહ છે. કાજીખાન. **મસલો** જો ટોપી કે પાગડી માથાથી પડી જાએ (નમાજમાં) તો પેહરી લેવી અફજલ છે. પણ જો લપેટવી પડે અને ઘણા કામની જરૂરત પડે તો પેહેરે નહીં. દુર્રે મુખ્તાર. **મસલો** પાગડીને માથાની ચોતરફ બાંધે અને વચમાંથી ખુલ્લું રાખે એ મકરૂહ છે. તબ્યીન. અને ઇમામ વલવાલજીએ કહ્યું છે કે એ કામ નમાજની બહાર પણ મકરૂહ છે બહારે રાએક. આલમગીરીયા. **મસલો** કુડતો હોવા છતાં ફકત ઇજારથી નમાજ પડવી મકરૂહ છે.

[૮] નમાજમાં હોએ કે નમાજ બાંહર હોએ કારણ કે આ શેતાનથી છે. દુર્રે. અને જો દુર નહીં થાએ તો હાથની પીઠ મ્હોંપર રાખે. બહરે રાએક. અને જાહેદી કહે છે કે ઉભા રેહવાની હાલતમાં જમણો હાથ મુકે અને ઉભા રેહવા સિવાય બીજી હાલતમાં ડાબો હાથ મુકે.

[૯] પણ જો પુરતી ખુશુઅ માટે હોએ તો મકરૂહ નથી. દુર્રે મુખ્તાર.

[૧૦] એને અકસ કહે છે. એના અર્થ વિષે ફોકહાઓના જુદા જુદા મત છે કેટલાકોએ તો એનો અર્થ તેજ કર્યો છે કે જે કર્તાએ વર્ણવ્યો છે. અને કેટલાકની નજદીક વાળ ગુંથીને સ્ત્રીઓની જેમ માથાને ચોતરફ ચોટલી લપેટવી છે. અને કેટલાકની નજદીક વાળને ભેગા કરીને માથાની પાછલ દોરાથી કે કપડાથી બાધવા. આ સર્વ રીતે મકરૂહ છે. બહરે રાએક.

મેહરાબમાં હોએ[૧૧] અને લોકો બહાર હોએ અથવા ઇમામ ઉંચાણપર હોએ[૧૨] અને સર્વ લોકો નીચે હોએ એ મકરૂહ છે. અને સફમાંજ ગ્યા હોવા છતાં સફની પાછળ એકલા ઉભા રહેવું મકરૂહ છે. અને જો સફમાં જગ્યા નહીં હોએ તો એક માણસને સફમાંથી ખેંચીને[૧૩] પોતાની સાથે સફ કરે અને એવું કપડું પેહેરવું કે જેમાં માણસની કે જનાવરની તસવીર હોએ અથવા માંથાની ઉપર તસવીર હોએ અથવા મ્હોંની સામે હોએ અથવા ડાબે કે જમણે હોએ એ મકરૂહ છે. પણ જો પગની નીચે[૧૪] હોએ અથવા પીઠ પાછલ[૧૫] હોએ તો કશી હરકત નથી. અને ઝાડની તસવીર તથા એના જેવી બીજા કંઇની (કે જેમાં જીવ નહીં હોએ) કશી હરકત નથી. અને એવીજ રીતે માથું કાટેલાની તસવીર છે.[૧૬] અને નમાજમાં સાપ વિંછુ મારવા[૧૭] મકરૂહ નથી અને ઇમામ મસજીદમાં હોએ અને સિજદો મસજીદની તાખ-

૧૧ એટલે વધુ લોક હોવાનો ઉજર નહીં હોએ તેમ ઇમામની સાથે લોકો નહોએ અને તેના કદમ મેહરાબમાં હોએ (એ મકરૂહ છે.) દુર્રે મુખતાર.

૧૨ કેટલાકની નજદીક માણસના કદ જેટલી ઉંચાણ, અને કેટલાકની નજદીક લોકોથી જુદો પડે એટલી. અને કેટલાકની નજદીક એક હાથ જેટલી. એજ સહી છે. આલમગીરીયા.

૧૩ આ તે વખતે છે કે તે માણસ આ મસલાનો જાણતો હોએ કે જેથી પોતાની અજ્ઞાનતાને લીધે પોતાની નમાજને ફાસેદ કરે નહીં, ખઝાનએ ફતાવા આલમગીરીયા. અને દુર્રે મુખતાર કહે છે કે આ વખતમાં એવું છોડવું સારૂં છે અને આજ કારણને લીધે બહરે રાએક માં લખાએલું છે કે જો સફમાં જગ્યા નહીં મળે તો એકલા ઉભા રહેવું મકરૂહ નથી.

૧૪ તો જો એક એવું બીછાણુ હોએ કે તેના પર તસ્વીર હોએ તો તે પર બેશે કશી હરકત નથી કારણ કે આ તસવીર હલકાઇ અને અપમાનમાં મુકાએલી છે. એજ લીધે જો તકયા ઉપર હોએ તો મકરૂહ નથી પણ જો તકયો કે સામે રાખે તેપર (તસવીર હોએ તો) મકરૂહ છે આલમગીરીયા.

૧૫ તસવીરની મના માટે આ હદીસ દલીલ છે હજરત (સલ) ફરમાવે છે "જે ઘરમાં કુંતરૂં કે સુરત (તસવીર) હોએ તેમાં ફીરસ્તા દાખલ થતા નથી." એ હદીસને અબુ દાઉદ, નસાઇ, ઇબને માજા, અહમદ. ઇબને હિબ્બાન વગેરેએ રિવાયત કરી છે અને એને મલતા શબ્દોમાં બુખારી તથા મુસલેમમાં પણ રીવાયત થઇ છે. તેથી બીછાણું તકયો અને અપમાન થતી જગ્યા માં હોવાનું દુરૂસ્ત જણાએ છે. કેટલાક નામના વડાઓ તથા કહેવાતા ધર્મ ગુરૂ પોતાના ઘરોમાં પોતાના વડાવાની તસવીરો ઘણા માનથી રાખે છે અને તે માનનો પુરાવો આટલોજ બસ છે કે જો તે તસવીરોના ઉપર કોઇ થુંકે અને થુંક તે તસવીર પર પડી પણ નહીં હોએ તો પણ તેઓ તે તસવીરવાળાનું અપમાન સમજે છે. મુર્તિ પુજાનું મુળ કારણ એજ હતું. ગુ. મો.

૧૬ અથવા મ્હોં કાટેલી અથવા જે ભાગ વગર જીંદગી નહીં થઇ શકે તે કાટેલી (એ મકરૂહ નથી) દુર્રે મુખતાર અથવા ઘણીજ નાંહની હોએ કે જો તે જમીન ઉપર હોએ અને જોનાર ઉભો હોએ તો તેના છુટા છુટા આજા દેખાએ નહીં (એ મકરૂહ નથી). અને સર કાટેલીથી મતલબ આ છે કે તેના માથા ઉપર દોરા (કે લીટી) નાંખે કે જેથી તે છુપી જાએ. માથા અને દેહના વચ્ચે એક દોરો નાંખવો બસ થશે નહીં કારણ કે ઘણા જાનવરોની ગરદન ઉપર તોક રહે છે તો આ દોરો તોકની સુરત ઉત્પન્ન કરશે.

૧૭ અગર જો અમલે કસીરથી હોએ અને એજ સહી છે. અને નમાજને આ અમલે કસીર ફાસેદ કરતું નથી. હદીસ સરીફમાં રસુલુલ્લાહ [સલ] નું ફરમાવ્યું છે "તમો બે કાળા સાપ વિછુને નમાજમાં કતલ કરે" એ હદીસને સોનન વાળાઓએ રિવાયત કરી છે અને સર્પ મારતાં નમાજ નહીં તુટવી આ એવું છે કે કોઇ માણસને નમાજમાં હદસ લાગુ પડે અને ફરી તેનું ચાલવું કુવાથી પાણી કહાડવું, વોજુ કરવું અને કીબલાથી પીઠ ફેરવવી તેને ફાસેદ કરતાં નથી અને આ હુકમમાં કાળો કે સફેદ બંને સર્પ સરખા છે અને કેટલાકનો મત છે કે સફેદ સર્પને કતલ કરવો નહીં કેમકે તે જીન્ન હોએ છે અને હજરતે (સલ) ફરમાવ્યું છે કે "તમો ઉજળા સર્પને કતલ કરવાથી બચો કારણ કે તે જીન્નાતમાંથી છે" પણ તહાવી કહે છે કે દરેક સર્પને મારવું દુરૂસ્ત છે કારણ કે રસુલુલ્લાહે જીન્નાતથી કરાર લીધો હતો કે તેઓ આપની ઉમ્મતના ઘરમાં આવે નહીં. તથા તેઓ પર પ્રગટ થાએ નહીં. ફરી જ્યારે તેઓ પોતાનો કરાર પાલતા નથી તો તેઓને મારવામાં કશો દોષ રહ્યો

મા કરે [૧૯] એ મકરૂહ નથી. અને એક માણસ બેસીને વાતો કરતો હોએ તેની પીટની તરફ તથા કુરઆન શરીફ કે તલવાર લટકેલી હોએ તેની તરફ અથવા બત્તી કે ચેરાગની તરફ [૧૯] નમાજ પડવી પણ મકરૂહ નથી.

## ફસલ ૧૧

## બીમારની નમાજ વિષે.

બીમાર જો ઉભા રેહવાની શકિત નહીં રાખતો હોએ[૨૦] અથવા માંદગી વધવાની [૧] બીહીક હોએ[૨] તો નમાજ બેસીને પડે રોકુઅ અને સિજદો બજાવી લાવે. અને જો રોકુઅ સિજદાની શકિત ન રાખતો હોએ અને ઉભા રેહવાની શકિત રાખતો હોએ તો ઇમામ આજમ (રહ)ની નજદીક ફતવો અપાએલી રિવાયત આ છે કે ઉભા રહીને નમાજ ગુજારવા કરતાં તેનું બેસીને ગુજારવું બહેતર છે. બેસીને નમાજ પડે અને રોકુઅ સિજદાનો ઇશારો માથાથી કરે. અને સિજદાનો ઇશારો રોકુઅના કરતાં નીચો કરે. અને જો ઉભો રહીને નમાજ પડે અને ઇશારો કરે તો પણ જાએજ છે અને ફકીર (કર્તા)ની નજદીક ઉભા રેહેવાની શકિત હોવા છતાં ઉભા રેહવાને છોડે નહીં અને જો ઉભા રેહવાની તથા રોકુઅ સિજદાની શકિત નહીં રાખતો હોએ તો બેસીને નમાજ ગુજારે અને ઇશારો કરે. અને જો બેસવાની પણ શકિત નહીં રાખતો હોએ તો ચીત લેટી બંને પગને કિબલા તરફ કરી [૩] અથવા કરવટ સુઇ મ્હોં કિબલાની તરફ કરીને નમાજ પડે. અને માથાથી ઇશારો કરે અને જો રોકુઅ સોજુદ માટે માથાથી ઇશારો કરવાની શકિત રાખતો નહીં હોએ તો જ્યાં સુધી ઇશારો કરવાની તાકાત નહીં આવે ત્યાં સુધી નમાજને મુલતવી [૪] રાખે. અને જો એટલા વખતમાં મરશે તો ગુન્હગાર થશે નહીં. અને જો નમાજની અંદર માંદો થાએ તો પોતાની શકિત પ્રમાણે નમાજ પુરી કરે.

**મસલો** જો માંદો બેસીને રોકુઅ સિજદાની સાથે નમાજ પડતો હતો અને નમાજ પડતાં પડતાં ઉભા રહેવાને શકિતવાન થયો તો તે ઉભો થઇને તેજ નમાજને પુરી કરે અને ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક નમાજને નવેસરથી પડે. અને જો માંદો નમાજને ઇશારાથી પડતો હતો અને નમાજ વચ્ચે રોકુઅ સિજદો કરવાને શકિતવાન થયો તો એકે મતે (બ ઇત્તિફાક) નમાજ નવેસરથી પડે.[૫]

**મસલો** જો કોઇ એક રાત દીવસ બેહોશ

---

નથી. અને આ વાત દુરૂસ્ત થવા વિષે છે નહીં તો બહેતર આ છે કે જેમાં જીન્નની નીશાની મળી આવે તેને મારે નહીં. બુરહાન શરહ મવાહેબુર રહમાન.

૧૮ એટલે આ બાબતમાં એતબાર કદમનો છે. તો જો કદમ મસજીદમાં હશે અને સિજદો મેહરાબમાં થશે તો મકરૂહ નથી.

૧૯ પણ અગ્નિના અંગાર તરફ નમાજ પડવી મકરૂહ છે કારણ કે પારસીઓની મોશાબહત થાએ છે. તેઓ અગ્નિના અંગારને પુંજે છે. ગ્યા. મો.

૨૦ તે એવી રીતે કે જો ઉભો થાએ તો પડી જાએ, બુરહાન અને દુરે મુખતારમાં છે કે ઉભો નહી રહી શકે તેની હદ આ છે કે ઉભા રહેવાથી કંઇ નુકશાની થાએ ફતવો એપર છે

૧ અથવા બીમારી સારી થતાં વાર લાગવાની બીહીક હોએ,

૨ તે એવી રીતે કે ઉભું રહેતાં કંઇ નુકશાની થતી હોએ જેમકે માથું ફરવું અથવા ઘણું દુઃખવું, અથવા પીશાબ ટપકવી અથવા રોજો રાખવો તેને મુશકેલ થવો દુરે મુખતાર.

૩ પણ ગુટણને ઉભાં રાખે કારણ કે કીબલા તરફ પગને લાંબા કરવા મકરૂહ છે. અને માથા નીચે તકીયો રાખે કે જેથી બેસનાર જેવો થાએ આલમગીરીયા.

૪ અને આંખ, ભવાં, અને દીલથી ઇશારો કરવો માતબર નથી. અને ઘણીજ સહી વાત આ છે કે જો એવી હાલત ઉપર એક રાત દીવસથી વધુ ગુજરશે તો નમાજ તેને માથેથી ઉતરી જશે. કારણ કે ફકત સમજનું રહેવું એ હુકમ લાગુ પડવા માટે બસ નથી. કાજીખાન. શેખુલ ઇસ્લામ. ફખરૂલ ઇસ્લામ અને એપરજ ફતવો છે. દુરે મુખતાર

૫ એવીજ રીતે જો કરવટ સુઇને નમાજ પડતો હોએ, ફરી રોકુઅ, સિજદાપર તો નહીં પણ બેસવાની શકિત મળી હોએ તો નમાજ નવેસરથી પડે. મુખતાર મજહબ પ્રમાણે. દુરે મુખતાર.

રહે અથવા ગાંડો થાએ તો નમાજને કજા કરે. અને જો એક રાત દીવસથી એક ઘડી પણ વધારે વિતશે તો કજા વાજેબ થશે નહીં. અને ઇમામ મોહમ્મદ (રહ) ની નજદીક ૬ જ્યાં સુધી છઠ્ઠી નમાજનો વખત દાખલ થયો નહીં હશે ત્યાં સુધી કજા વાજેબ થશે.

## ફસલ ૧૨

### મોસાફેરની નમાજ વિષે.

જે શખ્સ ત્રણ મંજલની ૭ દરેક મંજલ સોલ ગાવની ૮ અને દરેક ગાવ ચાર હજાર ફુટનો એટલી દૂરીની નૈયત કરી પોતાના ઘરથી નિકળે અને શેહેરની ઇમારતથી જુદો પડે ૯ તો તે શખ્સ ચાર રકઅત વાળી નમાજને બે રકઅત ૧૦ પડે. અને જો ચાર રકઅત પડશે તો જો બે રકઅત ઉપર કાએદો કર્યો હશે તો નમાજ અદા થશે. બે રકઅત ફરજ અને બે રકઅત નફલ થશે. અને નફલને ફરજ સાથે મેળવવાથી તે બુરૂ કરનાર થશે. અને જો ભુલથી એવું કર્યું છે તો સલામ ફેરવવાને વાર લાગવાને લીધે સહોનો સિજદો કરે. અને જો બે રકઅત ઉપર નહીં બેઠો છે તો ફરજ તેનું બાતેલ થયું અને ચારે રકઅત નફલ થઇ. અને સહોનો સિજદો કરે.

**મસલો** જ્યાં સુધી પોતાના અસલી વતનમાં દાખલ થાએ નહીં અથવા કોઇ શેહેરમાં કે ગામમાં પંદર દીવસ કે તેથી વધારે રેહવાની નૈયત ૧૧ કરે નહીં ત્યા સુદી સફરનો હુકમ રહે છે. અને જંગલમાં રેહવાની નૈયત કરવી માતબર નથી. અને જે લોકો કે હમેશાં જંગલમાં રહે છે અને કોઇ જગ્યા થોડા દીવસ વગર વધારે એકામત કરતા નથી તેઓ જ્યાં સુધી એ-

---

૬ અને ફતવો ઇમામ મોહમ્મદ (રહ) ના મત ઊપર છે. બુરહાન વગેરે.

૭ અને આથી મતલબ ઓછામાં ઓછી સફર છે કે જે લાદેલા ઉંટથી નંઢલા દહાડામાં ફજરથી કે બપોર સુધીમાં રસ્તો કપાઇ શકે. સેરાજે વહહાજ, દુરેં મુખ્તાર બુરહાન. વગેરે. અને બુરહાનવાળા કહે છે કે એજ દરમીયાની ચાલ છે.

૮ જાણવું જોઇએ કે સફરનો અંદાજો નીમવામાં ઇખતેલાફ છે. કેટલાકોએ તેત્રીસ માઇલ કહ્યા છે અને કેટલાકોએ તેંસઠ માઇલ અને કેટલાકોએ ચોપન. અને કેટલાકોએ પીસતાલીસ. પણ સહી આ છે કે હનફી મજહબમાં માઇલો અને ફરસંખોનો ઇતબાર નથી. આલમગીરીમાં હિદાયાથી લખે છે કે ફરસંખો [ ત્રણ માઇલના અંદાજાઓ ) નો કશો ઇતબાર નથી. અને દુરેં મુખ્તારમાં પણ એવીજ રીતે છે. ત્યારે ઉડતાલીસ માઇલ જે કર્ત્તાએ લખ્યા છે તે શાફેઇનો મજહબ છે.

૯ પણ જો શેહેર પનાહ [કોટ] ની સાથે કોઈ ગામ હોએ તો તો તે ગામથી આગળ વધવુ મોતબર છે. અને જો [ શહેર પનાહની સાથે તો ગામ નથી ] પણ શેહરને લાગતી જગ્યા (જેમકે ઇદગાહ છાવની) માં ગામ હોએ તો તેમાં કસર પડવી દુરૂસ્ત છે. આલમગીરીયા. અને વળી શેહેરની આબાદીથી નીકળવામા તે તરફ માતબર છે કે જે તરફથી તે નીકળ્યો હોએ અગરજો બીજી તરફની આબાદી સામે રહી હોએ. આલમગીરીયા. જો શેહેરની બહાર કેટલોક મોહલ્લો હોએ કે જે પ્રાચીનમાં શેહેરમાં દાખલ હતો તો જ્યાં સુધી તે મોહલ્લાથી આગળ વધશે નહી ત્યા સુધી કસર પડે નહીં ખોલાસો.

૧૦ ચાર રકઅતની બે પડવી એ વાજેબ છે. અને રોજામા ઇફતાર કરવો જાએજ છે. અને ત્રણ દીવસ સુધી મોજાનો મસહ કરવો પણ દુરૂસ્ત છે. અને જુમઆ, ઇદો, અને કુરબાનીનું વાજેબ થવું મોસાફેરને માથે નથી. આલમગીરીયા. અને સુંનતને અમન ચેનની હાલતમાં વગર કમી ( કસર ) કાંધે બજાવે. એજ પ્રસન મત છે. આલમગીરી. **મસલો** જો એક શેહેરના બે માર્ગ હોએ એક સફરના અંદાજા જેટલો અને બીજો તેથી ઓછો, તો પેહેલામાં કસર કરે અને બીજામાં કરે નહીં. દુરેં મુખ્તાર. **મસલો** જો સફરની નૈયતે કોઇ ચાલે અને હજુ સફરની મુદ્દત પુરી નહીં થઇ હતી કે તેણે પાછા ફરવાનો વિચાર કર્યો તો ફક્ત પાછો ફરવાનો કસદ કરતાં જ નમાજને પુરી પડવી વાજેબ થશે. દુરેં મુખ્તાર.

૧૧ મેઅરાજુદ દરાયામાં છે કે એકામતની (રેહવાની) નૈયત પાચ ચીજથી અસરકારક થાએ છે ૧ લી ચાલવું બંધ કરવું. તો જો ચાલતાં ચાલતાં નૈયત કરશે તો સહી ગણાશે નહીં ૨ જી જગ્યાની લાયકાત. તો જો જંગલમાં કે દરયામાં કે જંજીરાની ટેકરી ઉપર નૈયત કરશે તો

ફજ વાર ઉડતાલીસ ગાવની [૧૨] સફર કરવાનો વિચાર કરે નહીં ત્યાં સુધી એકામતની નમાજ (પુરી) પડા કરે.

અને મોસાફેર જો મોકીમની પાછલ વખતમાં નમાજ પડે તો તેને માથે ચાર રકઅત પડવી લાજમ [૧૩] છે. અને વખત વિતે એટલે કજા નમાજમાં મોકીમની પાછલ મુસાફેરની નમાજ પડવી દુરૂસ્ત નથી. અને મોકીમની મુસાફેરની પાછલ વખતમાં અને વખત પછી કજામાં મુકતદી બનવું દુરૂસ્ત છે. ઇમામ મોસાફેર બે રકઅત પડી સલામ ફેરવે. [૧] અને મુકતદી મોકીમ ઉઠીને ચાર રકઅત પુરી કરે [૨]

**મસલો** અસલી વતન [૩] બીજા અસલી વતનથી બાતેલ [૪] થાએ છે સફરથી કે વતને એકામતથી બાતેલ થતું નથી. અને વતને એકામત બીજા વતને, એકામતથી અને વતને અસલીથી અને સફરથી પણ બાતેલ થાએ છે.

**મસલો** ઘરની કજાને સફરમ ચાર પડે અને સફરની કજાને ઘેર બે રકઅત ગુજારે.

**મસલો** ત્રણ ઇમામોની નજદીક ગુન્હની સફરમાં નમાજનીકસર કરવી દુરૂસ્ત નથી. અને ઇમામ આજમ(રહ)ની નજદીક રોજો નહીં રાખવો દુરૂસ્ત છે. અને નમાજની કસર કરવી વાજેબ છે.

**મસલો** સફરની અને એકામતની નૈયતમાં મતબુઅ [૫] એટલે સેઠ, સરદાર, ખાવીન્દની નૈયત માતબર છે તાબેઅ એટલે સીપાઈ [ નોકર ] ગુલામ બાઇડીની નૈયત માતબર નથી.

## ફસલ ૧૩

## જુમઆની નમાજ વીષે.

જુમઆની અદા સહી થવા વિષે તથા નમાજીને માથેથી જોહર પડી જવા વિષે ૭ બીજો શરત[૬] છે. એક શહેર એટલે તે શહેર

સહી ગણાશે નહીં. ૩ જી જગ્યાનું એકજ થવું. તો જો પંદર દીવસ રેહવાની નૈયત બે જગ્યામાં મળીને કરશો તો તે સહી ગણાશે નહીં. જથી પંદર દીવસ (કે તેથી વધુની નૈયત હોવી જોઇએ) ૫ મી સ્વતંત્ર મત. તો જો ગુલામ, સ્ત્રી કે નોકર નૈયત કરશે તો તે મોતબર થશે નહીં. આલમગીરીયા વગેરે.

૧૨ શાફેઈ મજહબ પ્રમાણે અને હનફી મજહબ પ્રમાણે નાંહના દીવસમાં સહવારથી તે બપોર સુધીની ઉંટની ચાલથી ત્રણ મનજેલ.

૧૩ તે એટહા સુધી કે બે રકઅત પછી કાએદો ( કે જે મુસાફેર ઊપર એકલા નમાજ પડવાની હાલતમાં ફરજ છે તે ) નહીં. કરવાથી મોસાફેરની નમાજ તુટશે નહી. બુરહાન. અને તે રકઅતોની ગણતરીની નૈયત કરે નહીં પણ જોહરનું ફરજ કે અસરનું ફરજ એવી નૈયત કરે. બરજન્દી. અને જામેઅ રમુજ કહે છે કે જો રકઅતોની ગણતરીની નૈયત કરે તો બે રકઅતની નૈયત કરે.

૧ અને સલામ ફેરવીને કહે કે તમો તમારી નમાજને પુરી કરો. હું મુસાફેર છું. કે જેથી મુકતદીઓ સહો (ભુલ) જાણીને પોતાની નમાજને ફાસેદ કરે નહીં દુરે મુખ્તાર. શા. મો.

૨ પણ બન્ને રકઅતમાં કેરાઅત પડે નહીં. આલમગીરીયા.

૩ જાણવું જોઇએ કે ઘણા ફેકહાઓની નજદીક વતન ત્રણ તરેહના છે. ૧ લું વતને અસલી (અસલી વતન) કે જે પેદાએશની જગ્યા અથવા સ્ત્રી કરી ઘર કરવાની જગ્યા હોએ. ૨જુ વતને સફર. અને વતને એકામત પણ કહે છે તે તે શેહેર (કે ગામ) છે કે જેમાં મુસાફેરે પંદર

કે પંદરથી વધુ દીવસ રહેવાની નૈયત કરી હોએ ૩જુ વતને સુકના તે તે શહેર (કે ગામ) છે, કે જેમાં મુસાફરે પંદર દીવસથી ઓછા રેહવાની નૈયત કરી હોએ. પણ મોહકકેકીન ફોકહાઓએ વતને સુકનાને ગણતરીમાં લીધું નથી કંઇ લાભ નહીં હોવાને લીધે. આલમગીરીયા. વગેરે

૪ જો તેમાં બાળ બચ્ચાં હશે તો રહેવાની વગર નૈયતે પણ (મોકીમ થશે) નમાજને પુરી પડે અને જો તે પુરાના વતને અસલીમાં બાળ બચ્ચાં નહીં હશે તો તેમાં વગર નૈયતે મોકીમ થશે નહીં દુરે મુખ્તાર.

૫ પણ મતબુની નૈયતની જાણ થવી તાબે માણસને જરૂર છે. તો જો મતબુઅ એકામતની [રેહવાની] નૈયત કરશે અને તાબેને જાણ નહીં પડશે તો તે જ્યાં સુધી ખબર નહીં પડશે ત્યાં સુધી કસર નમાજ પડા કરશે દુરે મુખ્તાર.

૬ જાણવું જોઇએ કે જુમઆની શરત બે તરેહની છે. એક શરતે અદા (અદા કરવાની શરત) કે જેને કર્તાએ પ્રથમ વર્ણી છે અને બીજી શરતે વોજુબ (વાજેબ થવાની શરત) અને તે (૧) આઝાદી (૨) પુરૂષપણું (૩) ઘરરેહવું (૪) તંદોરસ્તી (૫) દેખતા થવું (૬) બાલુગત (૭) અકલ અને (૮) ચાલવાની શકિત છે. જેમકે આલમગીરીયાથી સમજાએ છે. તો જે માણસ કે તેમાં એમાંની એક પણ નહીં હોએ તે પર

કે જેમાં હાકેમ તથા કાજી ૭ હોએ. અથવા શે-
હેરનું અતરાફ કે જે શેહેરવાળાઓની હાજતને ૮
માટે તૈયાર થયું હોએ ત્યારે ઇમામ આજમ
(રહ) ની નજદીક ગામડાંઓમાં જુમઆ દુરુ-
સ્ત નથી. અને ઇમામ શાફેઇ તથા બીજા ઘણા
ઇમામોની નજદીક ગામડાંએમાં જુમઆ દુરૂ-
સ્ત છે. શેહેરના અતરાફમાં દુરૂસ્ત નથી. બીજી
બાદશાહ ૯ અથવા તેના નાએબનું હાજર થવું.
પણ એ ઘણા ઇમામોની નજદીક શરત નથી.
ત્રીજી જો હરનો ૧૦ વખત ચોથી ખુતબો. ૧૧

**મસલો** ઇમામ અબુ હનીફા (રહ) ની
નજદીક એક તસ્બીહ જેટલો ૧૨ ખુતબો (કીરા-
હીયતની સાથે) બસ થાએ છે. અને સાહેબેનની
નજદીક લાંબુ જીકર ૧૩ થવું ફરજ છે. અને
બે ખુતબા પડવા ૧૪ કે જેમાં હમ્દ, સલાત,
કુરઆન શરીફની તિલાવત મુસલમાનોને નસી-
હત, તથા પોતા માટે તેમ મુસલમાનો માટે
બખ્શીસ માંગવી એ ઘણા ઇમામોના નજદીક
ફરજ છે અને ઇમામ આજમ (રહ)ની નજદીક
સુંનત છે અને તેનું છોડવું મકરૂહ છે.

પાંચમી જમાઅત છે. અને આ ઇમામ
શાફેઇ તથા અહમદ (રહ)ની નજદીક ચાલીસ
માણસ જોઇએ અને ઇમામ અબુ હનીફ (રહ)ની
નજદીક ઇમામ સિવાએ ત્રણ માણસ ૧૫ જોઇએ
અને અબુ યુસોફ (રહની નજદીક ઇમામ
વગર બે માણસ

**મસલો** જો નમાજના દરમિયાન જમા-
અતના લોકો નહાસી જાએ અને જમાઅતની
ગણતરી રહે નહી તો ઇમામની તથા બાકી રહે-

---

જુમઆ વાજેબ નથી. જેમકે કર્તા પણ આગળ
ફરમાવે છે કે "જુમઆની નમાજ બાળક, ગુલામ
સ્ત્રી. ઇત્ય

૭ કે જે શરીઅત પ્રમાણેની શીક્ષા (હોદુદ)
ચલાવવો શકિતવાન હોએ. ગેયાસીયા. અને શેહે-
રની ઇમારતો તથા ઘરો સીનાના ઘરો જેટલાં હોએ-
આલમગીરીયા. અને દુર્રે મુખ્તાર કહે છે કે ઘણાં
ફોકહાઓનો ફતવો શેહેર વિષે આ છે કે તે
જગ્યાની મોટી મસજીદમાં જેઓ પર જુમઆ
ફરજ થઇ હોએ તેઓનો સમાસ થાએ નહીં.

૮ જેવી કે મુડદાં દફન કરવા, ઘોડા દોડાવવા
અને શેહેરના અતરાફના અંદાજ માટે સારો
મત ફતવો દેવા માટે એક ફરસંગ (ત્રણ માઇલ
છે. દુર્રે મુખ્તાર.

૯ અગરજે તે કાફેર હોએ અને તેનો
નાએબ મુસલમાન હોએ જાએઝ. રમુજ. અગર
જો તે સ્ત્રી હોએ. ત્યારે તેના હુકમથી જુમઆ
કાએમ કરવી દુરૂસ્ત થશે પણ તેણીનું પોતે
જુમઆ પડાવવું દુરૂસ્ત નથી. અને અગર જો તે
ગુલામ હોએ. દુર્રે મુખ્તાર

૧૦ તો તે વખતના નીકળવાથી જુમઆ
રદ થશે. દુર્રે મુખ્તાર.

૧૧ જોહરના વખતમાં. તો જો વખતથી
પેહેલાં ખુતબો પડશે અને વખતમાં. નમાજ
ગુજારશે તો દુરૂસ્ત થશે નહીં. અને ખુતબાનું
નમાજથી પેહેલાં થવું એવા માણસોની આગળ કે
તેઓથી જુમઆ થઇ શકે એ પણ શરત છે. તો
એકલા પડવો દુરૂસ્ત નથી. દુર્રે મુખ્તાર. અને
જો ખુતબો સાંભળનારા જતા રહે અને બીજાઓ
આવીને ઇમામ સાથે ભેગા થશે તો જુમઆ સહી
થશે દુર્રે મુખ્તાર. આલમગીરીયા.

૧૨ જેમકે સુબ્હાનલ્લાહ તથા અલ્લાહો અકબર.

૧૩ ઓછામાં ઓછું અતતહીય્યાત જેટલો હોએ
દુર્રે મુખ્તાર

૧૪ ખુતબાથી આગર આહીસ્તાથી અલ્હમ્દો લી
લ્લાહ પડે, દુર્રે મુખ્તાર. અને બીજા ખુતબાને પે
હેલાં કરતાં જરા આહીસ્તા પડે. અને બંને ખુ-
તબાની વચ્ચે ત્રણ આયત જેટલો જલસો કરે.
અને એનું છોડવું ગુન્હ છે. દુર્રે મુખ્તાર **મસલો**
ખોલફાએ રાશેદીન તથા બંને ચાચાઓનું ખુત
બામાં જીકર કરવું મુસ્તહબ છે બાદશાહ માટે
દોઆ કરવી મુસ્તહબ નથી. અને કેટલાકોએ
દુરૂસ્ત રાખી છે [અને જે ગુણ તેમાં નહીં હોએ
તે બયાન કરવા મકરૂહે તહરીમી છે] દુર્રે મુખ્તાર
**મસલો** જો બાદશાહ તથા કાજી હોવા છતાં ઘણા
લોકો મલીને કોઇ ખતીબને નીમશે તો દુરૂસ્ત નથી
અને જો બાદશાહ તથા કાજી નહી હશે તો જ
રૂરતને લીધે દુરસ્ત થશે. દુર્રે મુખ્તાર. **મસલો**
ખુતબાની વચ્ચે ઇમામનું કઇ વાત કરવુ મકરૂહ
છે પણ સારાં કામની આજ્ઞા કરવી મકરૂહ
નથી કારણ કે તે પણ ખુતબામાંથીજ છે દુર્રે
મુખ્તાર.

૧૫ અને આ લોકો ઇમામ બની શકનાર હોવા
જોઇએ. તો (એ ત્રણમાં) બાળકનું કે સ્ત્રીનું હો
વુ બસ થશે નહી. જવહરએ નયેરા. અને જો
ગુલામો, મુસાફરો, બીમારો, અભણો અને ગુગા
હશે તો બસ થશે. મોહીતે સરખસી. અને જો
ખુતબો સાંભરનારા બેહેરા હશે અથવા ઊંગમાં

લાઓની જુમઆ ફાસેદ થશે. [૧૬] જોહરની નમાજ નવેસરથી પડે. વ્દ્દી ઇજને આમ [૧૭]છે

**મસલો** જુમઆની નમાજ બાળક, ગુલામ, સ્ત્રી, મોસાફેર, અને બીમાર [૧૮] ઉપર વાજેબ નથી. અને એવીજ રીતે ઇમામ આજમ (રહ) ની નજદીક આંધળા ઉપર વાજેબ નથી જો તેને દોરનાર મળી આવે તોએ. અને ત્રણ ઇમામોની નજદીક જો દોરનાર મળી આવે તો આંધળા ઉપર જુમઆ વાજેબ થાએ છે અને નહીં મળી આવે તો વાજેબ નથી અને ઇમામ અહમદ (રહ)ની નજદીક ગુલામ ઉપર જુમઆ વાજેબ છે

**મસલો** જો ગુલામ કે બીમાર કે મુસાફેર શેહેરમા જુમઆની નમાજ પડશે તો જુમઆ અદા થશે અને જોહર સાકેત થશે.

**મસલો** જે કોઇ કે શેહેરથી બહાર હોએ તે જો જુમઆની અજાન સાંભળશે તો તેના પર જુમઆમાં હાંજર થવું લાજેમ છે.

**મસલો** ગુલામ, માંદો અને મોસાફેરનો જો જુમઆમાં ઇમામ બનાવે તો જાએજ થશે.

**મસલો** જો મોસાફેરોની જમાઅત શહેરમાં જુમઆની નમાજ ગુજારે અને તેમાં કોઈ મોકીમ નહીં હોએ તો ઇમામ આજમ [રહ] ની નજદીક જુમઆ દુરૂસ્ત થશે. અને ઇમામ શાફેઈ હસે તો (પણ) દુરૂસ્ત થસે દુરેં મુખ્તાર.

તથા અહમદ (રહ)ની નજદીક જ્યાં સુધી ચાલીસ માણસ આજાદ મોકીમ અને તંદુરસ્ત નહીં હોએ ત્યાં સુધી જુમઆ દુરૂસ્ત થશે નહીં.

**મસલો** વગર ઉજરવાળો જો જુમઆથી પેહેલાં જોહરની નમાજ પડશે તો મકરૂહ તહરીમીની સાથે જોહર અદા થશે. ફરી જો તે જુમઆની નમાજ પડવા જશે અને જુમઆનો ઇમામ હજુ ફારેગ નહીં થયો હશે તો જોહર બાતેલ થશે. ફરી જો જુમઆ મળી તો ઠીક[૧] નહીં તો જોહર ફરી પડે. અને સાહેબેનની નજદીક જો જુમઆ નહીં મળશે તો જોહર બાતેલ થસે નહીં

**મસલો** ઉજરવાળાને અને કેદીને જુમઆને દીવસે જોહરની નમાજ જમાઅતથી પડવી (શેહેરમાં) મકરૂહ છે*

**મસલો** જો કોઇને જુમઆની તશહહોદમાં કે સહોના સિજદામાં ઇમામ મળે અને તે નમાજમાં દાખેલ થાએ તો ઇમામની સલામ પછી બે રકઅત જુમઆની પુરી કરે અને ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક જો બીજી રકઅતનો રે-

---

૧૬ પણ તે આવી શરતે કે બાકી રહેલા ઇમામ સીવાઇ ત્રણથી કમ હોએ તથા પેહેલી રકઅતનો સિજદો નહીં કર્યો હોએ. ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક પણ સાહેબેન (રહ)ની નજદીક નમાજ શરૂ કર્યા પછી ફાસેદ થશે નહીં. ઇમામ જુમઆને પુરી કરે. અને ઇમામ જોફર (રહ)ની નજદીક પેહેલી રકઅતનો સિજદો કર્યો હોએ તોએ ફાસેદ થાએ છે. એવણની નજદીક જુમઆને જમાઅતથી પુરી કરવી શરત છે. બુરહાન.

૧૭ તે એવી રીતે કે મસજીદનો દરવાજો કે કીલ્લો કે જે જગ્યા જુમઆની નમાજ ગુજારાતી હોએ તે ખુલ્લી મુકવામાં આવે. જે કોઇ ચાહે આવીને નમાજમાં ભેગો થાએ. દુરેં મુખ્તાર.

૧૮ જે માણસ કે તેની માહુજત (ખીજમત) માં રહ્યો હોએ તેના જુમઆની નમાજ પડવા જવાથી બીમાર હલાક થતો હોએ તો તે પણ બીમારના હુકમમાં છે. [તેના ઉપર જુમઆ વાજેબ નથી.] દુરેં મુખ્તાર. તહતાવી.

૧ એટલે જોહર બાતેલ થઇ અને જુમઆ અદા થઇ. અને [આ કાએદામાં] ઉજરવાળો મોસાફેર, બીમાર, ગુલામ વગેરે બરાબર છે અને જો જુમઆ નહીં મળે તો જો તે ઘેરથી એવા વખતમા નીકળો હતો કે ઇમામ ફારેગ થયો હતો તો એકેમતે તેની જોહર બાતેલ થશે નહીં અને જો તેના ઘરથી નીકળતી વેળા હજુ ઇમામ ફારેગ થયો નહોતો તો એ સુરતમાં તેની જોહર ઇમામ અબુહનીફા (રહ)ની નજદીક બાતેલ થશે સાહેબેનની નજદીક બાતેલ થશે નહીં. કાફી. અને કર્તાનું કેહવું " નહીં તો જોહર ફરી પડે " એ પણ એજ સુરત માટે છે. અને આલમગીરીમાં છે કે જો તે જુમઆ મસજદ તરફ ગયો અને ઇમામ તેજ વખત ફારેગ થયો તો બાતેલ થશે નહીં. **મસલો** બીમાર, મોસાફેર, અને કેદીને મુસ્તહબ છે કે ઇમામ જુમઆથી ફારેગ થાએ ત્યાં સુધી જોહરમાં તાખીર કરે આલમગીરીયા **મસલો** ગામડાવાળાઓને જુમઆને દીવસે જોહરની નમાજ અજાન, એકામત, અને જમાઅતથી ગુજારવી વગર કરાહીયતે દુરૂસ્ત છે. આલમગીરીયા.

* ફરી તે ઇમામના ફારેગ થયા પેહેલાં હોએ કે તે પછી હોએ. આલમગીરીયા.

ફુઅ નહી મળ્યો છે તો તેજ તહરીમાથી જોહરની ચાર રકઅત પુરી કરે.

**મસલો** જયારે જુમઆની પેહેલી અજાન કેહવામાં આવે તો જવાની કોશીશ કરવી ૨ વાજેબ થાએ છે. અને વેચવું ખરીદવું હરામ થાએ છે. અને જયારે ઇમામ ખુતબો પડવા નિકળે ૩ તો ખુતબો પુરો થાએ ત્યાં સુધી ૪ વાત કરવી અને નમાજ પડવી મના ૫ છે (પાસે હોએ કે આઘો હોએ. અને ખુતબો સાંભળવા ચુપકા રેહવું વાજેબ છે) અને જયારે ઇમામ મીન્બર પર બેસે તો તેની સામે બીજી અજાન કેહવામાં આવે. અને લોકો તેના તરફ મ્હોં કરે અને જયારે ખુતબો પુરો થાએ તો એકામત કેહવામાં આવે.

**મસલો** જુમઆની નમાજમાં સુરા જુમઆ તથા સુરા મુનાફેકુન પડવી સુનંત છે. અને એક રિવાયતમાં સબ્બેહિસ્મા અને હલ અતાક છે.

**મસલો** એક શેહેરમાં કેટલીક જગ્યા જુમઆ પડવી દુરૂસ્ત છે. અને ઇમામ આજમ (રહ) ની એક રિવાયતમાં એકજ જગ્યા દુરૂસ્ત છે અને જો કેટલીક જગ્યા જુમા પડવામાં આવશે તો પહેલી દુરસ્ત થશે તે પછીની દુરસ્ત થશે નહી ઇમામ અબુ યુસોફ (રહ)થી રિવાયત છે કે જો શેહેર વચ્ચે કોઇ નેહેર વેહતી હોએ તો બંને તરફ બે જુમઆ પડવી દુરૂસ્ત છે.

## ફસલ ૧૪

## પાંચ વખતની નમાજો શિવાઈ બીજી વાજેબ નમાજો વિષે.

પાંચ વખતની નમાજો વગર બીજી નમાજ ઘણા ઇમામોની નજદીક વાજેબ નથી. અને ઇમામ આજમ(રહ)ની નજદીક વિત્ર પણ વાજેબ છે. અને ઇદુલ ફિત્ર અને ઇદુલ અદહા પણ વાજેબ છે. અને બીજાઓની નજદીક આ ત્રણે નમાજ સુનંત છે.

**મસલો** ઇમામ આજમ (રહ)ની નજદીક વિત્ર એક સલામથી ત્રણ રકઅત છે. ત્રણે રક-

---

૨ અલ્લાહ તઆલા ફરમાવે છે. "એ ઇમામ વાળાઓ જયારે નમાજ માટે જુમઆને દીવસે અજાન થાએ તો તમો ખુદાના જીકર (નમાજ કે ખુતબો) તરફ રવાના થાઓ અને વેચ-ખરીદને તજો"

૩ એટલે જો તે કોહડીમાં હોએ તો કોહડીથી અને નહીં તો મીન્બર ઉપર ઉભુ રેહવા તેનુ ઉભુ થવું. (એજ નીકળવું છે) દુરે મુખ્તાર **મસલો** ખુતબામાં બે ચીજ ફરજ છે. એક વખત કે જે સુર્ય નમવા પછી અને નમાજની આગળ છે. તો જો સુર્ય નમવા પેહેલાં કે નમાજ પછી પડશે તો દુરૂસ્ત થશે નહીં. બીજી ખુદાનું જીકર. અને ખુતબામાં પંદર સુનંત છે, ૧ વોજુ ગોસલથી પાકી ૨ ઉભા રેહેવું. ૩ લોકોની સામે ઉભા રેહેવું. ૪ ખુતબાથી પેહેલાં આહીસ્તાથી આઉજો પડવો. ૫ ખુતબો લોકોને સાંભળવો. ૬ ખુદાની હમ્દથી શરૂ કરવો. ૭ ખુદાની તારીફ કરવી. ૮ બે શહાદતો (અશહદો અલ્લાએલાહ ઇલ્ય અશહદો અન્ન મોહમ્મદ ઇલ્ય) પડવી ૯ પેગમ્બર ઉપર દોરૂદ પડવું. ૧૦ નસીહત કરવી. ૧૧ નાહની ત્રણ આયત જેટલું કે એક આયત લાંબી જેટલું કુરઆન શરીફ પડવું. ૧૨ ફરીથી બીજા ખુતબામાં હમ્દ, સના, (તારીફ) અને દોરૂદ દોરવવા. ૧૩ મુસલમાના માટે દોઆ કરવી ૧૪ બંને ખુતબાને ટુંકા પડવા ૧૫ બે ખુતબા વચ્ચે બેસવું. આલમગીરીયા.

૪ સાંભળા કરવું અને ચુપકા રેહવું વાજેબ છે. દુરે મુખ્તાર. ફરી તે પાંસે હોએ કે આઘે હોએ. દુરે મુખ્તાર.

૫ જે ચીજ નમાજમાં હરામ છે તે ખુતબામા પણ હરામ છે. તો ખાવું, પીવું, વાત કરવી, દુરૂસ્ત નથી, અગરજો તસબીહ પડે કે સલામનો જવાબ આપે કે લોકોને સારૂ કામ બતાવે (એ સર્વ મનાઇમાં દાખલ છે.) દુરે મુખ્તાર. અને જાણવું જોઇએ કે બંને ખુતબાની વચ્ચે જલસાની વખતે જબાનથી દોઆ કરવી તથા હાથ ઉઠાવવા સુનંત નથી [પણ મકરૂહ છે. ઘણી માતબર કીતાબોથી એનું મકરૂહ થવું "તહકીકો કોલીત્તરફેન ફીલ કલામે બૈનલ ખુતબતેન" નામના રીસાલામાં સિદ્ધ થયું છે. અને એ રીસાલો જનાબ મોલવી મોહમ્મદ સિદ્દીક ઉરફે મીયાજી સાહેબ પાસેથી મુંબાઇ ભીંડી બજારને પતે લખેથી મળે છે.] **મસલો** તખત્તીએ રેકાબ એટલે લોકોને ઓલંગીને જવું. જો ઇમામે ખુતબો શરૂ કર્યો છે અથવા લોકોને તકલીફ પોહોંચે છે તો એ મકરૂહ છે. નહીં તો મકરૂહ નથી. અને જો પોતાની સામે ખુલ્લી જગ્યા હોએ તો તે જગ્યાને પુરવાની જરૂરતે ઓલંગીને જાએ. દુરે મુખ્તાર.

**અતમાં અલ હમ્દો અને સુરા પડે અને ત્રીજી રકઅતમાં કેરાઅત પછી[૬] રોકુઅથી પેહેલાં કોનુત[૭] પડે, આખુ વર્ષ. અને ઇમામ શાફેઇ(રહ)ની નજદીક રમજાનના આખરી અડધા મહીનામાં કોનુત પડવી સુંનત છે અને ઘણા ઇમામોની નજદીક રોકુઅ પછી કોમામાં કોનુત પડવી સુનંત છે.**

**મસલો** ફજરની નમાજમાં કોનુત પડવી બિદઅત[૮] છે, અને ઇમામ શાફેઇ (રહ)ની નજદીક સુંનત છે. અને મુસ્તહબ આવી રીતે છે કે વિત્રની પેહેલી રકઅતમાં સબ્બેહિ-સમા, અને બીજી રકઅતમાં કુલ યા ઐયોહલ કાફેરુન, અને ત્રીજી રકઅતમાં કુલ હોવ-લ્લાહો અહદ પડે.

---

૬ એટલે સુરત પુરી કર્યા પછી તકબીરે તહરીમાની જેમ હાથ ઉપાડીને તકબીર કહીને ફરી પાછા હાથ બાંધે અને દોઆ કોનુત પડે.)(દોઆ કોનુત આ છે. "અલ્લાહુમ્મ ઇન્ના નસ્તઇનોક વ નસતગફેરોક વ નુઅમેનો બેક વ નતવકકલો અલેક વ નુસની અલેકલ ખૈર વ નશકોરોક વ લા નકફોરોક વ નખલોઓ વ નતરોકો મંય યફજોરો ક અલ્લાહુમ્મ ઇય્યાક નાબોદો વ લક નોસલ્લી વ નસજોદો વ ઇલૈક નસઆ વ નહફેદો વ નરજુ રહમતક વ નખશા અજાબક ઇન્ન અજાબક બીલ કુફ્ફારે મુલહેક" અર્થ એ અલ્લાહ અમો તારાથી મદદ માંગીએ છીએ અને તારાથી બખશીશ માંગીએ છીએ અને તારાપર ઇમાન લાવીએ છીએ અને તારાપર ભરોસો રાખીએ છીએ અને તારી ભલી તારીફ કરીએ છીએ અને તારો ઉપકાર માનીએ છીએ અને તારો નકાર અમો કરતા નથી અને જે તારી નાફરમાની કરે છે તેને અમે દુર કરીએ છીએ અને (તેને) તજીએ છીએ. એ અલ્લાહ અમો તારીજ બંદગી કરીએ છીએ, અને તારીજ નમાજ પડીએ છીએ, અને સિજદો કરીએ છીએ અને તારીજ તરફ દોડીએ છીએ અને સેવામાં હાજર છીએ અને તારી રહમતની આશા રાખીએ છીએ, અને તારા અજાબથી ડરીએ છીએ. ખચીત તારો અજાબ કાફેરોને લાગનાર છે") મુલ્લા અલીકારીએ (રહ)શરહ હિસને હસીનમાં કહ્યું છે કે વિત્રની કોનુતમાં ઇબ્ને મસઉદથી રીવાયત થએલી દોઆ કે જે પ્રખ્યાત છે. અલ્લાહુમ્મ ઇન્ના નસ્તઇનોક ઇત્યિ તેને અને રસુલ્લાહે (સલ) હજરત ઇમામ હસનને (રદી) વિત્રની કોનુત માટે શીખવેલી દોઆને ભેગી કરે (તે દોઆ આ છે). "અલ્લાહુમ્મ-હદેની ફી મન હદેત વ આફેની ફી મન આફેત વ તવલ્લની ફી મન તવલ્લૈત વ બારેકલી ફીમા આતૈત વ કેની શર્ર માકઝૈત ઇન્નક તકદી વ લાયુકદા અલૈક વ ઇન્નહુ લાયજીલ્લો મવ-વાલૈત વ લાયઇજ્જો મન આદૈત તબારકત રબ્બના વ તઆલૈત નસતગફેરોક વ નતુબો ઇલૈક" (" અર્થ—એ અલ્લાહ જેને તેં હિદાયત આપી તેઓમાં મને પણ હેદાયત આપ. અને જેને તેં આફીયત આપી તેઓમાં મને પણ આફીયત આપ. અને જેનો તું મદદગાર બન્યો છે તેઓમાં મારો પણ મદદગાર થા. અને જે તેં આપ્યું તેમાં તું મને બરકત (અભરી, વૃદ્ધિ) આપ. અને જે તેં ઠેરવેલું છે તેની બુરાઇથી મારી સંભાળ રાખ. ખચીત તું ફેસલો [કે હુકમ]કરે છે તારાપર ફેસલો [કે હુકમ]થતો નથી. અને ખચીત જેનાથી તું મોહબ્બત કરે છે તે જલીલ થતો નથી, અને જેને તું દુસ્મન ગણે છે તે ઇજ્જત પામતો નથી. બરકતવાળો છે તું એ અમારા પરવરદીગાર અને તું સર્વોપરી છે તારાથી અમો બખ્શીસ માંગીએ છીએ અને તારા તરફ અમો ફરીએ છીએ") આ દોઆની રિવાયત અબુદાઉદ, તિરમીજી, નસાઇ, ઇબને માજા, ઇબને હીબ્બાન, હાકેમ, અને ઇબને અબી શૈબાએ હસન બીન અલી [રદી]થી રિવાયત કરી છે.

૭ કોનુતથી મતલબ કોઇ પણ દોઆ છે નીમીત નથી. અને સુંનત આ છે કે અલ્લાહુમ્મ ઇન્ના નસતઇનોક ઇત્ય પડે. અને જો કોઇ શખ્સને કોઇ દોઆ યાદ નહીં હોએ તો અલ્લાહુમ્મ-ગફેરલના (અર્થ-એ અલ્લાહ તું અમારી બખશીશ કર) ત્રણવાર કહે આલમગીરીયા. અને જો કોઇ માણસ અલ્લાહુમ્મ ઇન્ના ઇત્ય. યાદ હોવા છતાં બીજી દોઆ પડશે તો બીલ ઇજમા દુરસ્ત છે. તહતાવી. **મસલો** મશહુર દોઆ પડવી તથા પેગમ્બર(સલ)ઉપર( કોનુત પછી) દોરદ પડવુ સુંનત છે. અને એ પર ફતવો છે. દુરે મુખ્તાર. **મસલો** જો કોનુત ભુલી જશે ફરી રોકુઅમાં યાદ આવશે તો સહી આ છે કે કોનુતાને રોકુઅમાં પડે નહીં તેમ કેયામ તરફ પાછો પણ આવે નહીં જો ફરી ઉભો રેહવા જશે અને કોનુત પડશે અને રોકુઅને દોહરવશે નહીં તો દુરસ્ત થશે. અલમગીરીયા. દુરે મુખ્તાર **મસલો** મસબુક ઇમામની સાથે કોનુત પડે તે પછી નહીં પડે. આલમગીરીયા.

૮ કારણ કે ફજરની નમાજમાં કોનુત પડવા વિષે રિવાયત થએલી છે કે "નબી (સલ) સાહેબે એક મહીનો કોનુત પડી છે કાફેરોના કેટલાક કબીલાઓ ઉપર બદ-દોઆને માટે ફરી તજી દીધી." આ હદીસને મુસલેમ વગેરેએ બયાન કરી છે. વળી ફજરની નમાજમાં કોનુત પડવાની રિવાયત હજરત એનસ [ રદી ] થી છે અને તેવણ વિષે તબરાનીમાં છે કે " અનશ

**મસલો** જુમઆની નમાજના વાજેબ થવાની તથા અદા કરવાની જે શરતો છે તે ઇદની પણ શરતો છે. પણ આટલું કે ખુતબો એમાં શરત નથી. [૯] એટલુંજ નહીં પણ જુમઆની જેમ બે ખુતબા પડવા ઇદની નમાજ પછી સુનંત છે. તે ખુતબામાં તે દીવસને લાગતા સદકએ ફિત્રના મસલા અથવા કુરબાનીના, તથા તકબીરે તશરીકના મસલા બયાન કરે.

**મસલો** ઇદુલ ફિત્રને દીવસે સુનંત આ છે કે (ઇદગાહ તરફ) જવા પહેલાં પ્રથમ કોઇ ચીજ[૧] ખાએ અને ફિત્રનો સદકો આપે, દાતણ કરે ગુસલ કરે, સારાં સારાં કપડાં પેહેરે, અને ખુશબો લગાડે. અને તકબીર કેહતો ઇદગાહમાં જાએ. [૨] પણ જોરથી તકબીર કહે નહીં. અને જ્યારે સુર્ય ઉચે ચહડે અને આંખ ઠરે નહીં તે વખતથી તે ઢલવા આગાળ સુધી બંને ઇદોની નમાજનો વખત છે.

અને જ્યારે ઇદની નમાજ પડે તો તહરીમા પછી પેહેલી રકઅતમાં ત્રણ તકબીરો વધુ કહે. અને દરેક તકબીર સાથે બંને હાથ ઉપાડે તકબીરો પછી સના પડે.[૩] અને બીજી રકઅતમાં કિરાઅત પછી પણ રોકુઅથી આગળ ત્રણ તકબીરો વધુ[૪] કહે- અને દરેક તકબીરની સાથે બંને હાથ ઉઠાવે. ફરી રોકુઅની તકબીર કહે એ રોકુઅની તકબીર ઇદની નમાજમાં વાજેબ છે. જો ફોત થશે તો સહોનો સિજદો[૫] વાજેબ થશે અને ઇદની નમાજ જો કોઇ માણસને ઇમામની સાથે નહીં મળે તો તેની કજા વાજેબ નથી. અને જો કોઇ કારણસર[૬] ઇદુલ ફિત્રની ન-

(રદી) ફજરમાં કોનુત પડતા નહોતા" હનફી મજહબમાં આફત સમાવી વખતે ફજરની નમાજમાં દોઆ કોનુત પડવાનુ છે. રદદુલ-મોહતાર. અને જેટલી હદીસો ફજર વગેરે નમાજમાં કોનુત પડવા વિષે આવેલી છે એ સર્વ આફતો માટેજ હતી જેની સાબેતી ઇબ્નુલ કૈયમે (રહ) જાદુલ મઆદમાં કરી છે. ગુ. મો.

૯ તો વગર ખુતબે પણ નમાજ દુરૂસ્ત થશે. અને જો ખુતબો નમાજની આગળ પડશે તો કરાહતની સાથે દુરસ્ત થશે. આલમગીરીયા.

૧ મીઠાસમાંથી અને વિષેશ કરી ત્રણ કે પાંચ કે સાત કે એના જેમ એકીની ગણતરીએ ખજુરની પેસી ખાએ. અને જો નહીં ખાએ તોએ મકરૂહ નથી. પણ જો સાંજ સુધી નહીં ખાશે તો અલબત મકરૂહ થશે. આલમગીરીયા.

૨ જે માણસ ચાલવાની શકિત રાખતો હોએ તેને ચાલતાં જવું બહેતર છે. પણ જો સવાર થઇને જશે તોએ કંઇ હરકત નથી અને બીજા માર્ગથી પાછા ફરવું બહેતર છે. આલમગીરીયા. અને જુમઆ મસજીદમાં જો સમાસ થતો હોએ તોએ ઇદગાહમાં જવું સુનંત છે. દુરે મુખ્તાર. આલમગીરીયા. **મસલો** ઇદુલ ફિત્રની નમાજમાં વાર લગાડવી અફજલ છે અને બકર ઇદની નમાજમાં જલદી કરવી અફજલ છે. આલમગીરીયા કાજીખાન.

૩ દુરે મુખ્તાર, તહતાવી, મુખ્તસર, વેકાયા અને બુરહાનમાં તકબીરાતે જવાએદ (વધારાની તકબીરો)થી પેહેલાં સના પડવાનું કહેલું છે. અને અઉજો બિસમિલ્લાહને તે (તકબીરો) પછી પડવાનું કહેલું છે. અને તકબીરોથી પેહેલાં સના પડવા બાબત કોઇનો મતફેર લખ્યો નથી. અને આલમગીરીયામાં છે કે આ તકબીરોમાં હાથ ખુલા રાખે અને છુટા રાખે અને દરેક તકબીર પછી ત્રણ તસબીહ જેટલી વાર લગાડે.

૪ જો ઇમામ ઇદની તકબીરોને ભુલીને રોકુઅ કરે તો જોઇએ કે તકબીરોને રોકુઅમાં કહે પણ રફઅ યદેન કરે નહીં અને જો કોઇ માણસ ઇમામની તકબીરો પછી પેહેલી રકઅતમાં શરીક થશે તો તે રોકુઅથી પેહેલાં પોતે તકબીરો કહેશે, તો જો તકબીરો નહીં કહી હતી એટલામાં ઇમામ રોકુઅમાં જશે. તો તે રોકુઅ કરે અને વગર હાથ ઉપાડે તકબીરોને રોકુઅમાં અદા કરે અને જો બીજી રકઅતમાં શરીક થશે તો બીજી રકઅતને એકલાં પડતી વેળા કેરાઅત પછી રોકુઅથી પહેલાં વધારાની તકબીરો કહે. દુરે મુખતાર. કાઝી અને જો મુકતદીની સર્વ તકબીરો કહેવાં પહેલાં ઇમામ રોકુઅથી માથું ઉઠાવશે તો તે ઇમામની તાબેદારી કરે અને બાકીની તકબીરો તેને માથે રહેશે નહીં આલમગીરીયા.

૫ દુરે મુખ્તારવાળા (રહ) કહે છે કે જુમઆ ઇદો; નફલ અને ફરજની નમાજનો સહો સરખો છે. પણ મોતઅખ્ખેરીન [પાછલાઓ]નો મત આ છે કે જુમઆ તથા ઇદોમાં સહોનો સિજદો નથી કે જેથી લોકો ફીતનામાં પડે નહી બહરે રાએક અને મુજમરાત

૬ દાખલા તરીકે વાદળાને લીધે ચંદ્ર નહીં દેખાયો અને બીજે દીવસે જોહરને વખતે જણાયું કે ગઈ રાત્રે ચંદ્રરાત થએલી તો રોજાને તેજ

માજ ઇમામમથી તથા લોકોથી નહીં પડાઇ હશે તો બીજે દીવસે અદા કરે, તે પછી અદા કરે નહીં. અને બકર ઇદ (ઇદુલ અદહા) ને બારમી તારીખ સુધી ઢીલ થાએ તો દુરૂસ્ત છે.

**મસલો** ઇદુલ અદહા ઇદુલ ફિત્રની જેવી છે પણ આટલું કે એમાં મુસ્તહબ આ છે કે નમાજ પછી પોતાના કુરબાનીથી ખાએ. અને નમાજથી પેહેલાં ખાવું પણ મકરૂહ નથી અને કુરબાની નમાજની પ્રથમ ૭ દુરૂસ્ત નથી. અને ઇદગાહના રસ્તામાં ઇદુલ અદહામાં તકબીર પોકારીને કહે.

**મસલો** દરેક ફરજ નમાજ પછી ૮ કે જે જમાઅતથી૯ ગુજારવામાં આવી હોએ શેહેરમાં મોકીમ ઉપર તકબીરાતે તશરીક વાજેબ છે. ઇમામ આજમ (રહ)ની નજદીક અરફાના દીવસની ફજરથી તે ઇદના દીવસની અસર સુધી (આઠ નમાજ) અને સાહેબેનની નજદીક તેરમી તારીખની અસર સુધી (તેવીસ નમાજ) અને ફતવો એનાપર છે. અને જો સ્ત્રીએ અથવા મુસાફરે મોકીમની ઇકતેદા કરી છે તો તેઓપર પણ તકબીર વાજેબ થશે. એકવાર જોરથી કહે અલ્લાહો અકબર અલ્લાહો અકબર લાએલાહ ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર અલ્લાહો અકબર વ લિલ્લાહિલ હમ્દ ૧૦ જો ઇમામ છોડી દે તોએ મુકતદી છોડે નહીં.

## ફસલ ૧૫
## નફલ નમાજો વિષે.

ફજરની નમાજ પેહેલાં બે રકઅત સુનંત

---

વખતે ઇફતાર કરવો જોઇએ. અને ઇદની નમાજ બીજે દીવસે પડે. અને ઇદની નમાજને વગર ઉજરે ઢીલ કરવી (તે બીજે દીવસે પડવી) દુરસ્ત નથી.

૭ જાણવું જોઇએ કે કુરબાનીનો પેહેલો વખત શહેરોમાં ઇદની નમાજ પછી છે, અને ગામડાંઓમાં ઇદને દીવસે ફજર નીકળવા પછી છે. અને મોહીતમાં કહેલું છે કે શેહેરવાળાઓ માટે મુસ્તહબ વખત ખુતબા પછી છે. અને એઓ સિવાઇ બીજાઓને માટે સુર્ય નીકળ્યા પછી છે" અને કુરબાનીનો આખર વખત ત્રીજે દીવસ એટલે જીલહજજની બારમી તારીખના સુર્ય ડુબવાની આગળ સુધી છે. તો જો કોઈ પૈસાદાર એ દીવસોમાં ફકીર થશે અથવા કોઈ મરી જશે તો તેને માથેથી કુરબાની જતી રહેશે, અને દશમી તારીખ (કુરબાની માટે) અફજલ છે, તે પછી અગીયારમી તારીખ, તે પછી બારમી તારીખ, સિરાજીયા અને રાતની વખતે જુબ્હ કરવું મકરૂહ છે અને કુરબાની બકરી, ગાય, અને ઉંટની થાએ છે. ફરી બકરીમાં તથા ગેટામા (કે દુમ્બામાં) એક માણસ અને ગાયમાં તથા ઉંટમાં એકથી સાત માણસ સુધી દુરૂસ્ત થશે. પણ એવી શરતથી કે ભાગીદારે માંનો કોઇ સપ્તમાંઉસ કુથી ઓછા નો ભાગ્યો નહીં હોએ. અને જો બે સપ્તમાંઉસ કે ત્રણ સપ્તમાંઉસ કે વધારે લ્યે તો કશો દોષ નથી. અને બકરી. ઘેટું એક વર્ષનુ અને ગાય બે વર્ષની અને ઉંટ પાંચ વરસનુ જોઇએ. અને દુમ્બો જો ફરબા તથા મજબુત હોએ કે એક વર્ષનો ધારવામાં આવે તો ૭ મહીનાનો પણ દુરૂસ્ત છે. જામેએરમુજ.

૮ સલામને લગોલગ કહે. પણ જો સલામ પછી વાત કરશે કે જાણી બુજીને હદસ કરશે તો તે સાકેત થશે. આલમગીરીયા. અને વિત્ર પછી કે ઇદની નમાજ પછી કહે નહીં. અને જો અય્યામ તશરીકની નમાજને એજ વર્ષના એજ દીવસોમાં કજા કરે તો તકબીર પણ કહે. પણ અય્યામે તશરીક વગર બીજા દીવસોમાં અથવા બીજા વર્ષના અય્યામે તશરીકમાં કજા કરશે તો નહીં કહે આલમગીરીયા.

૯ એટલે મુસ્તહબ જમાઅતથી. અને સ્ત્રીઓની જમાઅત મકરૂહ છે તેમાં પડે નહીં આલમગીરીયા. પણ જો કોઇ સ્ત્રી કે મોસાફિર જમાઅતની એકતેદા કરશે તો એઓપર પણ તકબીર વાજેબ થશે. પણ આટલું કે સ્ત્રી આહીસ્તાથી કહે. અને મસબુક પોતાની ગએલી નમાજની કજા પછી કહે. આલમગીરીયા અને સાહેબેનની (રહ) નજદીક જમાઅત શરત નથી તો એકલા પડનાર, સ્ત્રી, અને મુસાફિર ઉપર વાજેબ થશે દુરે મુખ્તાર. **મસલો** દુરે મુખતારવાળા (રહ) કહે છે કે ઇદને દીવસે બશાશત (ખુશી) જાહેર કરવી, ઘણો સદકો કરવો, વીંટી પહેરવી તથા આ શબ્દોથી મુબારકબાદ આપવી "તકબ્બલ-લ્લાહો મિન્ના વમિનકુમ (અર્થ-અલ્લાહ તઆલા અમારી અને તમારી (નેકી) કબુલ કરે) એ કામ નકાર પા નવી અને ઇદને દીવસે ઇદની નમાજ ે કે ઇદગાહમાં નમાજ પછી નફલ નમાજ ડ નહીં મકરૂહ છે.

૧૦ અર્થ-અલ્લાહ સર્વથી મોટે છે. (બે વાર) અલ્લાહ વગર કોઈ પુજ્ય નથી. અને અલ્લાહ સર્વથી મોટો છે (બેવાર) અને સવ સ્તુતિ તેનેજ માટે છે. ગુ. મો.

છે તેમાં સુરા કાફેરૂન તથા સુરા ઇખલાસ (કુલ હોવલ્લાહ) પડે. અને જોહરની તથા જુમઆની પેહેલાં એક સલામ સાથે [૧૧] ચાર રકઅત છે. અને જોહર પછી બે રકઅત છે. અને જુમઆ પછી ચાર રકઅત છે અને ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક છ રકઅત છે અને મુસ્તહબ આ છે કે [૧૨] જોહર પછી બે સલામથી ચાર રકઅત ગુજારે. અને અસર પેહેલાં બે રકઅત કે ચાર રકઅત મુસ્તહબ છે. અને મગરેબની નમાજ પછી બે રકઅત સુનંત છે અને તે પછી છ રકઅત બીજી મુસ્તહબ છે. તેને સલાતુલ અવવાબીન[૧૩] કહે છે. અને એક રિવાયતમાં મગરેબની નમાજ પછી વીસ રકઅત આવેલી છે. અને એશા પેહેલાં ચાર રકઅત મુસ્તહબ છે અને એશા પછી બે રકઅત સુનત છે અને ચાર રકઅત બીજી મુસ્તહબ છે. અને વિત્ર પછી બે રકઅત બેસીને પડવી મુસ્તહબ છે. *પેહેલી રકઅતમાં ઇજા જુલજેલત અને બીજી રકઅતમાં કુલ યા ઐયોહલ કાફેરૂન પડે અને તહજ્જોદની[૧૪] નમાજ સુનંતે મોઅક્કદ સરખો છે. જો મગરેબ પછીની બે રકઅતને પણ તેમાં ગણશે તો તે આ વાએદામાં દાખલ થશે.

*પણ હનફી મજહબના કાયદા પ્રમાણે એને પણ ઉભા થઇને પડવી બેહતર છે. બેસીને પડવાથી અડધો સવાબ મળે છે. હા, જો તહજ્જોદ પછી કે ઇશા પછી થાક લાગતી હોએ તો બેસી ને પડે પુરો સવાબ મળશે. ગુ. મો.

૧૧ જો બે સલામથી ગુજારશે તો તે સુંનતમાં ગણાશે નહીં. અને જો જોહર આગલની ચાર રકઅતમાં પેહેલો કાએદો નહીં કરશે તો દુરસ્ત છે (સહોનો સિજદો કરે) આલમગીરીયા. મસલો જો જોહર આગળની ચાર રકઅત નહીં પડાએ તો જયાં સુધી જોહરનું વખત બાકી હોએ ત્યાં સુધી કજા કરે. બે રકઅત પછી. અને ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક ચાર રકઅતને પેહેલાં પડે. ફતવો એવણના મત ઉપર છે આલમગીરીયા. (પણ તિરમીજીમાં) આએશા (રદી)થી રિવાયત છે કે "હજરત (સલ)થી જયારે જોહર પેહેલાંની ચાર રકઅત પડવાની રહી જતી તો બે રકઅત પછી તેની કજા કરતા" આ આગલી વાતને ટેકો આપે છે.)

૧૨ હદીસ શરીફમાં છે કે જે કોઇ જોહર પેહેલાં ચાર રકઅતને અને જોહર પછી ચાર રકઅતને બજાવી લાવશે તો અલ્લાહ તઆલા તેના ઉપર અગ્નિ હરામ કરશે" તિરમીજીએ એને રિવાયત કરી છે. દુરેં મુખ્તાર.

૧૩ અવ્વાબીન એટલે અલ્લાહ તઆલાની દરગાહ તરફ રેજુઅ (વલણ) કરનારાઓ કે જેથી આ આયતની બશારતમાં દાખલ થાએ "ખચીત ખુદા તઆલા તરફ વલણ કરનારાઓને બખ્શનાર છે." (સુરા ઇસરા ૧૭,૨૫) બુરહાન. શેખ અબદુલ હકક મોહદદેસ દેહલવી [રહ] સેરાતુલ મુસ્તકીમમાં ઇબનુલ હોમામ (રહ)થી નકલ કરે છે કે આ રકઅતનો હાલ જોહર પછીની ચાર રકઅત સરખો છે.

૧૪ બુખારી તથા મુસલિમમાં ઇબને અબ્બાસ (રદી)થી રિવાયત કરે છે કે જયારે નબી [સલ] તહજ્જોદની નમાજ માટે ઉઠતા તો આ દોઆ પડતા "અલ્લાહુમ્મ લકલ હમ્દ અન્ત કૈયેમુસ-સમાવાતે વલ અરદે વ મન ફીહીન્ન વ લકલ હમ્દ અન્ત નુરૂસ-સમાવાતે વલ અરદે વ મન ફીહીન્ન વ લકલ હમ્દ. અન્ત મલેકુસ. સમાવાતે વલ અરદે વ મન ફીહીન્ન વ લકલ હમ્દ અન્તલ હકકો વ વઅદોકલ હકકો વ લેકાઓક હકકુન વ કવલોક હકકુન વલ જંનતો હકકુન વન નારો હકકુન વન નબીયુના હકકુન વ મોહમ્મદુન હકકુન વસ સાઅતો હકકુન અલ્લાહુમ્મ લક અસલમતો વ બેક આમન્તો વ અલૈક તવકકલતો વ ઇલૈક અનબ્તો વ બેક ખાસમ્તો વ ઇલક હાકમ્તો ફગફેરલી મા કદ્દમતો વ મા અખ્ખરતો વ મા અસરર્તો વ મા અઅલન્તો વ મા અન્ત અઅલમો બિહી મિન્ની અન્તલ મોકદેમો વ અન્તલ મોઅખ્ખેર લાએલાહ ઇલ્લા અન્ત વ લાએલાહ ગેરોક (અર્થ-ઓ અલ્લા સર્વ હમ્દ તારેજ માટે છે તું આસમાનોને અને પૃથ્વિને અને જે એમાં છે તેને કાએમ રાખનાર છે. અને તારેજ માટે સર્વ સ્તુત છે. તું આકાસોનું અને પૃથ્વિનું અને જે એમાં છે તેનું નુર છે. અને તારે માટે તમામ તારીફ છે. તું આસમાનોનો અને જમીનનો અને જે એમાં છે તેના બાદશાહ છે. અને તારેજ માટે સર્વ હમ્દ છે. તું સત્ય છે અને તારો વાયદો સત્ય છે અને તારો દીદાર હકક છે. અને તારૂં વચન બરહકક છે. અને જંનત હકક છે અને જહંનમ હકક છે અને સર્વ નબીયો સત્ય છે અને મોહમ્મદ સત્ય છે. અને કેયામત હકક છે. ઓ અલ્લાહ હું તારે માટે ઇસલામ લાવ્યો અને તારાપર વિશ્વાસ લાવ્યો અને તારાપર ભરોસો કીધો અને તારી તરફ રોજુ થયો. અને તારી મદદથી હું લડયો. (દીનના દુસ્મનોની સાથે) અને તને મેં હાકેમ બનાવ્યો તો તું મને બખ્શ. જે મેં આગલ કર્યું અને જે મેં પાછલ કર્યું તેને. અને જે મેં છાનું કીધું અને જે મેં જાહેર કીધું તેને અને જેને કે તું મા-

કકદા છે.[૧૫] પેગમ્બરે (સલ) કદી છોડી નથી. અને જો કદી નહીં પડાતી તો બાર રકઅત દીવસમાં કજા કરતા. અને તહજજોદની નમાજ ચાર રકઅતથી ઓછી સાબેત નથી.[૧૬] અને બાર રકઅતથી વધારે પણ સિદ્ધ થઇ નથી. પેગમ્બર (સલ) તહજજોદ પછી વિત્ર પડા કરતા હતા. સુંનત એમજ છે. જે કોઇને પોતાપર ભરોસો હોએ (કે તે ઉઠી શકશે) તે વિત્રને પાછલી રાતમાં તહજજોદ પછી પડે. કેમકે એ ઘણું સારૂં છે. અને જો ભરોસો નહીં હોએ તો ઉંગવા પેહેલાં પડે કે એમાં બચાવ છે. પેગમ્બરે (સલ) કદી તહજજોદને વિત્ર સાથે સાત રકઅત પડી છે અને કદી અગયાર અને કદી તેર અને કદી પંદર અને કદી દુગાના દુગાના અને કદી ચાર ચાર રકઅત અને કદી સાંમટી એકજ સ્લામે. અને કદી દરેક દુગાનાને તાજા વોજુ તથા દાતણ કરીને પડી છે. અને દરેક દુગાના પછી ઉંગી જતા અને ફરી જાગતાં. અને તહજજોદમાં ઘણુંજ ઉભા રેહતા તે એટલા સુધી કે પગ મુબારક સુણી જતા અને ફાટી જતા. કદી ચાર રકઅત ગુજારી છે ને તેમાં પેહેલી રકઅતમાં સુરા બકર, અને બીજીમાં સુરા આલે ઇમરાન, અને ત્રીજીમાં સુરા નીસા, અને ચોથીમાં સુરા માએદા પડી છે. અને જેટલું ઉભા રેહેતા તેટલોજ રોકુઅ, તેવોજ કોમો, તેવોજ સિજદો અને તેવીજ રીતે જલસો અદા કરતા હતા. અને કદી એકજ રકઅતમાં આ ચારે સુરાને[૧] ભેગી કરતા હતા. અને હજરત ઉસમાને [રદી] વિત્રની એક રકઅતમાં આખુ કુરઆન શરીફ ખતમ કર્યું છે પણ મુસ્તહબ આ છે કે દરરોજ એટલું પડે કે હંમેશ તે નીભી શકે. મુસ્તહબ આ છે કે મહીનામાં એક ખતમ કરે અથવા બે કે ત્રણ કરે. અને ઘણા સહાબા સાત રાતમાં ખતમ કરતા હતા. પેહેલી રાતમાં ત્રણ સુરા, બકર, આલે ઇમરાન અને નીસા. બીજી રાતમાં પાંચ સુરા ફરી (ત્રીજી રાતમાં) સાત સુરા. ફરી (ચોથી રાતમાં) નવ સુરા. ફરી (પાંચમી રાતમાં) અગયાર સુરા. ફરી (છઠી રાતમાં) તેર સુરા. ફરી (સાતમી રાતમાં) કુરઆન શરીફના છેવટ સુધી. અને એ ખતમને ફમી બશોક[૨] કહે છે. અને કુરઆન તરતીલથી પડે.

અને મુસ્તહબ આ છે કે સુબ્હની નમાજ જમાઅતથી પડીને સુર્યના બુલંદ થવા સુધી જીકરમાં લાગેલો રહે. ફરી બે રકઅત નફલ ગુજારે પુરા એક હજ્જ અને એક ઉમરાનો સવાબ મેળવશે. અને જો ચાર રકઅત શરૂ દીવસમાં પડશે તો હકક તઆલા ફરમાવે છે કે આખર દીવસ સુધી હું તેને બસ થઇશ. અને એને ઇશરાકની નમાજ કહે છે.

અને જ્યારે સુર્ય તેજ થાએ તો ઢલવા પે-

---

રાથી વધારે જાણનાર છે. તુંજ આગળ વધારનાર છે અને તુંજ પાછલ પાડનાર છે. તારા સિવાએ કોઇ પુજ્ય નથી અને તારા વગર કોઇ માબુદ નથી) અને તહજજોદનો વખત અરધી રાત પછાથી તે છેવટ સુધી છે અને સર્વથી બેહતર વખત પાછલી તેહાઇ રાત છે. અને ઉંગવા પછી થવી અગત્યનું નથી. પણ ઇબને અબ્બાસ તથા એકરમાનો મત છે કે તેનો વખત એશા પછી છે.

૧૫ અબી ઓમામા (રદી)થી રિવાયત છે કે તમો તહજજોદની નમાજને લાજેમ જાણો કે તે આગલા સારા લોકોના ચલણથી છે અને તમારા પરવરદીગારની નજદીક મરતબો પાસે કરવાનું કારણ છે, અને તમારા ગુન્હોનો કફફારો છે અને ગુન્હથી રોકનાર છે. અને અબુ હોરૈરા (રદી)થી રિવાયત છે કે નબી સાહેબે (સલ) ફરમાવ્યું "અલ્લાહ તઆલા રહમ કરે તે પુરૂષ ઉપર કે જે રાતમાં ઉંગથી ઉઠીને તહજજોદની નમાજ ગુજારે અને પોતાના ઘરવાળાઓને જગાડે. ફરી તે નમાજ પડે અને જો નકાર કરે તો તેના મ્હોં ઉપર પાણી છણકે" અને આ પણ ફરમાવ્યું છે "અલ્લાહ તઆલા રહમ કરે તે સ્ત્રી ઉપર કે જે રાતમાં ઉંગથી ઉઠે અને નમાજ ગુજારે અને પોતાના પતીને બેદાર કરે. અને જો તે ના પાડે તો તેના મ્હોં ઉપર પાણી છણકે," આ હદીસો તીરમિજી, અબુ દાઉદ તથા નસાઇમાં છે.

૧૬ પણ આલમગીરીયામાં છે કે ઓછામાં ઓછી બે રકઅત છ જેમકે ફતહુલ કદીરમાં છે.

૧ એટલે સુરા બકર, આલે ઇમરાન, નેસા, અને માએદા. (એ સવાપાંચ સીપારા જેટલી થાએ છે)

૨ ફથી મતલબ સુરા ફાતેહા, મીમથી માએદા, યાથી સુરા યુનોસ બાથી સુરા બની ઇસ્રાઇલ, શીનથી સુરા, શોઅરા, વાવથી સુરા વસ્સાફફાત, અને કાફથી સુરા કાફથી તે આખર કુરઆન સુધી.

હેલાં દોહાની આઠ રકઅત[3] પેગમ્બર (સલ) થી રિવાયત થઈ છે. અને જવાલ પછી જોહરની આગળ ચાર રકઅત નફ્લ રિવાયત થઇ છે. અને જ્યારે નવું વોજુ કરે (અથવા ગોસલ કરે) તો બે રકઅત તહીય્યતુલ વોજુ[4] સુંનત છે. અને જયારે મસ્જીદમાંદાખલ થાએ તો બે રકઅત તહીય્યતુલ મસજીદ[5] સુંનત છે. અને અસર પછીથી તે મગરેબ સુધી અલ્લાહની યાદમાં મચ્યો રહેવું સુંનત છે.

**મસલો** નફ્લમાં જમાઅત મકરૂહ છે[6] પણ રમજાનમાં સુંનત છે કે (એશા પછી દરેક રાતે) વીસ રકઅત દસ સલામથી[7] જમાઅત સાથે અદા કરે. અને દરેક રકઅતમાં દસ આયત પડે કે જેથી તમામ રમજાનમાં કુરઆનનો ખતમ થાએ અને લોકોની સુસ્તીથી એથી કમ કરે નહીં. અને જો લોકોને ખાહેશ હોએ તો પુરી રમજાનમાં બે ખતમ ત્રણ ખતમ કે ચાર ખતમ કરે. અને દર ચાર રકઅત પછી ચાર રકઅત જેટલું બેસે અને જીકરમાં લાગેલો રહે* અને એને તરાવિહ કહે છે. અને તરાવિહ પછી જમાઅતથી વિત્ર અદા કરે અને રમજાન વગર વિત્ર જમાઅતથી પડવી મકરૂર છે.

**ઇસ્તેખારાની નમાજ** જો કોઇ કામ આવી પડે તો સુંનત છે કે ઇસ્તિખારા કરે.[8] વોજુ કરે અને બે રકઅત નફ્લ પડે અને બે રકઅત પછી ખુદાની હમ્દ અને પેગમ્બર (સલ) ઉપર દોરૂદ અને આ દોઆ પડે. અલ્લાહુમ્મ ઇન્ની અસ્તખીરોક બે ઇલ્મેક વ અસ્ત દેરોક બે કુદરતેક વ અસ્અલોક મિન ફ્જ—

---

૩ જેમકે ઉમ્મે હાની (રદ)થી બુખારી તથા મુસલિમમાં રિવાયત થઈ છે. અને એક બીજી રિવાયતમાં હજરત આએશા (રદી)થી રિવાયત થઇ છે કે ચાર રકઅત ગુજારતા હતા અને જો ચાહતા તો વધારતા પણ ખરા. એ રિવાયત મુસલેમમા છે અને અબુ જર (રહ)થી એક રિવાયત માં બે રકઅત પણ આવેલી છે એને મુસલેમે રિવાયત કરી છે.

૪ દુરે મુખ્તારવાળા તથા આલમગીરી આ દુગાનાને મુસ્તહબમાંથી ગણે છે.

૫ એટલે તહીય્યતો રબ્બીલ મસાજીદ. કારણ કે નમાજથી મતલબ મસજીદની તરફ નહીં પણ ખુદા તઆલાની નજદીકી મેળવવી છે. તહતાવી **મસલો** જો કોઇ મસજીદમાં દાખેલ થઇને ફરજ કે સુંનત શુરૂઅ કરશે તો અહીય્યતુલ મસજીદ પણ અદા થશે. અસબાહ.

૬ ઇમામની સાથે ચાર માણસનું ભેગા થવું મકરૂહ છે. પણ જો એક બે કે ત્રણ પણ વગર અજાને અને વગર ઇકામતે ઇમામની પાછલ મુકતદી બનશે તો મકરૂહ નથી. આલમગીરીયા.

૭ મવલાના શાહ અબ્દુલ અજીજ (રહ) ફરમાવે છે "સહી મરફુ રિવાયતમાં નીમીત ગણતરી આવેલી નથી. પણ હદીસોમાંના મજકુર શબ્દોથી જેમકે રસુલુલ્લાહ (સલ) રમજાનમાં જેવી મેહેનત (તથા ઇબાદતમાં કોશીશ) કરતા હતા તેવી બીજા કોઇનાં કરતા નહોતા". જણાએ છે કે તેની ગણત્રી ઘણી હતી. અને ઇબ્ને શેબાના મોસન્નફમાં તથા સોનને બેહકીમાં ઇબ્ને અબ્બાસ [રદી]થી રિવાયત થએલી છે કે "રસુલુલ્લાહ (સલ) રમજાનમાં વગર જમાઅતે વીશ રકઅત પડતા હતા. પણ એ હદીસનો રાવી અબુબકર બીન શેબાનો દાદો અબુ શેબા છે તેને લીધે બેહકીએ એ રિવાયતને જઇફ કીધી છે. અને જુઓ તો અબુબકર બીન શેબાનો દાદો અબુશેબામાં એટલું જઇફ નથી કે તેની રિવાયત નકામી ઠેરવાએ હાં, જો તેને વિરૂદ્ધ સહી હદીસ હોત તો તેને ઘેરથી કહાડતે. અને આ જે રિવાયત થઇ છે કે "હજરત (સલ) રમજાનમાં કે ગેર રમજાનમાં અગયાર રઅકતથી વધુ પડતા નહોતા." તો તેથી મતલબ તહજ્જોદની નમાજ છે કે જે રમજાન વગેરેમાં સરખી હતી. અને તેને સલાતુલ લેલ (રાતની નમાજ) કેહતા હતા. પણ તરાવીહ તો તેથી જુદી છે કે તે તેઓની બોલચાલમાં કેયામે રમજાન કેહવાતી હતી જેમકે મુસલીમની હદીસથી જણાય છે. અને બુખારી તથા મુસલીમમાં રિવાયત છે કે 'જ્યારે રમજાનનો છેલો દહાઇકો આવતાં તો હજરત (સલ) રાતમાં જાગતા અને ઘરવાળાઓને જગાડતા અને કોસીસ કરતાં અને લુંગી મજબુત બાંધતા એટલે (ઇબાદતમાં) ખુબ તૈયાર થતા"

* એમાં કોઇ ખાસ જીકર નીમાએલુ નથી જેને જે સારૂં લાગે તે પડે. ગા. મો.

૮ જાણવું જોઇએ કે સારાં કામો જેમકે હજ્જ, જેહાદ, વગેરેમાં ઇસ્તીખારા કરવું ખુદ કામને માટે નથી. પણ તેનાં વખતો નીમવા માટે છે. અને મુસ્તહબ છે કે પહેલી રકઅતમાં સુરા કાફેરૂન પડે અને બીજીમાં ઇખલાસ પડે. તહતાવી,

લેકલ અજીમ, ફ ઈન્નક તકદેરો વ લા અકદેરો વ તઅલમો વ લા આલમો વ અન્ત અલ્લામુલગોયુબ આલ્લાહુમ્મ ઈન કુન્ન તઅલમો અન્ન હાજલ અમર ખૈરૂ-લ્લી ફી દીની વ દુન્યાયા વ આકેબતે અ-મરી ફ કદદેર હે. વ યસ્સેરહો લી સુમ્મ બારેક લી ફીહે વ ઈન કુન્ત તઅલમો અન્નહુ શરરૂલ્લી ફી દીની અવ દુન્યાયા અવઆકેબ તે અમરી ફ સ્રેફહો અન્ની વસરેફની અન્હો વકદેર લેયલ ખૈર હેયસો કાન સુમ્મ રદેની બિહી[1]

**તોબાની નમાજ**–જો કોઇ ગુન્હ બની જાએ તો જોઇએ કે જલદી વોજુ કરીને બે રકઅત નમાજ પડે અને ઈસ્તીગફાર કરે[2] (બખ્શીશ માંગે) અને તે ગુન્હથી પસ્તાવો [તોબા] કરે. ગુજરેલા પર અફસોસ કરે અને આઈન્દા માટે પાકો વિચાર બાંધે કે ફરી હું એ કામ કરીશ નહીં.

**હાજતની નમાજ** જો કોઇ ગરજ આગળ આવે તો વોજુ કરીને બે રકઅત નમાજ પડે અને ખુદાની હમ્દ તથા હજરત (સલ) ઉપર દોરૂદ પડીને આ દોઆ પડે. લાએલાહ ઈલ્લાહુલ હલી મુલ કરીમ સુબ્હાનલ્લાહે રબ્બીલ અરશિલ અજીમ અલહમ્દો લિલ્લાહે રબ્બીલ આલ-મીન અસઅલોક મુજેબાતે રહમતેક વ અ જાએમે મગફેરતેક વલ ગનીમત મિન કુલ્લે બીર્રીન વલ ઇસમતે મિન કુલ્લે જમ્બીન વસ્સલામત મિન કુલ્લે ઇસમિન લા તદઅ લી જમ્બં ઇલ્લા ગફરતહુ વ લા હમ્મં ઈલ્લાહ ફર્રજતહુ વ લા દૈન ઈલ્લાકદઇતહુ વ લા હાજતમ મિન હવાએજીદ દુન્યા વ લ આ ખેરતે હેય લક રેદં ઇલ્લા કદતહા યા અરહમર રાહેમીન.[3]

---

[1] અર્થ—"ઓ અલ્લાહ હું તારા જાણવાને લીધે તારી પાસેથી ભલાઇ માંગુ છું, અને તારી શકિતને લીધે તારાથી [સારાં કામની] શકિત માંગુ છું, અને તારા મોટા ફજલને લીધે તારાથી માંગણી કરૂ છું, કારણ કે ખચીત તુ. શકિત ધરાવે છે અને હું શકિત રાખતો નથી. અને તું જાણે છે હું જાણતો નથી. અને તું પોશીદા વસ્તુઓનો જાણનાર છે ઓ અલ્લાહ જો તું જાણતો હોએ કે આ કામમાં મારે માટે દીનમાં, દુન્યામાં અને મારા કામની આજામમાં બેહતરી છે તો તું તેને મારે માટે ઠેરવ અને તે મને સેહલું કર. ફરી તેમા મને બરકત આપ. અને જો તુ જાણતો હોએ કે તે મારે માટે દીનમાં, દુન્યામાં અને મારા કામની આખરમાં બુરાઇ છે તો તું તેને મારાથી દુર રાખ અને મને તેનાથી દુરરાખ અને જ્યાં કંયે મારો લાભ હોએ તે મારે માટે ઠેરવ. ફરી તેથી તું મને ખુશ રાખ." દોઆ કરતાં "હાજલ અમર" તથા "અન્નહુ,,ના (અર્થ આ કામ તથા તે મારે માટે) શબ્દો બોલતી વેળા પોતાની મતલબને દીલમાં ધ્યાન રાખે. (આ દોઆના કેટલાક શબ્દો મિસકાત તથા સહામાં આવેલા શબ્દોથી જુદા છે પણ તે શબ્દો ઇબને હિબ્બાન ઇબને અબી શેબા અને બજ્જારમાં છે વાંચ્યો [હિસને હસીન].

[2] ઇસ્તીગફારના શબ્દો હદીસ શરીફમાં આવી રીતે છે "અસ્તગફેરૂલ્લાહ-લ્લજી લાએલાહ ઇલ્લા હોવલ હયુલ કૈયુમો વ અતુબો ઇલૈહે". ત્ર-ણવાર કે પાંચવાર. (ફરી) અલ્લાહુમ્મ મગફેરતોક અવસઓ મિન જોનુબી વ રહમતોક અરજા ઇન્દી મિન અમલી" ત્રણવાર (ફરી) "અલ્લાહુમ્મ ઇન્નીઅ તુબો ઇલૈક મિનહાજલ ખતીઅતે લા અરજેઓ ઇલૈહા અબદ" (અર્થ–હું ખુદા તઆલાથી બખ-શીશ માંગું છું કે જેના વગર કોઇ પુજ્ય નથી. જે જીવતો છે. બંદોબસ્ત કરનાર છે. અને હું તેના તરફ વળું છું ઓ અલ્લા તારી બખ્શીશ મારા ગુન્હોથી વધારે સમાસ કરનાર છે અને તારી કૃપા મારે નજદીક મારા કામથી વધારે આશા વાળી છે. ઓ અલ્લાહ હું આ ખતાથી તારા તરફ વળું છું. હું તેના તરફ કદી ફરી જઇશ નહી) હિસ્ને હસીન.

[3] અર્થ અલ્લાહ નરમાઇ કરનાર કરમ કરનાર સિવાય કોઇ પુજ્ય નથી અલ્લાહ મોટા અરસના પરવરદીગારને પવિત્રતાઇ છે. સર્વ સ્તુતિ અલ્લાહ સર્વ જગતના પરવરદીગાર માટે છે હું તારાથી એવા કામોની માંગણી કરૂં છું કે જે તારી કૃપાના કારણ થાએ. અને એવા ચલણને કે જે તારી બખશીશને લાજેમ કરનાર થાએ. અને દરેક નેકીથી ગનીમતની, અને દરેક ગુન્હથી બચાવની, અને દદેક બુરાં કામથી સલામતીની (માંગણી કરૂ છું) તું મારા કોઇ પણ પાપને બખશ્યા વગર, અને કોઇ પણ ગમને ટાળ્યા વગર, અને કોઇપણ

**તસબીહની નમાજ** સલાતુત્તસબીહ[4]એ સર્વ ગુન્હા નાના મોટાની ભુલથી કે જાણી બુઝીને કીધેલાની, જાહેરમાં કે પોશીદા કીધેલાની બખ્શીસ માટે છે. હદીસ શરીફમાં આવેલું છે કે હજરત પેગમ્બરે (સલ) પોતાના ચાચા અબ્બાસ (રદ ને ચાર રકઅત[5] શીખવી હતી દરેક રકઅતમાં કિરાઅત પછી પંદર વાર **સુબ્હાનલ્લાહે વલ હમ્દો લિલ્લાહે વ લાએલાહ ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર** પડે અને રોકુઅમાં (રોકુની તસ્બીહ પછી) દસ વાર. અને કોમામાં [રબ્બના લકલ હમ્દ બાદ) દસ વાર. અને સિજદામાં (સિજદાની તસ્બીહ પછી) દસ વાર. અને જલસામાં દસ વાર અને બીજા સિજદામાં દસ વાર અને બીજા સિજદા પછી બેસીને[6] દસ વાર[7]. તો દરેક રકઅતમાં પંચોતેરવાર અને ચાર રકઅતમાં ત્રણસોવાર પડે જો થઇ શકે તો એ નમાજ દરરોજ પડા કરે અને નહીં તો સપ્તામાં એકવાર અને નહીં તો મહીનામાં એકવાર અને નહીં તો વર્ષમાં એકવાર અને નહીં તો તમામ ઓમરમાં એકવાર પડે અને બેહતર આ છે કે ચારે રકઅતમાં મેસબ્બહાતમાંની ચાર સુરતો[8] પડે. અને મોસબ્બહાત સાત સુરતો છે સુરા બની ઇસ્રાઇલ, સુરા હદીદ, સુરા હશર, સુરા સફ, સુરા જોમોઆ સુરા તગાબુન. અને સુરા આલા.

---

દેણને અદા કર્યા વગર, અને કોઇપણ દુન્યા તથા આખેરતની હાજતોમાંની હાજતને કે જેથી તું રાજી હોએ તેને આપ્યા વગર રાખવા નહીં એ કૃપા કરનારાઓથી વધુ કૃપા કર્તા. ગ્રા. મો.

૪ ઇમામ કુતનીએ કહ્યું છે કે સુરતોની ફઝીલતમાં જે [હદીસો] આવેલી છે તે સર્વમાં વધારે સહી સુરા ઇખલાસની ફઝીલત છે. અને નમાજની ફઝીલતમાં જે આવેલી છે તે સર્વમાં વધારે સહીસલાતુત તસ્બીહની ફઝીલત છે. સલાતે તસ્બીહની રિવાયત અબુદાઉદ તિરમીજી, ઇબને માજા અને હાકેમ વગેરેએ કરી છે અબ્દુલ્લાહ બીન મોબારક (રહ) કહે છે કે સલાતે તસ્બીહ એક પસંદ કરવા લાએક કામ છે. દરેક વખત એની આદત રાખવી જોઇએ અને એથી ગફલત કરવા જોઇએ નહીં. અને તેવણ પોતે પણ એને હંમેશ પડતા હતા. હિરઝે સમીન.

૫ દીવસના હોએ કે રાતમાં હોએ, અને દીવસના સુર્ય નમવા પછી અને જોહર પેહેલાં બેહતર છે અને અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) ની રિવાયતમાં છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે. "જ્યારે સુર્ય નમે તો ઉભો થા." ઇત્ય અને જુમઆને દીવસે સુર્ય નમવા પછી અફ્જલ છે. કારણ કે અબ્દુલ્લાહ બીન અબ્બાસ એ વખતે પડતા હત

૬ ફતાવા આલમગીરીયામાં મુલતકતથી (સલાતે તસબી પડવાની રીત આવી રીતે) લાવેલી છે કે "તકબીર કહીને સના પડે તે પછી સુબ્હાનલ લ્લાહે વલ હમ્દો લિલ્લાહે વ લાએલાહ ઇલ્લલ્લાહો વલ્લા અકબર પંદર વાર પડે તે પછી અઉજો પડીને (સુરા ફાતેહા (અલ હમ્દો) તથા બીજી કોઈ સુરા પડે. ફરી મજકુર તસ્બીહને દસ વાર કહે અને રોકુઅમાં દસવાર કહે. કોમામાં દસવાર દરેક સિજદામાં દસવાર. જલસામાં દસવાર કહે" કાંઇ છાનું નથી કે હનફીયોની નજદીક અબદુલ્લાહ બીન મોબારક (રહ)ની રિવાયતથી સાબેત થએલી આ રીત પ્રમાણે પણ દરેક રકઅતમાં બીજા સિજદા પછી બેસી નહીં પડવા છતાં મજકુર તસ્બીહ પંચોતેર થાએ છે. તો બંને રીતે રિવાયત થઇ છે.

૭ તિરમીજીમાં અબદુલ્લાહ બીન મોબારક [રહ]થી રિવાયત થઇ છે કે અબદુલ્લાહ બીન મોબારક દરેકઅતમાં કેરાઅત પેહેલાં પંદર પંદર વાર અને કેરાઅત પછી દસવાર કહેતા હતા અને બીજા સિજદા પછી બેસીને તસ્બીહ કહેતા નહોતા અને બાકી(ની તસ્બીહ તો) જેમ વર્ણવી તેજ પ્રમાણે છે. સુબકીએ (રહ) કહ્યું છે કે આ-બેહતે જોઇએ કે કદી ઇબ્ને અબ્બાસની હદીસ ઉપર અમલ કરે. અને કદી ઇબ્નુલ મોબારકના અમલ પ્રમાણે અમલ કરે. અને વજાએફુન નબીમાં છે કે હનફી મશાએખોને આજ પસંદ છે અને ઇમામ ગેજાલીએ (રહ) અહયામાં ઇબ્નુલ મોબારકના અમલને અહસન (ઘણો સારો) કહયો છે. અને ઇબ્નુલ મોબારક (રહ)થી પુછાયું કે જો આ નમાજમાં સહો થાએ તો સહોના સિજદામાં મજકુર તસ્બીહ કહે કે નહીં? તેવણે કહ્યું કે નહીં કેમકે આ નમાજમાં માત્ર ત્રણસોજ તસ્બીહ આવેલી છે. હીરઝે સમીન. તથા તફરીહુલ કોલુબ.

૮ અને અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી આ ચાર સુરતો રિવાયત થઇ છે. અને એપર અમલ કરવો સેહલો છે. [૧] અલહાકો (૨) વલ અસરે (૩) કુલયા (૪) અને સુરા ઇખલાસ અને બીજી એક રિવાયતમાં છે (૧) ઇજા જુલઝેલત (૨) વલ આદેયા (૩) ઇજા જાઅ અને (૪) ઇખ્લાસ. હિરઝે સમીન.

**ગ્રહણની નમાજ**[૯] જ્યારે સુર્ય ગ્રહણ થાએ તો સુનંત છે કે જુમઆનો ઇમામ[૧૦] બે રકઅત નમાજ પડાવે[૧૧] અને દરેક રકઅતમાં બીજી નમાજોની જેમ એક રોકુઅ કરે[૧૨] અને આહીસ્તાથી ઘણી લાંબી કેરાઅત પડે અને સાહેબેન [રહ]ની નજદીક જોરથી કેરાઅત પડે. અને નમાજ પછી જીકરમાં લાગેલો રહે. અને જો જમાઅત નહીં થાએ તો એકલો પડે બે રકઅત અથવા ચાર રકઅત. એવીજ રીતે ચંદ્રગ્રહણમાં[૧૩] ઘણા અંધારામાં, તોફાની વાયુમા, ધરતીકપાંમાં અને એના જેવી બીજી કઇ બાબતમાં પડે.

**વરસાદ માંગવું** વરસાદ માંગવા માટે કદી રસુલુલ્લાહે (સલ) માત્ર દોઆ કરી છે અને કદી જુમઆના ખુતબામાં દોઆ કરી છે. અને ઓમર (રદી) ઇસ્તીસ્કા (પાણી માંગવા) માટે નીકળેલા અને ફકત ઇસ્તીગફાર કીધેલી. એજ માટે ઇમામ આજમ (રહ)ની નજદીક ઇસ્તીસ્કામાં નમાજ સુંનત મોઅકકદા નથી. એટલુંજ નહીં પણ તેઓણે કહ્યું છે કે ઇસ્તીસ્કા તે દોઆ અને ઇસ્તીગફાર છે. અને જો નમાજ પડે તો એકલા એકલા પડે પણ નબી (સલ)થી સહી રિવાયતથી ઇસ્તીસ્કામાં જમાઅતથી નમાજ સાબેત થઇ છે. એજ માટે ઇમામ અબુયુસોફ તથા મોહમ્મદ તથા ઘણા ઓલમાઓએ કહ્યું છે કે મુસલમાનોની જમાઅત સાથે ઇમામ ઇદગાહમાં જાએ[૧૪] અને કાફેરોને સાથે થાએ નહીં. અને ઇમામ જમાઅતને બે રકઅત નમાજ પડાવે અને કેરાઅત જોરથી પડે[૧૫] અને નમાજ પછી ઇદની જેમ બે ખુતબા પડે[૧] અને ઇસ્તીગફાર કરે (બખશીસ માંગે) અને ઇસ્તીસ્કા

---

૯ આ નમાજ વગર વાંધે સુનંત છે. બુરહાન અને આ નમાજમાં હનફીયો તથા માલેકીયોની નજદીક ખુતબો પડે નહીં. અને શાફેઇની નજદીક નમાજ પછી ખુતબો પણ પડે. બુરહાન-

૧૦ તેના વગર બીજો કોઈ પડાવે નહીં. અને શાફેઇ તથા માલેક (રહ)ની નજદીક જુમઆના ઇમામ સિવાય બીજો કોઇને પણ દુરૂસ્ત છે જેમ બીજી નમાજોની ઇમામત. બુરહાન.

૧૧ આ ઓછામાં ઓછીનું બયાન છે અને ચાર રકઅત તથા તેથી વધુ પણ દુરૂસ્ત છે દુરેં મુખતાર.

૧૨ અને ઇમામ શાફેઇ [રહ]ની નજદીક દરેક રકઅતમાં બે રોકુઅ છે. તહતાવી.

૧૩ એટલે આ હાલતોમાં એકલાં એકલાં ઘરમાં નમાજ ગુજારે કારણ કે રાતને વખતે મુમેનોનું જુમઆ મસજીદમાં ભેગા થવું અડચણ તથા તકલીફનું કારણ છે.

૧૪ અને મુસ્તહબ છે કે લોકો ઇદગાહમાં નીકળવા પેહેલાં ગુન્હોથી પસ્તાવો (તોબા) કરે. અને ખેરાત કરે અને ત્રણ રોજ સાથે રોજા રાખે અને ચોથે દીવસે રોજો રાખીને ચાલતાં ધોઇલાં કપડાં કે પુરાના થીંગલાંવાળા વગર શણગારના પેહેરીને તવાજો, નરમાઇ તથા આજેજીની સાથે નીચી ડોકીએ ખુદા ઉપર સારો ભરોસો રાખી દોઆ કબુલ થવાની પુરતી આશા રાખી ઇદગાહમાં અથવા જંગલમાં વગર મીમ્બરે ત્રણ દીવસ સુધી જાએ. જઇફોને; વૃદ્ધોને, દીનના બુજુરગોને વિશેષ કરી સાદાતો, સોલહા, અને ઓલમા પરહેજગારોને સાથે લઇ જાએ અને તેઓના બરકતથી [તેઓના વસીલાથી] ખુદા તઆલા પાસે માંગણી કરે. વજાએફુલ નબી. વગેરે અને ઇમામ પોતે પણ સાથે જાએ અને જો લોકોને હુકમ કરે પોતે નહીં જાએ તોએ જાએજ છે અને દુધ પીતા બાળકો તેઓની માથી તથા દુધ પીતા પશુના બચ્ચાઓને તેઓના માથી જુદા કરે અને પશુઓને પણ સાથે લઇ જાએ દુરેં મુખતાર વગેરે અને ઇસ્તીસ્કા માટે આ શરત છે કે ઘણીજ જરૂરત હોએ. એટલે હથેલી જેટલું આકાશમાં વાદળું હોએ નહીં અને પાણી માંગનારાઓ માટે નદીયો નહેરો, અને કુવાઓ પોતાના પાણી પીવા તથા તેઓના જનાવરોને પાણી પીવાના હોએ નહીં અને જો હોએ તો પુરૂં પડે તેટલું હોએ નહીં અને નહીં તો પાણી માંગવું દુરૂસ્ત નથી. આલમગીરીયા વગેરે.

૧૫ એક રિવાયતમાંપેહેલી રકઅતમાં સુરા ફાતેહા પછી સુરા કાફ અને બીજીમાં સુરા કમર પડે અને બીજી રિવાયતમાં તેવાલ મોફસ્સલમાંની કોઇપણ બે સુરા પડે. વજાએફુલ નબી. અને હિદાયાની શરહ એનીમાં તથા જામેઉર રમુજમાં સબ્બેહિસ માં તથા હલઅતાને અફજલ કહી છે.

૧ અને જો એક ખુતબો પડે તોપણ દુરૂસ્ત છે. મુજમરાત અને ઇસ્તીસ્કાના ખુતબામાં આ શબ્દો રિવાયતમાં આવેલા છે. 'અલહમ્દો લીલ્લાહે રબ્બિલ આલમિન અર્રહમાનિ-ર્રહીમે માલીકે યવમિ-દ્દીનલાએલાહ ઇલ્લ-લ્લાહો યફઅલો મા યોરીદો અલ્લાહુમ્મ અન્ત-લ્લાહો લાએલાહ ઇલ્લા અન્તલ ગનીય્યો વ નહનુલ ફોકરા અન-

ની દોઆ[૨] હદીસ શરીફમાં આવેલી તે પડે. અલ્લાહુમ્મ–સકેના ગેયસંન મોગીસંન મરીયંન મેરીઅંન નાફેઅંનગેર દારીંન આજેલનગેર આ જેલીન રાએસંન મોમરેઅન નબાતે અલ્લાહુમ્મ–સકે એબાદક વ બહાએમક વ અન જેલ રહમતક વ અહયે બલદકલ મૈયેત,[૩] અને એના જેવી બીજી કોઇ (દોઆ) પડે. અને ઇમામ પોતાની ચાદરને ફેરવે[૪] લોકો ફેરવે નહીં.

મસલો. નફ્લ નમાજ શોરૂ કીધેથી[૫] વાજેબ થાય છે જો ફાસેદ કરશે તો બે રકઅત કજા કરે[૬] અને ઇમામ અબુ યુસોફ [રહ]ની નજદીક જો ચાર રકઅતની નૈયત કરી હશે અને પેહેલાં કાએદથી પ્રથમ ફાસેદ કરી હશે તો ચાર રકઅત કજા કરે.[૭] અને જો ચાર રકઅત નફ્લ ગુજારે અને ચાર રઅકતમાં કેરાઅત છોડી છે. અથવા પાછલા દુગાનામાંથી ફક્ત એક રકઅતમાં કેરાઅત કરે તેમાં પણ એવોજ મતફેર છે (ઇમામ અબુ યુસોફની નજદીક ચાર રકઅત કજા કરે) અને જો ફક્ત આગળા દુગાનાની બે રકઅતમાં કેરાઅત પડી અથવા ફક્ત આખરની બે રકઅતમાં પડી અથવા આગળા દુગાનામાંથી એક રકઅતમાં કેરાઅત છોડી અથવા પાછલા દુગાનામાંથી એક રકઅતમાં કેરાઅત છોડી આ ચારે સુરતમાં એકેમતે બે રકઅત કજા કરે. અને જો આગલી બે રકઅત માંની એક રકઅતમાં કેરાઅત કરી બીજા કંઇમાં કેરાઅત કરી નથી. અથવા આગળા દુગાનામાંથી એકમાં અને પાછલા દુગાનામાંથી એકમાં કેરાઅ

---

જેલ અલૈનલ ગૈસ વજઅલ મા અન્જલત અલૈના કુવ્વતવ વ બલાગન ઇલા હીન" મીશકાત [અર્થ—સર્વ તારીફ અલ્લાહને માટે છે જે સર્વ જહાનનો પાલનાર, મેહેરબાન, રહમ કર્તા, ઇનસાફના દીવસનો માલેક છે અલ્લાહ સિવાઇ કોઇ પુજ્ય નથી. જે તે ધારે છે તે કરે છે. એ ખુદા તુંજ અલ્લાહ છે. તું ગની (બેપરવા) સિવાઇ કોઇ પુજ્ય નથી અને અમો ફકીર [ગરજવાન] છીએ તું અમારાપર વરસાદ વરસાવ અને જે તું અમારાપર વરસાવે તેને શકિત અને એક (લાંબા)વખત સુધી પોહોચાડનાર કર) અને જમીન ઉપર ઉભો રહીને કમાન ઉપર કે તલવાર ઉપર કે લાકડી ઉપર ટેકો દઇને ખુનબો પડે, મીન્બર ઉપર નહીં. શરહ મુન્યા.

૨ હજરત (સલ) આ દોઆમાં એટલો હાથ ઉપાડતા હતા કે હજરત [સલ] ની બગલ પ્રગટ થતી.

૩ અર્થ એ અલ્લાહ તું અમને ફરીયાદે પોહોંચનાર,ભાવતો, સુકાળવા, લાભકારક, વરસાદ વરસાવ વેહલો મોડું કે વાર લગાડનાર નહી, જડી બુટી ઘણી ઉગાવનાર, એ અલ્લાહ તારા બંદાઓને અને તારા ઢોરોને પાણી પા. અને તારી રહમત ઉતાર અને તારા મુડદા દેશને જીવતો કર. શ઼ા. મો.

૪ ખુતબાથી કેટલુંક પડા પછી. મુજમરાત. અને તોહફામાં છે કે જ્યારે ઇમામ ખુતબાથી ફારેગ થાએ તો લોકોથી પીટ ફેરવી કીબલાને મ્હોં કરીને ચાદર ફેરવે. ફરી ઉભા રહીને ઇસ્તી સકાની દોઆ પડે. પણ લોકો બેઠેલા રહે.' અને ચાદર ફેરવવાની રીત આ છે કે જો તે ગોળ હોએ તો સીધી તરફને ડાબે તરફ અને ડાબી તરફને સીધે તરફ ફેરવે. અને જો તે ચોખુટ હોએ તો નીચેની બાજુને ઉપર અને ઉપરની બાજુને નીચે ફેરવે. કાફી મોહીત. સેરાજે વહહાજ. અને શરહ હિસને હસીન તથા સેરાતે મુસ્તકીમમાં છે કે તેના ડાબા તરફના નીચેના કિનારાને જમણા હાથમાં અને જમણા તરફના નીચેના કીનારાને ડાબા હાથમાં પકડીને પીટની પાછળ સીધા ફેરવે કે જેથી જમણા હાથમાં પકડેલો કીનારો જમણે ખાંધે અને ડાબે હાથે પકડેલો કીનારો ડાબે ખાંધે આવે. ફરી જમણો ડાબો, તથા નીચેનો ઉપરનો (સર્વ) ફેરવાઇ જશે.

૫ એટલે તકબીરે તહરીમાથી તથા નફ્લના વિચારથી ત્રીજી રકઅત માટે ઉભા રેહવાથી. પણ જો ફરજ પડનાર પાછલા નફ્લની નેયતથી શરૂ કીધી હશે ફરી નફ્લને છોડીને વખતનુ ફરજ યાદ આવ્યાથી તે ફરજને શરૂ કર્યું હશે તો નફ્લની કજા લાજેમ થશે નહીં. દુરે મુખ્તાર.

૬ અગર જો ચાર રકઅતની નૈયત કીધી હશે અને પેહેલા કાએદા પેહેલાં કે પછી તેને ફાસેદ કીધી હશે (કજા બેનીજ કરે). કન્જ

૭ અને જો ચાર રકઅતવાળીમાં પેહેલો કાએદો કરીને સલામ ફેરવશે તો કંઇની કજા લાગુ પડશે નહીં તરફેનની નજદીક પણ ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક બે રકઅત કજા કરે. આલમગીરીયા. મસલો. અમારા ઇમામોએ ઇત્તેફાક કર્યો છેકે ફક્ત નફ્લની નૈયતથી નફ્લ શરૂ કીધાથી બે રકઅત લાજેમ થાએ છે અને જો ચાર રકઅત ની નૈયત કીધી હશે તો તેમાં ઇખતેલાફ છે. તરફેનની નજદીક બે રકઅત લાજેમ થાએ છે અને ઇમામ અબુયુસોફ (રહ)ની નજદીક ચાર રકઅત આલમગીરીયા.

ત પડી તો આ બે સુરતમાં ઇમામ મોહમ્મદ (રહ) ની નજદીક બે રકઅત કઝા કરે. અને શેખેન (રહ)ની નજદીક ચાર રકઅત કઝા કરે.[૮] અને

| ના. | પેહેલી રકઅત | બીજી રકઅત | ત્રીજી રકઅત | ચોથી રકઅત |
|---|---|---|---|---|
| ૧ | ખ | ખ | ખ | ખ |
| ૨ | ખ | ખ | ક | ખ |
| ૩ | ખ | ખ | ખ | ક |
| ૪ | ક | ક | ખ | ખ |
| ૫ | ખ | ખ | ક | ક |
| ૬ | ખ | ક | ક | ક |
| ૭ | ક | ખ | ક | ક |
| ૮ | ક | ક | ખ | ક |
| ૯ | ક | ક | ક | ખ |

આ નવ સુરતોમાં દરેકને ઈમામ મોહમ્મદ એક એક રકાતમાં ... નજદીક બાતલ ... દુરસ્ત છે. — આલમગીરી — ... — આ ... સુરતોમાં ... દુરસ્ત છે.

આ નવ સુન્તોમાં બેની કઝા કરવી જોઇએ એપર ફતવો છે. દુરે મુખ્તાર.

| ના. | પેહેલી રકઅત | બીજી રકઅત | ત્રીજી રકઅત | ચોથી રકઅત |
|---|---|---|---|---|
| ૧૦ | ક | ખ | ખ | ખ |
| ૧૧ | ખ | ક | ખ | ખ |
| ૧૨ | ક | ખ | ક | ખ |
| ૧૩ | ખ | ક | ખ | ક |
| ૧૪ | ક | ખ | ખ | ક |
| ૧૫ | ખ | ક | - | ખ |

આ ૭ સુરતોમાં દરેકને ઈમામ અબુ હનીફા તથા ઈમામ મોહમ્મદની નજદીક બાતલ અને ઈમામ અબુ યુસફની નજદીક દુરસ્ત છે. આલમગીરી

આ ૭ સુરતામાં ચારની કઝા કરવી જોઇએ એ પર ફતવો છે, દુરે મુખ્તાર.

૮ કર્તાએ જે ચાર રકઅતની કેરાઅત વિષે વર્ણવ્યું છે તેની પંદર સુરતો નીકળી શકે છે તે નીચેના કોઠાથી સારી રીતે સમજાશે. એ કોઠામાં **ક** એ કેરાઅતની નીશાન છે અને **ખ** એ ખાળી નહીં પડવાની નીશાની છે.

આગળો કાએદો છોડવાથી ઇમામ મોહમ્મદ (રહ) ની નજદીક નમાજ બાતેલ થાય છે અને શેખેન [રહ]ની નજદીક બાતેલ થતી નથી. પણ જો ભુલથી છોડો હશે તો સહોનો સિજદો લાઝેમ થશે.

**મસલો** જો કોઈ સ્રીએ નજર [માનતા] કરી કે કાલે નફલ નમાજ પડીશ. અથવા રોજો રાખીશ ને ફરી હેઝ આવ્યું તો કઝા લાઝેમ થશે.

**મસલો** નફલ નમાજ વગર ઉઝરે ઉભા રેહવાની શકિત હોવા છતાં બેસીને પડવી દુરસ્ત છે. પણ વગર ઉઝરે બેસીને પડવાનો સવાબ એક દરજો અને ઉભા થઇને પડવાનો બે દરજા છે. અને જો ઊભા રહીને શરૂ કરી અને બેસીને પુરી કરી તો પણ દુરસ્ત છે. પણ એમ કરવું થાકના ઉઝર વગર મકરૂહ છે. અને નફલમાં થાકને લીધે દીવાલ ઉપર કે લાકડાં ઉપર ટેકો લગાડવો પણ દુરસ્ત છે.

**મસલો** શેહેરથી બહાર ઘોડા ઉપર કે ઉંટ ઉપર[૯] કે બીજા કોઇ જનાવર ઉપર નફલ ગુજારવી દુરસ્ત છે[૧૦] કોઇ પણ તરફ તેની સવારીનું મ્હો હોએ[૧૧] તે રોકુઅ અને સિજદાને ઇશારાથી કરે.

આ પંદર સુરતોનો અનુક્રમ કર્તાના બયાન પ્રમાણે છે. નહીં તો બીજી ફીકહની કીતાબોમાં એનો અનુકરમ જુદી રીતે છે ગુ. મો.

૯ તો પગે ચાલતાં દુરસ્ત નથી. એવીજ રીતે તરનારને તરતી વેળા દુરસ્ત નથી. તહતાવી.

૧૦ નફલ તથા સુનંત ગેર મોઅક્કદાને વગર કોઈ ઉઝરે પણ દુરસ્ત છે. અને ઉઝરની સાથે સર્વ નમાજોમાં દુરસ્ત છે. જામેએ રમુજ. (આથી જણાએ છે કે મદીના શરીફને રસતે અથવા કોઇ બીજી જગ્યા બદવીયોના કે ચોરોના કે લુટારાઓની બીહીક હોએ તો ફરજ નમાજને પણ સવારી પર પડવી દુરસ્ત છે)

૧૧ અમારી નજદીક એ સુરતમાં કિબલાને મ્હોં કરવું શરત નથી નતો તહરીમાની શરૂમાં અને ન તેના બાકી રેહવામાં. જામેએ રમુજ. **મસલો** ચાલુ હોડીમાં (કે દરયામાં ઉભેલી મોજા ખાતીમાં) બેસીને નમાજ ગુજારવી કે યામની શકિત હોવા છતાં કરાહતની સાથે ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક દુરસ્ત છે અને સાહેબેન [રહ]ની નજદીક દુરસ્ત નથી અને વગર ચાલુમાં એકે મતે દુરસ્ત નથી. આલમગીરીયા. **મસલો** જો ઉભા નમાજ પડે તો માથું ફરે છે તો બેસીને નમાજ

**મસલો** જો નમાજ ઘોડા ઉપર શરૂ કરી અને ફરી ઉતરી પડ્યો તો તેજ નમાજને રોકુઅ અને સિજદો કરીને પુરી કરે અને ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક નવેસરથી નમાજ પડે. અને જો જમીન ઉપર નમાજ શરૂ કરી અને ફરી સવાર થયો તો તેની નમાજ એકમતે બાતેલ થશે નવેસરથી પડે

## ફસલ ૧૬

જો કોઇ સિજદાની આયતને[૧૨] પડે અથવા સાંભળે[૧૩] અગરજો સાંભળવાનો વિચાર કર્યો ન હોએ તોએ તે પર તિલાવતનો સિજદો[૧૪] વાજેબ છે[૧૫]

**મસલો** ઇમામના પડવાથી અગર જો તે આહીસ્તા પડ્યો હોએ, મુકતદી ઉપર[૧૬] સિજદો વાજેબ થશે અને મુકતદીના પડવાથી[૧૭] જો માણસ નમાજમાં નહોએ ને સાંભળે તેપર વાજેબ થાએ છે તે સિવાઈ કોઇપર વાજેબ થશે નહીં. અને જો કોઇ માણસે રોકુઅમાં કે સિજદામાં કે કોમામાં કે જલસામાં સિજદાની આયત પડી હોએ તો એવી રીતે કોઇપર સિજદો વાજેબ થશે નહીં

**મસલો** જો કોઇ માણસ નમાજમાં નહોએ ને સિજદાની આયત પડે અને કોઇ નમાજી સાંભળે તો નમાજ પછી સિજદો કરે. અને જો તે નમાજમાં સિજદો કરશે તો તે ગણતરીમાં આવશે નહી[૧] તેમ નમાજ પણ બાતેલ થશે નહીં.

**મસલો** જો ઇમામે સિજદાની આયત પડી અને કોઇ નમાજથી બહારવાળાએ તેને સાંભળી ફરી તે તે ઇમામનો મુકતદી બન્યો તો જો ઇમામના સિજદો કર્યા પેહેલાં મુકતદી થયો છે તો તે ઈમામની સાથે સિજદો કરે અને જો સિજદો કર્યા પછી તેજ રકઅતમાં દાખલ થયો છે તો બીલકુલ સિજદો કરે નહીં. અને

---

ગુજારે એ પર ફતવા છે. આલમગીરીયા **મસલો** હોડીમાં નમાજ શરૂ કરતી વેળા કિબ્લાને મ્હોં કરવું જરૂરનુ છે અને નમાજ વચ્ચે જે તરફ હોડી ફરે તે તરફ મ્હોં ફેરવે. અને જો મ્હોં ફેરવવાની શકિત હોવા છતા નહી ફેરવશે તો દુરૂસ્ત નથી. આલમગીરીયા. **મસલો** જો બની શકે તો હોડીથી બહાર આવીને ફરજ નમાજ ગુજારવી મુસતહબ છે. આલમગીરીયા **મસલો** બલગાડી જો જોડાએલી હોએ ફરી તે ચાલુ હોએ કે નહો એ તેનો હુકમ સવારીનો છે અને વગર જોડે ઉભેલીનો હુકમ તખતનો છે આલમગીરીયા. દુરે મુખતાર. અને ઘોડાની ગાડીનો હુકમ પણ એવોજ સમજવો જોઇએ.

૧૨ અથવા આયતનો વધુ ભાગ, સિજદાના શબ્દ શહીત પડે. અને જો ફકત સિજદાનો શબ્દ પડશે તો સિજદો નહીં કરે. પણ જો (સુરા અલક માં) વસજોદ કહે અને વકતરેબ નહીં કહે તોએ સિજદો કરે. આલમગીરીયા. તહતાવી.

૧૩ પણ તે સાંભળનારમાં તેપર નમાજ વાજેબ થવાની લાએકાત થવી શરત છે જેમકે બે વોજુ હોએ અથવા ગોસલની હાજતવાળો હોએ. ત્યારે કાફેર બાળક, ગાંડો હેજવાળી તથા નિફાસવાળી ઉપર (નમાજ ફરજ થવાની લાએકાત નહોવાને લીધે) સિજદો વાજેબ થશે નહીં પોતે પડશે અથવા બીજાથી સાંભળશે દુરે મુખતાર અને જો દસ દીવસથી કમમાં હેજ સુકાયું હોય અને ચાલીશ દીવસથી ઓછામાં નિફાસ સુકાયુ હોએ ને પડે અથવા સાંભળે તો પણ વાજેબ થશે નહીં આલમગીરીયા. અને વળી એ લોકો એટલે કાફેર બાળક વગેરેથી બીજો કોઇ મુસલમાન આકેલ બાલેગ સાંભળશે તેપર વાજેબ થશે. અને જો બે વોજુ કે ગોસલની હાજતવાળો પડશે અથવા સાંભળશે તો સિજદો વાજેબ થશે.

૧૪ તિલાવતના સિજદા હનફી મજહબનાં ઇમામોની નજદીક વાજેબ છે. અને ઇમામ શાફેઇ તથા માલેક (રહ)ની નજદીક સુંનત છે અને કુલ્લે સિજદા ચઉદ છે. હનફી મજહબ પ્રમાણે સુરા હજમાંનો પેહેલો સિજદો છે અને ઇમામ શાફેઇ (રહ)ના નજદીક સુરા હજમાં બે સિજદા છે. અને હનફી મજહબમાં સુરા સાદમાંનો સિજદો વાજેબ છે. પણ શાફેઇની નજદીક તે મુસતહબ છે ગુ. મો.

૧૫ ફોનુગરામ કે બીજા કોઇ યંતરમાં સિજદાની આયત ઉતારવાથી કે તેના સાંભળવાથી તથા સિજદાની આયત પક્ષીના બોલવાને સાંભળવાથી વાજેબ થશે નહીં જેમકે એ મરાકીલ ફલાહ તથા દુરે મુખતારથી સમજાએ છે. ગુ. મો.

૧૬ અગર જો તે મુકતદીએ સાંભળો ન હોએ. અને મુંકતદી સિવાઇ બીજા ઉપર જો તેણે સાંભળો હશે તો વાજેબ છે, આલમગીરીયા.

૧૭ એવીજ રીતે જો ઇમામ અથવા એકલો નમાજ પડનારો રોકુઅમાં સિજદામાં કે કાએદામાં પડશે તો સિજદો વાજેબ થશે નહીં. દુરે મુખતાર.

૧ તો નમાજ પુરી થએથી ફરીથી તે સિજદો કરે. દુરે મુખતાર.

જો બીજી રકઅતમાં દાખલ થયો છે તો જે માણસ મુકતદી થયો ન હોએ તેની માફક એ પણ નમાજ પછી સિજદો કરે.

**મસલો** જે તિલાવતનો સિજદો કે નમાજમાં વાજેબ થયો હશે[2] તેની કજા નમાજ પછી થતી નથી.[3]

**મસલો** જો કોઇએ સિજદાની આયત નમાજથી બહાર પડી અને સિજદો કીધો નહીં. ફરી નમાજ શોરૂઅ કરી અને તેજ આયત પડી તો એક સિજદો બસ છે. અને જો સિજદો કર્યો અને ફરી નમાજ શોરૂ કરીને પાછી તે આયત પડી તો ફરી સિજદો કરે.

**મસલો** જો કોઇ શખ્સ એક મજલેસમાં એક સિજદાની આયતને કેટલીક વાર પડે તો એક સિજદો બસ છે. અને જો બીજી આયત પડશે અથવા મજલેસ બદલાઇ જશે તો બીજો સિજદો કરે. અને જો પડનારની મજલેસ એકજ છે[4] અને સાંભળનારની મજલેસ બદલાઇ છે તો પડનાર ઉપર એક સિજદો વાજેબ થશે અને સાંભળનાર પર બે સિજદા. અને જો સાંભળનારની બેઠક એક હશે, અને પડનારની મજલેશ બદલાશે તો સાંભળનારપર એક સિજદો અને પડનાર ઉપર બે છે.

**મસલો** સિજદાની રીત આ છે કે નમાજની શરતો સાથે તકબીર કેહતો સિજદામાં જાએ. અને તસ્બીહ પડે[5] અને ફરી તકબીર કહીને સિજદાથી માથું ઉઠાવે. તિલાવતના સિજદામાં તકબીરે તહરીમા તશહહોદ અને સલામ નથી.

---

૨ તેને નમાજમાંજ અદા કરે. દુરે મુખ્તાર.

૩ પણ જો તે નમાજને તિલાવતનો સિજદો કરવા પહેલાં ફાસેદ કરશે તો તે સિજદો નમાજ પછી લાજેમ થશે દુરે મુખ્તાર **મસલો** જો સિજદાની એક આયતને પડીને સિજદો કરે ફરી લાંબા વખત શુધી કુરઆન શરીફ પડા કરે અને સિજદાની તેજ આયતને દોહોરવા કરે તો બીજો સિજદો વાજેબ થશે નહીં. આલમગીરીયા. **મસલો** જો નમાજીએ સિજદાની આયત પડી અને સિજદો ભુલી ગયો તો જે જગાએ યાદ આવે રોકુઅમાં કે સિજદામાં કે કાએદામાં તેજ ગ્યા સિજદો કરે. અને પાછો તે રૂકનને ફેરવે અને જો નહીં ફેરવશે તોએ તેની નમાજ દુરૂસ્ત થશે. આલમગીરીયા **મસલો** નમાજમાં જેવી રીતે સિજદાથી તિલાવતનો સિજદો અદા થાએ છે તેવી જ રીતે નમાજના રોકુઅ સિવાઇ બીજા રૈકુઅથી પણ અદા થાએ છે અને જો સિજદાની આયત પડવા પછી તુરત અથવા બે ત્રણ આયત પછી નમાજનો રોકુઅ કરશે તો જો તિલાવતના સિજદાની પણ નૈયત કરી હશે તો તે અદા થશે દુરે મુખ્તાર. આલમગીરીયા.

૪ દાખલા તરીકે જો એક કોળિઓ ખાશે અથવા એક ગોટ પાણી પીશે અથવા ઉઠશે અથવા એક બે કદમ ચાલશે અથવા ઘરના કે મસજીદના એક ખુણાથી બીજે ખુણે જશે તો તેથી મજલેશ બદલાશે નહીં અને ઝાડની એક ડાલીથી બીજી ડાલીએ જવાથી મજલેશ બદલાઈ જશે; સહી મત પ્રમાણે મુઝમરાત. અને પરીન્દાની જુબાનથી જેમકે પોપટથી સિજદાની આયત સાંભળવાથી પ્રસન મત આ છે કે વાજેબ થતો નથી. અને માણસ ઉંગનારથી સાંભળવાથી સાંભળનાર ઉપર વાજેબ થાએ છે અને જો ઉંગનારને ખબર થશે તો તેના પર પણ વાજેબ થશે. એજ ખરો મત છે. આલમગીરીયા. અને મુસ્તહબ છે કે પડનાર આગળ થાએ અને સાંભળનાર તેની પાછળ સફ બાંધીને સિજદો કરે અને માંથુ ઉપાડવામાં પડનારનો તાબેદારી કરે. અને આ સિજદામાં સ્ત્રીની ઇમામત કરવી એટલે તેનું આગળ થવું અને પુરૂષનું તેની તાબેદારી કરવી દુરૂસ્ત છે બહરે રાએક.

૫ એટલે નમાજના સિજદામાં પડાતી તસબીહો પડે. અને જામેએ રમુજમાં કહ્યું છે કે તિલાવતના સિજદામાં "સુબહાન રબબના ઇન કાન વઅદો રબએના લેમફઉલા" પણ કહે અને એની એ (રહ) શરહ તોહફતુલ મોલુકમાં કહ્યું છે કે તિલાવતના સિજદાની તસ્બીહની સાથે હજરત મુસા (અલે)ની દુઆને-"રબ્બે ઇન્ની જલમતો નફસી ફગફેરલી"ને અને નસાઇ, અબુદાઉદ, તિરમીજી અને હાકેમે હજરત આએશા (રદી)થી રિવાયત કીધેલા શબ્દો "સજદ વજહી લીલ્લજી ખલકહુ વ સવવરહુ વ શકક સમઅહુ વ બસરહુ બેહિવલિહી વ કુવવતિહી ફ તબારકલ-લ્લાહો અહસનુલ ખાલેકીન" ને ભેગા કરે. અને હિસને હસીનમાં તિરમીજી, ઇબને માજા, ઇબને હિબ્બાન અને હાકેમથી ઇબને અબ્બાસ (રદી)ની રિવાયતમાં આ શબ્દો પણ વધારાએલા છે "અલ્લાહુમ્મ-કતુબ; લી ઇન્દક બેહા અજરન વ દઅ અન્ની બેહા વિજરં વજઅલહા લી ઇન્દક જુખરં વ તકબ્બલહા મિન્ની કમા તકબ્બલતહા મિન અબ્દેક દાઉદ" અને મુસ્તહબ છે કે તકબીર પહેલાં તથા તે પછી ઉભો થાએ અને બંને તકબીરોને જોરથી કહે. અ

**મસલો** પુરી સુરા પડવી અને સિજદાની આયત નહીં પડવી મકરૂહ છે અને એનું ઉલટું એટલે પુરી સુરા નહીં પડવી અને ફકત સિજદાની આયત પડવી મકરૂહ નથી. પણ સિજદાની આયત સાથે એક બે આયત મેળવીને પડવી બેહતર છે અને સિજદાની આયતને આહીસ્તા પડવા ૬ બેહતર છે કે જેથી સાંભળનારાઓ પર સિજદો વાજેબ થાએ નહીં.

## જનાજાનો બાબ.

મોતને હમેશા યાદ કરવી અને જે ચીજની વસીય્યત કરવી વાજેબ હોએ ૭ તેનુ વસીય્યતનામું સાથે રાખવું મુસતહબ છે. અને મોતની ઘરતીને વખતે વાજેબ છે. હદીસ શરીફમાં છે કે જે કોઇ દરરોજ વીશવાર મોતને યાદ કરશે તેને શહાદતનો મરતબો મળશે.

**મસલો** જ્યારે મુસલમાન મરવા લાગે તો તેની આગળ કલેમા શહાદતની તલકીન ૮ કરવી જોઇએ ૯ અને સુરા યાસીન તેને માથે સીરહાણે પડવી જોઇએ અને જ્યારે મરે તો તેનું મ્હોં તથા આંખ ઢાંકવી જોઇએ અને તેના દફન કર્યામાં જલદી કરવી જોઇએ.

**મસલો** જ્યારે મૈયતને ગોસલ આપવામાં આવે * તો તખતને ત્રણવાર બખુરદાનીથી ધુપ ૧૦ આપે અને મુડદાના પકડાં કહાડી શરમગાહ (ડુંટીથી ગુંટણ સુધી) ઢાંકીને તેના પર લવે અને એવું પાણી કે જેમાં થોડા બોરડીના પાંદડા અથવા એના જેવું કંઇ નાખી જોશ કર્યું હોએ તે પાણીથી નજાસતે હકીકી પાક કરે. અને વગર કોગળે એને નાકમાં પાણી નાખે ૧ વોજુ કરાવે ૨ અને ફરી ગોસલ આપએ. અને દહાડીના તથા

---

ને. અને તકબીરો કેહવી સુનત છે. દુર્રે મુખ્તાર અને આલમગીરીયામાં છે કે બીજીવાર ઉભા રહ્યા પછી બેસી જાએ.

૬ જે વખતે કે સાંભળનારાઓ સિજદા માટે તૈયાર ન હોએ દુર્રે મુખ્તાર.

૭ લોકોના દેણની, ફરજ રોજા તથા નમાજના ફીદયાની અને [ફરજ] હજ્જ વગેરેની. ફરી જો તેનો માલ હોએ તો કુલ્લે માલમાંથી વારેસો દેણ અદા કરે વગર દેણ આપે વારસો લેવો દુરૂસ્ત નથી. અને વસીય્યતને ત્રીજા હીસ્સા માલથી અદા કરે નમાજ રોજાનો ફીદયો આપે તથા તેના તરફથી તેના ગામમાંથી એક માણસ મોકલીને હજ્જ કરાવે. ગુ. મો.

૮ એટલે તેની આગળ એવી રીતે કે તેના કાનમાં અવાજ જાએ તેમ જોરથી કલેમા શહાદત પડા કરે. અને તેને (પડવાની) અજ્ઞા કરે નહીં અને સખતી કરે નહીં. કદાપી તે તંગદીલ થાએ. અને જો આ હદીસને તરજુમા સાથે (તેની આગળ) પડે તો ઘણું સારૂં છે "કાલ રસુલુલ્લાહે (સલ) મન, કાન આખરો કલામિહી લાએલાહ ઇલ્લલ્લાહો દખલલ જન્નત" (અર્થ—રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે જે કોઇની છેવટ વાત લાએલાહ ઇલ્લલ્લાહો થશે તે જન્નતમાં દાખલ થશે) અને જ્યારે તે એકવાર કલેમો પડે તો ફરી તે જ્યાં સુધી બીજી વાત નહીં કરે ત્યાં સુધી તેપર બસ કરે. જામેએ રમુજ આલમગીરીયા.

૯ અને તેના મ્હોંને કિબલા રૂખ કરીને કરવટ સુવડાવે અથવા ચીત સુવડાવે ને તેના પગને કીબલા તરફ રાખે. અને એમ સુવડાવતાં તેને માથા નીચે જરા ઉચો તકયો મુકે જો સહેલાઇથી થઇ શકે તો. કેજેથી તે કીબલા રૂખ થાએ અને જો નહીં બને તો જેમ હોએ તેમ રેહવા દે. અને તેનાં ગળાને શરબતથી અથવા પાણીથી તર રાખે. દુર્રે મુખ્તાર.

* મરનાર જો ગુસલની હાજતવાળો મર્યો છે અથવા તે હેજ કે નિફાસની હાલતમાં મરી છે તો એ તેને એકજ ગુસલ દેવાનું છે. કેટલાક અણસમજો એવાઓને બેવડુ ગુસલ દે છે એ ગુનેહ કરે છે. ગુ. મો.

૧૦ મૈયતના કાયદાઓમાં ધુપ (બખુર) વિશે ત્રણ જગ્યા આવેલી છે. પેહેલી રૂહ નીકળતી વેળા ગંધ દુર કરવા માટે. બીજી ગુસલ આપવાને વખતે. ત્રીજી કફન દેવાને વખત. અને એ પછી ધુપ આપવી જોઇએ નહીં. તબયીને આલમગીરીયા

૧ તકલીફને લીધે. અને ફોકહાઓએ કહ્યું છે કે આંગળી ઉપર કપડું લપેટીને મુડદાંના મ્હોંમાં દાંતોપર અને નસકોરામાં સાફ કરે. અને આ વખતમાં એ પર અમલ છે અને જો મુડદું ગુસલની હાજતવાળું કે હેજ કે નિફાસવાળું હોએ તો બીલઇતફાક મ્હોંમાં તથા નાકમાં પાણી પોહોંચાડવામાં આવે તહારત પુરી કરવા માટે દુર્રે મુખ્તાર

૨ મુડદાંનું ગોસલ તેના મ્હોંથી શરૂ કરવામાં આવે. તેના હાથોથી નહીં. આલમગીરીયા.

માથાના વાળને[૩] ગુલે ખેરૂ[૪] અથવા એના જેવી બીજી કોઈ વસ્તુથી ધુવે. પ્રથમ ડહાબી કરવટે[૫] લેટાવીને ફરી જમણી કરવટ ઉપર સુવડાવીને એટલું ધુએ કે પાણી જારી થાએ (અને તખતા ઉંપર પોહોંચે) અને ટેકો આપીને તેના પેટને આહીસ્તાથી મરડે (કે જેથી કફન ખરાબ થાએ નહીં) ફરી જો કાંઈ ચીજ નીકળે તો પાક કરે.[૬] પણ ફરીથી ગોસલ આપવાની અગત્ય નથી. ફરી કપડાથી લુછી નાખે ને તેના માથા અને દહાડીમાં ખુશબો લગાડે.[૭] અને સિજદાની જગ્યા ઉપર[૮] કાફુર લગાડે. અને કફન પેહેરાવે. ઇમામ અબુહનીફ (રહ)ના કહેવા પ્રમાણે પુરૂષને[૯] ત્રણ કપડાં કે એક કફની અડધી પીંડલી સુધીની અને બે ચાદરો (પીછોડીયો) માથાથી તે પગ સુધીની. અને સહી હદીસમાં આવેલું છે કે નબી (સલ) ને ત્રણ ચાદરનું[૧૦] કફન અપાયલું છે જેમાં કતીસ (કુડતો) નહોતો. અને પાઘડી બાંધવી બીદઅત છે. અને જો ત્રણ કપડાં મળી શકે નહીં તો બે કપડાં કફનના બસ છે. હમજા (રદી) એક ચાદરમાં દફન થયા છે અને તે પણ આવી રીતે કે જો માથું ઢાંકતા તો પગ ખુલા જતા અને જો પગ ઢાંકતા તો માથું ખુલી જતું. આખર નબી (સલ)ના હુકમથી માથાના તરફ ખેંચી અને પગની ઉપર ઘાંસ નાંખ્યું. અને સ્ત્રીને બે કપડાં વધુ અપાએ[૧૧]

[૩] અને તેના માથામાં કે દહાડીમાં કાંસકી ફેરવે નહીં. અને તેના વાળને કે નખને કતરે નહી. કારણ કે એ મકરૂહ તહરીમા છે. દુરેં મુખ્તાર. આલમગીરીયા.

[૪] અને જો તે નહીં મળે તો સાબુ વગેરેથી ધુએ. દુરેં મુખ્તાર આલમગીરીયા

[૫] કે જેથી જમણી તરફથી ગોસલ શરૂ થાએ. જામેએરૂમુજ

[૬] તે પછી ડાબી કરવટે સુવડાવીને ત્રણવાર કાફુરના પાણીથી ધુએ અને દરેક કરવટે ત્રણવાર પાણી તેપર છાંટે કે જેથી ગોસલની સુંનત પુરી થાએ. દુરેં મુખ્તાર જામેએ રમુજ.

[૭] કસ્તુર કેહતાં મેળવેલી ખુશબો લગાડવી મુસ્તહબ છે પણ તેમાં જાફરાન કે વસમો નહોએ કારણ કે એ મરદોને મકરૂહ છે અને ઓરતોને લગાડવું મકરૂહ નથી. અને (એ ખુશબોને) કફનમાં લગાડે નહીં. દુરેં મુખ્તાર તહતાવી

[૮] એટલે જે આબ્દવો ઉપર સિજદો કરે છે તે પર અને તે નાક સાથે પેશાની. દોબંને હાથની હથેલી, બંને ગુંટણ, અને બંને પગ છે. જામેએ રમુજ.

[૯] જ્યારે કફન પેહેરાવવાનો વિચાર કરે ત્યારે પ્રથમ લેફાફાને બીછાવે તે પછી ઇજાર અને તે પછી કુડતાને રાખે અને એકાઇની ગણતરીએ તેને ધુપ આપે અને અતર લગાડીને મુડદાને કુડતા ઉપર સુવડાવી ગલામાંથી માથું કહાડી અડધા કુડતાને ઉપર રાખે તે પછી ઇજારને મુડદાંના ડાબા તરફથી લપેટે તે પછી તેના જમણા તરફથી લપેટે. તે પછી લેફાફાને તેના ડાબા તરફથી ફરી જમણા તરફથી લપેટે અને જો સ્ત્રી હોએ તો સીના બંધને ઇજાર અને લેફાફાને વચ્ચે રાખે અને મુડદાને કફનમાં રાખે અને કુડતાને લપેટીને માથાના વાળને બે હીસ્સા કરે અને દામનીને તેણીના માથાના ઉપર મુકીને તેના અડધાને વાળના એક અડધા ઉપર રાખે. અને બીજા અડધાને વાળના બીજા અડધા ઉપર લપેટે અને અડધાને સીધા તરફથી અને અડધાને ડાબા તરફથી તેણીના સીના ઉપર રાખે. તે પછી ઇજારને ઉપર જણાવ્યા પ્રમાણે લપેટે તે પછી સીના બંધને તેજ રીતે ફરી લેફાફાને મજકુર રીત પ્રમાણે લપેટે. આ રીતને બહરે નાએકવાળાએ (રહ) ફતાવા જોવહરાથી નકલ કરી છે અને કેટલીક કીતાબોમાં સીના બંધને કફનોના ઉપર બાંધવાને બેહતર લખ્યું છે કે જેથી કફન ખુલી જવાથી સંભાલેલું રહે. જાદુલ લબીબ

[૧૦] આ રિવાયત હજરત અએશાએ (રદી) કીધી છે અને ઇબ્ને ઉમરની પ્રસન પણ એજ રીવાયત છે અને ઇબ્ને અબ્બાસ (રદી)થી રિવાયત થઈ છે કે ત્રણ કપડામાં કફન આપાયું હતું તેમાંનું એક કુડતો હતો કે જેમાં રૂહ મુબારક કબજ થઇ હતી. અને એ બાબ મા પુરૂષોની રિવાયત ઘણી માતબર છે કારણ કે તેઓ હાજર હતા આ ઉપરથી હનફી ગોલમાઓનો અમલ ઇબ્ને અબ્બાસ [રદી]ની રિવાયત ઉપર છે. શરહ મજમઅ

[૧૧] વયે પોચેલ્યાર છોકરો કે છોકરીનો હુકમ કફન વિષે બાલેગનો છે. અને બાળક છોકરાનું ઓછામાં ઓછું કફન એક કપડું છે. અને બાળક છોકરીને બે કપડાં છે અને ખુનસાનું કફન સ્ત્રીના કફન જેવું જોઇએ. આલમગીરીયા જે કઇ પુરૂષને જીનદગીની હાલતમાં પેહેરવું દુરૂસ્ત નથી તેથી તેનું કફન આપવું પણ દુરૂસ્ત નથી. શરહ તહાવી અને સ્ત્રીને લાલ કપડું, રેશમી. ઊંની કે સણ વગેરેનું દુરૂસ્ત છે. પણ બેહતર ઊજલું છે. અને પુરૂષને ઇદ અને જુમઆના

એક દામની કે તેથી માથાના વાળ લપેટીને છાતી ઉપર રાખે. અને એક સીનાબંદ બગલથી ગુંટણ સુધી. અને જો નહીં મળી શકે તો ત્રણ કપડા કફનના બસ છે. અને જરૂરતના વખતે જે કંઈ મળી આવે (તેનું કફન આપે).

**મસલો** મુસલમાન મુડદાને ગુસલ, કફન દેવું તથા જનાજાની નમાજ પડવી, તથા દફન કરવું ફરજે કેફાયા છે. અને વગર ગુસલ કફને જનાજાની નમાજ દુરૂસ્ત નથી.

**મસલો** જનાજાની નમાજની ઇમામત માટે બાદશાહ સર્વેથી હક્દાર છે ફરી કાજી, ફરી મોહોલ્લાનો ઇમામ, ફરી મૈયતનો વાલી. જેમાં પ્રથમ પાસેવાળો તે પછી તેને પાસેવાળો. પણ મૈયતનો બાપ તેના છોકરા કરતાં ઇમામતને માટે વધારે હકદાર છે.

**મસલો** જનાજાની નમાજ[૧૨] તેમાં ચાર તકબીરો છે પેહેલી તકબીર પછી સુબ્હાનકલ્લાહુમ્મા ઇત્ય. પઢે ઇમામ આજમ (રહ)ની નજદીક જનાજાની નમાજમાં સુરા ફાતેહા (અલહમ્દો) પડવી દુરૂસ્ત નથી.[૧૩] પણ ઘણા વિદ્વાનો આ મત ઉપર છે કે અલહમ્દો પણ પઢે. અને બીજી તકબીર પછી નબી સાહેબ (સલ) ઉપર દોરૂદ પઢે. અને ત્રીજી તકબીર પછી મૈયત માટે તથા સર્વ મુસલમાનો માટે દોઆ પઢે:—

**અલ્લાહુમ્મ-ગફેર લે હૈયેના વ મૈયેતેના** ઇત્ય.[૧૪] અને બચ્ચાના જનાજા ઉપર આ દોઆ પઢે[૧૫]:-**અલ્લાહુમ્મ-જઅલહો લના ફરત**

---

કપડા જેવું અને સ્ત્રીને બાપને ત્યાં પેહેરીને જાએ તેવું કફન આપવું જોઇએ. આલમગીરીયા.

૧૨ જાણવું જોઇએ કે જનાજાની નમાજના બે રૂકન છે. પેહેલું ચાર તકબીરો કે જો એમાંની એક ફોત થશે તો નમાજ દુરૂસ્ત થશે નહીં બીજું ઉભા રેહવું કે જો વગર ઉજરે એમાંને નમાજ પઢશે તો સહી થશે નહીં. અને મૈયતનું હાજર થવું તથા તેને જમીન ઉપર મુકવું, તથા તેનું નમાજીની રોબરૂ થવું જનાજાની નમાજની શરતોમાંથી છે. ત્યારે ગાએબ જનાજા ઉપર કે જનાવર જેવાં કઇ ઉપર લદાએલા ઉપર કે પીટ પાછળ મુકેલા ઉપર નમાજ દુરૂસ્ત નથી અને જનાજાની નમાજની ત્રણ સુંનત છે. એક હમ્દ તથા સના, બીજી દોરૂદ, ત્રીજી દોઆ. અને રફાયદેન માત્ર પેહેલીજ તકબીરમાં છે અને (હનફી મજહબના) બલખના ઇમામોની નજદીક ચારે તકબીરમાં રફાયદેન (હાથ ઉપાડવા) છે. અને જનાજાની નમાજની સફોમાં બેહતર સફ પાછલી છે કે જે તવાજો બતાવનાર છે અને તે દોઆ કબુલ થવાનું કારણ છે. દુરે મુખ્તાર.

૧૩ પણ જો દોઆની નૈયતથી પડે તો કંઇ હરકત નથી. આલમગીરીયા. (અને કર્તાએ પોતાના વસીય્યતનામામાં લખ્યું છે કે મારી જનાજાની નમાજમાં પેહેલી તકબીર પછી અલહમ્દો પડે.)

૧૪ પુરી દોઆ આ છે. "અલ્લાહુમ્મગફેર લે હૈયેના વ મૈયેતેના વ શાહેદેના વ ગાએબેના વ સગીરેના વ કબીરેના વ જકરેના વ ઉનસાના અલ્લાહુમ્મા મન અહયયતહુ મિન્ના ફઅહયેહી અલલ ઇસ્લામે વ મન તવફ્ફૈતહુ મિન્ના ફતવફ્ફહુ અલલ ઇમાન. (અર્થ—ઓ અલ્લાહ તું બખ્શી દે અમારા જીવતાંઓને અને અમારાં મુડદાંઓને, અને અમારા હાજર રહેલાંઓને, અને અમારા ગાએબોને, અને અમારા નાંઢલાઓને અને અમારા મોટાંઓને, અને અમારા પુરૂષોને અને અમારી સ્ત્રીઓને. ઓ અલ્લાહ અમારામાંથી જેને તું જીવતું રાખે તેને તું ઇસ્લામ ઉપર જીવડાવ અને અમારામાંથી જેને તું મારે તેને તું ઇમાન ઉપર માર). અને એક રિવાયતમાં આવી રીતે છે. "અલ્લાહુમ્મા ઇન કાન મોહસેનં ફ જીદ ફી એહસાનિહી વ ઇન કાન મોસીઅં ફતજાવજ અન સૈયેઆતિહી. અલ્લાહુમ્મા લા તહરેમના અજરહુ વ લા તફતિન્ના બાદહુ." (અર્થ—ઓ અલ્લાહ જો તે નેકીવાળો છે તો તેની નેકીમાં તું વધારો કર. અને જો તે બુરાઇવાળો છે તો તેની બુરાઇયેથી તું દરગુજર કર. ઓ અલ્લાહ તું તેના પુન્યથી અમને અભાગયા નહી કર અને તેના પછી અમને ફીતનામાં નહીં નાખ) એને તિરમીજી, અબુદાવુદ અને અહમદે રિવાયત કરી છે. બુરહાન. અને બીજી દોઆઓ પણ આવેલી છે અને આ દોઆમાં નાંઢલાથી મતલબ જુવાનો છે અને મોટાઓથી મતલબ બુઢ્ઢાઓ છે. હિરજે સમીન. અને મુકતદીઓ પણ દોઆ પઢે. અને જે માણસને જનાજાની નમાજની દોઆ યાદ ન હોએ તે દોઆની નૈયતથી સુરા ફાતેહા તેની જગ્યાએ પઢે. અને જો એ પણ નહીં જાણે તો તેને ફક્ત તકબીરો કેહવી બસ છે. જાદુલ્લબીબ. આલમગીરીયા.

૧૫ કર્તાની વાતથી તથા બીજી ફીકહની કીતાબોથી જાહેર આ છે કે જુવાન અને બુઢ્ઢા

**અલ્લાહુમ્મ-જઅલહો લના અજરંવ વ જુખરં અલ્લાહુમ્મ-જઅલહો લના શાફ્ઈઅંવ વ મોશફ્ફઅ**[૧૬] અને ચોથી તકબીર પછી[૧૭] સલામ ફેરવે[૧૮].

---

વિષે પઢાતી દોઆની જગ્યા આ દોઆને બાળક વિષે પઢે. પણ દુર્રે મુખ્તાર તથા મજાલેસુલ અબરારની વાતથી જણાએ છે કે વચે આવેલાઓ માટેની દોઆ પછી આ દોઆ પઢે.

૧૬ અર્થ–"ઓ અલ્લાહ તું એને અમારા લાભ માટે આગળ જનારો કર. અને એને અમારે માટે પુન્ય તથા જખીરો કર. અને એને અમારે માટે શફાઅત કરનાર તથા શફાઅત કબુલ થએલો કર". જો તે બાળક પુરૂષ હોએ તો ઉપર લખ્યા પ્રમાણે પઢે. અને જો તે સ્ત્રી હોય તો સ્ત્રીના સર્વનામથી પઢે. એટલે "અલ્લાહુમ્મ-જઅલ હો"ની જગ્યા "અલ્લાહુમ્મ-જઅલહા" ત્રણે જગ્યામાં પઢે અને "શાફ્ઈઅં વ મોશફ્ફઅ"ની જગ્યામાં "શાફેઅતંવ વ મોશફ્ફઅત" કહે.

૧૭ તે પછી કોઇ દોઆ પડે નહીં. અને આહીસ્તાથી સલામ કહે. બીજી નમાજોની જેમ જોરથી કહે નહીં. પણ બદાએમાં છે કે આ વખતમાં જોરથી સલામ કહેવા ઉપર અમલ છે. અને જવાહેરે ફતાવામાં છે કે એક સલામને જોરથી કહે. અને કેટલીક રિવાયતમાં ચાર તકબીરોથી વધુ કહેવાનું છે તે મનસુખ છે (તો જો ઇમામ ચારથી વધુ તકબીર કહે તો) તેમાં ઇમામની તાબેદારી કરવી જોઇએ નહીં પણ જ્યાંસુધી તે સલામ કહે ત્યાંસુધી ચુપકો રહે. અને સલામ પછી દોઆ માટે પણ ઉભું રેહેવું જોઇએ નહીં. એટલુંજ નહીં પણ જનાજે ઉચકવામાં લાગે. દુર્રે મુખ્તાર. જાદુલ લબીબ. અને ફતાવા ગરાએબમાં છે કે જો જનાજાની નમાજમાં નજાસત ઉપર ઉભો રેહેશે. અને પગમાં મોજા કે જોડા પેહેરેલા હશે તો તેની નમાજ દુરસ્ત થશે નહીં અને જો જોડાને પગમાંથી કહાડીને તેના ઉપર ઊભો રેહશે તો નમાજ દુરસ્ત થશે. પણ નમાજીનું પવિત્ર થવું શરત છે. અને વગર નમાજ પડે જનાજા પાછળથી જાએ નહીં. અને નમાજ પછી અને દફન પેહેલાં મૈયતવાળાની ઇજાજતથી જાએ. અને દફન પછી અખતીયાર છે. જાદુલ લબીબ. (પણ કેટલીક માતબર કીતાબોમાં છે કે નમાજ પછી વગર ઇજાજતે જાએ તો મકરૂહ નથી).

૧૮ બંને તરફ લોકોની સાથે મૈયતની નૈયત કરે. અને જહીરીયામાં છે કે મૈયતની

**મસલો** જે કોઇ ઇમામની તકબીર પછી હાજર થાએ તો જ્યારે ઇમામ બીજી તકબીર કહે ત્યારે તેની સાથે તકબીર કહીને નમાજમાં તે દાખલ થાએ અને ઇમામના સલામ ફેરવ્યા બાદ આગળ જતી રહેલી તકબીરોની કજા કરે. અને ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક ઇમામની બીજી તકબીરની ઇનતેજારી કરવાની જરૂર નથી. જેવા રીતે કે કોઇ માણસ ઇમામની પ્રથમ તકબીરના વખતે હાજર હોએ અને ઇમામની સાથે તકબીર કહી ન હોય (તેને ઇનતેજારી કરવી જરૂર નથી) અને જનાજાની નમાજ ઘોડા ઉપર સવાર થઇને દુરસ્ત નથી.

**મસલો** જનાજાની નમાજ મસજીદમાં મકરૂહ છે.[૧]

**મસલો** છુપેલા (ગાએબ) મુડદા ઉપર તથા અડધાથી ઓછા ભાગ[૨] ઉપર (નમાઝ) દુરસ્ત નથી.

**મસલો** બચ્ચું જન્મ્યા પછી જો અવાજ કહાડે (અથવા હાલે ચાલે) તો તેપર નમાજ પડવામાં આવે નહીં તો નમાજ પઢે નહીં[૩].

---

નૈયત નહીં કરે. પણ પેહેલી વાત ખુલ્લી છે. કારણ કે સલામથી મતલબ ખુદા પાસેથી અમન માગવું છે. અને મુડદું એ દોઆની તરફ ઘણો ગરજવાન છે. તહતાવી.

૧ મકરૂહે તંજીહી છે. બહરે રાએકમાં અબુ દાઉદની હદીસ છે. "જે કોઇ જનાજા ઉપર મસજીદમાં નમાજ પડે તેની નમાજ નથી (નકામી છે.) અને એક રિવાયતમાં છે કે "તેને સવાબ નથી".

૨ એટલુંજ નહીં પણ અડધું મુડદું હોય અને તેમાં માથું ન હોએ તો તેપર નમાજ પડવી જોઇએ નહીં. બુરહાન. અને નજજાશી બાદશાહના ગાએબ જનાજા ઉપર હજરતે જે નમાજ પડી છે તે આપનો ખાસ્સો છે અલ્લામા શામી કહે છે કે તે જનાજો હજરત (સલ)ની સામે (ખુદા તરફથી) કરવામાં આવેલો જેથી આપે તેને દીઠેલો. આથી તમો સમજી શકશો કે નબી સાહેબ (સલ) દરેક ચીજને હમેશ જુએ છે તથા જાણે છે એવું માનવું ખોટું છે. નહીં તો એમ કહેવાતે નહીં "સામે કરવામાં આવેલો જેથી આપે તેને દીઠેલો." શા. મો.

૩ પણ તેને ગુસલ આપીને કપડામાં લપેટીને દફન કરે. અને તેનું નામ રાખવામાં આવે દુર્રે મુખ્તાર.

**મસલો** જે છોકરૂં દારૂલ હરબથી વગર મા–બાપે કેદ થયું હોય; અથવા તેના મા–બાપમાં થી એક મુસલમાન થયું હોએ, અથવા પોતે સમજદાર હોએ અને મુસલમાન થયું હોએ, આ ત્રણે બાબતમાં જો તે છોકરૂં મરી જાએ તો નમાજ તેના ઉપર પડવામાં આવે.+

**મસલો** સુંનત છે કે જનાજાને ચાર માણસ[૪] ઉચકે* અને દોડે નહીં પણ જલદી જલદી ચાલે.[૫] અને જનાજાના સાથીઓ તેની પાછળ ચાલે[૬] અને જયાં સુધી જનાજો જમીન ઉપર મુકે નહીં ત્યાંસુધી તેઓ બેસે નહીં.[૭]

**મસલો** કબરમાં લહદ[૮] (ગબાર) કરવી જોઇએ. અને મૈયતને કીબલા તરફથી[૯] કબરમાં દાખલ કરવું જોઇએ. અને કબરમાં મુકતી વેળા **બીસમિ-લ્લાહે વ અલા મિલ્લતે રસુલિલ્લાહે** કેહવામાં આવે. અને (જમણી કરવટે સુવડાવી) મ્હોં કિબલા તરફ કરવામાં આવે. અને સ્ત્રીની કબરને ઢાંકવી જોઇએ. અને કાચી ઇંટ[૧૦] અથવા વાંસ મુકીને માટી વાળવી જોઇએ. અને કબરને ઉંટની કોહાનની[૧૧] જેમ કરવામાં આવે. અને પાકી ઇંટ, ચુનો, (છો) અને લાકડું+ કબર

---

÷ મરમારનાં કપડાં જનાજા ઉપર નાખવાં તેમ શાલ દોપટટો જનાજા ઉપર નાખવો બીદઅત છે મરા પછી ચાર દશા રોટલી અને ખજુર મોકલવી બીદઅત છે. જે મળે તે ખેરાત કરે. અને તેનો સવાબ મુડદાને બખશે ફતાવા બરાહન પૃષ્ટ ૩૬૨ માં છે કે "જનાજા ઉપર ફુલ કે સબજો (લીલોતરી) નાખવો મકરૂહ છે. તેમજ ચાંદી વગેરે ઉડાવવી મકરૂહ છે સલાતે મસઉદીમાં છે કે જનાજાને ફુલ પેહેરાવવા મકરૂહ છે. મિન હાજુલ ઇસ્લામમાં છે કે જનાજા ઉપર ફુલની ચાદર નાખવી મકરૂહ છે. ગુા. મો.

૪ હદીસ શરીફમાં છે. "જે કોઇ જનાજાને ચાલીસ કદમ ઉઠાવશે તો તેના ચાલીસ કબીરા ગુનાહ મટી જશે" વિશેષ કરીને સાગ માણસોને ઉઠાવવું ઘણું સારૂં છે અને બચ્ચાંને એક માણસ (હાથ ઉપર) ઉઠાવે. જામેએ રમુજ. દુરેં મુખ્તાર.

* અને ગાડીમાં કે ઘોડા ઉપર લાદીને લઇ જવું મકરૂહ છે. દુરેં મુખ્તાર, પણ જો કબરસ્થાન ઘણી દુર હોય અને તેટલા ઉઠાવનારા ન હોય અથવા પલેગ વગેરે કારણથી મોત ઘણાં થતાં હોય એને ઉંચકનારા થાકા હોય તો કઇ દોશ નથી. ગુા મો.

૫ અને અવાજ બુલંદ કરવો (જનાજા સાથે જોર જોરથી પડતા ચાલવું) મકરૂહ છે કારણ કે એ કામ અહલે કીતાબનું છે અને જનાજા પાછલ દુન્યાની વાતો કરવી મકરૂહ છે કારણ કે એ દીલ સખત થવાનું કારણ થાએ છે દુરેં મુખ્તાર. જામેએ રમુજ.

૬ અને ચુપકા રહે. અને અલ્લાહનો જીકર જોરથી નહીં પણ પોશીદા કરે તો દુરસ્ત છે. આલમગીરીઆ (અને જનાજાની આગલ જોરથી જીકર કરતાં ચાલવું મકરૂહ છે. મરાકીલ ફલાહ પૃા. ૧૦૮ રદદુલ મોહતાર જીલદ ૧ પૃા. ૯૩૨ ફતાવા બરહના પૃા. ૩૫૮ ફતાવા કાજી ખાન પૃા. ૯૨ ફતાવા સિરાજીયા ૧૩૬ વગેરે ) અને જો જનાજાના બંદોબસ્ત માટે જરા આગળ ચાલે તો કંઇ મુજાએકો નથી.

૭ અને જમીન ઉપર મુકયા પછી બેસી જાએ. કારણ કે તે પછી ઉભું રેહવું મકરૂહ છે. દુરેં મુખ્તાર.

૮ કેમકે એ સુનંત છે અને જો જમીન નરમ હોએ તો બગલી નહીં કરવી પણ દુરૂસ્ત છે. આલમગીરીયા.

૯ એટલે કબરની જમણી તરફ તેને મુકવું જોઇએ અને ત્યાંથી કબરમાં દાખલ કરવું જોઇએ અને પગ તરફથી દાખલ કરવું નહીં જોઇએ. જેમકે શાફેઇ કહે છે. અને નબી સાહેબને પગની તરફથી કબરમાં દાખલ કીધેલા તે જમણી તરફ જગ્યા નહીં હોવાને લીધે હતું. શરહ મિશકાત

૧૦ નબી સાહેબ (સલ)ની કબર શરીફની કાચી ઇંટો નવ નંગ હતી. **મસલો** બને હાથથી ત્રણવાર માટી કબરમાં નાંખવી. પેહેલી વાર કહે મિન્હા ખલકના કુમ, બીજી વાર કહે વફીહા નોઇદોકુમ અને ત્રીજી વાર કહે વ મિન્હા નુખરેજોકુમ તારતં ઉખરા. એ સુનંત છે. આલમગીરીયા. **મસલો** મૈયત દફન કીધા પછી મુસ્તહબ છે કે કબરની પાસે બેસીને કુરઆન પડે અને મૈયતને માટે દોઆ કરે. આલમગીરીઆ.

૧૧ એટલે એક બિલસ [વેંત] જેટલી ઉંચી અને ચોખુણ કરવી મનાઈ છે. જામેએ રમુજ.

+ ફરી તે લાકડાં બોરડીના હોએ કે કંઈ બીજાના હોએ મકરૂહ છે. તથા વાંસથી કામ સરવા છતાં પૈસાનું જાએ કરવું છે.

માં મુકવાં મકરૂહ છે.÷

**મસલો** વલીઓની કબરો પર જે કંઈ ઉંચી ઇમારતો બાંધે છે. અને અને દીવા સળગાવે છે,+ અને એના જેવું બીજું જે કંઇ કરે છે (ગેલાફ, પરદા, સંદલ અને માંડવો) તે હરામ છે અથવા મકરૂહ છે.

**મસલો** જો જનાજાની નમાજ પઢયા વગર મુડદું દફન થયું હોએ[૧૨] તો ત્રણ દીવસ સુધી માં[૧૩] કબર ઉપર જનાજાની નમાજ પઢવી જોઇએ. અને ત્રણ દીવસ પછી કબર ઉપર ઇમામ આજમ (રહ)ની નજદીક નમાજ દુરૂસ્ત નથી. અને પેગમ્બરે (સલ) સાત વર્ષ પછી પોતાની વફાતને નજદીક શોહદાએ ઓહદ ઉપર જનાજાની નમાજ પડી હતી. કદાપી એ શોહદાઓની ખાસુસીયત હશે. કારણ કે તેઓનો પીંડ ફુલતો ફાટતો નથી.

## ફસલ ૧
### શહિદ વિષે

જે કોઈ હરબીના અથવા બાગીના અથવા ડાકુના હાથથી મરાયો હોય, અથવા લડાઇની જગ્યામાં મળી આવ્યો હોય અને તેના પર કતલ કરવાની નીશાન હોય,[૧૪] અથવા તેને કોઇ મુ

÷મિશકાતમાં મુત્તલેબ બીન અબી વદાઆથી રિવાયત છે કે જ્યારે ઉસમાન બીન મજઉન (રદી) મરણ પામ્યા અને જનાજો નીકળ્યો અને દફન થયા તો નબી સાહેબે [સલ] એક પુરૂષને હુકમ કર્યો કે કબર પાસે તે એક મોટા પત્થરને લાવે ફરી તે તેને ઉઠાવી શકયો નહીં જેથી રસુલુલ્લાહ (સલ) ઉઠયા અને આસતીન ચઢાવીને તેને ઉઠાવ્યો ફરી તેને માથે સીરહાણે (કબરને)મુકયો અને કહ્યું કે હું આથી મારા ભાઇની કબરને ઓલખીશ અને મારી આલથી જે મરશે તેને એની પાસે દફન કરીશ" આથી કબર સીરહાણે નીશાની માટે પત્થર મુકવો દુરૂસ્ત જણાએ છે તેમ આપણુ જણાએ છે કે નબી સાહેબ (સલ) દરેક ચીજના જાણનાર નહોતા જેથી આપે કહ્યું કે 'આથી મારા ભાઇની કબરને ઓલખીશ " અને માટી નાખા પછી કબર ઉપર પાણી છણકવું એ મુસતહબ છે પણ તે પછી બીજા દીવસોમાં કબર પર પાણી છણકવું હરામ છે. ગુા. મો.

× કબરો પર ચીરાગ બાળવા વિષે હજરત (સલ) શું કહે છે તે જોઇએ. ઇબને હજરની જવાજેર પૃષ્ટ ૧૨૯માં છે અબુ દાઉદ, તિરમીજી, નસાઇ, અને ઇબને હીબ્બાને ઇબને અબ્બાસથી રીવાયત કીધી છે. કે રસલુલ્લાહે (સલ)લાનત કરી છે કબરની જીયારત કરનારીઓ પર, અને તેના ઉપર મસજીદો બનાવનાર પર, અને ચીરાગો બાળનાર પર," ફરી લખે છે કે 'જરા સરખો દીવો પણ કબર ઉપર બાળવો પણ હરામ છે" અને ફેકટમાં પેગમ્બરની લાનત એરવી છે, ખુદા મુસલમાનોને બચાવે. ગુા. મો.

૧૨ અને જો વગર ગુસલે મુડદાં ઉપર જનાજાની નમાજ પઢાઈ હોય અથવા જે માણુસને નમાજ પઢાવવાનો હક હોય અને તેણે નમાજ પઢી નહોય તો તેની કબર ઉપર નમાજ પઢવી દુરૂસ્ત છે. દુરે મુખ્તાર

૧૩ પણ સહી આ છે કે આ (ત્રણ દીવસનો) અંદાજો હમેશનો નથી. પણ મૈયત ફાટયુ અને છુટું પડયું એવા અનુમાનનો ઇતિબાર છે. સિરાજીયા. દુરે મુખ્તાર. અને એ કામ રૂતુ તથા જમીનના ફેરફારથી, તથા મુડદાંના જોડા પાતળા હોવાથી ફેરફાર થાય છે. ત્યારે જે વેળા વધુ ગુમાન એવો હોય કે મૈયતનું બદન ફાટયું હશે તો તે પર જનાજાની નમાજ દુરૂસ્ત નથી. અને ઇમામ મોહમ્મદ (રહ)થી રિવાયત છેકે જો મુડદું પાતળું હોય તો દસ દીવસ સુધી તે પર નમાજ દુરૂસ્ત છે. જાદે લબીબ.

૧૪ જેમકે તેના દેહ ઉપર જખમો હોએ. અથવા તેની આંખમાંથી કે કાનમાંથી અથવા તેના હલકમાંથી વહેતુ ખુન નીકળતું હોય અથવા તેના બળવાની નીશાની હોય, અથવા કોઇ દુશમન સવારી ઉપર હોય કે કોઇ જનાવરને પાછલથી હાંકતો હોએ અને તે મુસલમાનને રોલી કહાડે [અથવા જખમ પોહોંચવે] અથવા પોતાના જનાવરને મારીને કે ઇશારો કરીને મુસલમાનના તરફ દોડાવે ફરી તે તેને કતલ કરે અથવા કોઇ મુસલમાનને જખમી કરીને પાણીમાં નાંખેલો હોએ અથવા અગ્નિમાં બાળેલો હોએ અથવા ઉંચાઇથી ફેંકયો હોએ. અથવા દીવાર તે પર પાડી હોએ અથવા અગ્નિ મુલમાન ઉપર સળગાવી હોએ અથવા હવા અગ્નિને મુસલમાન ઉપર લાવ્યો હોએ અથવા લાકડું સલગાવી તેનું માથું મુસલમાન તરફ કરીને હલાક કીધો હોએ અથવા ઘણા પાણીને જારી

સલમાને જુલમથી[૧૫] મારી નાંખ્યો હોએ અને તેના કતલ કીધાથી દંડ લાગુ પડતો નહોએ.[૧૬] અને તે માણસ બચ્ચું કે દીવાનો કે ગુસલની હાજતવાળો કે હેજવાળી સ્ત્રી[૧૭] નહોએ, અને મરતા આગળ ખાવા પીવાથી કે ઇલાજ કરાવાથી કે વેચ ખોચથી કે વસીયત કરવાથી લાભ લેનારો થયો ન હોએ, અને જખમી થયા પછી કોઇ નમાજ તેના ઉપર ફરજ થઇ ન હોએ, તે માણસ (ખરેખરો) શહીદ છે. તેને ગુસલ આપવું જોઇએ[૧૮] નહીં, અને પહેરેલાં કપડામાં[૧૯] દફન કરવું જોઇએ, પણ તેનાપર નમાજ પડવી જોઇએ. અને જો એ શરતો મળી આવે નહીં અને જુલમથી મરાયો હોએ[૨૦] તેને જો કે શહાદતનો સવાબ મળશે પણ ગુસલ કફન આપવાં જોઇએ. અને જો હદ્દમાં કે કેસાસમાં મરાયો હોએ તો શહીદ નથી ગુસલ આપવું જોઇએ અને તેનાપર નમાજ પડવી જોઇએ. અને જો ડાકુ કે બાગી મરાયો જાએ તો તેને ગુસલ અપાએ[૨૧] પણ નમાજ તેના ઉપર પઢાય નહીં.[૨૨]

## ફસલ ૨.

## માતમ વિષે.

જો કોઈ સ્ત્રીનો[૧] પતી મરી જાએ તો તેના

---

કરીને ગરક કીધો હોએ આ સર્વ સુરતોમાં તે શહીદ છે. આલમગીરીયા.

૧૫ દાખલા તરીકે તેને શહેરમાં રાતની વખતે ચોરોએ હથીયારથી અથવા ગેર હથીયારથી મારી નાંખ્યો હોય અથવા દીવસના તેઓએ હથીયારથી માર્યો હોય, અથવા શેહેર બહાર હથીયારથી કે ગેર હથીયારથી માર્યો હોય. જામેએ રમુજ.

૧૬ એટલે જાણી બુજીને કતલ કીધો હોય. તથા ઘા કરનારે હથીયારથી જાણીબુજીને મારી નાંખ્યો હોય. અગર જો મૈયતના વારેસ માફ કરે અથવા કાંઈ માલ લઇને સુલેહ કીધી હોય (એથી તેની શહાદતમાં કંઇ બાધ નથી)

૧૭ એવોજ કાયદો નિફાસવાળીનો છે. પણ હેજને માટે આટલી શરત છે કે હેજ પુરૂં થયું હોય અથવા ઓછામાં ઓછા ત્રણ રાત દીવસ હેજને થયા હોય નહીં તો તેને પણ ગુસલ નહીં અપાય. ગુ. મો.

૧૮ અને તેના ખુનને પણ ધોવું જોઇએ નહીં. પણ તે ખુન સહીત દફન કરવું જોઇએ. અને જો તેના કપડાં ઉપર નજાસત હોએ તો તેને ધોવી જોઇએ.

૧૯ પોસતીન, રૂ ભરેલું કપડું, ટોપી, મોજા અને હથીયારો સિવાઇ. આલમગીરીયા. અને જો કફને સુંનતથી (પેહેરેલાં કપડાં) ઓછાં હોએ તો પુરાં કરવાં જોઇએ. અને જો વધારે હોએ તો ઓછાં કરવાં જોઇએ. આલમગીરીયા.

૨૦ દાખલા તરીકે કોઈ શરેઆમમાં કતલ થયલો મળી આવે અને તેનો કતલ કરનાર જણાયો ન હોય અથવા જણાયો હોય પણ તેમાં દણ લાગુ પડતો હોય અથવા ઉપર વર્ણેલી ચીજોમાંથી કોઇનો લાભ લીધો હોય, તો તેના પર દુન્યામાં શહીદનો હુકમ જારી કરાશે નહીં. પણ તેને ગુસલ કફન અપાશે અને આખેરતના સવાબ માટે તેને શહીદનો હુકમ અપાશે. અને એવીજ રીતે ડુબેલો, બળેલો, મુસાફેર પાક આશેક, છત કે દીવાર નીચે દબેલો, પેટ ચાલતો, ઈસ્તીસકા (જલંધર) વાળો, તાઉન (પ્લેગ) વાળો જાતુલ જન્બવાળો, જુમઆની રાતે કે તેના દીવસે મરનારો, ઇલમની શોધમાં મરનારો, અને બચ્ચું જણતા મરનારી સ્ત્રી (તથા કુંવારી મરનારી) (ભાષાંતર કર્તા કહે છે કે જલાલુદ્દીન સાયુતીએ "અબવાબુસ સઆદા ફી અસબાબીશ શહાદા"માં તથા નવાબ કુતબુદ્દીને મજાહેરે હકમાં એવા માણસોની ગણતરી હદીસોને આધારે કરી છે) એ સર્વ આખેરતના શહીદ છે. દુરેં મુખ્તાર. તહતાવી. જામેઅ રમુજ.

૨૧ જેલઇ, જામેએ રમુજ, શરહ વિકાયામાં એવીજ રીતે છે. પણ દુરેં મુખ્તારમાં કેહવાએલું છે કે એઓને ગુસલ અપાએ નહીં, અને એઓપર નમાજ ગુજારાએ નહીં.

૨૨ પણ જો લડાઇ ટાઢી પડા પછી જો તે મરાયો જાએ તો તે પર નમાજ પણ પઢાએ. દુરેં મુખ્તાર.

૧ પણ તે સ્ત્રી બાળક કે ગાંડી ન હોય. (એઓપર શોક લાજેમ નથી) અને જો ઇદ્દતના દીવસોમાં તે બાલેગ થઇ (વયે આવી) અથવા હોશમાં આવી તો તેનાપર પણ શોક લાગુ પડશે દુરેં મુખ્તાર. મૈયતના વારેસ મરદોનો ત્રણ દીવસ સુધીમાં એકવાર તાજીયત કરવી (દીલાસો આપવો) સુંનત છે. અને તે પછી અથવા બીજી વાર મકરૂહ છે. અને ત્રણ દીવસ સુધી તેઓને માટે ખાણું રાંધવું જોઇએ અને તાજીયતના વખતે તેઓને સબર કરવાની આજ્ઞા કરે. તથા આ શબ્દો કહે. "આજમ-લ્લાહો અજરક વ

**ઉપર માતમ** [શોક] કરવો ચાર મહીના દશ દીવસ **ઇદ્દતના દીવસ** સુધીમાં વાજેબ છે. તે શણગાર **કરે નહીં**[2] અને કોસંબી રંગનું કે જાફરાની **રંગનું** કાપડ પેહેરવું, તથા ખુશબો, તેલ, સુરમો [કાજલ] મેહદી વાપરવા તજી દે. પણ ઉજરને લીધે વાપરે. અને ધણીના ઘરથી બહાર નીકળે નહીં. પણ જરૂરતને માટે દીવસના નીકળે અને રાતના તેજ જગ્યાએ જાય અને જો તેણીને જબર દસ્તીથી ઘરને બહાર કહાડે અથવા ઘર પડી જાય **અથવા** પોતાના જાન માલની નુકશાનીનો ખોફ હોએ તો બીજે ઘર રહે અને જે ધણી વગર, સ્ત્રીનો કોઇ સગો મરી જાએ તો તેનાપર ત્રણ રોજ[3] શોક કરવો દુરૂસ્ત છે, અને ત્રણ દીવસથી વધુ હરામ છે.

**મસલો** મુરદા ઉપર દીલથી ગમ કરવો અને આંખોથી રડવું જાએજ છે. પણ રડવામાં **અવાજ** કહાડવો અને નાજણી ગવી (કે વિલાપ કરવો) અને કુડતાનું ગળું ફાડવું અને માથાપર મ્હોંપર મારવું હરામ છે.

**મસલો** ધણી ખરી સહી હદીસો બતાવી આપે છે કે મૈયતના બેસીઓના નોહા (વિલાપ) કરવાથી તેના ઉપર અજાબ થાય છે અને એ બાબતમાં વિદ્વાનોના મત ફેરફાર છે. પણ (તેમાંથી) ફકીર (કર્તા)ને પસંદ આ છે કે જો મુડદું પોતાની જીન્દગીમાં વિલાપની આદત રાખતું હોય અથવા તેની વસીયત કરી હોય અથવા તેથી રાજી હોય અથવા જાણતું હોય કે મારી અહલ મારાપર વિલાપ કરશે અને તેથી તેઓને રોકયા ન હોય તો એ બાબતમાં તેનાં સગાંઓના વિલાપથી મૈયતપર અજાબ થશે. અને નહીં તો અજાબ થશે નહીં.

**મસલો** સુંનત આ છે કે મોસીબતમાં **ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલૈહે રાજેઉન** કહે† અને સબર કરે.[4]

**મસલો** મૈયતવાળાઓને માટે મુસીબતને દીવસે ખાણું મોકલવું સુંનત છે*

---

**અહસન અઝાક વ ગફર લે મૈયેતેક.**" (અર્થ—**અલ્લાહ** તઆલા તારા સવાબને વધારે, અને તને સારી તસલ્લી આપે અને તારા મૈયતને બખ્શી દે. દુરેં મુખ્તાર.

૨ કારણ કે રેશમી કપડું પેહેરવાથી તથા લીખયો ફેરવવાથી દુરેં મુખ્તાર

૩ તાજીયત તથા માતમ પુરસી ત્રણ **દીવસ** લગી દુરૂસ્ત છે. અને તે પછી મકરૂહ છે. પણ જો તાજીયત કરનાર અથવા જેની તાજીયત **કરવાની** હોએ તે ગાએબ હોય [બીજે ગામ કે **સફરમાં** હોએ તો ત્રણ દીવસ પછી પણ દુરૂસ્ત છે.] અને મુસ્તહબ છે કે તાજીયત કરનારો મૈયતવાળાને કહે "ગફર-લ્લાહો તઆલા લે મૈયેતેક **વ** તજાવજ અન્હો વ તગમ્મદહુ બેરહમતેહી વ રજકક-રસબર અલા મેસીબેતિહી વ અજરક **અલા** મવતિહી" (અર્થ—તારા મૈયતને અલ્લાહ તઆલા બખ્શે, અને તેનાથી દરગુજર કરે. અને તેને પોતાની રહમતમાં ઢાંકે. અને તને તેની મુસીબત ઉપર સબરનો ખોરાક આપે અને તેના **મરવા** બદલ તે તને અજર આપે.) અને મુસીબતવાળા ત્રણ દીવસ સુધી ઘરમાં કે મસજીદમાં મુસીબતને લીધે બેસે અને લોકો તેની માતમ પુરસીને માટે આવે એમાં કશો દોશ નથી. **આલમગીરીયા.**

† અર્થ—ખચીત અમો ખુદાની મિલકત છીએ અને બેશક અમો ખુદાના તરફ ફરનાર છીએ ગુ. મો.

૪ કારણ કે ખુદા તઆલાએ કહ્યું છે કે જ્યારે તે (સબરવાળા)ઓને કંઇ મોસીબત પુગે છે તો તેઓ "ઇન્ના લીલ્લાહે" ઇત્ય. કહે છે. અને જ્યારે અબુ સલમા (રદી)નો ઇનતેકાલ થયો તો ઉમ્મે સલમાને હજરત રસુલે ખુદાએ (સલ) શીખામણ આપી કે તે કહે "ઇન્ના લિલ્લાહે" ઇત્ય. "અલ્લાહુમ્મ અજોરની ફી મોસીબતી વખલેફ લી ખૈરમ મિન્હા" (અર્થ—ઓ અલ્લાહ આ મારી મોસીબતમાં તું અને અજર આપ અને એથી બેહતર તેનો બદલો આપ) અને તાજીયત કરનારને મુસ્તહબ છે કે મૈયતના વારેસો પાસે જઇને પ્રથમ સલામ કરે તે પછી મુસાફહો કરીને "કહે ઇન્ના લિલ્લાહે મા અખજ વ લિલ્લાહે મા આતા વ કુલ્લુન ઇન્દહુ બે અજલીમ મોસમ્મન ફલ તસબેર વલ તહતસેબ" (અર્થ—ખચીત ખુદાનેજ માટે છે જે તેણે લીધું અને ખુદાનેજ માટે છે જે તેણે આપ્યું. અને દરેક તેની નજદીક એક ઠેરવેલી મુદ્દત સુધી છે. ત્યારે તારે સબર કરવો જોઇએ તથા સવાબ મેળવવો જોઇએ.

* કેમકે તેઓ મુસીબતમાં પડેલાં છે. અને જો તેઓ પોતાના ઘરમાં રાંધે તોએ કશી હરકત

## ફસલ ૩

## જીયારત વિષે[૫]

કબરોની જીયારત કરવી[૬] ઓરતોને નહીં

નથી પણ મૈયતવાળાઓએ ત્રીજે ચોથે દીવસ જીયાફતનું ખાણું કરવું બીદઅત છે. અને દુન્યાદારોને નોતરવા એ જીયાફતજ હોય છે. ગ઼ા. મો.

૫ સુનંત તથા મુસ્તહબ પ્રમાણે જયારત કરવી આવી રીતે છે કે કબરની પાસે જઇને "અસ્સલામો અલૈકુમ યા અહલલ કોબુર" ઈત્ય. કહે અને તેની પાસે ઉભો રહીને મુડદાં માટે ખુદાથી બખ્શીસની દોઆ માંગે અને તેઓની એ ઇખ્તેયારીની હાલતથી તથા બંદગી કરવાથી અશક્તિ હોવાથી ધડો લે. અને દુન્યાની રગબત છોડી દે અને આખેરતને યાદ કરે. અને ડરતોને ખોફ ખાતો તે જગ્યા ઊભો રહે. અને હસી કહાડવાથી તથા દુન્યાની એફાએદા વાત થી તે જગ્યા બચેલો રહે, અને કબર ઉપર કે તાબુત ઉપર કે દીવારના કટેરા ઉપર હાથ મુકે નહીં કે તે પર હાથ ફેરવે નહીં. અને ચુમ્બન કરે નહીં. અને તેની આગળ ઝુકે નહીં અને મહો માટીમાં રોળે નહીં અને કબરસ્થાનમાં કંઇ ખાએ કે પીએ નહીં. અને સુએ નહીં. અને તે જગ્યા નમાજ ગુજારે નહીં. અને દીવા બાળે નહીં અને તે જગ્યા અગ્નિ બાલે નહીં. અને કબર ઉપર ગીલાફ ઓઢાવે નહીં. અને વાજન્તર સહિત મકબરમાં ગાએ નહીં એટલુંજ નહીં પણ વગર વાજીન્તરે પણ ત્યાં ગાએ નહીં અને કબરવાળા થી કંઇ ગરજ માંગે નહીં. અને કબર તરફ સિજદો કરે નહીં. કારણ કે ખુદા વગર કોઇને સિજદો કરવો શિરક અને કુફરનું કારણ છે અને કબરની આસપાસ તવાફ કરે નહીં કારણ કે તવાફ કાબા શરીફ સાથે ખાસ છે. અને બીજી જગ્યામાં મકરૂહે તહરીમી છે. અને જયારત કરવા માટે બેહતર દીવસો ચાર છે. પીર, જુમેરાત, જુમઆ, અને સનીચર, અને રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે કે જે કોઇ બને માબાપની કબરો અથવા એકની જિયારત સપતામાં (અથવા જુમઆમાં) કરશે તો તેના ગુન્હ બખ્શાશે અને તેઓની સાથે નેકી કરનારાઓમાં તેનું નામ લખાશે એ રિવાયત બેહકી કીધી છે. મેઅતા મસાએલ.

૬ નબી સાહેબ (સલ)ની કબર સિવાઇ બીજી કબરની જિયારત કરવા સ્ત્રીઓને જવું કે નહીં તે વિષે ઓલમાઓ મતફેર છે. કેટલાકો પણ મરદોને જાએજ છે. અને સુનંત આ છે કે કબરસ્થાનમાં જઇને કહે **અસ્સલામો અલેકુમ યા અહલલ કોબુરે મિનલ મુસલેમીન વલ મુમેનીન અન્તુમ લના સલફું વ નહનો લકુમ તબઉં વ ઇન્ના ઇન શાઅ-લ્લાહો બેકુમ લાહેકું યરહમુ—લ્લાહોલ મુસ્તકદેમિન મીન્ના વલ મુસ્તાખેરીન અસઅલુલ્લાહ લનાવ લકોમુલ આફેયત યગફેરૂલ્લાહો લના વ લકુમ વ યરહમોન લ્લાહો વ ઇય્યાકુમ**[૭]અમીરૂલ મુમેનીન અલી(રદી) થી રિવાયત છે કે પેગમ્બરે [સલ] કહ્યું છે કે જે કોઇ કબરસ્થાનમાં જાએ અને અગયાર વાર **કુલ હોવ લ્લાહો અહદ** પડીને મુડદાને બખ્શશે તો મુડદાંની ગણત્રી પ્રમાણે તેને પણ સવાબ આપશે. અને અબુ હોરેરા (રદી)થી હજરત

જાએજ કહે છે અને કેટલાક ના જાઅજ કહે છે તેમાંથી કર્તાએ ના જાએજના મતને અખ્તીયાર કર્યો છે. અને દલીલો જેનાં સહી વાત આજ છે કે સ્ત્રીઓને જવું મકરૂહ છે. વાંચો મજાહેસુલ અબરાર પૃષ્ટ ૩૫૭. શરહ મુન્યા કબીરી પૃા. ૫૬૨ વગેરે ગ઼ા. મો.

૭ અર્થ—"એ કબરવાળા મુસલમાનો અને ઇમાનવાળાઓ ! તમારા પર સલામ થાઓ. તમો અમારાથી આગળ ગયા છો અને અમો તમારી પાછળ આવનાર છીએ. અને જો ખુદાએ ચાહ્યું છે તો અમો તમને મળનાર છીએ અલ્લાહ અમારા આગળાઓ પર અને પાછલાઓ પર રહમ કરે. હું અલ્લાહથી અમારે માટે તથા તમારે માટે આફીયત માંગુ છુ અલ્લાહ અમને અને તમને બખ્શે અને અલ્લાહ અમારા પર તથા તમારાપર રહમ કરે" મેઅરાજુદ-દેરાયમાં છે કે "કાબા શરીફ વગર કેઇ પણ મસઅદનો તફાવ કરશે તો તેપર કુફરની બીહીક છે" મુલ્લા અલીકારી (રહ) શરહ એનુલ ઇલમમાં લખે છે "કબરને, તાબુતને, અને (કબરની) દીવાલને હાથ અડકે નહીં. કેમકે જ્યારે નબી (સલ)ની કબર જોવાને માટે (મજકુર કામોની) મના થઇ તો બીજાઓની કબરોનો શો હાલ. અને તેને ચુમે નહી કેમકે એ તો હાથ લગાડયા કરતાં વધારે છે, તો તે મનાને વધારે પાત્ર છે કે મકે ચુમન કરવું એ હજર અસવદ તથા નબીઓ, ઓલમા, અને સોલહાઓના હાથને ખાસ છે. ગ઼ા. મો.

(સલ)થી સાંભળેલી રિવાયત છે કે જે કોઇ ૨ લ હમ્દો (સુરે ફાતેહા) અને ઇખલાસ (કુલ હોવ લ્લાહ) અને તકાસોર (અલહાકો) પઢીને મુડદાએ માટે તેનો સવાબ આપશે તો મુડદાં તેને માટે શફાઅત કરશે અને અનસ (રદીથી) હજરત (સલ) થી સાંભળેલી રિવાયત છે કે જે કોઇ કબરસ્થાનમાં સુરા યાસીન પડશે તો તેઓને (અજાબમાં) ખુદા તઆલા હલકુ કરશે અને એને મુડદાંની ગણત્રી પ્રમાણે સવાબ આપશે.

**મસલો** ઘણાખરા મોહદ્દેકીન આ વાત ઉપર છે કે જો કોઇ નમાજ, રોજા, સદકા કે બીજી ઇબાદત માલી કે બદનીનો સવાબ મુડદાંને બખ-શશે તો તે તેને પોહાંચશે.

**મસલો** અમ્બીયા અને ઓલીયાની કબરો તરફ સિજદો કરવો. અને કબરોની ચોતરફ તવાફ કરવો, અને દોઆની તેઓથી માંગણી કરવી* અને તેઓને માટે નજર (માનતા) લેવી હરામ છે. એ-ટલુંજ નહીં પણ એમાંની કેટલીક ચીજો કુફરે પુગવે છે પેગમ્બરે (સલ) તેઓ પર લાતન કહી છે અને તેથી મનાઇ કધી છે અને કહ્યું છે કે મારી કબરને બુત કરો નહીં.

## જકાતનો બાબ.

ઇસ્લામના રૂકુનોમાંથી બીજો રૂકુન જકાત છે.[૧] રસુલુલ્લાહ (સલ)ની વફાત પછી જ્યારે અ-રબના કેટલાક કબીલાવાળાઓએ ઇચ્છ્યું કે જ-કાત આપે નહીં. તો હજરત અબુબકરે (રદી) તેઓની સાથે જેહાદ કરવાનો વિચાર જાહેર કરેલો અને એના ઉપર ઇજમા થયો જકાતના વાજેબ થવાનો નકાર કરનાર કાફેર છે અને તેને તજનારો ફાસેક છે.

**મસલો** હર મુસલમાન આકેલ બાલેગ ઉપર જકાત વાજેબ છે કે જે નેસાબનોડ માલેક હોએ અને તે નિસાબ મુળ હાજતેથી[૨] અને દેણથી[૩]

* મુડદાથી માંગણી કરવી કે તું મને છોક-રો આપ દોલત આપ વગેરે એ શીરક છે ફરી તે કબરવાળો પીર હોય કે પેગમ્બર હોય. તેમ પેગમ્બર સિવાય બીજા કોઇની કબરથી દુવાની માંગણી કરવી કે ઓ ફલાણા તમો ખુદા પાસે મારે માટે ફલાણી ચીજની માંગણી કરો એ પણ હ-રામ છે. ખુદાથી માંગણી કરો અને બુજરગનો વસીલો લે એ દુરસ્ત છે. ગુ. મો.

૧ કુરઆન શરીફમાં બીયાસી જગ્યા ન-માજની સાથે જકાતનું વર્ણન છે. એજ માટે ફોકહા નમાજના વર્ણન પછી જકાતનું વર્ણન કરે છે દુરે મુખ્તાર.

ડ નિશાબ એટલે શરીઅતે જકાત વાજેબ થવા માટે ઠેરવેલો આંક. જેમકે સોનામાં વિસ મીસકાલ, ચાંદીમાં બસો દીરહમ, ઉંટમાં પાંચ ગાયમાં ત્રીસ, બકરામાં ચાલીસ, વગેરે. એ ઠેર-વેલા આંકથી ઓછું હોય તો જકાત ફરજ નથી. ગુ. મો.

૨ હાજતે અસલીથી મતલબ રોટી કપડું પોતાનું તથા પોતાના બચ્ચાંઓને રહેવાનું ઘર. ઘરનો જરૂરી અસબાબ, સવારીનું જાનવર, ખી-જમતનો ગોલામ, વાપરવાના હથયાર, ઇલમની કીતાબો ઇલમવાળા માટે અને ધંધાના ઓજાર છે. ગુ મો.

૩ દેણથી મતલબ તે દેણ છે કે જેની માં-ગણી બંદાના તરફથી થઇ શકિત હોય. ફરી તે બંદાઓનું દેણ હોય જેમકે કરજ કોઇ ચીજની કીમત કોઇ ચીજ હલાક કરી હોએ તેનો દંડ અને કોઇને જખમ કર્યો હોએ તેનો બદલો, અ-થવા ખુદાનું દેણ હોએ જેમકે જકાત. પણ જો એવું દેણ હોય કે બંદાની માંગણી તેમાં થઇ શકિત ન હોએ જેમકે નજર કફારો, અને ફીત્રનો સદકો (નું બાકી) તો તે દેણ જકાતને રોકાણ નથી. આલમગીરીયા. અને મોહીત સરખસીમાં છે કે [સ્ત્રીની] મોહર ફરી તે તરત આપવાની હોય કે મુદતની હોય એ જકાતને રોકનાર છે. કારણકે તેની માંગણી થઈ શકે છે. અને ફતાવા આલમગીરીયા માં છે કે જાહેર મજહબ પ્રમાણે એજ સહી છે. અને બજદવી શરહ જામેએ કબીરમાં લખે છે કે જો કોઇ પુરૂષે મોહર નહીં આપવાની નીયત કરી હશે તો તો આ મોહરનુ દેણ જકાતને રોકાણ કર્ત્તા નથી. કારણ કે આમ આદત પ્રમાણે એની માંગણી થતી નથી. આલમગીરીયા. અને જો કોઇ પુરૂષના હજાર દિરહમ કોઈ શખ્સ ઉપર હોય અને હજાર દિરહમ કોઇના એના ઉપર હોય, અને ઘર, ખીજમતનો ગુલામ દશ હજાર દિરહમ કી-મતના હોય તો તે પર જકાત લાજેમ નથી. કા-રણ કે ઘર તથા ખીજમતી ગુલામ તેની હાજતે અસલીયાથી છે વધારો નથી. અને આજ કાર-ણથી ઇમામ હસન બસરીએ રહ) ફરમાવ્યું છે કે જે પુરૂષ દસ હજાર દિરહમનો માલેક હોએ તેને જકાત લેવી દુરસ્ત છે. લોકોએ પુછ્યુ કે કેવી રીતે ? તેવણે ફરમાવ્યું કે તેની પાસે ઘર, ખીજ-

ફરેગ હોય અને તે વધનાર[4] હોય અને તેના પર એક વર્ષ[5] પુરૂં વિત્યું હોય.

**મસલો.** નિસાબના માલેક થયા પછી પણ વર્ષ પુરૂં થયા પેહેલાં એક વર્ષની કે કેટલાંક વર્ષની જકાત અગાઉ આપે તો તે અદા થશે.

**મસલો.** જો એક નિસાબનો માલેક કેટલાક નિસાબની જકાત અદા કરે અને જકાત અદા કર્યા પછી તે કેટલાક નિસાબનો માલેક થયો તો પણ અદા કરેલી દુરૂસ્ત છે.

**મસલો.** ઈમામ અબુ હનીફા (રહ)ની નજદીક નાબાલેગ કે દીવાનાના માલમાં જકાત વાજેબ થતી નથી. અને ત્રણ ઈમામોની નજદીક વાજેબ થાય છે. તેના તરફથી (તેના માલથી) તેનો વાલી અદા કરે.

**મસલો.** માલે જમારમાં[6] એટલે તે માલમાં કે જે ગુમ થયો હોય અથવા દરયામાં પડ્યો હોય અથવા કોઈએ લુચ્ચાઈ કરી લીધો હોય[7] ને તે ઉપર સાક્ષીઓ ન હોય અથવા જંગલમાં દાટયો હોય ને તેની જગ્યા ભુલી ગયો હોય, અથવા કોઈ માણસ ઉપર લેણું હોયને તે દેણદાર નકાર કરતો હોય ને તેનાપર સાક્ષી ન હોય, અથવા બાદશાહે કે તેના જેવાએ એટલે કોઈ એવા માણસે કે જેની ફરયાદ બીજા માણસ પાસે થઈ શકિત ન હોય તેણે દેણ લીધો હેય એવા માલમાં જકાત વાજેબ નથી. અને જો એ માલ પાછો હાથ લાગે તો ગુજરેલા દીવસોની જકાત વાજેબ થતી નથી. અને જો ઇકરાર કરનાર ઉપર દેણ હોય ફરી તે દેણદાર ગરીબ કેમ ન હોય અથવા તે દેણ પર સાક્ષીઓ હોય[8] કે કાજીની જાણમાં હોય. અથવા ઘરમાં દાટયો હોય ને જગા ભુલી ગયો હોય એવા માલમાં ગુજરેલા વખત બાબતની પણ જકાત વાજેબ છે.

**મસલો.** લેણું જયારે વસુલ થાય ત્યારે તેની જકાત અદા કરાય. અને જો વેપાર સંબંધી લેણું હોય તો ચાલીસ દીરહમના વસુલ થયા પછી જકાત આપે. અને જો વેપાર સંબંધી નહીં પણ લુચ્ચાઈ કરેલા માલ (માલેમગસુબ) જેવાની જમાનતના બદલાનું લેણું હોય તો નીસાબ જેટલું વસુલ થયા પછી તેની જકાત અદા કરાય. અને જો માલ વગર બીજી કોઈ વસ્તુના બદલાનું લેણું હોય જેવું કે મેહર, ખોલાનો બદલો.* વગેરે તો નિસાબ જેટલો વસુલ કીધા બાદ તથા વર્ષ દહાડો ગુજરા બાદ ઈમામ આજમ (રહ)ની નજદીક જકાત અપાય, અને સાહેબેનની નજદીક જેટલું કંઇ વસુલ થાય તેની જકાત અપાય

---

ખતનાર ગુલામ, અને હથયાર હોય તેના વેચવાનો હુકમ ફેકહા કરતા નથી. પણ તેના વેચવાને મના કરે છે. અને એજ માટે મશાએખોએ કહ્યું છે કે જો કોઈ મોલવી એટલી કીતાબોનો માલેક હોય કે તેની કીમત ઘણી હોય અને તેની તેને ગરજ હોએ તો તેને જકાત લેવી હલાલ છે. પણ જો તેની હાજતથી વધારે હોય ને તે વધારેની કીમત બસો દિરહમની હોય તો લેવી દુરૂસ્ત નથી. શરહ મબસુત. અને જો એક કિતાબની બે પ્રત હોય તો એક હાજતથી વધારે છે. આલમગીરીયા.

૪ ફરી તે ખરેખરો વધનાર હોય જેમકે જાનવરોનું જણવું વેપારમાં વધવું, અથવા તકદીરી વધવુ હોય જેમકે (નગદી) માલને વધારવા ઉપર શકિતવાન થયો હોય અને માલ તેના કે તેના નાએબ ( વકીલ ) ના હાથમાં હોય ત્યારે ગમે તેટલો અસબાબ હોય જવાહેરાત હોય તો તે પર જકાત નથી. ગુ. મો.

૫ આ વરસથી મતલબ ચંદ્રનું વરસ છે સુર્યનું વરસ નથી. આલમગીરીયા.

૬ માલે જમાર તે માલ છે કે માલેકના મિલકતમાં રહ્યા છતાં તેનાથી લાભ ઘણું કરીને લઈ શકે નહીં. આલમગીરીયા.

૭ અને જો ચરનાર જાનવરોને લુચ્ચાઈ કરી લઈ લીધા હોય અને તેનો તે એકરાર પણ કરતો હોય (અથવા તેપર સાક્ષીઓ હોય) તેમાં જકાત ફરજ નથી.

૮ જો તે સાક્ષીઓ ભરોસેદાર ( આદેલ ) હોય તો એકમતે વાજેબ થશે અને જો તે ભરોસેદાર ન હોએ તો કેટલાકની નજદીક વાજેબ થતી નથી પણ સહી આ છે કે વાજેબ થાય છે. કાફી. અને જો તે દેણ નકાર કરનાર પર હોય અને સાક્ષીઓ પણ ન હોય ને પછી સાક્ષીઓ મલ્યા હોય તે એવી તરેહના કે દેણદારે લોકોની આગળ એકરાર કર્યો હોય તો જકાત વાજેબ નથી. આલમગીરીયા

* એટલે તે માલ જે સ્ત્રી પોતાના છુટાછેડા થવા માટે ધણીને આપવાનું ઠેરવે તે, ગુ. મો.

(દિયત)૯ અબ્યવ દ'ડ (ઇરસે જેનાયત) અને બદલે કિતાબત૧૦ એમાં નિસાબ જેટલો વસુલ કર્યા પછી અને તેપર વરસ દહાડો ગુજરા પછી જકાત આપે.

**મસલો.** જકાત અદા કરવા માટે આપતી વેળા અથવા જકાત જેટલો માલ બીજા માલથી જુદો કરતી વેળા નૈયત કરવી૧ સરત છે.૨

**મસલો.** જોજકાતની વગર નૈયત કીધે તમામ માલનો સદકો કરે૩ તો જકાત માથેથી ઉતરી જાએ છે૪ અને જો થોડા માલને સદકો કરે તો ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક પણ જકાત માંથી ગણાશે નહીં અને ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક જેટલો કંઇ સદકો કીધો હોય તેના હીસ્સાની જકાત માથેથી ઉતરી જાય છે.

**મસલો.** જો વરસની શરૂમાં૫ અને આખરમાં નિસાબ પુરતો હોય* અને વર્ષને વચલે ભાગે ઘટી ગયો હોય તોએ જકાત પુરા વર્ષની વાજેબ

---

૯ દિયત એટલે ખુનનો બદલો. અવિચારે કોઇને મારી નાખવાથી બદલો આપવો પડે છે તે. અને તે દસ હજાર દિરહમ થાએ છે. અને ઇરસ એટલે માણસના અંગો અંગમાંથી કોઇને હલાક કરવાનો કે તેને જખમી કરવાનો બદલો તે.

૧૦ કિતાબત તે આ છે કે માલીક પોતાના ગુલામને કહે કે આટલો કંઇ માલ તું કમાઇને આપશે તો તું આજાદ છે. અને એ માલ બદલે કિતાબત કેહવાય છે.

૧ જો કોઇએ આપતી વેળા કંઇ નૈયત કીધી ન હોય અને તે પછી હજુ તે માલ ફકીરના હાથમાં હોય ને જકાત આપવાની નૈયત કરી હોય તો તે પણ આપતી વેળા નૈયત કરવાના હુકમમાં છે. અને જો તે ફકીરના હાથમાં નહીં રહયો હોય ને ફરી નૈયત કરી હોય તો એ હુકમમાં દાખલ નથી. તહતાવી વગેરે.

૨ તો જો જકાત અદા કરવાની નૈયત કીધી હશે અને કંઈ ચીજ પોતના માલથી જુદી કરી ન હશે અને વર્ષ પુરૂં થયા સુધી (જકાત જેટલા માલમાંથી) થોડો થોડો આપ્યા કીધો હશે અને આપતી વેળા જકાતની નૈયત ધ્યાનમાં નહીં હશે તો જકાત અદા થશે નહીં. તબયીન. અને જો આપતી વેળા તેની એવી હાલત હોય કે જો તેને કોઇ પુછે કે તું શી બાબતમાં આપે છે તો તે વગર સોચે કહી દે કે જકાતમાંથી. તો જકાત થવા માટે આટલી નૈયત બસ છે. અને જો તે એમ કહે કે જે કંઇ હું આખા વર્ષમાં આપું છું તેમા મે જકાતની નૈયત કરી છે તો જાએજ થશે. સીરાજીયા. આલમગીરીયા.

૩ એટલે તે ખુદ માલને આપ્યો હોય અથવા કરજદાર ગરીબ ફકીરને માફ કર્યો હોય (તો જકાત માથે રેહશે નહી) દુર્રે મુખ્તાર. અને કરજદાર પૈસાવાળો હોય અને તેને દેણુ માફ કર્યું હોય તો તેને માથેથી જકાત ઊતરશે નહીં. સહી મત પ્રમાણે. આલમગીરીયા. અને જો કોઇએ કોઇ મિસકીનને દિરહમ આપીને હીબા (બખ્શીસ)નું નામ લીધું હોય અથવા કરજ કહયું હોય પણ નૈયત જકાતની કીધી હોય તો તે જકાતમાંથી ગણાશે. બહરે રાએક. **મસલો** જકાત વાજેબ થવા માટે કબજો અને માલિક થવું બંને શરત છે. તો જો વગર કબજે મિલક થશે જેમ કે સ્ત્રીની મોહર કે હજુ ધણી પાસેથી મળી ન હોય (તો મિલકત તો થઇ પણ કબજો થયો નથી એમાં જકાત) વાજેબ થશે નહીં. અને જો વગર માલિક થએ કબજો થયો હોય જેમ કે મોકાતબ, કે કરજદાર પાસેનો માલ તેમાં પણ વાજેબ થશે નહીં. સેરાજે વહહાજ. આલમગીરીયા.

૪ તે એવી સરતથી કે નફલ સદકાની રૂએ આપ્યો હોય તો, અને જો નજર કે કોઇ બીજા વાજેબની નૈયતથી આપ્યો હશે તો જેની નૈયત કરી હશે તે સહી થશે અને જકાતનો બદલો તેને માથે આપવાનો રેહશે એકે મતે દુર્રે મુખ્તાર.

૫ જો વેપારના માલને કોઇ ચીજથી બદલ્યો હોય અથવા સોના ચાંદીમાંથી સોનાને કે ચાંદીને ચાંદીથી કે સોનાથી બદલ્યો હોય તો તેથી વર્ષ કટાએલું ગણાય નહીં. હા, જો જકાતવાળા જનાવરને તેની જાતથી કે બીજા કંઈથી બદલશે તો વર્ષ કટકો થએલું ગણાએ મોહીતે સરખસી,

*જો કોઇ માણસ પાસે ઘેર રૂપીયા ન હોએ પણ તેના વકીલ (પવરદાર) ની પાસે પરદેશ માં કે દેશમાં રૂપીઆ જમા હોય તો તેમાં પણ જકાત વાજેબ થશે, વરસે તેનો આંકડો પવરદાર પાસેથી માંગવો જાણુ માટે ફરજ છે, અને જો કોઇના કોઇ કુંપનીમાં શેર હોય અને તે કુંપની ધારાસર આમદની આપ્યા કરતી હોય છતાં જો માલેક નહીં ઉપાડતાં ત્યાંજ જમા કર્યા કરશે તો તેમાં પણ જકાત વાજેબ છે ગુ. મો.

થશે. અને વચ્ચેનાં નુકસાનની કશી ગણુતરી નથી.

**મસલો.** માલે-નામી ( વધનારો માલ ) કે જેમાં જકાત વાજેબ થાય છે તે ત્રણ તરેહનો છે **એક નગદી** એટલે સોનું ચાંદી. ફરી તે ઢાલેલું હોય કે વગર ઢાલેલું હોય, ઘરેણુ હોય કે સોના ચાંદીના વાસણ હોય. સોનાનો નિસાબ વીસ મીસકાલ છે કે જે સાડાસાત તોલા થાય છે અને ચાંદીનો નિસાબ બસો દીરહમ છે કે જેનું વજન દીલ્લીના સીક્કાએ છપન રૂપીયા[૬] થાય છે. અને એ બન્ને વસ્તુઓમાંથી વાજેબ જોગો ચાલીસમો હીસ્સો છે. અને જો સોનું નિસાબથી કમી હોય અને એવીજ રીતે ચાંદી પણ નિસાબથી ઓછી હોય તો ઇમામ આજમ(રહ)ની નજદીક કીમતની રૂએએક જાતી કરીને નિસાબની ગણુતરી કરવી જોઇએ. અને ફકીરોનો નફો[૭] ધ્યાનમાં રાખવો જોઇએ. અને સાહેબેનની નજદીક નિસાબના ભાગોની રૂએ નેસાબ પુરૂં કરવું જોઇએ. તો જો સો દીરહમ ચાંદી અને દસ મિસકાલ સોનું હોય તો બ ઇત્તેફાક(એકે મતે) જકાત વાજેબ થશે. અને જો સો દિરહમ ચાંદી અને પાંચ મીસકાલ સોનું હોય અને કીમત પાંચ મીસકાલ સોનાની સો દિરહમ ચાંદીની બરાબર થતી હોય તો ઇમામ આજમ (રહ)ની નજદીક વાજેબ થશે. પણ સાહેબેનની નજદીક વાજેબ થશે નહીં.

**મસલો** જો ચાંદી કે સોનામાં મેલવણી થઇ હોય, તો જો મેળવેલી વસ્તુ ઘટેલી છે તો તે ચાંદી સોનાની ગણતરીમાં છે અને જો મેળવેલી વસ્તુ વધેલી હોય તો તે અસબાબની ગણતરીમાં છે[૮].

**બીજી** કીસમ માલે નામીની વેપારનો માલ છે

**મસલો.** જે માલને વેપારની નૈયતથી ખરીદો હોય તેમાં જકાત વાજેબ થાય છે. અને જો કોઇએ તેને બખસ્યો હોય અથવા વસીયત કીધી હોએ, અથવા સ્ત્રીને મોહરમાં માલ હાથ આ-

---

૬ જયારે સત્ય શોધકોના મત પ્રમાણે બસો દિરહમના સાડી બાવન તોલા થાય છે જેમ કે ફતાવા જવાહેર અખલાતીવાળાએ કહ્યું છે. તો જે રૂપીયો સવા અગયાર માશાનો હશે તો સાડી બાવન તોલા ચાંદીના છપન રૂપીયા થશે જેમ કે કર્તાએ કહ્યું છે અને કર્તાના વખતમાં એજ રૂપીયો ચાલતો હતો. અને જે રૂપીયો અગયાર માશાનો હશે તો સાડીબાવન તોલાનાં સત્તાવન રૂપીયા ત્રણ માશા થશે અને જે રૂપીયો સાડાઅગયાર માશાનો હશે તો મજકુર ચાંદીથી ચોપન રૂપીયા નવ માશા થશે. ખુદા ઘણું જાણે છે. **મસલો.** તાંબાના પૈસા જે વેપાર માટે નહોય તેમાં જકાત નથી અને જો વેપાર માટે હોય અને તેની કીમત નિસાબ જેટલી થઇ હોય તો જકાત વાજેબ થશે. આલમગીરીયા.

૭ એટલે જે વખતમાં સોનાની કીમત વધારે હોય તો તેની કીમત ચાંદીથી કરીને (જો નિસાબ થાય તો) ચાંદીની જકાત કહાડે. અને જો તેની કીમત ઓછી હોય તો ચાંદીની કીમત સોનાથી કરીને (જો નિસાબ થાય તો) જકાત કહાડે. **મસલો.** સો દિરહમ ચાંદી અને દસ મિસકાલ સોનુ કે જેની કિમત સો દિરહમ ચાંદીથી ઓછી હોય તેમાં સાહેબેન (રહ)ની નજદીક જકાત વાજેબ થશે. અને અબુ હનીફા (રહ)ની નજદીક ઇખતેલાફ છે. પણ સહીઆ છે કે વાજેબ થશે (કેમકે દસ મિસકાલની કીમત સો દિરહમ થતી નથી પણ ફકીરોનો લાભ ધ્યાનમાં રાખી સો દિરહમની કીમત કરીશુ તો દસ મિસકાલથી વધશે એટલે વીસ મિસકાલ સોનું થયું. જેથી જકાત વાજેબ થશે ) **મસલો.** એક માણસ પાસે એક હજાર દિરહમ અથવા વેપારનો માલ છે. ફરી દિરહમોને ઉછીતા આપ્યા અથવા માલને ઉધાર વેચયો ફરી કરજદારને અથવા ઉધાર ખરીદનારને લેણુ માફ કર્યા તો ગુજરેલા વખતની જકાત તેને માથે રેહશે નહીં. કાજીખાન.

૮ ફરી તે વેપારને માટે હશે તો જકાત વાજેબ થશે, અને નહીં તો વાજેબ થશે નહીં. **મસલો.** વેપારના માલમાં જે દીવસે જકાત વાજેબ થાય તે દીવસની કીમત ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક માતબર છે. અને સાહેબેન (રહ)ની નજદીક અદા કરવાને દીવસની કીમત માતબર છે. તો જો કોઇ માણસ પાસે મોકારીજ ઘઉં હોય ને તેના કીમત નિસાબે પુગી હોય અને તે પર વરસ ગુજર્યું હોય ફરી તેની કીમતમાં વધારો કે ઘટાડો થાય તો ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક વાજેબ થવાના દીવસ (વર્ષના શરૂ)ની કીમત ગણુવામાં આવે અને સાહેબેન (રહ)ની નજદીક અદાના દીવસ (વરસ પુરૂ થાય તે દીવસ) ની ગણુવામાં આવે, આલમગીરીયા.

વ્યો હોય અથવા પુરૂષને ખુલામાં મલ્યો હોય, અથવા કેસાસના બદલામાં માલ હાથ લાગ્યો હોય અને માલીક થતી વખતે વેપારની નૈયત કીધી હોય તો ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક તેમાં જકાત વાજેબ થશે. પણ ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક[૯] વાજેબ થશે નહીં.

**મસલો.** જો વારસામાં માલ હાથ લાગ્યો હોય અને મુરસ (જેના માલથી વારેસ થાય છે તે)ના મરવાની વખતે અગર જો વેપારની નૈયત કીધી હશે તોપણ તે વેપારનો માલ ગણાશે નહી[૧૦] અને તેમાં જકાત બ ઈત્તેફાક વાજેબ થશે નહીં.

**મસલો.** જો કોઇ ગુલામને વેપારને માટે[૧૧] ખરીદ્યો ફરી તેને ખીજમત કરવા રાખવાની નૈયત કરી તો તે વેપારનો માલ રહ્યો નહીં. અને જો ખીજમત લેવાને ખરીદ્યો ફરી વેપારની નૈયત કરી તો તે વેપારનો માલ થશે નહીં, જયાં સુધી કે તેને ન વેચે[૧૨],

**મસાલો.** વેપારના માલની કીંમત સોનાથી અથવા ચાંદીથી જેમાં ફકીરોનો નફો હોય તેવી કીંમત કરવી જોઇએ. તો જો બને જાતીમાંથી એકના નિસાબને એ પોહોચે તો તેનો ચાલીસમો હીસ્સો જકાતમાં અદા કરે.

૯ એટલે ઇમામ મોહમ્મદ (રહ)ના મત પ્રમાણે એ સુરતોમાં ફકત વેપારની નૈયત કર્યાથી તે વેપાર માટે થતો નથી. અને એજ મજહબ સહી છે. બહરે રાએક. દુરેં મુખ્તાર.

૧૦ પણ જો મૈયતના મુકેલા માલ (તરકા) મા સોનું ચાંદી કે ચરતા જનાવરો હોય તો તેમાં જકાત વાજેબ થાય છે ફરી તે વારેસે વેપારની નૈયત કરી હોય કે નહીં કરી હોય સર્વ સરખું છે તહતાવી, **મસલો.** જો પોતાની જમીનમાંથી એટલા ઘઉં પાકયા હોય કે તેની કીમત નિસાબ જેટલી હોય ફરી તેને એક વરસ સાચવી રાખ્યા હોય તેમાં જકાત વાજેબ નથી, આલમગીરીયા, કાજીખાન.

૧૧ જો બસો દિરહમની કીમતના ગુલામને કોઇએ બસો દિરહમે (વેપાર માટે) ખરીદીને તેની કીમત વેચનારને પુગવી હોય પણ તે ગુલામને કબજે કર્યો નહોય ને તે પર વરસ ગુજર્યું હોય ત પછી તે ગુલામ વેચનારની પાસે મર્યો હોય તો બસો દિરહમની જકાત વેચનાર પર તથા ખરીદનાર પર પણ વાજેબ થશે, અને જો તે સો દિરહમની મલીવતનો હોય તો વેચનારપર બસો દિરહમની જકાત વાજેબ થશે ખરીદનાર પર કંઇ નહીં, કાજીખાન, અને જો ખીજમતના ગુલામને હજાર રૂપીયામાં વેચ્યો અને તેની કીમત પર એક વરસ પુરૂ થયું તે પછી કોઇ એબને લીધે કાજીના હુકમથી અથવા પોત પોતાની રજી ખુશીથી તે પાછો ફેરવાય તો વેચનારને માથે છે કે તે કીમતની જકાત આપે, અને જો તેને વેપારના માલને બદલે વેચ્યો હોય (નગદીએ નહીં) તે પછી એબને લીધે પાછો ફેરવ્યો હોય તો તે વેચનાર ઉપર તે વેપારના માલની જકાત આપે અને ન તે ગુલામની, અને તે ખરીદનાર પણ તે માલની જકાત આપે નહીં. પણ જો તે પાછું ફેરવવું કાજીના હુકમથી થયું નથી તો વેચનારને માથે તે માલની જકાત આપવાની છે, કારણ કે તે પાછું ફેરવવું તે નવેસરથી વેચાણ કરવાના હુકમમાં છે. ને ફતાવા કાજીખાનમાં છે કે જો કોઇ માણસે કોઇને માટે ઇકરાર કર્યો હોય કે તે તેની પાસે હજાર દિરહમ માંગે છે અને એક વરસ પછી તેઓએ આપસમાં ઇત્તેફાક કર્યો કે કોઇ ચીજનું લેણું નહોતું તો બંનેમાંથી કોઇ પર જકાત લાગુ પડશે નહીં, અને એવીજ રીતે જો કોઇ શખ્સે હજાર દિરહમ કોઇ શખ્સને બક્ષ્યા અને એક વરસ પછી તેજ દિરહમ પાછા લીધા તો કોઇ પર જકાત લાગુ પડશે નહીં.

૧૨ એટલે જે ચીજમાં જકાત લાગુ પડે તેવી ચીજના બદલ જયારે વેચશે તો જકાત લાગુ પડશે અને બંને બાબતોમાં ફેર આવેલો છે કે વેપાર એક કામ કરવાનું છે તે ફકત નૈયત કર્યાથી થતો નથી, અને ખીજમત લેવાની નૈયતમાં તો ફકત (વેપારના) કામને છોડવાનું છે જેથી ફકત નઇયત કરેથી તે પુરી થશે, દુરેં મુખ્તાર. **મસલો.** જવાહેર, મોતી, યાકુત, અને લાલમાં અગર જો તેનું ઘરેણું બનાવ્યુ હોય તેમાં જયાં સુધી તે વેપારના નહોય જકાત વાજેબ નથી, જોહરે નૈયેરા. આલમગીરીયા. અને જો જવાહેરના ઘરેણામાં સોનુ કે ચાંદી હોય તો જો તે સોના ચાંદી નિસાબ જેટલું હશે તો તે સોના ચાંદીમાં જકાત વાજેબ થશે. તે જવાહેરમાં નહીં, મસલો. વેપારનો માલ જે જગ્યા હોય તે જગ્યાની કીમત મતબર છે, તો જો કોઇ શખ્સે પોતાના ગુલામને (કે નોકરને) વેપારનો માલ આપીને બીજે શેહેર મોકલ્યો હોય અને તે જગ્યા તે માલની કીમત વધી હોય અને તે પર વરસ વીતી ગયું હોય તો તે જગ્યાની કીમત પ્રમાણે ગણીને જકાત આપે, આલમગીરીયા.

**ત્રીજી કીસમ** માલે નામીની ચરતા પ્રાણીઓ છે. એટલે ઉંટ, ગાય, અને બકરી કે જે નર-માદા મેલસેલ હોય ને વર્ષનો વધુ ભાગ જંગલમાં ચરવા ઉપર બસ થતું હોય અને એવીજ રીતે ઘોડાનું ટોળું છે.

પણ ચરતા પ્રાણીઓનો નિસાબ અને તેમાં કેટલું વાજેબ છે તેની તફસીલમાં લંબાણ થાય છે [1] તથા આ દેશમાં આ માલ જકાત વાજેબ થયા જેટલો થતો નથી જેથી તેની જકાતના મસલા વર્ણાયા નથી. તથા એવીજ રીતે ઉશરી જમીન (દશાંશ લેવાની જમીન)નો દશમો ભાગ લેવાના કાયદા કે જે આ દેશમાં છેજ નહીં તથા માર્ગ અને સડકો ઉપર બેસી દશમો ભાગ લેનારના કાયદા પણ વર્ણાયા નથી.

**મસલો** જો કોઇ મુસલમાનને કે જીમ્મીને જંગલમાં [2] સોનાની કે ચાંદીની કે લોખંડની કે તાંબાની ખાણ મળે અને તે જમીન કોઇની માલેકીની ન હોય તો તેમાંથી પાંચમો હીસ્સો લેવાશે અને ચાર હીસ્સા મેળવનારને માટે છે. અને જો તે જમીન ધણીયાતી છે તો ચાર હીસ્સા ધણીના છે. અને જો પોતાના ઘરમાં મળી આવે તો તેમાં ઇમામ આજમ (રહ)ની નજદીક પાંચમાંશ વાજેબ નથી. અને સાહેબેન (રહ)ની નજદીક વાજેબ છે અને જો પોતાની ખેતીની જમીનમાં મળે તો તેમાં બે રિવાયત છે. [3]

**મસલો** જો ખજાનો મળ્યો હોય, તો જો તેમાં ઇસ્લામની નીશાન હોય જેમકે **અહલે** ઇસ્લામનો સીક્કો તો તે લુકતા (પડેલ ચીજ ઉચકેલી)ના કાયદામાં [4] છે. તેના માલેકની ઢુંઢ કરી પોહોંચાડવુ જોઇએ. અને જો તેમાં કુફરના નીશાન હોય ...

---

૧ અને ટુંકમાં આવી રીતે છે કે ચાલીસ બકરીમાં કે ઘેટામાં એક બકરી. અને એકસો એકવીસમાં બે. અને બસો એકમાં ત્રણ. અને ચારસોમાં ચાર (ફરી દર સોએ એક). અને ત્રીસ ગાયમાં તથા ભેંસમાં એક વરસનું એક વાછરડું. અને ચાલીસમાં બે વરસનું એક અને પાંચ ઉંટમાં એક બકરી ફરી દર પાંચે પચ્ચીસ સુધી એક બકરી. અને પચ્ચીસમાં એક વરસનું ઉંટનું બચ્ચું અને છત્રીશમાં બે વરસનું. અને છેંતાલીસમાં ત્રણ વરસનું. અને ઘોડા ગધેડા અને ખચ્ચરોમાં જકાત નથી પણ વેપારના માલમાં કીમતને હીસાબે જકાત છે. આલમગીરીયા.

૨ પણ જો યાકુત, જમરરૂદ, અલમાસ ફીરોઝા, કે અકીક વગેરે પહાડમાં મળે તો તેમાં કઇ નથી. દુરે મુખ્તાર.

૩ એસલની રિવાયત પ્રમાણે વાજેબ નથી. અને કન્જવાળાને એજ મત પસંદ છે અને જામેઉસ-સગીરની રિવાયત પ્રમાણે પાંચમે હીસ્સો વાજેબ છે. તહતાવી વીગેરે.

૪ આ કાયદો તે વખતે છે કે વગર ધણીયાતી જમીન જંગલ જેવામાં મળ્યો હો અને જો ધણીયાતી જમીનમાં મળ્યો હો તો તેમાંથી પાંચમો હીસ્સો લેવો તે એક મતે છે અને બાકીના ચાર પાંચમાંશ વિષે મતભેદ છે. ઇમામ અબુ હાનીફા તથા મોહમ્મદ (રહ) નજદીક ખીત્તાવાળાને માટે છે. એટલે જે માણસે લીટી દોરીને તેનો માલિક થયો હોય તેને માટે છે. અથવા તેના વારેસો માટે છે. પણ જો ખત વાળો જીમ્મી હોય તો તેને કોઇ ચીજ આપવી જોઇએ નહીં, ફરી જો ખત વાળો કે તેના વારેસો જણાયા નહોય તો ઇસ્લામમાં તે પ્રથમ માલિક જણાયો હોય તો તેને તથા તે વારેસોને અપાય અને નહીં તો તેને બૈતુલ-માલમાં મુકાય અને જો કોઇ મુસલમાનને દારૂલ હરબમાં વગર ધણીયાતી જમીનમાં મળે તો તે સર્વ તેને મળે તેનું છે, એમાંથી પાંચમો ભાગ લેવાતો નથી અને જો તે ધણીયાતી જમીનમાં મળી આવે અને તે અમન લઇને ત્યાં રહ્યો છે તો તે તેને દરબારીઓને પાછું આપે. અને જો પાછું ન આપશે અને દારૂલ ઇસ્લામમાં લાવશે તો તે તેનો માલીક થશે. પણ તે માલ સારો નથી. અને તે માલને વેચશે તો તે વેચાણ દુરસ્ત થશે ખરીદનારને તે સારો નથી. અને તેથી છુટકારાનો માર્ગ આ છે કે તેને સદકો કરે. અને જો વગર અમન મેળવે દાખેલ થયો છે તો તે જેને મળે તેને માટે છે અને તેમાં પાંચમો ભાગ નથી. અને જો સોનું ચાંદી કોઇ દરીયાથી કે તથા ફીરોઝાને પહાડમાંથી તો તેમાંથી કંઇ લેવી જોઇએ નહીં. આલમગીરીયા.

૫ જેવી કે શીળની શીકલ કે મુર્તિ ગણેશની શીકલ, અને જો તેના પર કુફરની ઇસ્લામની નીશાની નહોય એટલે સિક્કો બીજાથી મળતો હોય તો તેમાંથી પણ પાંચમો ભાગ લેવાય જાહેર મઝહબ પ્રમાણે, કાઝી

તો પંચમાંશ લેવાશે અને બાકી જેને મળ્યો તેનો છે [૬]

**મસલો.** જકાત આપવાની જગ્યા ફકીર છે કે જે નિસાબથી ઓછાનો માલિક હોય [૭] તથા મિસકીન છે કે જે કંઇનો પણ માલિક ન હોય[૮] તથા મોકાતબ [૯] છે લખાપડીનો માલ અદા કરવા માટે આપે, તથા દેણદાર [૧૦] છે કે તે નિસાબનો માલિક તો છે પણ તેનો નિસાબ દેણથી વધુ નથી[૧૧] તથા ગાજી છે કે લડાઇનો અસબાબ થોડા હથિયાર રાખતો નહોય તથા તે માણુસ છે કે વતનમાં માલ રાખતો હોય અને તે સફરમાં હોય[૧૨] વતનથી દુર, સાથે માલ રાખતો ન હોય આ બધી જાતોમાંથી એક જાતનાને આપે અથવા બધાઓને આપે,

પણ જકાત આપનારો જકાતના માલને ઓસુલ (બાપદાદા) અને ફેરૂઅ (ઓલાદ અને ઓલાદની ઓલાદ)ને તથા પોતાની બાયડીને કે બાયડી પોતાના પતીને તથા પોતાના ગોલામને તથા પોતાના મોકાતબને તથા પોતાના મોદબ્બરને ઉમ્મે વલદને આપે નહી, અને જે ગોલામ કે થોડા ભાગતેને આજાદથયો હોય[૧૩]તેને પણ આપે નહીં અને કાફરને આપે[૧૪]નહીં અને બની હાશેમને[૧૫]તથા તેઓના ગોલામોને આપે નહી પણ નફલ સદકોહોય

---

૬ ફરી જેને મળ્યો હોએ તે આમ છે નાંહલો હોય કે મોટો હોય, આજાદ હોય કે ગુલામ હેય મુસલમાન હોય કે જીમ્મી કાફેર હોય પણ દારૂલ હબનો રેહવાશી અમન માંગીને ઇસલામી દેશમાં હોય અને તેને ઇમામે કામકાજ કરવાનો પણ પરવાનો આપ્યો હેય અને તેની સાથે શરતો કરી હોય તો શરત પુરી કરવી જરૂર થશે અને તેને મળશે અને જો એમ નહોએ તો તેને મળશે નહીં, આલમગીરીયા

૭ અથવા તો તે નહી વધે તેવા નિસાબનો માલેક હોય (જેમકે ઘરના અસબાબ કપડાં નિસાબની કીમતના હોય ) પણ તે હાજતથી વધુ નહોય, અને જાહેલ ફકીર કરતાં આલેમ ફકીરને આપવું ઘણું સારૂં છે. આલમગીરીયા,

૮ એટલે તે દીવસની રોટલીનો કે નગનતા ઢાંકવાનો ગરજવાન હોય અને એને સવાલ કરવો બંને ચીજો માટે દુરૂસ્ત છે, અને ફકીરને સવાલ કરવો દુરૂસ્ત નથી, ફતહુલ કદીર,

૯ જો તે મોકાતબ હાશમી ન હોય તો નહીં તો જાએજ નથી મોહીતે સરખસી

૧૦ દેણદારને આપવું ફકીર કરતાં બેહતર છે. મુજમરાત

૧૧ અથવા તેનું લેણું લોકોને માથે હોએ પણ વસુલ થવું અશકત હોય આલમગીરીયા

૧૨ અને એને ઇબનુસ-સબીલ કહે છે, અને જે શખ્સનો માલગેબ થયો હોય અગરજો તે પોતના શહેરમાં હેય તે પણ એજ હુકમમાં દાખલ છે, પણ તેને પોતાની હાજતથી વધુ લેવું દુરૂસ્ત નથી અને જો તે માલમાંથી કોઇ ચીજ તેના હાથમાં બાકી હોય એટલામાં તેને તેનો માલ મળે તો તે લીધેલા માલને સદકો કરવો અગત્યનું નથી, જેમ કે કોઇ ફકીર હોય અને તે ગની થાય (તો તેને જકાત લીધેલી વાપરવી દુરૂસ્ત છે સદકો કરવો લાજેમ નથી) આલમગીરીયા. કાંઇ છાનુ નથી કે જેને જકાત આપવી દુરૂસ્ત છે તેઓની સાત જાત છે તેમાંથી કર્તાએ ૭ જાત બયાન કરી છે સાતમો આમેલ(કલેકટર) છે કે જેને ઇમામે સદકો તથા એશર લેવા માટે નીમયો હોય, પણ એવી શરતથી કે તે હાશેમી નહોય આલમગીરીયા

૧૩ એટલે જકાત આપનારાએ પોતાના ગુલામના થોડા ભાગને આજાદ કર્યો હોય અને બાકી તેની મિલકતમાં હોય અથવા તેના અને તેના છોકરાના ભાગમાં ગુલામ હોય અને તેણે પોતાના હીસ્સાને આજાદ કર્યો હોય અને પોતે ગરીબ હાલતનો હોય પણ જકાત આપનાર સિવાય બીજા કોઇએ ગુલામનો કોઇ ભાગ આજાદ કર્યો હેય, અથવા જકાત આપનાર અને એક પારકા માણસમાં એક ગુલામ ભાગ્યો હોય અને જકાત આપનારે પોતાનો હીસ્સો આજાદ કર્યો હોય તો તે ગુલામને જકાત આપવી દુરૂસ્ત છે. દુર્રે મુખ્તાર.

૧૪ તે જીમ્મી હોય કે હરબી હોય અને એવીજ રીતે કરાંમીયા વગેરે જેવા બીદઅતીઓને પણ આપે નહી કારણ કે એઓ હકીકતમાં કાફેર છે. દુર્રે મુખ્તાર

૧૫ બની હાશેમથી મતલબ (ફકત સૈયદો છે એટલે હજરત ફાતેમા (રદી) ની ઓલાદ છે એમ સમજવું ભુલ છે પણ તેથી મતલબ) અલી (રદી)નો વંશ તથા અબ્બાસ (રદી)નો વંશ તથા જાફર (રદી)નો વંશતથા અકીલનો વંશ [રદી] વંસ તથા હારેસ બીન અબ્દુલ મુત્તલેબનો છે (જેમાં સૈયદો પણ આવી ગયા) આલમગીરીયા.

તો આપે અને મસજીદ બાંધવામાં[૧] તથા મૈયત ના કફનમાં તથા મૈયતના કરજ અદા કરવામાં ખરચ કરે નહીં, અને ગની (પૈસાવાળા)ના ગોલામ ને તથા ગનીના નાબાલેગ છોકરાંને આપે નહીં.

**મસલો** જો જકાત લેનાર ધારીને જકાત આપી ફરી પ્રગટ થયું કે તે ગની છે અથવા હાશેમી છે અથવા કાફેર છે અથવા જકાત આપનાર નો છોકરો કે બાપ છે, તો ઇમામ આજમ (રહ)ની નજદીક ફરી આપવું લાજેમ નથી. અને ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક બીજીવાર આપવું લાજેમ છે. અને જાહેર થાય કે લેનાર તેનો ગોલામ[૧] કે મોકાતબ હતો તો બીજીવાર આપવું લાજેમ છે.

**મસલો** મુસ્તહબ આ છે કે એક ફકીરને એટલું આપે કે તે તે દીવસે માંગવાનો ગરજવાન રહે નહીં.

**મસલો** વગર દેણદાર ફકીરને નિસાબ જેટલું કે તેથી વધારે આપવું તથા એક શહેરથી બીજે શેહેર જકાતનો માલ મોકલવો મકરૂહ છે. પણ જો તેના સગાં[*] ઘણાજ મોહતાજ બીજા શહેરમાં હોય તો મકરૂહ નથી.

**મસલો** જે કોઇની પાસે એક દીવસનો ખોરાક હોય તેને સવાલ નહીં કરવો જોઇએ.

## ફસલ ૧

### સદકએ ફિત્ર વિષે.

દરેક હુર (આજાદ) મુસલમાન ઉપર[૩] કે જે નિસાબનો માલિક હોય અને તે નિસાબ દેણથી તથા મુળ ગરજોથી વધારે હોય તે પર ફિત્રનો સદકો વાજેબ છે. અને (એમાં) નિસાબનું નામી થવું શરત નથી. અને એવા નિસાબના માલિકને સદકો લેવો હરામ છે. ફિત્રનો સદકો પોતા તરફથી આપે, અને પોતાના નાંહલા છોકરાંઓના

---

[૧] એવીજ રીતે પુલ, પરબ. રસ્તો અને નેહેર બાંધવા આપે નહીં. અને હજ તથા જેહાદમાં ખરચે નહીં (એવીજ રીતે જેમાં કોઇને માલેક કરવાનું નહીં હોય તેમાં દુરૂસ્ત નથી) આલમગીરીયા.

૧ મોદબ્બર હોએ કે ફરી કોઇપણ તરહનો ગુલામ હોય અને એવોજ હાલ ઉમ્મે વલદનો છે, શરહ તહાવી. મસલો જો કોઇએ કોઇને જકાત આપી અને તેને જાણ નથી કે તે જકાત લેવાને લાએક છે કે નહીં, તો જ્યાં સુધી એવું જાહેર થાય નહીં કે એ જકાત લેવાને લાએક નથી ત્યાં સુધી તે દુરૂસ્ત થશે. આલમગીરીયા **મસલો** જો કેઇ ફકીરને લેણું માફ કર્યું અને પોતાની પાસે જે માલ હોય તેની જકાતની નેયત કરી હોય તો તે દુરૂસ્ત નથી. (કેમકે એમાં માલનું માલેક કરવાનું નથી પણ માથેથી ઉતારવાનું (ક્ષમા) છે. આલમગીરીયા. **મસલો** જો ફકીર ઉપર કેઇનું દેણ હોય, અને જકાત આપનાર જકાતના માલથી તેનું દેણ અદા કરે તો જો ફકીરના હુકમથી આપ્યું હશે તો જકાત અદા થશે અને જો તેના હુકમથી નહીં આપ્યું હોય તો જકાત અદા થશે નહીં પણ દેણ અદા થશે આલમગીરીયા **મસલો** શાગીરદે ઉસ્તાદને જકાત આપી તો જો તે ઉસ્તાદ તેને વગર આપે પણ શીખવતો હોય તો તે દુરૂસ્ત છે. અને જો વગર આપે શીખવતો ન હોય તો જકાત દુરૂસ્ત નથી. દુર્રે મુખ્તાર

* અથવા બીજા શેહેરમાં કોઇ ઘણો સારો માણસ હોય ઘણો પરહેજગાર હોય અથવા તે જગ્યાનાં મુસલમાનોનો લાભ ઘણો હોય અથવા તે જગ્યા તાલેબે ઇલમ હોય જાહેદ હોય અથવા તે જકાત આપનાર દારૂલ હરબમાં હોય અને ત્યાંથી દારૂલ ઇસ્લામમાં મોકલી હોય એ સુરતોમાં મકરૂહ નથી. અને મજકુર મકરૂહ પણ તે સુરતમાં છે કે પુરૂં વર્ષ વિતયા પછી પરદેશમાં મોકલે તેથી પહેલાં મકરૂહ નથી. દુર્રે મુખ્તાર અને જો મજકુર શરતો નહીં હોવા છતાં જો મોકલશે તોપણ અદા થશે. આલમગીરીયા અને જકાત આપવાને માટે બેહેતર સગાં છે એટલુંજ નહીં પણ જહીરીયામાં છે કે જો તેનાં સગાં મોહતાજ હશે તો જ્યાં સુધી સગાઓને આપીને તેઓની ગરજ નહીં સારે ત્યાં સુધી પારકાંઓને જકાત આપવી કબુલ થશે નહીં અને ફકીરો, અને નજરોને અદા કરવામાં સર્વથી બેહતર ભાઇઓ તથા બહેનો છે ફરી તેઓની ઓલાદ ફરી કાકા તથા ફોયો, ફરી તેઓની ઓલાદ ફરી મામા માસીયો ફરી એઓની ઓલાદ, ફરી બીજી સગાઇવાળા ફરી પડોસીઓ, ફરી એક જાતનો ધંધો કરનારા ફરી પોતાના શેહેરવાળા સેરાજે વહહાજ, આલમગીરીયા.

૩ અગર જો તે ગાંડો કે બાળક હોય. તો જો એઓના વાલીએ નહીં આપ્યો હશે તો તે સાજો થયા પછી તથા બાલેગ થયા પછી તેઓ પર વાજેબ થશે. દુર્રે મુખતાર

તરફથી[4] જો તેઓ નિસાબના માલિક ન હોય તો આપે. અને જો તેઓ માલિક હોય તો તેઓના માલથી અપાય અને વેપારના ગોલામો તરફથી નહીં પણ પોતાની ખીજમતના ગોલામો તરફથી આપે. અગર જો તે ખીજમતી ગોલામ મોદબ્બર [5] હોય કે ઉમ્મે વલદ હોએ પોતાની બાયડી તરફથી તથા પોતાના બાલેગ છોકરાઓ [6] તરફથી તથા પોતાના મોકાતબ તરફથી આપે નહીં. અને પોતાના ન્હાસેલા ગોલામ તરફથી આપે નહીં પણ પાછો આવ્યા પછી આપે. અને જો એક ગોલામ અથવા કેટલાક ગોલામો કેટલાક માણસોના ભાગમાં હોય તો ઇમામ આજમ (રહ) ની નજદીક તે ગોલામોનો સદકએ ફિત્ર કોઇ ઉપર વાજેબ નથી.

**મસલો.** ફિત્રનો સદકો[7] ઇદને દીવસે સવારથી વાજેબ થાય છે. તો જો કોઇ માણુસ ઇદની સવારથી અગાઉ મરે અથવા સવાર પછી જનમ્યો હોય, અથવા ઇસ્લામ લાવ્યો[8] હોય તો તેનો સદકો વાજેબ થશે નહીં. અને ઇદની પેહેલાં[9] પણ ફિત્રનો સદકો અદા કરવો દુરૂસ્ત છે પણ સુંનત આ છે કે ઇદગાહમાં જતી વખતે અદા કરે, અને જો ઇદને દીવસે ફિત્રનો સદકો અદા કર્યો ન હોય તો જ્યારે ચાહે કજા કરે.

**મસલો.** સદકએ ફીત્રનો અંદાજો ઘઉંનો[10] કે ઘઉંના આટાનો કે ઘઉંના સતુનો અડધો સાઅ છે અને ખજુરનો કે જવનો એક સાઅ છે. અને દરાક્ષ (કીશમીશ) ઇમામ આજમ (રહ)ની નજદીક ઘઉંના જેવી છે અને સાહેબેન (રહ)ની નજરીક જવના જેવી છે.

**સાઅ** એક માપ છે[12] કે જેમાં આઠ રતલ

[4] પણ જો માંદલી છોકરીના નિકાહ કરીને તેના ધણીને ઘેર મોકલી હોય તો સદકો ફિત્રનો બાપની ઉપર લાજેમ નથી. તાતાર ખાનીયા.

[5] મોદબ્બર તે ગુલામ છે કે જેને માલેકે કહયુ હોએ કે મારા મરા પછી તું આજાદ છે. અને ઉમ્મે વલદ તે લોંડી છે કે તે માલેકના નુતફાથી બચ્ચુ જણી હોય, તો એઓના તરફથી પણ સદકો ફિત્રનો વાજેબ છે. અને ગીરવી મુકાયલા ગુલામ કે નોકરીમાં રખાએલા ગુલામના તરફથી પણ વાજેબ છે. આલમગીરીયા.

[6] અને જો એઓના તરફથી તથા બાયડીના તરફથી તેઓના હુકમથી કે વગર હુકમથી આપશે તો દુરૂસ્ત છે, પણ જે માણસ કે તેના અયાલદારીમાં ન હોય તેના તરફથી વગર તેના હુકમે દુરૂસ્ત નથી આલમગીરીયા.

[7] કેટલાક માણસોનો ફિત્રનો સદકો એક શખસને આપવો એકમતે દુરૂસ્ત છે. અને તેનું ઉલટું (એટલે એક માણસનો સદકો કેટલાક શખસોને આપવો તે પણ કરખી [રહ]ની નજદીક દુરૂસ્ત છે. બીજાઓની નજદીક દુરૂસ્ત નથી. અને નહીં આપવું એજ જાહેર છે, અને બેહેતર છે. જામેએ રમુજ. તમરતાશીમાં પણ એજ રીતે છે ત્યારે બેહતર આજ છે કે નહીં દુરૂસ્ત થવાના મતને પસંદ કરીએ કે જેથી સદકાનું અદા થવું એકમતે થાય અને એજ માટે મજાલેસુલ અબરારવાળાએ કહયું છે કે જાએજ નથી; કારણ કે રસુલુ-લ્લાહે (સલે) ફરમાવ્યું છે કે "આજના જેવા દીવસ [ઇદ] માં તેઓને (ફકીરોને) ગની કરો બે ગરજ કરો)" અને એથી એ છાંમાં ગની થતો નથી અને કોઇએ કહ્યું છે કે તે બે ફકીરોને આપવો દુરૂસ્ત છે પણ પેહેલો મત સારો છે.

[8] એવીજ રીતે કોઇ પૈસાવાળો સુબ્હ થયા પેહેલાં ફકીર થશે તેના પર વાજેબ નથી. પણ જો કોઇ ફકીર સુબ્હ થયા પેહેલાં તવનગર થશે અથવા કોઇ ઇસ્લામ સ્વીકારશે અથવા જનમશે. તો વાજેબ થશે. આલમગીરીયા.

[9] અને સહી આ છે કે પેહેલા આપવા માટે કોઇ મુદત ઠેરવાયલી નથી. મહીનો પહેલાં હોય કે વર્ષ પેહેલા હોય. આલમગીરીયા. અને જે શખ્સે બુઢાપાને લીધે કે માંદગીને લીધે રોજા રાખ્યા ન હોય તે (પણ) ફિત્રનો સદકો આપે. આલમગીરીયા.

[10] ઘઉં, જવ, ખજુર અને દરાક્ષ આ ચાર સિવાય બીજી કોઇ ચીજનો સદકો આપવો તે હનફી મજહબ પ્રમાણે કીંમતની ગણતરીએ દુરૂસ્ત છે. એટલે અડધો સાઅ ઘઉંની જે કીંમત થાય તેટલી કીંમતમાં જેટલી જુવાર કે બાજરી કે ચોખા આવે એટલા આપે. અથવા એક સાઅ ખજુરની જેટલી કીંમત હોય તેટલી કીંમતનો જેટલો બીજો અનાજ આવે તેટલો આપે ગુ. મો. **મસલો** જો અડધો સાઅ જવ અને અડધો સાઅ ખજુર આપશે તો સદકો અદા થશે, દુરૂસ્ત છે. અને એવીજ રીતે છે જો પાસાઅ ઘઉં અને અડધો સાઅ જવ આપશે. આલમગીરીયા.

[11] આ સાઅ બગદાદી છે અને બગદાદી

મસુર કે માશ કે એના જેવું બીજું કંઇ સમાઇ શકે. અને ઇમામ અબુ યુસોફ (રહ) ની નજદીક પાંચ રતલ અને એક ત્રતીયાંશ રતલ છે. અને એક રતલ વીસ અસતારનો હોએ છે. અને દરેક અસતાર[૧૨] સાડાચાર મિસકાલનો છે. ત્યારે એક રતલ દીલ્લીના સીક્કા પ્રમાણે છત્રીસ રૂપીઆના[૧૩] વજનને છે. અને સદકએ ફિત્રને બદલે[૧૪] તેની કીંમત આપવી દુરૂસ્ત છે.

## ફસલ ૨
### નફલ સદકા વીષે.

બીજો નફલ સદકો છે. નફલ સદકો માબાપને[૧૫], સગાંઓને, યતીમોને, મિસકીનોને, પ-

---

રતલ વીસ અસ્તારનો છે. તબયીન. અને એજ ઇરાકી સાઅ છે. શરહેનિકાયા. અને દુર્રે મુખ્તારમાં છે કે સાઅ માતબર તે છે કે જેમાં મસુર તથા માશ એક હજાર ચાલીસ દિરહમ વજનના સમાય. અને આ બે ચીજને એટલા માટે પસન્દ કરી છે કે એ બંને માપમાં ને તોલમાં બરાબર ઉતરે છે.

૧૨ દરેક અસ્તારના સાડાચાર મિસકાલ અને સાડા છ દિરહમ થાએ છે. શમની. ત્યારે સાડાચારને વીસમાં ગુણવાથી એક રતલના નેવું મિસકાલ થશે. અને સાડા છ ને વીસમાં ગુણવાથી એકસો ત્રીસ દિરહમ થશે (અને જ્યારે આઠ રતલનો સાઅ થાએ છે તો એક સાઅના સાતસો વીશ મિસકાલ થશે. અને દિરહમના વજને એક હજાર ચાલીશ થશે. કેમકે ૯૦×૮=૭૨૦ થાએ છે અને ૧૩૦×૮=૧૦૪૦ થાય છે) અને શાહ અબદુલ હક્ક મોહદ્દેસ દેહલવી (રહ) સીરાતુલ મુસ્તકીમ ની શર્હમાં લખે છે કે શાફેઈ (રહ)ની નજદીક હેજાજી સાઅ વાજેબ છે અને અમારી નજદીક અડધો સાઅ એરાકી છે. અને (અડધો સાઅ) બે મન છે. અને મન ચાલીસ અસ્તારનો અને અસ્તાર સાડાચાર મિસકાલનો છે તો મન એકસો એંસી મિસકાલનો થશે. શરહ વિકાયા અને બીજી કીતાબોથી પણ એવીજ રીતે જણાય છે. અને જ્યારે એ વજનને પોતાના દેશના તોલ સાથે સરખામણી કરીશું તો અડધો સાઅ અકબરશાહી શેરથી કે જે ત્રીશ શેર શાહી (સાડાચાર મિસકાલ) નો છે અઢી શેર અને પાંચ શેર શાહી છે. અને હાલના જહાંગીરશાહી શેરથી કે જે છત્રીશ શેર શાહીનો છે. સવા બશેરમાં એક શેર શાહી (૪ાા મિસકાલ) ઓછો થાએ છે. તે આ હીસાબથી કે સાઅ સાતશો વીશ મિસકાલનો છે. કેમકે સાઅ ચાર મનનો છે અને મન ચાલીસ અસ્તાર અને દરેક અસ્તાર સાડાચાર મિસકાલનો. તો દરેક મન એકસો એંસી મિસકાલનો થયો અને જ્યારે સેર શાહી સાડા ચાર મિસકાલને કહે છે તો અડધા સાઅના એંસી શેર શાહી હોવા લાગુ પડે છે. (કેમકે આખા સાઅના ૭૨૦ મિસકાલતો અડધાના ૩૬૦ થયા અને દરેક શેર શાહી ૪ાા મિસકાલનો તો એંસી શેર શાહીના પણ ૩૬૦ મિસકાલ થયા.) અને એંસી શેર શાહીના પુરાનો શેર (અકબર શાહી) અઢી શેરને પાંચ શેર શાહી ઉપર થાય છે. અને હાલનો શેર (આલમગીરી) સવા બસેરમાં એક શેર શાહી ઓછો થાય છે (શાહ સાહેબનું લખાણ સમાપ્ત થયું) અને લખનોરના તોલે અડધો સાઅ દોઢ શેર અને અડધી છટાંક અને સાડાત્રણ માશા થાય છે.

૧૩ જ્યારે એક રતલના છત્રીશ રૂપીઆ દીલ્લીના સીકાથી થયા તો ચાર રતલ એટલે અડધા સાઅના એકસો ચુંમાલીસ રૂપીઆ વજન થશે. અને જો કે એ રૂપીયો સવા અગ્યાર માશાનો હતો જેથી એના તોલાં એકસો છત્રીસને છ માશા થશે આ તોલાથી દરેક મુલકના શેરનો હીસાબ કરી લે. ગુ. મો.

૧૪ દુરૂસ્ત છે એટલુંજ નહીં પણ આટા કરતાં સારૂં છે. અને આટો આપવો ઘઉં કરતાં સારો છે અને કેટલાકના મત પ્રમાણે ઘઉં આપવા (પૈસા કરતાં) સારા છે. કારણ કે એના દુરૂસ્ત થવામાં કોઇ ઇમામને વિરૂદ્ધતા નથી. શરહ નિકાયા. અને દુર્રે મુખ્તારવાળા (રહ) કહે છે કે સોંઘવારીમાં કીંમત આપવી બેહતર છે અને મોંઘવારીમાં અને દુકાળમાં અનાજ આપવો બેહતર છે

૧૫ એટલે પ્રથમ પોતાની જાત ઉપર ખરચ કરે તે પછી પોતાના બાલ બચ્ચાં અને ધણીઆણી ઉપર ખરચ કરે તે પછી બીજા હકદારોને આપે. જેમકે હદીસ શરીફમાં આવેલું છે કે એક પુરૂષ હજરત પેગમ્બર (સલ) પાસે આવ્યો અને અરજ કરી કે મારી પાસે એક દીનાર છે તેને હું શું કરૂં? આપે ફરમાવ્યુ કે તારા જીવને માટે ખરચ કર. તેણે કહ્યુ કે બીજો દીનાર મારી પાસે છે આપે ફરમાવ્યું કે પોતાના બચ્ચા પર ખરચ કર. તેણે કહ્યું બીજો પણ છે આપે ફરમાવ્યું પોતાની ઘરવાળી માટે ખરચ કર. તેણે કહ્યું બીજો પણ છે આપે ફરમાવ્યું કે પોતાના ખીજમતગર માટે ખરચ કર. તેણે કહ્યું બીજો પણ રાખું છું. આપે ફરમાવ્યું કે તું વધારે જાણકાર છે એટલે (ફરી)

પડોસીને, અને માંગનાર વગેરેને આપે. પણ બેહતર આ છે કે જે કંઇ મુળ હાજતથી, દેણુથી, ઘર ખરચથી, અને વાજેબ હકોથી વધારે હોએ તે આપી દે. અને ગુનાહના કામમાં ખરચ કરે નહીં. પેગમ્બર (સલ) સાહેબ ખેબર ફતેહ કર્યા પછી એક વર્ષનો અગાઉ ખરચો પવિત્ર બીબીઓને આપતા હતા અને બીજુ પોતાને માટે કંઇ એકઠું કરતા નહોતા. જે કંઇ મળી આવતું તે ખુદાની રાહમાં આપતા હતા અને ફરમાવતા[૧] હતા કે "એ બીલાલ જે કંઇ રાખતો હોએ તે ખરચ કરી નાંખ અને અરશના માલિકથી ગરીબાઇની બીક કરવી નહીં[૨]" અને માલને બેહુદા ખરચ કરે નહીં કારણ કે નકામો ખરચ કરનારને હકક તઆલાએ શેતાનનો ભાઇ કહયો છે. બેહુદા ખરચ[૩] તે છે કે જેમાં ન સવાબ હોય અને ન દુન્યામાં કંઇ લાભ હોય, અને દીલને ખુશ કરવું એ હકકથી વધારે માતબર નથી.

**મસલો.** નફલ સદકામાંથી પ્રથમ બની હાશીમને આપે; કારણ કે જકાત તેઓને આપવી હરામ છે.[૪] અને નમ્રતાથી તથા રસુલુલ્લાહ (સલ)ની સગાઇની ઇજ્જત ધ્યાનમાં રાખીને આપે.

**મસલો** નફલ સદકો જીમ્મીને આપવો[૫] દુરસ્ત છે. હરબીને[૬] દુરસ્ત નથી.

---

જેને હકદાર અથવા લાયક જાણે તેને આપ. મિશકાત શરીફ.

૧ અને એમ પણ ફરમાવતા હતા કે અલ્લાહ તઆલા ફરમાવે છે. "એ આદમ પુત્ર તું ખરચ કર હું તારા પર ખરચ કરીશ (તને આપીશ) એટલે એ આદમના દીકરા તું મારા માર્ગમાં ફકીરોને આપ હું તને આપીશ.

૨ આ હદીસનો કિસ્સો આવી રીતે છે કે નબી (સલ) એક દીવસે બીલાલ (રદી) પાસે પધાર્યા અને તેની આગળ ખજુરનો ઢેર હતો આપે પુછ્યું આ શું છે. એ બીલાલ? તેણે કહ્યુ મે કાલને માટે જખીરો રાખ્યો છે. આપે ફરમાવ્યું કે શું તું બીહતો નથી, કે કાલે એને જીલ્લતની સાથે દોજખમાં કેયામતને દીવસે જુએ. તું એને ખરચ કર અને અરશના ખુદાથી ગરીબ થવાની બીક રાખવી નહીં. મિશકાત શરીફ.

૩ જે ઇસરાફ છે તે બેહુદા છે. મોજાહેદે કહ્યું છે કે જો કોઇની પાસે અબુ કોબેસ [નામના પર્વત] બરાબર સોનુ હોય ને તે તેને ખુદાના માર્ગમાં ખરચશે તો તે ઇસરાફ કરનારો થશે નહીં. અને જો એક દિરહમને અથવા એક મુદને ખુદાની ના ફરમાનીમાં ખરચ કરશે તો તે ઇસરાફ કરનાર થશે. એક શખ્સે હાતેમ અસમ (રહ) ને કહ્યું. ઇસરાફ કરવામાં નેકી નથી તો તેવણે ફરમાવ્યું કે નેકીમાં ખરચ કરવામાં ઇસરફ નથી, તરીકએ મોહમ્મદીયા.

૪ બની હાશીમને કે જેમાંથી સૈયદો છે એઓને જકાત આપવી દુરૂસ્ત નથી. એટલુંજ નહીં પણ એઓના આજાદ કરેલા ગુલામોને પણ આપવી દુરૂસ્ત નથી તેમ તેઓને લેવી પણ દુરૂસ્ત નથી. ફીકહના મતનની તમામ કીતાબોમાં અને ઘણી શરહોમાં એજ પ્રમાણે લખાયલું છે. અને હદીસ શરીફમાં ખુલ્લી રીતે લખાયલું છે કે મારી આલને જકાત હલાલ નથી. કેટલાક લોકો કહે છે કે પ્રથમ સૈયદોને ગનીમતના માલમાંથી પાંચમો ભાગ (ખુમુસ) મળતો હતો જેથી જકાત હરામ હતી પણ હાલમાં ગનીમતમાંથી કંઇ મળતું નથી. તેનો જવાબ બહરૂલ ઓલુમે (રહ) પોતાની કીતાબ અરકાને અરબામાં આવી રીતે આપ્યો છે કે સૈયદોને જકાત હરામ થવાના બે કારણ છે. (૧) ગનીમતમાંથી ખુમુસ મળવું અને (૨) જકાતના માલનું મેલ હેવું, અને આ બીજું કારણ ખુલ્લી રીતે હદીસ શરીફમાં કેહવાયું છે, ત્યારે અગર જો ગનીમતમાંથી પાંચમા ભાગનું મળવું જે જકાતને હરામ થવાનું કારણ નહીં રહ્યું પણ બીજું મજબુત કારણ હરામ થવાનું તે માલનો મેલ થવો છે તે તો છે ફરી એ કારણ હોવા છતાં કારજ એટલે જકાતનું હરામ થવું કેમ ન હોએ? એ વિષેની વધારે તહકીક મોલવી અબ્દુલ હૈય લખનવીએ (રહ) પોતાના મજમુએ ફતાવા જીલદ ૧ પૃષ્ટ ૬૫,૬૬માં કરી છે. ગુ૦ મો૦

૫ જીમ્મીને આપવું તે એકેમતે દુરૂસ્ત છે અને સદકએ ફિત્ર, નજર અને કફારો આપવા વિષે ઇમામોએ ઇખ્તેલાફ કર્યો છે ઇમામ અબુ હનીફા તથા મોહમ્મદ (રહ) કહે છે કે દુરૂસ્ત છે, પણ મુસલમાન ફકીરોને આપવું અમારી નજદીક ઘણું સારૂં છે. આલમગીરીયા.

૬ એટલે દારૂલ હરબનો રહેવાશી (હરબી) ઇસલામી રાજ્યમાં પાસ મેળવીને રહયો નહોય (મુસ્તામેન ન હોએ) તેને જેમ વાજેબ સદકો આપવો દુરૂસ્ત નથી. તેમ નફલ સદકો આપવો પણ દુરૂસ્ત નથી (અને જે ખ્રિસ્તીઓ, હીંદુઓ અને

મસલો ત્રણ દહાડા સુધી મેહમાનની જીયાફત કરવી સુંનતે મોઅક્કદા છે અને તે પછી મુસ્તહબ છે.

## રોજાંનો બાબ

ઇસ્લામના રૂકનોમાંથી એક રૂકન રમજાન મુબારકમહીનાનારોજારાખવા(સોમ)[7]છે. દરેક મુસલમાન બાલેગ ઉપર કતઇ ફરજ છે તેનો નકાર કરનાર કાફેર થશે. અને વગર કારણે તરક કરનારો ફાસેક થશે સહીહેન (બુખારી મુસલિમ )માં છે કે અબુ હોરૈરા એ (રદી) રસુલુલ્લાહ (સલ) થીરિવાયત કરી છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે આદમ પુત્રના દરેક સારાં કામનો સવાબ દસ ગણુથી તે સાતસોગણા સુધી વધારે આપવામાં આવે છે. પણ રોજો બેશક મારે માટે છે અને હું પોતે રોજાનો બદલો છું[8] હદ

પારસીઓ, કોઇ મુસલમાનનો નહીં પણ ઇસ્લામનો મુકાબલો કરનાર હોય મુસલમાનોને દુશ્મન ગણતા હોય તેઓ પણ એ કાયદામાં દાખેલ છે) અને હરબી મુસ્તામન તે જીમ્મીના કાયદામાં છે તેને નફલ સદકો આપવો દુરૂસ્ત છે. આલમગીરીયા.

૭ સોમના અર્થ લુગત પ્રમાણે ફકત રોકાવું છે ( સાનેથી રોકાવું તે એ અર્થમાં સમાયલું નથી) અને શરીઅતમાં રોજાને તોડનાર ત્રણ વસ્તુઓથી ખાસ વખતમાં નૈયતની સાથે રોકાવાને કહે છે. દુર્રે મુખ્તાર.

૮ એક હદીસ શરીફમાં શબ્દ "અજ્જી" આવેલો છે અને એક રિવાયતમાં એ શબ્દ" ઉજ્જા" વંચાયો છે. અને કર્તાએ પણ "ઉજ્જા" ની રિવાયત પ્રમાણે તરજુમો કર્યો છે. અને "અજ્જી"પ્રમાણે હદીસ શરીફના અર્થ આવી રીતે થશે " અને હું પોતે રોજાનો બદલો આપીશ અને જે હું ચાહું તથા જેટલું હું ચાહું તે ગણતરીથી તથા હદથી બાહેર છે. અને "ઉજ્જા" ની રિવાયત પ્રમાણે "હું તેનો બદલો છું" એટલે કેયામતમાં મારો દીદાર છે. અને દુન્યામાં તેની પેહેચાનત (મારેફત) તેનો બદલો છે. અને થઇ શકે છે કે આ બંને બદલા મળે બેહકીએ(રહ) રિવાયત કરી છે કે એક શખ્સે સુફયાન બીન ઓયયના (રહ)થી પુછ કરી કે આ હદીસે કુદસી–"આદમ પુત્રનુ દરેક કામ તેને માટે છે પણ રોજો તે તો મારે માટે છે અને હું તેનો બદલો આપીશ, " ના અર્થ શું છે? તેવણે કહ્યું કે આ હદીસ સહી

મસલો રોજો અદા કરવાની શરત નૈયત કરવી[9]છે તથા હેજ નિફાસથી પાક થવું છે.

રોજો ૭ કિસમનો છે પેહલી રમજાનનો રોજો બીજી કજાનો રોજો ત્રીજી અમુક દીવસની નજર (માનતા)નો રોજો, ચોથી નહીં મુકર કરેલા દીવસનીનજરનો રોજો પાંચમી કફ્ફારાનો રોજો છઠ્ઠી

હદીસોમાંથી છે તથા ઘણી મજબુત હદીસોમાંથી છે. અને એના અર્થ આ છે કે જ્યારે કેયામતને દીવસે કોઇ આદમીની વચ્ચે તથા તેના દુશ્મનોની વચ્ચે હીસાબ થશે તો જે કંઇ તેને માથે મખલુકના હક નીકળશે તે તેના સારાં કામોમાંથી આપશે. તે એટલા સુધી કે તેનું કંઇ કામ બચશે નહીં. પણ જ્યારે રોજાની વારી આવશે તો અલ્લાહ તઆલા તે જુલમના બદલામાં રોજાને આપશે નહીં, અને ફરમાવશે કે એને છોડ. એ તો ખાસ મારે માટે છે. અને ફરી તે બાકી રહેલા હકોનો બદલો પોતે આપવાનું કબુલ કરીને હકદારોને સવાબ આપીને રાજી કરશે તો તેનો રોજો સાથે રહીને જંનતમાં લઈ જશે. ફતહુલ અજીજ. અને કેટલાકોએ એવું કારણ આવી રીતે દર્શાવ્યું છે કે દરેક સારૂં કામ નમાજ, તિલાવત જીકર એતેકાફ. હજ્જ અને જેહાદ વગેરે ની દેખીત સુરતો છે. જો કોઇ માણસ લોકોને દેખાડવા એ કામોના રૂપ ધારણ કરે તો તે કરી શકે છે. પણ રોજો એથી ઉલટો છે એની સુરત દેખીત નથી. કે જેથી લોકો જાણીતા થાય. પણ જો તે કહે કે હું રોજદાર છું તોજ જાણે. અને એ કહેવામાં તે પર તોહમત આપે કે કદાપી તેણે પોતાની શેખી મારવા જુઠું કહ્યું હશે. આતો કામમાં રિયા ચાલતી નથી તથા લોકોને તેથી ફરેફતા કરી શકતો નથી તે એટલાં સુધી કે એના રોજાની નૈયતને કેરામે કાતેબીન પણ જાણતા નથી.

૯ નૈયતથી મતલબ રોજો રાખવાને દીલથી જાણવું છે, પણ જુબાનથી કહેવું સુંનત છે. નહરે ફાએક. મસલો રોજો ત્રણ તરેહનો છે. (૧)ફરજ. અને તે બે કીસમના છે. એક નીમીત વખતનો ફરજ અને તે રમજાનનો રોજો છે. અને બીજો અનીમીત વખતનો રોજો છે. (૨) વાજેબ અને તે (પણ) બે કીસમના છે. એક નીમીત વખતનો વાજેબ જેમ કે નજર મોઐયનનો રોજો. અને બીજો અનીમીત વખનો રોજો જેમકે વખત નહીઠેરવે નજરનો રોજો. અને (૩)નફલ અને તે ફકત એક તરેહનો છે. આલમગીરીયા.

નફલ રોઝો ઇમામ આજમ (રહ)ની નજદીક રમજાનનો રોઝો મુતલક નૈયતથી (ફ- કત રોઝાની નૈયતથી) તથા વખતના ફ- રજની નૈયતથી તથા નફલની નૈયતથી અદા થાય છે. અને જો તંદુરસ્ત અને મોકીમ હોય ને તે જો નૈયત કઝાની કે કફફારાની કરે તોએ વખતનું ફરજ ફકત અદા થશે. અને જો બીમાર કે મુસા- ફેર હોય તો તે જે કંઇ નૈયત કરશે, કઝાની ૧૦ કે કફારાની તે અદા થશે. અને સાહેબેનની નજદીક ત્યારે પણ વખતનુંજ ફરજ અદા થશે. અને ઇમામ માલેક, શાફેઇ, અને અહમદની નજદીક વખતના ફરજની નૈયત મુકરર કરવી પણ ફરજ છે, અને નજર મોઐયન (અમુક દીવસની નજર) ઇમામ આજમ (રહ)ની નજદીક જેવી રીતે નજરની નૈ- યતથી અદા થાય છે તેવીજ રીતે મુતલક નૈયતથી તથા નફલની નૈયતથી પણ અદા થશે. અને જો (તેદીવસે)બીજા વાજેબની નૈયત કરશે તો બીજુ વાજેબઅદા થશે. અને ઘણા ઇમમોની નજદીક નજર મોઐયન, વગર નૈયત મુકરરકીધેનજરઅદાથશે નહીં. અને નફલ જેવી રીક નફલની નૈતથી અદા થાએ છે તેમ મુતલક નૈયતથી પણ એકમતે અદા થશે ૧૧ અને નજર ગેર મોઐયન(દીવસ નહીનીમેલી નજર), કઝા, અને કફફારામાટે નૈયતમુકરર કરવી શરત છે.

**મસલો.** ઇમામ શાફેઇ તથા અહમદને ન- જદીક રોઝાની નૈયતનો વખત૧૨ આફતાબ ડુબ- વાથી તે સુબ્હ નીકળવા સુધી છે. અને સુબ્હ ની- કળા પછી નૈયત દુરસ્ત નથી. પણ નફલ રોઝામાં સુર્ય નમવાથી આગળ સુધી નૈયતદુરસ્ત છે અને ઇમામ માલેક (રહ)ની નજદીક સુબ્હ નીકળા પછી નફલની પણ નૈયત દુરસ્ત નથી. અને ઇમામ આ- જમ (રહ)ની નજદીક રમજાનના નજર મે ઐય- નના, અને નફલનાં રોઝાની નૈયત૧ સુર્યનમવાથી આગળ સુધી દુરસ્ત છે. ૨ અને કઝા, કફફારો અને નજર ગેર મોઐયનની નૈયત સુબ્હ નીકળા પછી એકમતે દુરસ્ત નથી. અને ત્રણ ઇમામોની નજદીક રમઝાનના ત્રીસે રોઝાની નૈયત જુદીજુદી દર રાત્રે શરત છે. અને ઇમામ માલિક (રહ)ની નજદીક આખી રમજાન માટે પેહેલી રાત્રે એક નૈયત બસ છે.

જો મહીનાની પેહેલી રાત્રે રોઝાની નૈયત કરી અને રમજાન વચ્ચે ગાંડો થયો અને કેટ- લાક રોઝા ગાંડપણુમાં ગુજરા અને રોઝો તોડનાર વસ્તુ કંઇ તેણેથી થઇ નથી, તો ઇમામ માલિક

---

૧૦ ગણા ફોકહાનો એજ મજહબ છે પણ અશબાહ નઝાએરની શરૂમાં કહેલું છે કે સહી વાત આ છે કે જો તે બીમાર બીજા વાજેબની નૈયત કરશે તો પણ તે રમજાનનો રોઝો અદા થશે. ઇબ્ને કમાલે પણ એ વાતને પ્રસંદ કરી છે. અને શરન્બલાલીમાં બુરહાનથી નકલ થઇ છે કે એજ સહી છે. દુરે મુખ્તાર.

૧૧ અને આ દીવસનો રોઝો એ નૈયતથી પણ અદા થશે. આલમગીરીયા.

૧૨ સુર્યાસ્તથી પેહેલા તથા સુર્યાસ્તની વખતે નૈયત કરવી દુરસ્ત નથી. આલમગીરીયા

૧ અને મોકીમ, મોસાફેર, બીમાર, અને તંદોરસ્ત એ નૈયત)માં સરખા છે. તબયીન. (સુર્ય નમવા આગળ નૈયત કરવી દુરસ્ત થવા માટે) આ શરત છે કે જે દીવસમાં નૈયત કરી હોય તે દીવસમાં નૈયત કરવા પહેલાં રોઝા વિરૂદ્ધ કોઇ ચીજ (ખાવા પીવાની) જાણી બુજીને કે ભુલથી કરી નહોય. શરહ તહતાવી અને દીવસના નૈયત કરવામાં આટલું જરૂર છે કે તે એમ જાણે કે દીવસની શરૂથી રોઝદાર છું. પણ જો નૈયત કરવાના વખતથી પોતાને રોઝદાર જાણશે તો સહી થશે નહીં જોહરા. સિરજે વહહાજ અને રમજાનના મહીનામાં (રાતમાં ઉઠીને) સેહરી ખાવી તે નૈયત કરવાના હુકમમાં દાખેલ છે. અને બીજા રોઝા માટે સેહરી ખાવાનો પણ એવોજ હુકમ છે, પણ જો એવી નૈયતથી સેહરી ખાએ કે કાલે હું રોઝો રાખીશ નહીં. તો ફરી તે નૈયતને ઠેકાણે ગણાશે નહીં અને જો રાતમાં રોઝાની નૈયત કરી અને સુબ્હ સાદેક થયા પેહેલાં નૈયત તોડી કહાડી તો આખા દીવસમાં તે નૈયત તોડવી સહી ગણાશે અને રોઝો લાઝેમ થશે નહીં. અને જો રોઝો રાખનાર રોઝાની હાલતમાં (એટલે સુબ્હ સાદેક પછી થી તે સુર્યાસ્ત સુધીમાં) રોઝો તોડવાની નૈયત કરશે અને તેણે એ નૈયત સિવાય કોઇ કામ રોઝા વિરૂદ્ધ કર્યું નથી તો રોઝો તુટશે નહીં. આલમગીરીયા

૨ સહી આ છે કે અડધા દીવસથી આગળ નૈયત કરવી સહી થશે, કે જેથી દીવસના વધુ ભાગમાં નૈયત થાય, કેમકે ઘણા ભાગને પુરાનો હુકમ અપાય છે.

(રહ)ની નજદીક તેના રોજા દુરૂસ્ત છે. અને ત્રણે ઇમામોની નજદીક ગાંડપણાના દીવસોના રોજા નૈયત નહી થવાને લીધે કજા કરે. અને જો ગાંડ પણ રમજાનનો આખો મહીનો રહયું છે તો રોજા માંથેથી ઉતરી જશે, કજા વાજેબ થશે નહીં. અને જો એક ઘડી પણ રમજાનમાં ગાંડાને હુશયારી આવી હશે તો ગુજરેલા દીવસોની કજા કરે અગરજો તે બાલેગ થતાંજ ગાંડો થયો હોય, અથવા તે પછી ગાંડો થયો હોય.

**મસલો.** રમજાનનો ચંદ્ર જોએથી[3] અથવા શાબાનના ત્રીશ દીવસ પુરા થએથી[4] રોજો વાજેબ થાય છે, જો આકાશમાં વાદળાંકે એના જેવું બીજું કંઇ હોય તો રમજાનના ચંદ્રની સાક્ષી માટે એક પુરૂષ કે સ્ત્રી આદેલ બસ છે.[5] ફરી તે આજાદ હોય કે ગોલામ હોય. એને એવી હાલતમાં શવવાલની સાક્ષી માટે બે પુરૂષ આજાદ આદેલ અથવા એક પુરૂષ ને બે સ્ત્રી આજાદ આદેલ અને શબ્દ શાક્ષીનો શરત છે. અને જો મતલો (ચંદ્ર ઉગવાની જગ્યા) સાફ હોય તો રમજાનમાં તથા શવવાલમાં (સાક્ષી આપનાર) મોટી જમાઅત[6] જોઇએ.

**મસલો.** જો રમજાન એક માણસની સાક્ષીથી સિદ્ધ થયો હોય અને ત્રીશમે દીવસે ચંદ્ર દેખાયો નહોય તો ઇફતાર (રોજો ખોલવો) દુરૂસ્ત નથી[7] અને જો બે પુરૂષની સાક્ષીથી સિદ્ધ થયો હોય અને ત્રીશ દીવસ વીતે તો જો ચંદ્ર નહીં દેખાયો હોય તોએ ઇફતાર કરવો[8] દુરૂસ્ત છે.

**મસલો.** જો કોઇએ પોતાની આંખે રમજાનનો કે શવવાલનો ચંદ્ર દીઠો અને કાજીએ તેની સાક્ષીને રદ કરી તો બંને સુરતમાં વાજેબ છે કે તે માણસ રોજો રાખે. અને જો ઇફતાર કરશે તો કજા વાજેબ થશે. કફ્ફારો વાજેબ થશે નહીં.

**મસલો.** શકને દીવસે[9] એટલે શાબાનની

---

૩ નજુમ (જોતીષ)થી વાજેબ થતો નથી. અને નજુમીને પોતાના ઇલમ પ્રમાણે અમલ કરવો દુરૂસ્ત નથી. મેઅરાજે દિરાયા. અને ચંદ્ર દેખતી વેળા ( આંગળીથી ) ઇશારો કરવો મકરૂહ છે. જહીરીયા. (કેમકે એ રીત જાહેલીયતની છે દુરેં મુખ્તાર) અને જો (દીવસના) સુર્ય નમવા પહેલાં અથવા તે પછીં ચંદ્ર દેખાશે તો તે આવતી રાતમાં ગણાશે. ગુજરેલી રાતનો ગણાશે નહીં. આલમગીરીયા.

૪ યાદ રાખવા જોગ આ વાત છે કે સને ૧૩૧૭ હીજરીના રમજાનનો ચંદ્ર સર્વ પંચાગોમાં ત્રીશો લખાયો હતો, પણ તે ચંદ્ર ઓગણત્રીશો થયલો. એટલે તેના ખોટા થવામાં તો શકજ શાનો? એવીજ તરેહ સને ૧૩૧૮ હીજરીની શવવાલનો ચંદ્ર દરેક જતરીમાં ત્રીંસો લખાયલો હતો પણ તે ઓગણત્રીશો થયો અને તે સેંકડો માણસોએ જોયો. ફરી એ જોતીષ ઉપર ભરોસો થાય કેમ? ગુ. મો.

૫ અને આ સાક્ષીમાં શબ્દ "શહાદત" (સાક્ષી) નો કે દાવો કરવો કે હાકેમનો હુકમ થવો શરત નથી અને જે શખ્સનો હાલ જણાયો નહોય કે તે અદલવાળો છે કે નહીં તેવા શખ્સની સાક્ષી પણ સહી મત પ્રમાણે દુરૂસ્ત છે. અને જો કોઇ અદલ વાળા માણસે રમજાનનો ચંદ્ર જોયો હશે તો તેજ રાતમાં તેનાપર સાક્ષી આપવી વાજેબ છે. અગર જો તે જોનારી પડદાદાર લોંડી હોય. તેને પોતાના માલેકના વગર હુકમે નીકળવું (સાક્ષી આપવા) દુરૂસ્ત છે. અને જો ફાસેક માણસ જુએ તો તે પણ સાક્ષી આપે. કારણ કે કદી ફાસેકની સાક્ષી પણ કાજી કબુલ રાખે છે. પણ કાજીને જોઇએ કે તેની સાક્ષીને કબુલ રાખે નહીં. આલમગીરીયા.

૬ તે એટલી જમાઅત થવી જોઇએ કે તેઓના સાચા થવાની ધારણા વધેલી (ગુમાન ગાલેબ) હોય અને એવી સુરતમાં બે સારા ભરોસેદાર માણસો ઉપર બસ કરવાની પણ રિવાયત થએલી છે. અને બહરે રાએકવાળાએ (રહ) એજ રિવાયત પસુંદ કરી છે. દુરેં મુખ્તાર.

૭ આ કોલ ઇમામ અબુ હનીફા તથા અબુ યુસોફ (રહ)નો છે, પણ ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક ઇફતાર કરે. તબયીન અને ગાયતુલ બયાનમાં છે કે ઇમામ મોહમ્મદ (રહ) નો મત ઘણો સહી છે. નહરે ફાએક. અને શમસુલ અઇમ્મા કહે છે કે આ ઇખ્તેલાફ તે વખતે છે કે મતલો (ચંદ્ર નીકળવાની જગ્યા) ખુલ્લો હોય અને શવલાલનો ચંદ્ર નજરે પડે નહીં અને જો અબર હોય તો બીલ ઇત્તેફાક ઇફતાર કરવો જોઇએ. જખીરા. આલમગીરીયા.

૮ જો વાદળાં હોય ત્યારે તો એકમતે ઇફતાર કરે પણ જો મતલો સાફ હોય તો સહી મત પ્રમાણે તોએ ઇફતાર કરવો જોઇએ. આલમગીરીયા.

૯ હદીસમાં છે. "જે દીવસે (રમજાન થવા વિષે) શું

ત્રીશમીએ જ્યારે ચંદ્ર દેખાય નહીં અને મતલો સાફ ન હોય તો રોજો રાખે નહીં, પણ જો તેના રોજા રાખવાનો દીવસ[10] એક થઇ જાય તો નફલની નૈયતથી રોજો રાખે. અને નહીં તો ખાસ લોકો[11] રોજો રાખે અને આમ (સાધારણ) લોક સુર્ય નમ્યા પછી ઇફતાર કરે. ઇમામ આજમ (રહ)ની નજદીક. અને તે દીવસે રમજાનની નૈયતથી અથવા બીજા વાજેબની નૈયતથી રોજો રાખવો મકરૂહ છે.અને એવીજ રીતે ડામાડોલ નૈયતથી મકરૂહ છે કે જો રમજાન થશે તો રમજાનનો, નહીં તો નફલ અથવા બીજા વાજેબનો. અને કોઇ પણ નૈયતે રોજો રાખ્યો હોય પણ જ્યારે રમજાન સિદ્ધ થશે તો તે રોજો ઇમામ આજમ (રહ)ની નજદીક રમજાનનોજ ગણાશે.

## ફસલ ૧.

### કજા અને કફફારાના કારણો વિષે.

જો કોઇ માણસે જાણીબુજીને[1] રમજાનના રોજામાં સ્ત્રી મેલાપ કર્યો[2] અથવા કોઇ સ્ત્રીએ મેલાપ કરાવ્યો આગળે રસતે અથવા પાછલે માર્ગે અથવા જાણી બુજીને ખાધું પીધું, ખોરાકને અથવા દવાને[3] તો તેનો રોજો ફાસેદ થશે અને તેના ઉપર કજા અને કફફારો વાજેબ થશે.

(કફફારો તે) એક ગુલામ આજાદ કરે અને જો તે મળી નહીં શકે તો બે માસના એક પછી એક[4] (સાથે) રોજા રાખે. કે જેમાં રમજાન, ઇદોના દીવસ અને તશરીક હોય નહીં. અને જો તે રોજા વચ્ચે કારણ સર કે વગર કારણે રોજો છુટી જાય તો નવેસરથી રોજા રાખે. પણ જો હેજ[5] કે

---

શક પડયો હોય તેમાં જે કોઇ રોજો રાખશે તેણે અબુલ કાસેમ (સલ)ની નાફરમાની કરી છે" આ હદીસ શરીફ મુસનદ છે તથા ઇમામ બુખારીએ (રહ) એને તાલીક કરી છે.

૧૦ દ્રષ્ટાંત તરીકે તે રોજો રાખનારની આદત હતી કે જુમેરાતે પીરે રોજો રાખ્યા કરે છે અને શકનો દીવસ એજ દીવસે આવ્યો અથવા તે દર મહીનાની આખરે કે શાબાનની આખરે ત્રણ રોજા રાખ્યા કરે છે, તો એ રોજો રાખવો મકરૂહ થશે નહીં.

૧૧ ખાસ અને આમનો ફરક આ છે કે જે કોઇ શકના રોજાની નૈયત જાણે છે કે તે ખાસમાંથી છે. અને જે નહીં જાણે તે આમમાંથી છે. અને તેની નૈયત આ છે કે જે શખ્સની તે દીવસે રોજો રાખવાની ટેવ ન હોય તે (ફકત) નફલ રોજાની નૈયત કરે. અને તેના દીલમાં આ ગુમાન થાએ નહીં કે જો આ દીવસ રમજાનનો થશે તો રમજાનના રોજાથી ગણાશે. આલમગીરીયા.

૧ જાણીબુજીને એ કામમાં પડનાર ફાએલ હોએ કે મફઉલ ( કરનાર કે કરાવનાર ) હોય. અને જો કરાવનારીપર જબરદસ્તી થઇ હશે તો તેપર કજા વાજેબ થશે, કફફારો વાજેબ થશે નહીં. અને જેપર શરૂમાં જબરદસ્તી થઇ હોએ અને ફરી ખુશી હોએ તેનો હુકમ પણ એવોજ છે.

૨ કોઇ સ્ત્રી મેલાપની લાએકાતવાળીથી સોપારી દાખલ કરીને. અગરજો વિર્ય નહીં નીકળે. આલમગીરીયા

૩ આ કાયદો તે વખતે છે કે તે દવા અથવા ખોરાક બદનના સુધારવા માટે અથવા બદનમાંથી ખરચ થઇલી વસ્તુના બદલા માટે હોય. એટલે તે વસ્તુ દવા કે ખોરાકની જાતીથી ઠરેલી હોય. નહીં તો કફફારો લાગુ પડશે નહીં. હા, કજા લાજેમ થશે. ખજાનતુલ મુફતીન. આલમગીરીયા તો જો કાચા જવને ઉતારી જશે તો તે પર કફફારો લાગુ થશે નહીં.અને જો ભુંજીને ઉતારશે તો કફફારો લાગુ પડશે. કારણ કે ભુંજેલા જવને આદત પ્રમાણે ખાય છે. કાચાને ખાતા નથી. મોહીતે સરખસી. મસલો. જે ઝાડના પાંદડાને લોકો ખાય છે. જેમકે પાન તથા મુલો તો તેના ખાવાથી કજા અને કફફારો લાગુ પડશે. અને જો ખાતા નથી તો કજા લાગુ પડશે. કફફારો લાગુ પડશે નહીં. અને સર્વ જડી બુટી ચેનો એજ કાયદો છે આલમગીરીયા. મસલો. જો મીઠું ખાશે તો કફફારો વાજેબ થશે એજ પસંદ મત છે. ખોલાસો. અને સદરે શહીદે કહ્યું છે કે એજ સહી છે. આલમગીરીયા.

૪ તો જો સાઠ દીવસોની વચ્ચે ઇદોના દીવસ કે તશરીકના દીવસ આવશે તો નવેસરથી રાખે. પછી મજકુર દીવસોમાં રોજા રાખ્યા હોય કે નહીં રાખ્યા હોય આલમગીરીયા.

૫ પણ જો તે સ્ત્રી સને અયાસે પુગી હોય (એટલે એવી ઉમરે પુગી હોએ કે હેજ બંધ થયું હોએ) તો તેના હેજનો કશો ઇતબાર નથી. દાખલા તરીકે જો તેણીએ એક મહીનાના રોજા રાખ્યા અને તેમાં હેજ આવ્યું તે પછી તે મજકુર વર્ષે પુગી હોય તો તે જરૂર નવેસરથી રોજા રાખે. તહતાવી.

નિફ્રાસને[6] લીધે રોજો તોડે તો તેથી કંઇ હરકત નથી[7] અને જો રોજા રાખવાની શક્તિ નહોય તો સાઠ મીસ્કીનોને[8] ખાણું આપે[9] દરેકને સદકએ ફિત્ર જેટલું. અને ઈમામ શાફેઇ તથા અહમદ [રહ]ની નજદીક વગર સ્ત્રી મોલાપે (જેમાએ) કફ્ફારો વાજેબથતો નથી. અને કજા રોજોકે કફ્ફારાનો રોજો કે નજરનો રોજો તોડવાથી એકમતે કફ્ફારો વાજેબ થતો નથી. અને જો એક રમજાનમાં બે રોજા કે તેથી વધુ રોજા એવી રીતે તોડયા હોય કે કફ્ફારો વાજેબ થાય તો જો પેહેલા રોજાના તોડયા પછી કફ્ફારો આપ્યો છે તો બીજા રોજાનો કફ્ફારોઅલાહેદો આપે. અને એવીજ રીતે ત્રીજા ચોથામાં અને તે પછી અને જો પહેલા રોજાનો કફ્ફારો આખર રમજાન સુધી આપ્યો નથી તો કેટલાક રોજા તોડવામાં એક કફ્ફારો બસ છે. અને ઇમામ માલિક તથા શાફેઈ (રહ)ની નજદીક દરેક રીતે જેટલા રોજા હોય તેટલા કફ્ફારા જોઇએ. અને જો બે રમજાનમાં બે રોજા તોડયા છે અને પેહેલા રોજાનો કફ્ફારોનહી આપ્યો છે તો એ સુરતમાં[10] એકમતે જુદો જુદો કફ્ફારો

6 પણ દુરે મુખતારવાળા કહે છે કે "જો નિફ્રાસના ઉજરથી રોજો ખાશે તોએ નવેસરથી રાખે" મતલબ કે જો ઉજર એવો કે દરેક મહીનામાં તેથી છુટકારો ન હોય અને તે અકતે સમાવાથી (એટલે બેઇખ્તીયારી) હોય, તેમાં નવેસરથી રાખવાની જરૂર નથી; કારણ કે જો એ ઉજરને પણ ગણતરીમાં લેશું નહીં તો સ્ત્રીને (બે મહીનાના) એક પછી એક રોજા રાખવા બની શકશે નહીં. એજ માટે હેજ નહીં આવ્યાની મુદત (સને ઇયાસ) પછીના હેજને માતબર ગણ્યું નથી. એટલે જો સન ઇયાસ પછી કફ્ફારાના રોજાઓ વચ્ચે હેજઆવશે તો નવેસરથી રાખે. એથી ઉલટું નિફ્રાસ વિગેરે છે કે એ દીવસો સિવાય બીજા દીવસોમાં એક પછી એક રોજા રાખવા બની શકે છે.

7 પણ બદાએમાં કહેલું છે કે હેજના દીવસોની કજા આગળા રોજાઓની લગોલગ રાખે, હેજ પછી જો એક દીવસ પણ ઇફતાર કરશે તો નવેસરથી રોજા વાજેબ થશે. તહતાવી.

8 મીસકીન અને ફકીર [આ બાબતમાં] બરાબર છે અને જીમ્મી કાફેર સિવાય જે કોઇ જકાત આપવાને લાએક નથી તે કફ્ફારો આપવાને પણ લાએકનથી. [અને જીમ્મી કફ્ફારો આપવાને લાએક છે] આલમગીરીયા મસલો જો સાઠ મીસ્કીનોને સહવારના ખવાડશે અને બીજા સાઠ મીસકીનોને સાંજે ખવાડશે તો દુરૂસ્ત નથી. પણ જો આ બે ટોલામાંથી કોઇ પણ સાઠને બીજી વાર પણ ખવાડશે તો દુરૂસ્ત થશે. આલમગીરીયા

9 અને જો એકજ મીસકીનને સાઠ દીવસ સુધી દરરોજ અડધો સાઅ [ઘઊં] આપશે તો દુરૂસ્ત છે. ફતાવા સિરાજીયા. અને જો એક મીસકીનને એક દીવસમાં સર્વ કફ્ફારો એટલે ત્રીસ સાઅ આપશે તો અદા થશે નહીં. પણ એ દીવસનો હીસ્સો ગણાશે. એકવાર સર્વ દીધું હોય કે ઘણીવાર આપ્યું હોય, સર્વ બરાબર છે. અને એજ સહી છે. તબયીન અને જો ત્રીસ મિસકીનોને આવી રીતે આપે કે દરેકને એક સાઅ પુરો ઘઉં આપે તો તે સાઠથી નહી પણ ત્રીસ મિસકીનથી અદા થશે. તો ફરી બીજા ત્રીસ મિસકીનોને દરેકને અડધો સાઅ ઘઊ આપે. સેરાજે વહહાજ. આલમગીરીયા. અને જો સાઠ મિસકીનોને દરેકને એક સાઅ ઘઊં બે કફ્ફારા માટે આપે તો [બે કફ્ફારા માટે] દુરૂસ્ત થશે નહીં. એ કફ્ફારા માટે દુરૂસ્ત થશે. ઇમામ અબુ હનીફા તથા અબુ યુસોફ (રહ) ની નજદીક. કુફી મસલો જો સાઠ મિસકીનોને બે વાર પેટ ભરીને ખાણું ખવડાવશે તો દુરૂસ્ત છે. ફરી તે ઓછામાં પેટ ભરાયું હોય કે વધારેમાં (સર્વ સરખું છે.) ઐનુલ મકારેમ. જવની કે જુવારની રોટલીમાં તરકારી હોવી શરત છે. અને ઘઉની રોટલીમાં શરત નથી. અને જો તેઓમાં કોઇ બચ્ચું હોય કે જે હમણા દુધથી છોડાયલું હોય તો તે દુરૂસ્ત થશે નહીં. એવીજ રીતે જો તેઓમાંના કોઇ ખાવાથી પહેલાં પેટ ભરેલો હોય તો દુરૂસ્ત થશે નહીં. તબયીન અને જો એક મિસકીનને સાઠ દીવસ બે વાર ખાણું ખવડાવશે તો દુરૂસ્ત છે. અને જો એકવાર ખવાડશે અને બીજા વખતના ખોરાકની કીંમત આપશે તો પણ દુરૂસ્ત થશે. આલમગીરીયા.

10 બે રમજાનોના અનેક કફ્ફારા વાજેબ થવું તે વખતે છે કે આગળી તકસીર વિષે કફ્ફારો આપ્યો ન હોય એ હનફી મજહબમાં સરવાનુમતે નથી, પણ એમાં ઇખતેલાફ છે. કેટલાકોનો મત છે કે અનેક કફ્ફારા છે. અને કેટલાકની નજદીક એકજ કફ્ફારો બસ છે. અને કેટલાકની નજદીક જો સ્ત્રી મેલાપથી રોજો તોડયો હોય

વાજેબ છે.

અને જો ચુક કરીને[11] અથવા કોઇની જબ-રાઇથી રોજો તોડયો અગર જો એ તોડવું સ્ત્રી મેલાપથી હોય, અથવા હુકનો કરાવ્યો (પાખાનાને માગે પીચકારી મુકાવી) હોય, અથવા કાનમાં કે નાકમાં દવા ટપકાવી હોય અથવા પેટના કે માથાના જખમમાં દવા ટપકાવી હોય ફરી તે દવા તેના દિમાગમાં કે તેના પેટમાં [12]પોહોંચી હોય, અથવા કાંકરી કે લોખંડ કે કોઇ બીજી ચીજ કે જે દવા કે ખોરાક હોય તેને ગળાની નીચે ઉતારી હોય અથવા જાણી બુજીને મ્હોં ભરીને ઉલટી કરી હોય, અથવા રાત જાણીને સેહરીનુ ખાણું ખાધુ હોય ને ફરી જણાએ કે સુબ્હ થઇ હતી, અથવા સુર્યાસ્ત ધારીને રોજો ખોલે ને ફરી જણાય કે સુર્યાસ્ત થયો ન હતો અથવા ભુલથી ખાણું ખાએ ને ધારે કે મારો રોજો તુટી ગયો છે ફરી જાણી બુજીને ખાએ અથવા કોઇ સુતેલાના ગલામાં પાણી રેડાયું હોય, અથવા કોઇ ઉંઘેલી સ્ત્રી કે ગાંડપણવાળી કે બેહોશીવાળીથી જીમા થયો હોય તો આ બધી બાબતોમાં (રોજો તુટીને) કજા વાજેબ થશે, કફ્ફારો વાજેબ થશે નહીં અને એવીજ રીતે જો રમજાનમાં ન નૈયત રોજાની કરી અને ન નૈયત રોજો તોડવાની કરી અને રોજો તોડનાર કોઇ સસ્તુ તેનાથી થઇ નથી તો કજા વાજેબ થશે, કફ્ફારો વાજેબ થશે નહીં. અને જો રમજાનમાં રોજાની નૈયત કીધી નથી અને ખાણું ખાધું તો ઇમામ આજમ (રહ) ની નજદીક કફ્ફારો વાજેબ થશે નહી. પણ સાહેબેન (રહ)ની નજદીક[13] વાજેબ થશે.

અને જો રોજાને ભુલી ગયો અને ભુલાવામ ખાણું ખાધું કે પાણી પીધું. [14] કે જીમા કીધો તો રોજો ફાસેદ થશે નહીં (તુટશે નહીં) અને કજા વાજેબ થશે નહીં, અને એવીજ રીતે એહતેલામ તથા શહવતથી નજર કર્યાથી મની નીકળવી તથા બદનમાં તેલ મસલવું,[1] તથા સુરમે આંજવો તથા ગીબત (નિન્દા) કરવી, તથા રૂમડી ખેંચાવવી, તથા અવિચારે ઉલટી થવી અગર જોતે ઘણી હોય, તથા જાણી બુજીને થોડી ઉલટી[2] કરવી તથા કાનમાં પાણું ટપકાવવુ એ (સર્વ) રોજાને તોડત

---

તો અનેક કફ્ફારા છે અને બીજી વસ્તુથી એક કફ્ફારો છે. પણ ભરોસા લાએક મત તથા સહી એકજ કફ્ફારો બસ છે.

૧૧ જેમકે મ્હોં ખોલીને આકાશ તરફ જોતો હતો ને વરસાદનું પાણી હલકમાં ઉતર્યુ હોય, અથવા કોગલો કરવામાં પાણી ગલામાં ઉતરી ગયું હોએ. પણ ઉંઘનારો ભુલનારની ગણતરીમાં નથી. એજ માટે જે કોઇ ઉંઘની હાલતમાં કંઇ ખાશે તો રોજો ફાસેદ થશે. કાજીખાન મસલો ચુક (ખતા) તે છે કે રોજો યાદ હોવા છતાં અવિચારે કોઇ ચીજ ખાય અથવા પીએ. અને ભુલ તે છે કે જાણી બુજીને ખાય અને પીએ પણ રોજો યાદ હોય નહીં. આલમગીરીયા.

૧૨ બંને બાબતોની સાથે આ લાગુ છે. એટલે જો કાનમાં કે નાકમાં ટપકાવી અને તે ભેજામાં કે પેટમાં પુગી અથવા પેટના જખમમાં કે માથાના જખમમાં ટપકાવી અને તે પેટની વચ્ચે કે માથાની વચ્ચે પોહોચ્યો. મસલો. જો રોજદારને દીવસની આખરીમાં એવી હાલત થાય કે જો તેવી હાલત શરૂ દીવસમાં થતે તો તેને ઇફતાર કરવો દુરૂસ્ત થતે અને તે શખ્સ તે હાલતથી પેહેલાં રોજો તોડશે તો તેનાથી કફ્ફારો પડી જશે. જેમ કે તે માંદો થયો અથવા હેજ વાળી થઇ અથવા શરઇ સફર કીધો આલમગીરીયા.

૧૩ જો સુર્ય નમવા પહેલાં ખાય તો. પણ જો સુર્ય નમવા સુધી નૈયત કરી ન હોય અને સુર્ય ઢલવા પછી કોઇ ચીજ ખાધી હોય તો એકે મતે કફ્ફારો વાજેબ થશે નહીં. જામેય રમુજ.

૧૪ મસલો જો કોઇ શખ્સ રોજાદારને જુએ કે તે ભુલમાં ખાઇ રહ્યો છે તો જો એમ જાણે કે એ શખસ મજબુત છે રોજો રાખવો એને ભારી નથી તો પસંદ મત આ છે કે તેને ચેતવણી નહી આપવી મકરૂહ છે અને જો તે જઇફ (નિર્બળ) છે તો તેને ચેતવણી નહી આપવી દુરૂસ્ત છે (મકરૂહ નથી). આલમગીરીયા.

૧ અને એવીજ રીતે મિસવાક કરવું છે. ફરી તે સુકું હોય કે તરહોય; સવારમાં હોય કે સાંજરે હોય. અને શાફેઇ (રહ)ની નજદીક સાંજની વખતે મકરૂહ છે. કાજીખાન.

૨ શેખેન એટલે ઇમામ અબુ હનીફા તથા અબુ યુસોફ (રહ)ની નજદીક ફાસેદ થતો નથી પણ ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક ફાસેદ થાએ છે. એજ જાહેર છે, બુરહાન.

નથી. અને જો પુરૂષ ઇંદ્રી (જકર)માં[૩] તેલ અ-થવા કોઇ બીજી ચીજ ટપકાવી તો ઇમામ આજમ (રહ)ની નજદીક રોજો ફાસેદ થશે નહીં. અને અબુ યુસેફની નજદીક ફાસેદ થશે. અને જો મરેલી સ્ત્રીથી કે ઢોરથી કે બંને માર્ગ વગર બીજે કેથે[૪] જીમા કરી અથવા સ્ત્રીને ચુમો આપ્યો અથવા શાહવતથી અડકયો તો જો ઇન્નજાલ થયું હશે તો રોજો ફાસેદ થશે અને નહીં તો ફાસેદ થશે નહી. જો દાંતમાં કોઈ ચીજ ખાવાની રહી ગઇ હોય અને તેને હાથથી કહાડીને ખાધી હોય તો રોજો ફાસેદ થશે, પણ કફફારો વાજેબ થશે નહીં. અને જો જીભની નોકથી કહાડીને ખાધું હોય તો જો તે ચણા જેટલું હશે તો કજા વાજેબ થશે, અને જો ચણાથી કમ હશે તો રોજો ફાસેદ થશે નહીં. જો તલનો દાણો મ્હોંમાં નાંખીને[૫] ગળાથી ઉતાર્યો હશે તો રોજો તુટી જશે[૬] અને જો મ્હોમાં ચાવીગો.[૭] તો તુટશે નહીં.[૮] મ્હોં ભરીને ઉલટી મ્હોંમાં આવી, ફરી તેને જાણી બુજીને (વિચારથી) ઉતારી દીધી તો રોજો ફાસેદ થશે. અને જો મ્હોંમાં થોડી ઉલટી આવી ને અવિચારે નીચે ગઇ તો રોજો ફાસેદ થશે નહી. અને જો મ્હોં ભરીને અવિચારે નીચે ઉતરી ગઇ તો ઇમામ અબુ યુસેફ (રહ)ની નજદીક ફાસેદ થશે. ઇમામ મોહમ્મદની નજદીક નહીં. જો થોડીને ધારીને ઉતારશે તો ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક ફાસેદ થશે. અબુ યુસેફ (રહ)ની નજદીક[૯] નહીં. વગર કારણે કોઇ

૩ પણ સ્ત્રીની મુદરા (ફરજ)માં ટપકાવેથી તે એક મતે રોજો તોડનાર છે. આલમગીરીયા.

૪ જેમ કે દુંટી કે રાનમાં. અને હાથથી મની કહાડવાનો (જલકનો) એવોજ કાએદો છે. અને એ હરામ છે. રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે "હાથનો નિકાહ કરનારો મલઉન (શ્રાપિત) છે." એટલે જો માણસ પોતાના હાથથી મની કહાડશે તેપર ખુદાની લાનત છે. અને સહક (ચંપટી લડાવવી. બે સ્ત્રીઓની પીશાબની જ-ગ્યા એક બીજાથી રગડવી) એથી જો વીર્ય નીકળે તો તે પણ રોજો તોડનાર છે. અને જો નહીં નીકળે તો તોડનાર નથી. દુર્રે મુખ્તાર. જામેઓ રમુજ.

૫ પણ જો તલના દાણાને દાંતોથી કહા-ડીને ખાશે તો ફાસેદ થશે નહીં. કારણ કે એ થોડું છે. કાજીખાન.

૬ અને કફફારો પણ લાગુ પડશે. એજ પસંદ કરવા લાએક મત છે. આલમગીરીયા.

૭ એવીજ રીતે જો ઘઉંનો દાણો ચાવ્યો હશે તો રોજો ફાસેદ થશે નહી. કારણ કે ચા-વ્યાથી તે નેસ્ત થઇ મટી જાએ છે. કાજીખાન. અને જો માથું ધોવાની માટી ખાશે તો ફાસેદ થશે, અને કફફારો લાગુ પડશે નહીં. પણ જો તેને ખાવાની આદત કરેલી હશે તો કજા અને કફફારો બંને લાગુ પડશે. અને જો કાચા જમરૂખને ખાશે તો કફફારો લાગુ પડશે નહીં. અને એવી-જ રીતે મસુર, માશ, અને ચોખાના દાણા ખાવાથી કફફારો લાગુ પડશે નહીં. આલમગીરીયા. અને જો કોગળો કર્યા પછી મ્હોમાં જે તરી રહી હોય તેને થુકની સાથે ઉતારી જશે અથવા હરડે જેવી દાવાની મજા મ્હોંમાં બાકી હતી તેને ગળી જશે તો ફાસેદ થશે નહીં પણ શકરનો મીઠાસ ઉતારેથી ફાસેદ થશે. અને જો ગળામાં ધુલ, ધુમાડો, કે માંખ ઉતરી જશે તેથી ફાસેદ થશે નહીં પણ ધુમાડો પોતે અંદર ખેંચવાથી ફાસેદ થશે. દુર્રે મુખ્તાર. તો હુકકાનો દમ મારવો તે રોજો તોડનાર છે.

૮ પણ જો તેની મજા ગળામાં જણાએ ત્યારે તો તેની કજા લાજેમ થશે. દુર્રે મુખ્તાર. આલમગીરીયા. મસલો ખુન દાંતમાથી નીકળે અને ગળામાં ઉતરી જાય તો જો તેમાં થુકનો વધુ ભાગ હોય તો કશી હરકત નથી. અને જો ખુનનો વધુ ભાગ હોય તો રોજો ફાસેદ થશે. અને જો માખી આપો આપ ગળામાં ઉતરી જાય તો રોજો બાકી રહે છે અને જો તેને ઉતા-રી જશે તો કજા વાજેબ થશે. અને જો સુર-માની અસર કે તેનો રંગ થુકમાં જણાએ તો રોજો સહી છે. અને હુકનો કરાવવો વગર કફફારે રો-જાને ફાસેદ કરનાર છે. અને જો આગલે માર્ગે કે પાછલે માર્ગે આંગળી કરી હોય તો જો તે આંગળી સુકી હોય તો રોજો બાકી છે. અને જો તે તેલથી કે પાણીથી તર હોય તો રોજો ફાસેદ થશે. આલમગીરીયા મસલો જો રોજાદા-રની આમણ ઠસકી જાએ અને તેને પાણી પુગે તો તેને કપડાથી સાફ કરે પણ જો આમણની સાથે તરી અંદર જશે તો રોજો ફાસેદ થશે. એવીજ રીતે રોજાવાળો દસ્તીનજાની વખતે ઉપર સાંસ ખેચે નહીં. અને પાણીથી ધોતા ઘણો મોબાલગો પણ કરે નહીં. કદાપી પાણી ઉપર જાય, અને રોજો ફાસેદ થાય. આલમગીરીયા.

૯ અને એજ મજહબ સહી છે જેમ કે

ચીજનું ચાખવું[૧૦] અથવા કોઈ ચીજનું ચાવવું રોજામાં મકરૂહ છે. અને બચ્ચા માટે ખાણું ચાવવું જરૂરતને વખતે[૧૧] દુરૂસ્ત છે. અને તાપ ટાલવા કોગળો કરવો તથા નાંખમાં પાણી લેવું[૧૨] તથા ગરમી મટાડવા ગોસલ કરવું તથા ભીનું કપડું માથે લપેટવું ઇમામ આજમ (રહ)ની નજદીક મકરૂહ તંજીહી છે કારણ કે એ ધભરાટ બતાવનાર છે. અને ઇમામ અબુ યુંસોફ (રહ)ની નજદીક મકરૂહ નથી.[૧૩]

**મસલો.** જો કોઇ રાતમાં ગોસલની હાજતવાળો થયો ને તેવી હાલતમાં રોજો રાખનારે સુબ્હ કરી તો રોજો તે દુરૂસ્ત છે.[૧૪] મુસ્તહબ આ છે કે સુબ્હ નિકળવા પહેલાં ગુ... કરે.[૧૫]

**મસલો.** ઓલમા એક મતે છે કે રોજ... જુઠ કહેવું અથવા કોઇની ગીબત કરવી અ... કોઇને બુરૂં કેહવું રોજાને તોડતું નથી, પણ ... મકરૂહ છે. અને ઇમામ ઓજાઈ (રહ)ની નજ... તેનો રોજો ફાસેદ થાએ છે. રસુલુલ્લાહે (ર... ફરમાવ્યું છે કે જે કોઇએ જુઠી વાત અને ગુના... કામને તજ્યા નથી તો ખુદા તઆલા તેના રોજ... ગરજવાન નથી. એટલે તેનો રોજો મકબુલ ન...

**મસલો.** જો કોઇ માણસ ખાણું ... અથવા જીમા કરે ને ફજર નીકળી અને ફ... નીકળવાની સાથે ખાણું મ્હોથી નાખ્યું અને ... કરને જીમાથી ખેંચ્યો તો જુમહુર (ઘણાએ... નજદીક તેનો રોજો સહી થશે[૧૬] પણ ઇ... માલિક (રહ)ની નજદીક બાતેલ થશે.[૧૭]

---

ખોલાસો, મોહીતમાં લખાયલું છે. જામેએ રમુજ. દુરેં મુખ્તાર. પણ જાહેર રિવાયત ઇમામ મોહમ્મદ (રહ)ના મતને મળતી છે. ફતહુલ કદીર.

૧૦. ખરીદતી વેળા મધનું કે ઘી (તેલ)નું ચાખવું કે જેથા તેનું સારૂ કે નરસુ થવું જણાય. કાજીખાન. પણ જાહેદીમાં છે કે જો ઠગાવાની બીક હોય તો ( ચાખવું ) મકરૂહ નથી, અને તજનીસમાં છે કે તે ( ચાખવાનું ) મકરૂહ થવું તે ફરજ રોજાંમાં છે, પણ નફલ રોજામાં કશી હરકત નથી. નેહાયા.

૧૧ એટલે ઉજરને વખતે. અને ચાખવા વિષે ઉજર આ છે કે સ્ત્રીનો પતી અથવા લોંડીનો માલેક (કે નોકરણીનો શેઠ) વાંકા તબીયતનો તથા બદ મિજાજ હોય, તો ધણીઆણીને, લોંડીને (નોકરણીને) તેને માટે રાંધેલાનો સેરવો ચાખવો દુરૂસ્ત છે. અને ચાવવાનો ઉજર એ છે કે સ્ત્રીને બાળક માટે ખાવું ચાવવાની ગરજ હોય અને નરમ ખોરાક વગેરે સરખો નહીં મળે અને કોઇ વગર રોજદાર હેજવાળી કે નિફાસવાળી પણ નહીં મળે તો એ સુરતમાં બાળક માટે ખાવું ચાવવું વગર કરાહીયતે દુરૂસ્ત છે. નહરેફાએક

૧૨ અને માથા પર પાણી રેડવાનો તથા પાણીમાં બેસવાનો પણ એવોજ હુકમ છે આલમગીરીયા.

૧૩ અને એજ મત ઘણો જાહેર છે. મોહીતે સરખસી. અને એ પરજ ફતવો છે. બુરહાન. અને અબુ દાઉદમાં છે કે રસુલુલ્લાહ (સલ) રોજામાં પીઆસ તથા ગરમીની સખતીથી માથા ઉપર પાણી રેડતા હતા અને બુરહાનમાં છે કે અબદુલ્લાહ બીન ઓમર (રદી) કપડાને તર કરીને બદન ઉપર લપેટતા હતા. પણ પાણીમાં પાદ મારવી અગર જો તેથી રોજો તુટતો નથી પણ [illegible]

૧૪ અગરજો આખો દીવસ ગુસલની હા...વાળો રહે દુરેં મુખ્તાર. પણ દીવસનો વધુ ... જુનબી રહેવું અને ગુસલ નહીં કરવું મકરૂહ

૧૫ જો વખત મળે તો. અને નહી ખેર. કારણ કે સ્ત્રી મીલાપ સુબ્હ સુધી દુરૂસ... તો ગુસલ ખાતરીથી સુબ્હ પછીજ થશે. દાઉદમાં આએશા (રદી)થી રિવાયત છે કે નબી (... દરવાજા ઉપર ઉભેલા હતા એક શખસે અ... પુછ્યું કે ઓ રસુલુલ્લાહ હું ગુસલની હાજ... હાલતમાં સુબ્હ કરૂં છું અને રોજાની ... રાખું છું તો હજરતે (સલ) ફરમાવ્યું ... સુબ્હમાં જનાબતની હાલતવાળો હોઉં છું રોજાનો વિચાર રાખું છું, અને ગુસલ કરૂ ને રોજો રાખું છું.

૧૬ અગર જો જકર ખેંચી લીધા બાદ જાલ થાય (વીર્ય નીકળે.) દુરેં મુખ્તાર.

૧૭ બુરહાનવાળાએ ફજર થતાંજ ખેંચી લેવાથી રોજો તુટવો ઇમામ અબુ ... (રહ) નો મત કહ્યો છે. અને તેની દલી... લાવ્યો છે કે જકરનું ખેંચી લેવું તે પણ આ ... પમાં દાખલ છે અને તે સુબ્હ પછી થયું ... કહે છે કે ઇમામ મોહમ્મદ (રહ)ની નજદી... રોજો તોડનાર નથી. અને એજ જાહેર મજહ... કારણ કે સુબ્હ નીકળ્યા પછી મજકુર શ... (સ્ત્રી મીલાપથી) રોકાવા સિવાય બીજું કંઇ નથી અને જમાથી રોકાવું એ તો રોજામાં ...

**મસલો.** જે બીમાર[૧૮] રોજાથી બીમારીમાં વધારો થવાનો[૧૯] ખોફ રાખતો હોય. અને મુસાફેર કે જેની તફસીર ઉપર કેહવાયલી છે. (વાંચો પ્રષ્ટ ૫૩) એઓને રોજો નહીં રાખવો દુરૂસ્ત છે. પણ જો મુસાફેરને રોજો રાખવો નુકસાન ન હોય તો બેહતર આ છે કે રોજો રાખે. અને જો મુસાફેર જેહાદમાં હોય અથવા રોજો તેને નુકસાન કરતો હોય તો તેને રોજો નહીં રાખવો બેહતર છે. અને જો હલાકીએ પોહોચતો હોય તો રોજો નહીં રાખવો વાજેબ છે. રોજો રાખવાથી ગુન્હેગાર થશે. અને જે બીમાર અને મોસાફેર કે તેઓએ રોજા ખાધા હશે તે જો તેજ બીમારીમાં કે સફરની હાલતમાં મરશે તો કજા વાજેબ થશે નહીં. અને જો તંદુરસ્ત થયા પછી તથા ઘર આવ્યા પછી મરશે તો જેટલા દીવસ તનદુરસ્તી પછી તથા ઘર આવ્યા પછી મળા હશે તેટલા રોજાની કજા કરે. જો કજા નહીં કરી હશે અને વસીયત કરી હશે[૧] તો તેઓના એક તરતીઆંસ માલથી વલી પર વાજેબ છે કે ફીદયો આપે. દરેક રોજાને બદલે સદકએ ફિત્ર જેટલું ખાવાનું મિસકીનને આપે. અને વગર વસીયતે વાજેબ નથી. અને જો મેહેરબાનીથી આપે તો સહી થશે[૨]

**મસલો.** રમજાનની કજા જો ચાહે તો એક પછી એક (સામટા) રાખે અને ચાહે છુટા છુટા રાખે. જો આખું વર્ષ કજા નહીં કીધી હોય અને બીજો રમજાન આવે તો બીજા રમજાનના રોજા અદા કરે ફરી પેહેલા રમજાન બાબતનાં કજા કરે. અને એમાં કશો ફીદયો વાજેબ નથી.[૩]

**મસલો.** શેખ ફાની[૪] (બુઢ્ઢો) કે જે રોજો

---

છે. અને જો પાછો કહાડવાને સ્ત્રી મોલાપનો ભાગ માનવામાં આવશે તો પણ પુરી જીમાનો હુકમ તેના ભાગ ઉપર લાગુ પડશે નહીં.

૧૮ અથવા તંદુરસ્ત માણસ માંદા થવાની બીક રાખતો હોય અથવા ખીજમતગાર (દાસી) અશકિત થવાની બીક રાખતી હોય અને એ બીક નીશાનીયોથી અથવા તજરૂબાથી અથવા મુસલમાન હુશયાર હકીમના કેહવાથી જણાએ છે દુરેં મુખ્તાર. **મસલો.** કોઇ શખ્સની એવી હાલત હોય કે જો તે રોજો રાખે છે તો ઉભો રહીને નમાજ પઢી શકતો નથી અને જો રોજો નહીં રાખે છે તો (ઉભો થઇને નમાજ) પઢી શકે છે. તો તેને જોઇએ કે રોજો રાખે અને બેસીને નમાજ અદા કરે. કે જેથી બંને ફરજ અદા થાય. કાજીખાન. (આથી સાફ રીતે જણાએ છે કે એવી હાલતવાળો નફલ રોજો રાખીને ફરજ નમાજ બેસીને પડે નહીં પણ તેના પર ફરજ છે કે એવી હાલતમાં નફલ રોજો રાખે નહીં.)

૧૯ અથવા ફરી માંદા થવાની કે માંદગી ઉત્પન્ન થવાની બીક હોય. દુરેં મુખ્તાર. **મસલો.** મોસાફેર ઘરથી નીકળ્યા પછી કોઇ ચીજ પોતાની ભુલેલીને યાદ કરીને પાછો ઘર આવે અને તે જગ્યા કોઇ ચીજ ખાએ તો કફારો લાગુ પડશે. કારણ કે તે આ હાલતમાં સફર તજવાથી મોકીમ થયો છે. ફતાવા કાજીખાન. **મસલો.** જો ભુખ કે તરસથી એવી હાલતે પુગે કે મરવાની બીક થાએ તો ઇફતાર કરે અને તેની કજા કરે. આલમગીરીયા. **મસલો.** જો કોઇ શખ્સને સાપે ડખ્યો જેથી તેણે દવા પીવા રોજો તોડયો. તો જો તે જાણે છે કે આ દવા લાભ આપશે (અથવા કોઇ મુસલમાન હુંશયાર હકીમે કહ્યું હોય કે આ દવા લાભ કરશે) તો કશી હરકત નથી. કાજીખાન

૧ અને એ વસીયત કરવી તેઓ પર વાજેબ છે. દુરેં. અને એવીજ રીતે જે માણસ ઉપર હજ ફરજ હોય અને તે નહીં કરી શકયો હોય તો તેને વસીયત કરવી વાજેબ છે કે જેથી તેના વારેસ તેના ત્રીજા માલમાંથી તેના ગામ માંથી કોઇને ખરચ આપીને મોકલે. અને તે તેના તરફથી હજ બદલ કરે. શ઼ા. મો.

૨ જે રોજો કે જાણી બુજીને છોડાયો અને છોડનાર ગરી જાય તેનો હાલ પણ એવોજ છે. અને નમાજનો હાલ પણ એવીજ રીતે છે દરેક ફરજ નમાજ અને વિત્રને બદલે એક રોજાના ફિદયા જેટલો આપે. અને જો તેના તરફથી વારેસ રોજો રાખશે અથવા નમાજ પડશે તો દુરસ્ત થશે નહીં કેમકે નસાઇમાં રિવાયત છે કે "કોઇ શખ્સ કોઇના તરફથી રોજો રાખે નહીં અને કોઇ કોઇના તરફથી નમાજ પડે નહીં પણ ખાણું આપે" દુરેં મુખ્તાર.

૩ પણ ઇમામ શાફેઇ તથા માલેક (રહ)ની નજદીક દરેક રોજાનો ફીદયો ફિત્રના સદકા જેટલો વાજેબ છે. બુરહાન.

૪ શેખ ફાની તે શખ્સ છે કે જે દરરોજ (શકિતમાં) ઘટતો રહે તે એટલાં સુધી કે મરી જાય. બહર. અને તેને ફાની એટલા માટે કહે

રાખવાથી અશકત હોય, તે રોજો ખાય અને દર રોજાને બદલે સદકએ ફિત્ર જેટલું[૫] ખાવાનું આપે. ફરી જો રોજાની શકિત આવે તો તે પર કજા વાજેબ થશે.

**મસલો.** ધરભવંતી સ્ત્રી અથવા દુધ પાનારી જો પોતાને વિષે અથવા પોતાના બચ્ચા વિષે ડર રાખતી હોય તો તે રોજો રાખે નહીં અને કજા કરે.[૬] પણ ફીદયો વાજેબ નથી.

**ફેસલ ૨.**

**નફલ રોજા વિષે.**

નફલ રોજો*શરૂ કર્યાથી[૭] વાજેબ થાએ છે પણ મનાઇના દીવસોના* રોજા શરૂ કર્યાથી વાજેબ થશે નહીં. અને વગર ઉજરે નફલ રોજો તોડવો દુરૂસ્ત નથી. પણ ઉજરથી દુરૂસ્ત છે.[૮] અને મેહમાની પણ[૯] ઉજર છે. રોજો તોડે, કજા લાઝેમ થશે.

**મસલો.** જો રમજાનનાં દીવસમાં છોકરૂં બાલેગ થયું, અથવા કાફેર મુસલમાન થયો, અથવા મુસાફેર મુકીમ થયો, અથવા હેજવાળી પવિત્ર થઇ તો બાકીનો દીવસ(ખાધા પીધાથી તથા જીમાથી) રૂકેલા રેહવું[૧૦] વાજેબ છે. અને મુસાફેર અને હેજવાળી વગર બીજા જો રૂકેલા રહે અથવા નહીં રહે બંને રૂપમાં કજા વાજેબ નથી

**મસલો.** ઇદુલ ફિત્ર, ઇદુદ દોહા, અને ત-

---

છે કે તે ફના (નાશ) થવાને લધભગ છે. બુરહાન અને ધરડી સ્ત્રી પણ એજ હુકમમાં છે. સેરાજે વહહાજ.

૫ જો તે માલદાર હોય તો, અને જો તે મોહતાજ હોય તો ઇસ્તીગફાર માંગવી (બખ્શીસ માંગવી) તેને બસ છે. અને જો તે (શેખ ફાની)પેહેલે દીવસે સામટુ આપી દે તો પણ દુરૂસ્ત છે. અને જો ચાહે તો ઢીલ કરે દુરરે મુખ્તાર, નહરે ફાએક પણ આ ફિદયાનો હુકમ તે રોજા માટે છે કે જે ખુદ ફરજ હોય અને બંદાને તેના અદા કરવાનો હુકમ થયો હોય. એટલે (તે રોજો) કોઇ ચીજનો બદલો નહોય. તો જો કસમનો કફ્ફારો કે કતલ કરવાનો કફ્ફારો લાગુ પડશે તો ફિદયો બસ થશે નહીં. દુરેં મુખ્તાર. પણ જો જેહાર કે રમજાનના રોજાના કફ્ફારામાં જો તે ગુલામ અઝાદ કરવાથી ગરીબાઇને લીધે આજીજ હોય અથવા વૃદ્ધાઇને લીધે રોજો રાખવાથી આજીજ હોય તો સાઠ મિસકીનોને અનાજ આપવુ દુરૂસ્ત છે કારણ કે એ બદલનું દુરૂસ્ત થવું નસ (હદીસ કુરઆન) ના હુકમથી છે. શરહે તહાવી. આલમગીરીયા.

૬ એવીજ રીતે હેજવાળી તથા નિફાસ વાળીનો હુકમ છે. જ્યારે હેજ નિફાસ આવવા લાગે તો રોજો છોડી દે. હિદાયા. પણ જો કોઇ સ્ત્રી (વગર ખુન જુએ) હેજનો દીવસ ધારીને રોજો રાખે નહીં અને તે દીવસ હેજ આવે નહીં તો જાહેર આ છે કે તેણીપર કફ્ફારો લાગુ થશે. આલમગીરીયા.

* જેવી રીતે ખુદા સિવાય કોઇની નમાજ પઢવી જાએજ નથી તેવીજ રીતે કોઇના નામનો રોજો રાખવો પણ દુરૂસ્ત નથી. ગુ. મો.

૭ અથવા (નેયત કર્યા બાદ) થોડીવાર વીતયાથી (વાજેબ થાય છે) પણ નૈયત કર્યા બાદ તરત ઇફતાર કરશે તો કજા વાજેબ થશે નહીં. દુરેં મુખ્તાર.

* મનાઇના પાંચ દીવસ છે. ઇદુલ ફિત્ર, ઇદુદ દોહા અને ત્રણ દીવસ તશરીકના એટલે જીલ હજની ૧૧મી ૧૨મી અને ૧૩મી ગુ. મો.

૮ અને હજના ઉજરથી જ્યારે નફલ રોજો તોડશે તો તેની કજા લાગુ પડશે. દુરેં મુખ્તાર.

૯ પરોણા માટે તથા મેજબાન (ધરવાળા) બંને માટે ઉજર છે જો તેમાના કોઇના ખાવાપીવામાં વગર ભાગ લીધે ફકત હાજેર થવાથી ખુશી નહીં થાય એટલુંજ નહીં પણ આજુરદા થાય તો. દુરેં મુખ્તાર. અને શમસુલ અઇમ્મા હલવાઇ(રહ) કહે છે કે આ બાબતમાં બેહતર આ છે કે જો તે પોતા ઉપર કજા કરવાનો ભરોસો રાખ તો હોય તો ભાઇ મુસલમાનને તકલીફ થતી દુર કરવા માટે રોજો તોડે. પણ જો તેને કજાકરવાનો ભરોસો ન હોય તો રોજો તોડે નહીં અગર જો ભાઇ મુસલમાનને ઇજા થાય. અને આ (રોજો તોડવાનો હુકમ) સુર્ય ઢળવા પેહેલાં છે પણ સુર્ય નમ્યા પછી જો મા બાપની નાફરમાની થતી નહોય તો કદી રોજો તોડે નહીં. આલમગીરીયા.

૧૦ એવીજ રીતે જો મોકીમ રોજાદારે સફર કરી હોય તો રોજાનું પુરૂં કરવું તેનાપર વાજેબ થશે પણ જો તે રોજાને તોડશે તો કજા કરે કફ્ફારો લાગુ પડશે નહીં. અને જો મુસાફેર રોજાની નૈયત કરીને રોજાને તોડશે તેનો ફાયદો પણ એવોજ છે દુરેં મુખતાર. **મસલો.** તારાઓના પ્રગટ થયા પેહેલાં રોજો ખોલવામાં જલદી કરવી અને સેહરી ખાવામાં ઢીલ કરવી મુસતહબ છે, અને વાદળાના દીવસમાં રોજો ખોલવામાં જલદી કરવી

શરીકના[૧૧] દીવસોમાં રોજો હરામ છે. એ દીવસોમાં શરૂ કર્યાથી રોજો વાજેબ થતો નથી[૧૨] પણ જો એ દિવસોના રોજા રાખવાની અથવા આખા વર્ષના રોજા રાખવાની નજર કરી હોય તો એ દિવસોમાં ઇફતાર કરે અને કજા કરે. અને જો (એ દિવસમાં) રોજો રાખશે તો ગુન્હેગાર થશે અને કજા આવશે નહીં.

**ફાએદો.** હદીસ શરીફમાં આવેલું છે કે જે કોઈ રમજાન પછી શવવાલમાં છ રોજા રાખશે તેણે જાણે આખા વર્ષના રોજા રાખ્યા.[૧૩] કેટલાક ઓલમાએ કહ્યું છે કે છ રોજા શવવાલમાં જુદા જુદા[૧૪] રાખે, ઇદને લગોલગ રાખે નહીં

મુસ્તહબ નથી. અને એવા દીવસમાં જયાં સુધી સુર્યાસ્ત વિષે ખાતરી થાય નહીં ત્યાં સુધી રોજો ખોલે નહીં. અગર જો બાંગીએ મગરેબની બાંગ કહી હોએ. ફતાવા કાજીખાન.

૧૧ તશરીકના અર્થ માંસ સુકાવાના છે અને જયારે આ દીવસોમાં પણ કુરબાનીનું માંસ સુકાવામાં આવે છે જેથી આ નામથી તે કહેવાયા કામુસ (અને તે જીલ્હજની ૧૧ મી ૧૨ મી અને ૧૩ મી તારીખ છે.

૧૨ જે દીવસોમાં રોજા રાખવા મના થયા તેમાં શરૂ કર્યાથી રોજો વાજેબ થાય નહીં. અને તેમાં નજર કર્યાથી વાજેબ થાય એનો ફેર આ છે કે, આ દીવસોમાં ખુદ રોજાનું શરૂઅ કરવું તે ગુન્હો છે જેથી રોજો સહી થશે નહી અને તેની કજા લાગુ પડશે નહીં. પણ ખુદ નજર (માનત) એતો ઇબાદત છે (એજ માટે ખુદા સિવાઇ બીજા કોઇની માનતા કે નજર કરવી દુરૂસ્ત નથી) જેથી તે સહી થશે પણ શારેઅના મના કર્યાથી એ દીવસોમાં રોજા રાખે નહી. અને તેની કજા બજાવી લાવે. દુરેં મુખ્તાર.

૧૩ મોહદ્દેસીનોએ એવું કારણ લખ્યું છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે જે કોઇ એક કામ નેકીનું કરશે તેને દસગણો (સવાબ) થશે તો એક મહીનાના રોજાનો બદલો દસ મહીનાના રોજાનો સવાબ થશે અને છ રોજાનો બદલો સાઠ દીવસના રોજાનો સવાબ મળશે અને એ બંનેનો સરવાળો એક વર્ષ છે. તો જે કોઇ રમજાન પછી છ રોજા રાખ્યા કરશે તે જાણે હમેશનો રોજા રાખનાર થશે.

૧૪ છુટા છુટા રાખવાને કરાહીયતથી દુર રહેવું કહ્યું છે. ફાજેલ ચલપી કહે છે કે મકરૂહ થવાનું

કે જેથી નસારા (ખ્રીસ્તીઓ) ની મોશાબહત[૧૫] થાએ નહીં. એજ માટે સાથે સાથે રાખવાને મકરૂહ કહ્યું છે. પણ ફતવો આ પર છે કે મકરૂહ નથી.[૧૬] અને પેગમ્બર (સલ) શાબાનમાં ઘણા રોજા રાખતા હતા. અને કેટલીક હદીસમાં અડધા શાબાન પછી રોજા રાખવાની મનાઇ આવેલી છે. તે એટલા માટે કે રમજાનના રોજાને અશકિત (જોફ) રોકાણ કરે નહીં.

**મસલો.** દરેક મહીનામાં ત્રણ રોજા રાખવા સુનંત છે. કદી પેગમ્બરે (સલ) અય્યામે બીજના રોજા તેરમી, ચઉદમી, અને પંદરમીના રાખ્યા છે. અને કદી શરૂ મહીનામાં, અને કદી દરેક અશરા (દહાયકા)માં એક રોજો અને કદી જુમેરાત, પીર, અને જુમેરાતના અથવા પીર, જુમેરાત અને પીરના. અને કદી એક મહીનામાં સનીચર, ઇતવાર અને પીર અને બીજા મહીનામાં મંગળ, બુધ, અને જુમેરાતના રાખતા હતા. અરફાને દીવસે જે કોઇ રોજો રાખે તેના બે વરસના ગુન્હા બખશાશે એક વર્ષ ગુજરેલાના અને એક વર્ષ આવતાના. અને જે કોઇ આશુરાનો રોજો

કારણ નસારાઓની સાથે મલતા પણુ થવા (તશબ્બોહ)ને લીધે છે, કે તેઓ ત્રીસ રોજા પછી સાથે સાથ બીજા રોજા રાખતા હતા. પણ જયારે ઇદનો દીવસ ફાસલો કરનાર થયો તો મકરૂહપણાથી આધાપણું થયું. પણ છુટા છુટા રાખવા એ કરાહીયતથી ઘણુંજ દુર થાય છે.

૧૫ નકલ થઇ છે કે નસારાઓએ રોજાના મહીનાને ગરમીથી ફેરવીને રબી મોસમમાં રોજા ઠેરવ્યા અને એટલી તકસીરના બદલા માટે દસ રોજા વધાર્યા તો ચાલીસ થયા. તે પછી તેઓમાંનો કોઇ રાજા ઘણી સખત બીમારીમાં સપડાયો તો જાણે માનતા લીધી કે જો તે આ બીમારીથી મુકિત પામશે તો પોતાની કોમ ઉપર સાત રોજા વધુ કરશે ફરી તનદુરસ્ત થયા પછી તેણે તેમ કરયું અને તે પછી તેના પુત્રે ત્રણ રોજા બીજા વધાર્યા તો સર્વ પચાસ થયા. મઆલેમુત્ત તંજીલ.

૧૬ પણ જો ઇદને દીવસે પણ રોજો નહીં છોડશે તો મકરૂહ છે. દુરેં મુખતાર.

૧ બુખારી તથા મુસલીમમાં ઇબને અબ્બાસ (રદી)થી રિવાયત છે કે નબીસાહેબ ( સલ ) મદીનામાં પધાર્યા અને યહુદીઓ આશુરાનો રોજો

રાખશે તેના એક વર્ષ ગુજરેલાના ગુન્હા બખાશશે. અને મુસ્તહબ આ છે કે આશુરાની* સાથે એક રોજો[2] પેહેલાં અથવા એક રોજો પાછળ રાખવો જોઇએ. અને એકલી જુમઆના દીવસનો રોજો કેટલાક ઓલમાની નજદીક મકરૂહ છે. અને ઇમામ અબુ હનીફા તથા મોહમ્મદ (રહ)ની નજદીક મકરૂહ નથી.

**મસલો** સૌમે દહર (દરરોજ, હમેશા રોજો)[3] અને સોમે વિસાલ મકરૂહ છે. અને રોજાઓમાં બેહતર રોજો દાઉદ (અલે)ના છે કે એક દીવસ રોજો રાખે અને એક દીવસ રોજો ખોલે પણ એવી શરતથી કે હમેશગી તે પર કરી શકે, કારણ કે ઇબાદત હમેશ થઇ શકે તે બેહતર છે.

**મસલો** બાયડીને વગર ધણીને હુકમે અને ગુલામને વગર માલિકની રજાએ નફલ રોજો રાખવો જોઇએ નહીં.

## ફસલ ૩
## એતેકાફ વિષે

એતેકાફ મસજીદમાં[4] કરવો ઇબાદત છે. અને જુમા મસજીદમાં કરવો ઘણું સારૂં છે. અને નજર કરવાથી એતેકાફ વાજેબ થાય છે. અને તે (એતેકાફ)ની મતલબ એતેકાફની નૈયતથી મસજીદમાં થોભવું છે. અને ઇમામ આઝમ [રહ]ની નજદીક કમતીમાં કમતી તે એક દીવસનો છે અને ઇમામ અબુ યુસોફ (રહ(ની નજદીક દીવસનો વધુ ભાગ છે અને ઇમામ મોહંમદ [ રહ ]ની નજદીક એક સાઅત (ઘડી) છે ૭ અને રમઝાનના છેલ્લા

રાખતા હતા. તેવણે પુછ્યું કે તમે શા કારણે (રોજો રાખો છો) ? તેઓએ કહ્યું કે આ એક મોટો દીવસ છે અલ્લાહ તઆલાએ આ દીવસમાં હજરત મુસાને તથા બની ઇસ્રાઇલને તેઓના દુશમનોથી નજાત આપેલી અને ફીરઔનને તથા તેની કોમ ને ડુબાવેલા જેથી હજરત મુસાએ (અલે) શુકરીયાનો રોજો રાખ્યો હતો અમો મુસાએ (અલે)ની તાબેદારી કરી રોજો રાખીએ છીએ. નબીસાહેબે (સલ) ફરમાવ્યું કે તમારા કરતાં અમો મુસા (અલે) સાથે વધુ હકદાર છીએ ફરી આપે (સલ) રોજો રાખ્યો, અને તે રોજો રાખવાને હુકમ પણ કર્યો. જયારે રમઝાન ફરજ થયો તો ફરમાવ્યું આશુરાના દીવસ ખુદાના દીવસોમાંથી એક દીવસ છે જેને જોઇએ તે રોજો રાખે અને જોઇએ તે નહીં રાખે. ફરી આખરી ઉમરમાં આપે ફરમાવ્યું કે જો હું આવતા વર્ષ જીવીશ તો નવમા દીવસનો (પણ) રોજો રાખીશ. ઇબને હજરની શરહ શમાએલ.

*આશુરા એટલે મોહરમની ૧૦ મી તારીખ એ દીવસનું માન હજરત ઇમામ હુસેન (રહ)ની શહાદતથી નથી પણ એ દીવસ હજરતના વખતથી એટલુંજ નહીં પણ બીજા પેગમ્બરોના વખતથી પણ માનીતો છે. કોઇપણ બુજરગના પેદાએશનો કે મરણનો દીવસ તેહવાર થતો નથી. શરીઅત જે દીવસને તેહવાર કેહેવે તેજ તેહવાર છે. ગુ. મો.

૨ સિફરૂસ સઆદતમાં છે કે આશુરાના રોજાના ત્રણ દરજા છે એક અફજલ અને અકમલ છે તે આ છે કે ત્રણ રોજા રાખે દસમો અને એકદીવસ આગળ અને એક દીવસ પાછળ. બીજો આઠે નવમો અને દસમો રાખે ત્રીજો આઠે એકલો દસમો રોજો રાખે.

૩ એટલે વગર રોજો તોડે લગતા લગત રોજા રાખવા. અને જો રોજો રાખવાના મના થયલા દીવસોમાં રોજો તોડે તોએ આ મકરૂહ છે દુરૅ મુખતાર. હમેશ રોજો રાખવા વિષે કહેવાયું છે "લા સામ વલા અફતર અર્થ—તેણે ન રોજો રાખ્યો અને ન રોજો તોડ્યો.

૪ ઇમામ આજમ (રહ)ની નજદીક (એતે કાફ માટે ) જમાઅતની મસજીદ શરત છે એટલે તે મસજીદ કે જેમાં પાંચ વખતની નમાજ જમાઅતથી થતી હોય. અને સાહેબૈન (રહ)ની નજદીક હરકોઇ મસજીદમાં દુરૂસ્ત છે. દુરૅ મુખ્તાર. અને ઇમામ અબુ હનીફા [રહ]નો મત સહી છે ખોલાસો. અને સર્વથી અફજલ એતેકાફ મસજેદે હરામમાં છે તે પછી મસજેદે નબવીમાં તે પછી બેતુલ મોકદસમાં ને પછી જુમઆ મસજીદમાં કે જેમાં નમાજ ગુજારનાર ઘણા હોય. આલમગીરીઆ.

૫ એટલે એતેકાફ ત્રણ તરેહના છે (૧) નજર કર્યાથી વાજેબ (૨) રમજાનના છેલ્લા દહાયકામાં સુંનત અને (૩) આ બે સિવાય બીજો એતેકાફ મુસ્તહબ છે.

૬ ત્યારે જો કોઇએ વગર એતેકાફે નફલ રોજાની નૈયત કરી હોય ને ફરી બપોર પેહેલાં એતેકાફની નૈયત કરી હોય તો ઇમામ અબુયુસોફ (રહ)ની નજદીક દુરૂસ્ત છે. બુરહાન.

૭ નફલ એતેકાફમાં. અગર જો રાતમાં હોય. અને "ઇમામ સાહેબથી એજ જાહિર રિવાયત છે. કારણકે નફલનો આધાર સેહલાઇ

દહાયકામાં એતેકાફ કરવો સુંનતે મોઅકકદા છે. અને વાજેબ એતેકાફમાં રોજો રાખવો શરત છે. અને એવીજ રીતે એક રીવાયતમાં નફલમાં પણ શરત છે.[૮] અને સ્ત્રી ઘરની મસજીદમાં[૯] એતેકાફ કરે.

**મસલો.** એતેકાફ કરનારો મસ્જીદમાંથી નીકળે નહીં પણ પીશાબ[૧૦] કે પાખાનું કે જુમઆની નમાજ માટે નીકળે. (અને જુમઆ માટે) એવા વખતમાં નીકળે કે જુમઆને સુંનત સહીત મેળવી શકે. અને જુમઆ મસજીદમાં એથી વધારે વાર લગાડે નહીં જો વાર લગાડશે તો એતેકાફ તુટશે નહી.[૧૧]

**મસલો.** જો એતેકાફ કરનારો વગર ઉજરે એક ઘડી પણ મસજીદથી નીકળશે તો એતેકાફ ફાસેદ થશે[૧૨] અને સાહેબેનની નજદીક દીવસનો ઘણો ભાગ મજીદની બહાર નહીં રહે તાંહાં સુધી તુટશે નહીં અને ખાવું પીવું, અને અસબાબ વગર હાજર કીધે(વેપારને માટે નહીં પણ જરૂરી હાજતને માટે) વેચવું ખરીદવું એતેકાફ કરનારને દુરસ્ત છે મોતકેફ વગર બીજાને દુરસ્ત નથી.

**મસલો.** એતેકાફ કરનાને વતી (સ્ત્રી મીલાપ કરવો તથા વતીને અડનારકંઈ કામ કરવું* હરામ છે, અને વતી કીધાથી અગર જો તે રાતમાં હોય અથવા ભુલથી હોય, એતેકાફ ફાસેદ થશે. અને હાથ લગાડવાથી તથા ચુમ્બન કરવાથી જો વીર્ય નીકળશે તો એતેકાફ ફાસેદ થશે. અને જો વીર્ય નહીં નીકળશે તો તુટશે નહીં[૧૩] એતેકાફમાં બીલકુલ્લ ચુપ રેહવું મકરૂહ છે. અને બેહુદા વાત કરવી તો ઘણુંજ મકરૂહ છે સારી કરે.[૧૪]

---

ઉપર છે અને ફતવો પણ એપરજ છે. અને સાઅતથી મતલબ (આ જગ્યા) વખતનો એક ભાગ (એક ઘડી) કે કલાક (કે ચોવીસ મિનિટની એક ઘડી) નથી. દુરે મુખ્તાર.

૮ પણ જાહેર રિવાયતમાં શરત નથી. અને સાહેબેન (૨૯) નો પણ એજ મત છે. આલમગીરીયા.

૯ અને જો ઘરમાં મસજીદ ન હોય તો કોઈ જગ્યા મસજીદ ઠેરવીને એતેકાફ કરે જાહેદી. અને સ્ત્રી માટે ઘરની મસજીદનો હુકમ પુરૂષ માટે જમાઅતની મસજીદ સરખો છે. તો માણસને થતી જરૂરતો સિવાય સ્ત્રી ત્યાંથી નીકળે નહીં અને જો જમાઅતની મસજીદમાં સ્ત્રી એતેકાફ કરશે તો પણ દુરસ્ત છે કરાહીયતની સાથે. આલમગીરીયા.

૧૦ અને જે માણસનો ખીજમતગાર ન હોય તેનું ઘરથી ખાણું લાવવું તથા જો એ મોઅજજેન (બાંગી) હોય અને અજાન કેહવાની જગ્યા મસજીદથી બહાર હોય તો અજાન કેહવા માટે તે જગ્યાએ જવું એ પણ જરૂરતમાં દાખલ છે. જામેએ રમુજ. અને આલમગીરીયામાં છે કે બાંગ આપવાની જગ્યામાં જવું બાંગી અને બીજા બને બરાબર છે. અને પીશાબ પાયખાના માટે બીજી કોઈ જગ્યા નહીં હોય તો ઘેર જવું દુરસ્ત છે. પણ જરૂરતથી વધુ થોભવું ફાસેદ કરનાર છે. અને જો મસજીદની પાસે દોસ્તનુ ઘર હોય તો જાજરૂ માટે ત્યાં જવું જરૂરતું નથી. અને જો તેના બે ઘર હોય એક પાસે અને બીજું આઘે તો જો આઘે ઘેર જશે તો (કેટલાક ઓલમાઓની નજદીક) એતેકાફ તુટી જશે. સેરાજે વહહાજ. આલમગીરીયા.

૧૧ અગર જો ત્યાં એક રાત દીવસ રહે. અથવા એતેકાફને પુરો કરે. આલમગીરીઆ. પણ મકરૂહ તનજીહી છે. દુરે મુખ્તાર.

૧૨ અગર જો બીમારની ખબર લેવા(એયાદતે)જાય અથવા જનાજાની નમાજ પડવા જાય. અગર જો તેના વગર બીજો કોઈ નમાજ પડનારો ન હોય. (એટલે જો જનાજા ઉપર કોઈજ નમાજ પડનાર ન હશે તો એને એતેકાફથી નીકળવું ફરજ છે. તે છતાં એતેકાફ તુટી જશે) અને એવોજ હાલ હલમની બેઠકનો તથા મદ્રસાનો છે. પણ જો (એતેકાફની) નજર કરતી વેળા નૈયત કરી હોય તો એ સુરતમાં મસજીદથી બહાર મજકુર કામો માટે જવું દુરસ્ત છે, અને આ (નીકળવાની મનાઈ) વાજેબ એતેકાફ માટે છે પણ અવાજિબ એતેકાફ માટે તો વગર નૈયતે પણ મજકુર કામો માટે નીકળવું દુરસ્ત છે, આલમગીરીયા

* જેમકે ચુમ્બન કરવી હાથ લગાડવો, ગળે વળગવું વગેરે. ગુ મો.

૧૩ અને જો વિચાર બાંધવાથી કે નજર કરવાથી વીર્ય નીકળશે તો તુટશે નહીં. અને એહતેલામનો પણ એવોજ હુકમ છે. આલમગીરીયા

૧૪ મોઅતકેફ (એતેકાફ કરનાર)ને જોઈએ કે તે કુરઆન શરીફની તિલાવતમાં તથા હદીસની, તફસીરની, પેગમ્બરો વલીયોની હાલતની કીતા-

**મસલો** જો કેટલાક દીવસોના એતેકાફની નજર કરી હોય તો તેના દીવસોની રાતો પણ[15] એતેકાફમાં લાઝેમ થશે. અને એવીજ રીતે બે દીવસના એતેકાફની નજરમાં બે રાત લાઝેમ થશે. અને ઇમામ અબુ યુસોફ (રહ)ની નજદીક એતેકાફના બે દીવસ વચ્ચેની રાત નજરમાં લાઝેમ થશે. અને જો એક મહીનાના એતેકાફની નજર કરી હશે તો એક મહીનાનો લગોલગ એતેકાફ કરવો લાગુ પડશે અગર જો લગોલગ (નો શબ્દ) કહ્યો ન હોય.

**મસલો** એતેકાફ શરૂ કર્યાથી લાઝેમ[16] થાય છે પણ ઇમામ મોહમ્મદ (રહ)ની નજદીક લાઝેમ નથી.

## હજ્જનો બાબ.[17]

ઇસ્લામના રૂકુનોમાંથી એક રૂકુન હજ્જ છે. અને તે ફરજ એન છે. જો તેના વાજેબ થવાની શરતો મળી આવે[18] તો. અને તેનો નકાર

બો વગેરે (દીની) ઇલમની કીતાબો વાંચવામાં લાગેલો રહે અને એ વસ્તુને પઢાવવામાં તથા દીનની બાબતોને લખવામાં રહે.

[15] અને એતેકાફ કરવાની નજર કરવાનો ખતે દીવસોનો જીકર કરતાં નૈયતથી અથવા બાનથી રાતોને જુદી પાડવી (ઇસ્તીસના કરવી) દુરૂસ્ત છે. તો સુબ્હ નીકળવા પેહેલાં કે સુર્યાસ્ત પછી મસજીદમાં દાખલ થશે તો તેનો અખ્તીયાર છે. પણ દીવસોને જુદા પાડવા દુરૂસ્ત નથી અને કેટલાક દીવસોનો એતેકાફ કરવામાં પેહેલી રાત પણ દાખલ થશે અને સાથેસાથ દીવસોનું થવું પણ લાગુ પડશે. જો તેણે શરત નહી કરી હોય તોએ. દુરે મુખ્તાર.

[16] એટલે જો નફલ એતેકાફને શરૂ કર્યા બાદ અને પુરો કર્યા પેહેલાં તોડશે તો કઝા લાગુ પડશે. પણ ઇમામ મોહમ્મદ(રહ)ની નજદીક જો કે એક ઘડીનો પણ એતેકાફ દુરૂસ્ત છે તો તે અદા થયો. અને દુરે મુખ્તારમાં છે કે નફલ એતેકાફ શરૂ કર્યા પછી જો તોડશે તો તેની કઝા લાઝેમ થશે નહીં, જાહેર મજહબ પ્રમાણે, અને જે કેટલીક માતબર કીતાબોમાં છે કે એતેકાફ શરૂ કરવાથી લાઝેમ છે, તે જઇફ કોલને આધારે છે.

[17] હજ્જ એટલે એહરામની સાથે અરફાને દીવસે અરફાતમાં થોભવું તથા એહરામની સાથે બકરઇદ (યોમે નહર) ને દીવસે અથવા તે પછી કાબા શરીફનો તવાફ કરવો તથા સફા મરવામાં ફરવું છે તે, અથવા એમ કહો કે હજ્જ એટલે ખાસ વખતમાં ખાસ કામની સાથે ખાસ મકાનની જીયારત કરવી છે તે, અને ખાસ વખતથી મતલબ હજ્જના મહીના છે અને ખાસ કામની મતલબ અરફાતમાં થોભવું તવાફ કરવો તથા સઇ કરવી છે, અને ખાસ મકાનથી મતલબ કાબાશરીફ તથા અરફાત છે અને ઉમરો એટલે એહરામની સાથે કાબાનો તવાફ કરવો તથા સઇ કરવી તે. અને એહરામ એટલે મીકાત (એક નીમીત જગ્યા) થી હજ અથવા ઉમરાની નૈયતથી બે રકાત નમાજ પછી લબ્બૈક કેહવું તે, અને ટુંકમાં હજની ક્રીયા આ છે:– એહરામ બાંધે, કાબાનો તવાફ કરે, અરફાને દીવસે અરફાતમાં જાય, ત્યાંથી મુજદલફામાં ત્યાંથી મિનામાં આવે અને નહર (જીલહજની ૧૦મી) ના દીવસે જમરા ઉપર કાંકરી મારે, કુરબાની કરે. કાબા શરીફનો તવાફ કરે, અને માથું બોડાવે અથવા કતરાવે. અને તે પછી બે દીવસ કે ત્રણ દીવસ સુધી ફકત જમરાને કાંકરી મારે, હજના જરૂરત જોગા પણ ખોલાસાવાર મસલા મેં ત્રણ નિબંધ નામે "હજ્જનું બાથું"માં લખ્યા છે, અને હજ્જના ખોલાસા વાર અસરાર તથા તેની બારીકીઓ "ગાયતુલ શોઉર ફી હેજ્જે હજ્જુલ મબરૂર" નામના એક મોટા પુસ્તકના ઘણી સારી રીતે લખાએલા છે. એ પુસ્તક ફકત એ જ જબાનમાં છે પણ તે ફાર્સીમાં છે. ગુ. મો.

[18] અને તે (૧) આઝાદ (૨) અક્કલ (૩) બોલુગત (૪) ઇસ્લામ (૫) અંધ, અપંગ અને સફરથી રોકાણ કરનાર બીજી બીમારીયોથી તંદુરસ્તી (૬) સવારી (૭) પોતાની તાકત પ્રમાણેના ખરચ કે જે જવા આવવા સુધી બસ થાએ તથા બચ્ચાં બાળકોના તેટલી મુદતના ખરચથી વધુ હોય (૮) માર્ગમાં હલાક થવાથી તથા ગુન્હામાં પડવાથી ઘણે ભાગે અમન થવું. અને સ્ત્રી માટે મહેરમ કેહતાં એવો કોઇ સગો કે જેની સાથે નિકાહ નહી થઇ શકે તેવા આકેલ બાલેગનુ અથવા તેના ખાવીન્દનું તેની સાથે થવું પણ શરત છે. જમેએ રમુજ. અને માર્ગના અમનની તથા પોતાની આદત પ્રમાણેના આવવા જવાના ખરચની જે શરત કરી છે એથી મતલબ મકકા શરીફના માર્ગનો અમન તથા મકકાના માર્ગમાં અમન હોય અને મદીના શરીફને માર્ગે અમન ન હોય અને ત્યાં હલાક થવાનું યકીન થયું હોય તોએ હજ્જ ફરજ થશે. તથા જો કોઇ પાસે મકકા શરીફ જઇ હજ્જ કરી પાછા ફરવા સુધીનો પુરતો ખરચ હોય પણ મદીના શરીફ જવાનો ખરચ નહોય તોએ હજ્જ ફરજ થશે. ફકત હજ્જ કરે.

કરનાર કાફેર છે. અને શરતો મળી આવ્યા છતાં તેનો તજનાર ફાસેક[1] છે. પણ ઘણું ખરૂં આ દેશમાં શરતો કમતી મળી આવે છે અને ઉમરમાં એકવાર વાજેબ છે, તેનું થવુ વારંવાર થતુ નથી, જરૂરતને વખતે તેના મસલા શીખી શકાએ છે, જેથી હજ્જના મસલા આ મુખ્તસર રીસાલામાં વર્ણાયા નથી. ખુદા ખુબ જાણનાર છે.

## તકવાનો બાબ.

ઇસ્લામના રૂકનો બજાવી લાવ્યા પછી હરામ, મકરૂહ,[2] અને શુબ્હવાળી વસ્તુને જાણવું તથા હરામ મકરૂહમાં પડવાથી બચવા માટે શુબ્હવાળી વસ્તુઓથી પરહેજ કરવું ઇસ્લામની જરૂરીયાતથી છે.

### ફસલ ૧

### ખાવા વિષે.

મુરદાર ખાવું[3] એટલે જે જાનવર કે આપોઆપ મર્યું હોએ તથા જે જાનવર કે તેને કીતાબી (ખ્રીસ્તી અને યહુદી) વગર બીજા કોઇ કાફેરે[4] જુબ્હ કર્યું હોએ એ હરામ છે. અને એવીજ રીતે જે જાનવર કે તેને મુસલમાને અથવા કીતાબીએ જુબ્હ કર્યું હોએ અને જાણી જોઇને **બિસ્મીલ્લાહ** છોડી હોએ.[5] તે હરામ

---

અને મદીના શરીફનો ખરચો નહીં હોવાથી અથવા તે માર્ગમાં અમન ન હોવાથી મદીના શરીફ નહીં જાએ. ફરી જયારે હાથ પે હોચે અને અમન થાએ ત્યારે મદીના શરીફ જાએ. ઘણા લોકો એમ સમજી રહ્યા છે કે મદીના શરીફ જવા આવવાનો પુરતો ખરચો તથા તે માર્ગમાં અમન થવુ પણ હજ્જ ફરજની શરતોમાંથી છે અને તથા તેઓ એક ઇસ્લામના રૂકનને ડરીને તજીદે છે તેઓએ આ મસલા ઉપર ધ્યાન રાખવું જોઇએ. ગ્રા. મો.

૧ હજ્જની શરતો મળી આવ્યાથી તેજ વર્ષ હજ્જ ફરજ થાએ છે અને તેજ વર્ષ અદા કરવું વાજેબ થાએ છે. જો તેજ વર્ષ નહીં જશે તો ગુન્હગાર થશે તે પછી જો ત્રણ ચાર વર્ષ કઝા કરી અને નહીં જશે તો ગુન્હ કબીરો કરનાર થશે. અને ફરી તેની શાહેદી મોઅ્તબર ગણાશે નહીં. દુર્રે મુખ્તાર. તે પછી જ્યારે હજ્જ કરશે તો હજ્જ અદા થશે પણ આ વાર લગાડવાને માટે જરૂર છે કે ખુદાની પાસે માફી માંગે. આ મસલાથી ઘણા લોકો અંજાણ છે. એમ છતાં જો નહીં જશે અને મરવા પડશે તો તેના પર ફરજ છે કે તે વસીયત કરે. અને વારેસો ઉપર ફરજ છે કે તેના ત્રીજા માલમાથી મરનારના ગામથી કોઇને મોકલીને હજ્જ બદલ કરાવે અને જો વસીયત કરી નહશે અને વારેસો મેહેરબાનીની રાહે હજ્જ બદલ કરાવશે તોએ દુરસ્ત છે. ગ્રા. મો.

૨ ઇમામ મોહમ્મદ (રહ) ની નજદીક મકરૂહે તહરીમી હરામ છે. અને શેખેન (રહી) ની નજદીક મકરૂહ તહરીમી, બીદઅત, શુબ્હ વાળી વસ્તુ, અને સુંનત મોઅક્કદાનું છોડવું હરામ તો નથી પણ હરામની નજદીક છે. અને જેલઇ એ (રહ) કહ્યું છે કે હરામની નજદીક તે વસ્તુ છે કે જેના સજા જહંનમનો અજાબ નહોએ, પણ ઠપકાને પાત્ર તથા હજરત (સલ) ની શફાઅતથી અભાગ્યા થવું હોએ. અને મકરૂહે તંજીહી તે એકમતે હલાલને પાસે છે. દુર્રે મુખ્તાર.

૩ એવોજ હુકમ હમે મસફુહ એટલે વહેતા ખુનનો તથા જુણનો છે. અને જે જાનવર કે ઉંચાણથી પડવાને લીધે અથ । ગળુ દાબવાને લીધે અથવા લાકડી કે પત્થર માથામાં મારવાને લીધે અથવા કોઇ જાનવરના કોઇ જાનવરને સીંગડુ મારવાને લીધે અથવા નહીં શીખવેલા શીકારી જાનવરના શીકારને લીધે મર્યુ હોએ તે હરામ છે. અને જે જાનવર ખુદા સિવાય બીજાના નામથી જુબ્હ થયું હોય તે પણ એવીજ રીતે હરામ છે.

૪ જેમકે કોઇ પારસીનુ કે મૂર્તિ પુજકનું કે ઇસલામી ધર્મથી ફરી ગએલાનું જુબ્હ કરેલું અને એવીજ રીતે એહરામવાળાનું એહરામની હાલતમાં (શીકારને) જુબ્હ કરવુ છે. દુર્રે મુખ્તાર.

૫ યહુદી તથા ખ્રીસ્તીનું જુબ્હ કરેલું જો તે ખુદાના નામથી જુબ્હ કર્યું હોએ તો દુરસ્ત છે પણ પારસી કે મુર્તિપુજકનું જુબ્હ કરેલું જો તે ખુદાના નામથી જુબ્હ કર્યું હોએ તોએ દુરસ્ત નથી. ગ્રા. મો. મસલો અગર ઇખ્તીયારી હાલતમાં જાનવરને જુબ્હ કરવું (જેમકે તે કુવામાં પડ્યું હોએ અને જીવતું ત્યાંથી કહાડાતું ન હોએ તેમ તેને ત્યાં જુબ્હ પણ કરી શકતા ન હોએ) તો તેને જખમ કરવો છે. કોઇ પણ જગ્યા તે જખમ લાગે (તે જુબ્હની ગણતરીમાં છે). અને અખ્તીયારીની હાલતમાં (જુબ્હ કરવું) તે હલકુમ કે જેમા સ્વાસ નીકળે છે તેને તથા મોરી કે જેમા ખાણું તથા પાણી જાએ છે તેને તથા બે વદજાન (રગો) કે જેમાં ખુન ચાલે છે તેને કાપે. અને જો આ (ચાર)માંથી ત્રણને કાપશે તો

* અને જો ભુલથી છોડી હોએ તો ઇમામ માલિક (રહ)ની નજદીક હરામ છે. અને ઇમામ આજમ (રહ)ની નજદીક હલાલ છે.

મસલો. ચોપગા અને ઊડનારમાંની દરીન્દા[૬] (ફાડી ખાનાર)ને ફરી તે તરસ (બિજ્જુ, કફતાર) હોએ કે કોહલી હોએ, તથા હાથી ગધેડુ,[૭] ખચ્ચર[૮]ને, તથા જમીનમાં ઘુસી રેહેનાર જેમકે ધરનો કે જંગલી ઉંદર, નોળયો, વગેરે જંતુઓ જેમકે મધમાખ કાચબો અને એના જેવાને, તથા જે જાનવર કે તેનો ઘણો ખુરાક નજાસત હોએ તેને, ખાવું હરામ છે. અને જે કાગડો કે દાણો અને નાપાકી બંને ખાએ છે તે મકરૂહ[૯] છે, અને ઘોડો હલાલ છે[૧૦] પણ ઇમામ આજમ

---

પણ દુરસ્ત છે. અને દરેક જુબ્હ કરનારી તથા ખુન વહેતુ કરનારી વસ્તુથી જુબ્હ કરે. જેમકે છરી, વાંસની ચીપ, પત્થરનો ટુકડો. અને (જુબ્હ કરતાં) હરામ મઘ્દ (નોખાબ) સુધી કાપવું તથા ગરદન તરફથી કાપવુ' અને ઠંડુ થયા પહેલાં ખાલ કહાડવી કે મુંડી જુદી કરવી મકરૂહ છે. દુર્રે મુખ્તાર. મસલો. જુબ્હ કરતી વેળા "બિસ્મિલ્લાહે અલ્લાહો અકબર" વગર વાવે કેહવું મુસ્તહબ છે. અને દોઆ વગેરે સિવાઇ ખુદાનું જીકર કરશે તો હલાલ થશે. દાખલા તરીકે જેમકે કહે "અલહમ્દો લિલ્લાહ" અથવા "સુબ્હાન-લ્લાહ" અને જો "અલ્લાહુમ્મ-ગફેરલી" કેહશે અથવા છીંકની વખતે "અલહમ્દો લિલ્લાહ" કેહશે અને જુબ્હ કરશે તો હલાલ થશે નહીં. દુર્રે મુખ્તાર.

* જેવી રીતે જાણી બુજીને બિસ્મિલ્લાહ છોડવાથી જુબ્હ કરેલું હરામ છે તેવીજ રીતે પીર પેગમ્બર વગેરેના માનમાં બિસ્મિલ્લાહ કહીને કાપેલું હોએ તે પણ હરામ છે. દુર્રે મુખ્તારમાં છે "જો કોઇ અમીરને માટે તથા તેના જેવા કોઇ મોટા માણસને માટે જુબ્હ કરશે તો હરામ થશે કેમકે 'ઓહીલ્લ બિહી લે ગૈરીલ્લાહ'માં દાખેલ છે. અગર જો તે બિસ્મિલ્લાહ કહે." એવીજ રીતે જામેએ રમુજ. કુર્રતલ અનજાર. હિદાયતુલ મુબતદી. અને અશ્બાહ નજાએર વગેરેમાં છે. આથી તમો સમજી શકશો કે જે લોકો એમ કહે છે કે કોઇ ચીજના હરામ કે હલાલ થવામાં નેયતનો કશો દખલ નથી એ તેઓની ભુલ છે. કારણ કે જો દખલ નહોત તો બિસ્મિલ્લાહ કહીને કોઇ અમીરના કે મોટા માણસના આવવા માટે જુબ્હ કર્યું હોએ તો હલાલ થવું જોઇએ પણ એ દુર્રેમુખ્તાર વગેરે ફીકહની કીતાબોને વિરૂદ્ધ છે. વળી વલીયોના માનમાં તેઓની કબરો પર જે પૈસા, મીણબત્તી તેલ વગેરે લઇ જાએ છે તે પણ હલાલ થવાં જોઇએ પણ તે તો મુસલમાનોના ઇજમાથી હરામ છે જેમકે બહરૂર રાએક, દુર્રેમુખ્તાર વગેરે માતબર કીતાબોમાં ખુલ્લું લખાએલું છે. વળી હનફી મજહબની તફસીરે નેશાપુરીમાં છે "મુસલમાનોએ ઇજમા કર્યો છે (એકે મતે થયા છે) કે જો કોઇ મુસલમાન જાનવરને જુબ્હ કરે અને તે જુબ્હથી ખુદા સિવાઇ બીજા કોઇના માનનો ઇરાદો કર્યો હોએ, તે મુરતદ થશે. અને તે જુબ્હ કરેલું મુરતદનું જુબ્હ કરેલું ગણાશે. ગ્યા. મો.

૬ એટલે દરેક ચોપગા કે જે પોતાના કુતરયા દાંતથી શીકાર કરે છે. તથા દરેક પક્ષી કે જે પોતાનાં પંજાથી શીકાર કરે છે. પણ પોપટ હલાલ છે કારણ કે તે (પંજાથી પકડે છે પણ) શીકારી નથી અને એવીજ રીતે મોર હલાલ છે. આલમગીરીયા.

૭ ગધેડીનું દુધ હરામ છે. બીમારી ઉપર પણ પાવું કે બીજી કોઇ રીતે વાપરવું દુરસ્ત નથી. દુર્રે મુખ્તાર. ગ્યા. મો.

૮ ગધેડાથી મતલબ શેહરી ગધેડું છે. પણ જંગલી ગધેડું કે જેને ગોર ખર કહે છે તેનું માંસ તથા દુધ બંને હલાલ છે. દુર્રે. અને ખચર હરામ છે. જો તેની મા ગધેડી હોય તો. અને જો તેની મા ગાય હોય તો એકે મતે હલાલ છે. અને જો તેની મા ઘોડી હોય તો તેની માની જેમ તેમાં વિદવાનો મત ફેર છે. દુર્રે મુખ્તાર. અને ફતાવા જવાહેર અખલાતીમાં છે કે કરકદન એટલે ગેંડો કે જેના માથાપર સીંગડુ થાય છે તે હલાલ છે. કારણ કે એક દીવસ ગરમીના દીવસોમાં એક ઝાડની છાંયામાં હજરત અલી (રદી) બેઠા હતા એટલામાં એક ગેંડો આવ્યો અને હજરત અલી (રદી)ને ચોટ કરવાનો વિચાર કર્યો તો તેવણે તેને જમીન ઉપર પછાડીને જુબ્હ કર્યો અને ફરમાવ્યું કે ખાઓ આ જંગલી ભેંસ છે. જ્યારે એ ખબર નબી સાહેબ (સલ) ને પોહોંચી તો તેવણે કહ્યું કે હજરત અલી (રદી)નું કેહવું ખરૂં છે.

૯ ઇમામ અબુ યુસોફ (રહ)ના મત પ્રમાણે. પણ ઇમામ અબુ હનીફા (રહ) ની નજદીક મકરૂહ નથી. આલમગીરીયા. હયાતુલ હૈવાન. વગેરે. અને દુર્રે મુખ્તારમાં છે કે એનું હલાલ થવું એજ સહી મત છે. ગ્યા. મો.

૧૦ સાહેબેન (રહ) ની નજદીક. અને એ પરજ ફતવો છે. અને (ફોકહા) કહે છે કે

(રહ) ની નજદીક મકરૂહ છે. અને ખેતીનો કાગડો કે જે ફક્ત દાણા ખાય છે અને સસલો અને બીજા ખુશકીનાં જનાવરો હલાલ છે. અને દરયાઇ જનાવરોમાંથી ઇમામ આજમ (રહ) ની નજદીક સર્વ જાતની માછલી વગર[૧૧] કોઇ જાનવર હલાલ નથી * અને માછલી જો દરયામાં મરે અને પાણી ઉપર તરી નીકળે[૧૨] તે ઇમામ આજમ (રહ)ની નજદીક હરામ છે. અને માછલી તથા તીડને જુબ્હ કરવું શરત નથી.[૧૩]

**મસલો** જેટલા અંદાજાથી જીન્દગી થઇ શકે તેટલું ખાવું[૧૪] ફરજ છે અને એટલું ખાવું કે તેથી ઉભા રહીને નમાજ પઢી શકે[૧૫] તથા રોજો રાખવાની શક્તિ મેળવી શકે તે મુસ્તહબ છે. અને અડધાં પેટ સુધી સુન્નત છે અને પેટ ભરાય ત્યાં સુધી ખાવું મુબાહ છે. અને જો જેહાદમાં કે દીની ઇલમ શીખવામાં કુવ્વત થાય એવી નૈયતથી (પેટ ભરીને) ખાશે તો મુસ્તહબ છે. અને જો પેટ ભરાય તેથી વધારે ખાય[૧૬] તો હરામ છે. પણ કાલે રોજો રાખવાના વિચારથી અથવા મ્હેમાનની ખાતરથી હોય તો હરામ નથી.

**મસલો** મખમસાની હાલતમાં એટલે ભુખ થી મરવાની બીકની વખતે જો હલાલ ખાવાનું નહીં મળે[૧૭] તો મુરદાર કે એના જેવું બીજું કંઇ હરામમાંથી હલાલ થાય છે. એટલુંજ નહીં પણ તેનું ખાવું ઇમામ આજમ (રહ) ની નજદીક ફરજ થાય છે. જો નહીં ખાશે અને મરી જશે તો ગુન્હેગાર થશે. પણ ઇમામ અબુ હનીફા તથા અહમદની નજદીક તથા શાફેઇ (રહ) ના એક મત પ્રમાણે (તે હરામમાંથી) જીવ જીવડાવવાનુ ખાએ પેટ ભરીને ખાએ નહીં. અને ઇમામ માલિક (રહ)ની નજદીક પેટ ભરીને ખાએ અને જો એવી હાલતમાં પારકાના માલથી અદા દુરસ્ત છે, પણ જો એહતેહધાત કરશે (અને પારકાનો માલ નહીં વાપરશે) અને મરી જશે તો સવાબ મળશે ગુનહગાર થશે નહીં.

---

ઇમામ અબુ હનીફા એ (રહ) પોતાના મરણથી ત્રણ દીવસ પેહેલાં પોતાનો મત ખેંચી લીધો છે અને તેના હલાલ માનનારા થયા છે. દુરેં મુખ્તાર.

૧૧ અગર જો તે નાપાક પાણીમાં ઉત્પન્ન થઇ હોય દુરેં મુખ્તાર પણ જે માછલી ઘણીજ નાહલી હોય તે મકરૂહે તહરીમા છે અને એજ સહી છે. જવાહેરે અખલાતી.

* માછલીની નીશાની આ છે તેને જીભ ન હોય, ભીંગણા હોય, ગળફટા ખુલ્લા હોય, કાંટાવાળા પર હોય, કોઇ માછલીમાં આ ચાર નાશાનીઓ હોય છે અને કોઇમાં એમાંની કેટલીક હોય છે. આથી માછલી ઓલખાએ છે. ગુ. મો.

૧૨ એટલે વગર આફતે મરી હોય અને તેની નીશાની આ છે કે જ્યારે તે પાણી ઉપર નીકળી આવે તો તેનું પેટ ઉપર હોય અને એને તાપી કહે છે. અને જો તેના પર શીકારીના જખમની નીશાની હોય અથવા તેની પીઠ ઉપર હોય તે ખાવામાં આવે. અને એવીજ રીતે જે માછલી કે તાપી માછલીના પેટમાં હોય તે ખાવામાં આવે. અને જે માછલી કે ઘણા ગરમ પાણી હોવાને લીધે અથવા ઘણા સરદ પાણી હોવાને લીધે મરે તે પણ હલાલ છે. કારણ કે એ પણ એક જાતની આફત છે. અને કાળુ માછળુ (જરીસ) અને બામ માછલી (માર માહી) કે જેના પર ભીંગણા થતા નથી તે હલાલ છે, પણ ઇમામ મોહમ્મદ (રહ) ની નજદીક હલાલ નથી દુરેં મુખ્તાર.

૧૩ માછલી જો વગર કોઇ આફતે આપો આપ મરે તો તે હલાલ નથી, પણ તીડ આપો આપ મરે અથવા કોઇ આફતથી મરે દરેક હાલતમાં હલાલ છે. કાજીખાન.

૧૪ અને પીવાનો પણ એવોજ હુકમ છે. દુરેં. અને જો નહીં ખાવે અને મરી જશે તો ગુન્હેગાર થશે. કાજીખાન.

૧૫ અને કેટલાકોએ કહ્યું છે કે ઉભા રહીને નમાજ પઢી શકે એટલું ખાવું ફરજ છે. દુરેં મુખ્તાર.

૧૬ અને તેની હદ આટલી છે કે ધારવામાં આવે કે મેદો (ઓજડી) બગડી જશે. અને પાણીની તોલના પણ એના ઉપરજ છે. દુરેં મુખ્તાર. **મસલો** રિયાજત (શીક્ષા, તપશ્ચા) માં એટલો ખોરાક કમ. કરવો કે ઇબાદત કરવામાં અશક્ત થાય એ દુરસ્ત નથી. દુરેં મુખ્તાર.

૧૭ અને તરસાનો પણ એવોજ હાલ છે. કે જો મરવાની બીક હોય અને પીવાનું દારૂ (કે નાપાક પાણી) વગર કંઇ નહીં મળે તો તેમાંથી તરસ મટાડવા જેટલું પીવું દુરસ્ત થશે. કાજીખાન.

**મસલો.** બીમારીમાં દવા ખાવી જાએજ છે વાજેબ નથી. જો દવા નહીં ખાશે અને મરી જશે તો ગુન્હેગાર થશે નહીં.[૧૮]

**મસલો.** તરેહ તરેહના મેવા તથા લજ્જતદાર ખાવાં ખાવા જાએજ છે. પણ તેમાં ઇસરાફ કરવું[૧] અને હદથી વધી જવું મના છે.

**મસલો.** સોના ચાંદીના વાસણ[૨] વાપરવા[૩] સ્ત્રી પુરૂષ બંને પર હરામ છે.

**મસલો.** અંગુર (દરાક્ષ)ના કાચા પાણીનો અંગુરી શરાબ કે જે નીશા લાવે અને ઉભરે તે નજાસતે ગલીજાથી નાપાક છે, અને કતઈ (ખાતરી પુરવક) હરામ છે[૪] તેનો નકાર કરનાર કાફેર છે. અને જે શરાબ કે તાજા ખજુરથી[૫]

---

૧૮ અને દવા અને ગેજા (ખોરાક) માં જે ફેર છે કે ગેજા નહીં ખાવાથી અને ભુખથી ખાવાથી અને મરી જવાથી ગુન્હગાર થતો નથી તે આ છે કે ખોરાક ખાવાથી પેટનું ભરાવું તે ખાત્રીથી છે અને ખાત્રી પુરવક વસ્તુને છોડવી તે તવક્કોલ (ખુદાપર ભરોસો) કેહવાતો નથી. પણ દવાથી સાજા થવુ તે એથી ઉલટું છે ખાત્રી પુરવક નથી. બચવા જોગ છે. આલમગીરીયા.

૧ અને રોટલીને વચમાંથી ખાવી અને કોરો રેહવા દેવી તે પણ ઇસરાફમાં છે. (પણ જો કોર કચી હોય અને વચ્ચેથી સેકાયએલી હોય તો કોરને રેહવા દેવી ઇસરાફમાં નથી) અને ફુલેલી રોટલીને ખાવી અને બાકીની રેહવા દેવી તે પણ તકબ્બોરીની નિશાની છે. પણ જો તેને બીજો કોઇ ખાનાર હશે તો ફરી કશી હરકત નથી. અને એવીજ રીતે જે કોળીયો હાથમાંથી પડી જાએ તેને નહી ખાવો તે પણ ઇસરાફમાં છે. અને ખાવામાં સુન્નત આ છે કે ખાવાથી પેહેલાં તથા તે પછી બંને હાથને પોંહોચા સુધી ધોએ. અને એક હાથને ધોવો કે કેટલીક આંગળીયોને ધોવી બસ નથી. અને ખાવાથી પેહેલાં પ્રથમ જુવાનોના હાથ ધોવડાવે અને આખરમાં બુઢ્ઢાઓના (કારણ કે જુવાનોને ખાવાની ખાહેશ ઘણી હોય છે) અને ખાધા પછી એનું ઉલટું કરે. (એટલે પ્રથમ બુઢ્ઢાઓના હાથને ફરી જુવાનોના હાથને ધોવડાવે કારણ કે બુઢ્ઢા ધીમે ધીમે ખાએ છે. આથી જણાએ છે કે આ જે કેટલીક જગ્યા રિવાજ છે કે જ્યાં સુધી સર્વ લોકો આગળ ખાણુ મુકાએ નહીં ત્યાં સુધી કોઇ ખાએ નહીં એ માત્ર રીવાજજ છે. જો શરીઅતમાં એમજ હોત તો જુવાનોના હાથ ખાધા પહેલાં પ્રથમ ધોવડાવવા નકામાં છે હાં, હદીસ શરીફથી આટલું સિદ્ધ થાય છે કે મજલેસમાં કોઇ બુજુરગ માણસ હોય તો તેના અદબને માટે તે જ્યાં સુધી ખાવું શરૂ કરે નહીં ત્યાં સુધી ખાય નહીં રિયાજુસ્સાલેહીન.) અને ખાવા પેહેલાં હાથને રૂમાલથી લુછે નહીં. પણ ખાધા પછી લુછવું જોઇએ અને ખાતી વેળા કોગળો કરવો સુન્નત નથી. અને ખાધા પછી હાથને આટાથી (બેસનથી) ધોવામાં કશી હરકત નથી. અને ખાધા પેહેલાં તથા તે પછી નિમક ચાખવું સુન્નત છે (એથી ઘણી બીમારીઓ દફે થાય છે.) આલમગીરીયા.

૨ કફગીર, ચમચો, સુરમાદાન, સુરમાની સલી, આરસી, (ઘડીયાળ) ખડીયો, કલમ, અને જે જે એના જેવા હોએ તે, તથા જે વાંસણમાં ખુશબો કે તેલ નંખાએ અને હાથમાં લઇને વપરાય એ સર્વ (સોના ચાંદીના હોય તો હરામ થવામાં) દખેલ છે. અને અરજીજ (ટીન) કાચ અકીક, અને બીલ્લોર વાપરવા દુરૂસ્ત છે. અને તાંબા પીતલના વાસણ (જો તે પર કલઇ થઇ ન હોય તો) મકરૂહ છે. અને માટીનું વાસણ સર્વથી બેહતર છે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યુ છે "જે કોઇ પોતાના ઘરમાં માટીના વાસણો રાખશે તો ફરીસ્તા તેની જીયારત માટે આવે છે." અને જે વાસણ ઉપર ચાંદી ચહડવેલી હોએ તો તે દુરૂસ્ત છે પણ તે એવી શરતથી કે હાથ અને મ્હોં ચાંદીની જગ્યાએ લાગે નહીં. દુરે મુખ્તાર વગેરે.

૩ તેમાંથી ખાવું, પીવું, તેલ લગાડવું, અને ખુશબો લગાડવી. એટલે જેવી રીતે ચલણ હોએ તે પ્રમાણે ખાવાના વાસણમાં ખાય, પીવાના વાસણમાં પીએ, અને જો સોના ચાંદીના વાસણથી ખાણું બહાર કહાઢી બીજી જગ્યા મુકીને ફરી ખાય, અથવા તેલ વગેરેને તેમાંથી કહાડી હથેળીમાં નાખે ને ફરી ત્યાંથી માથા વગેરેને લગાડે તો દુરૂસ્ત છે. દુરે મુખ્તાર.

૪ અને તેના પીનારને હદ મરાએ અગર જો તેને નિશા થઇ ન હોય પણ બીજા શરાબ એથી ઉલટા છે તેમાં જો નિશા થાય તોજ હદ મરાએ. દુરે મુખ્તાર.

૫ એટલે તાજા ખજુરના કાચા પાણીને નિશા લાવનાર થાય તથા ફીણ આવે ત્યાં સુધી રેહવા દે. અને એને સકર કહે છે. અને જો

અથવા કીશમીશ (સુકી દરાક્ષ)થી બનાવે કે જે નીશા લાવે તથા કફ નાખે, અને તેલા કે જે અંગુરના પાણીને પકવે જ્યારે બે ત્રતીઆંશ થી કમ શુકાએ તો તેને રહેવા દે એટલા સુધી કે નીશા કરે અને કફ આવે આ ત્રણે તરેહના શરાબ તે નજાસત ખફીફાથી નાપાક[૬] છે. અને બીજા શરાબો ખજુરનો સુકી દરાક્ષનો પકવેલો અથવા મધનો કે અનજીરનો કે ઘઉંનો કે જવનો કે જુવારનો વગેરે જે કંઇ નીશા કરનાર હોએ તે એવીજ તરેહ છે. અને મોસલ્લસ એનબી કે જે અંગુરના પાણીને પાકવા પછી એક ત્રતીઆંશ બચેલું રહે તે પણ એવીજ રીતે છે. એ સર્વ નીશા લાવનાર ઇમાંમ મોહમ્મદ ( રહ ) ની નજદીક હરામ છે અગર જો તેનું એક ટીપું પીએ. અને નજાસતે અખીફાથી નાપાક છે[૭] રસુલુલ્લાહે ( સલ ) ફરમાવ્યું છે. જે ચીજ કે તેનું ઘણું નીશા લાવે તેનું એક ટીપું પણ હરમ છે. અને જે ચીજ નીશા લાવનાર છે તે શરાબ છે. એટલે હરામ પણામાં તથા નાપાકીમાં શરાબ જેવું[૮] છે. અને ઇમામ અબુ હનીફા (રહ) ની નજદીક આગલા ચાર શરાબો વગર પાછલા શરાબોમાંથી ગમ્મતના વિચારથી પીએ તો હરામ છે. અને જો શક્તિને માટે પીએ તો જાએજ છે. પણ ઇમામ સાહેબ નો એ મત[૯] તજાએલો છે. અને ફતવો ઇમામ મોહમ્મદ (રહ) ના મત ઉપર છે.

**મસલો** શરાબથી કંઇ લાભ લેવો દુરસ્ત નથી.[૧૦] ત્યારે ઢોરનો ઓસડ પણ તેથી કરવો જોઇએ નહીં અને બચ્ચાને પણ આપવો જોઇએ નહીં.[૧૧]

---

કીશમીશ (દ્રાક્ષ) ના કાચા પાણીને નિશા લાવનાર થાએ તથા ફીણ લાવે ત્યાં સુધી રેહવા દે. તેને નબીઝ કહે છે. દુરેં મુખ્તાર.

૬ જો તે ફીણ લાવશે તો એકે મતે હરામ છે. અને જો ફીણ લાવે નહી તેમ નિશા લાવનાર પણ થાએ નહી તો તે એકેમતે હલાલ છે. અને હિદાયાવાળા (રહ) નો પ્રસંદ મત આ છે કે ખમર (દારૂના) જેવા આ ત્રણે શરાબ નજાસતે ગલીજાથી નાપાક છે. દુરેં મુખ્તાર.

૭ અને આલમગીરીયાથી જણાએ છે કે આ મત ઇમામ અબુ હનીફા તથા અબુ યોસુફના કેહવા પ્રમાણે છે. પણ ફતવો આ પર છે કે એ નજાસતે ગલીજા છે. અને જો શરાબ (માટીના) જુના વાસણમાં પડે તો તે ત્રણ વાર ધોવાથી પાક થાએ છે. અને જો નવા વાસણમાં હશે તો ઇમામ અબુ યુસોફ (રહ) કહે છે કે તેને ત્રણ વાર ધોએ અને દરેક વાર ધોયા બાદ સુકવે. અને ઇમામ મોહમ્મદ [રહ] કહે છે કે તે કદી પાક થતું નથી. અને કેટલાક મશાએખો કહે છે કે કેટલીક વાર તે વાસણને ઉભરાતું ભરે ફરી જ્યાં સુધી તેનું પાણી જુદા રંગનું નીકળશે ત્યાં સુધી તે નાપાક છે. અને જ્યારે સાફ પાણી નીકળશે રંગ કંઇ બદલાઇલો ન હશે તો પાક છે અને આ કોલ [મત] ઉપરફતવો છે. આલમગીરીયા.

૮ પણ તેના પીનારને વગર નીશા થએ હદ મરાશે નહીં. અને જો ખુરાકની અજવાયણથી કે ભંગથી કે અફીમથી જો નીશા થશે તો હદ મરાશે નહી પણ તાજીર [હાકેમની ધારણા પ્રમાણેની શીક્ષા] કરવામાં આવશે જેહદથી ઓછી થશે અને જાયફલનું હરામપણું ભંગના હરામપણાથી ઓછુ છે. દુરે.

૯ જેમકે જેલઇ, શરહે વહબાનીયા, અને મુલતકતે કહ્યુ છે અને ખોલાસામાં કહ્યું છે કે ઘણા મશાએખોની નજદીક એ મકરૂહે તહરીમી છે દુરે મુખ્તાર.

૧૦ તિરમિજી તથા ઇબ્ને માજાએ અનસ (રદી) થી રિવાયત કરી છે કે ખુદાના રસુલે (સલ) શરાબની બાબતમાં દસ માણસ ઉપર લઅનત કરી છે. રસ કહડાવનાર ઉપર, રસ કહાડનાર પર, પીનાર પર, ઉઠાવનારપર, જેને માટે ઉઠાવ્યો હોએ તે પર, પીવડાવનારપર, વેચનારપર. તેના પૈસા ખાનારપર. ખરીદનારપર, અને જેને માટે ખરીદયો હોય તેનાપર, મિશકાત. **મસલો** દારૂનો સરકો બનાવવો દુરસ્ત છે. ઇમામ શાફેઇ [રહ]ની નજદીક દુરસ્ત નથી. દુરે મુખ્તાર. ભાષાતર કર્તા કહે છે કે દારૂનો સરકો બનાવવો દુરસ્ત છે એની આ મતલબ નથી કે કોઇ મુસલમાન દારૂ બનાવે અથવા ખરીદે અને ફરી તેનો સરકો બનાવે ? એ કદી દુરસ્ત નથી. પણ એની મતલબ આ છે કે કોઈ કારણસર મુસલમાનની મીલકમાં હોય તો તે તેનો સરકો બનાવી શકે છે. ગુ. મો

૧૧ દવામાં વાપરવાનો ગેર લાભ થવો શેખ ઇબનુલ કૈયમે [રહ] પોતાની કીતાબ જાદુલ

**મસલો** ખાણું ખાતી વખતે અને પાણી પીતી વખતે સુંનત છે કે પ્રથમ **બિસ્મીલ્લાહ** કહે,[૧૨] અને છેવટમાં **અલ હમ્દો લિલ્લાહ** કહે*અને શરૂમાં અને છેવટમાં હાથ ધોએ. અને પાણીને ત્રણ વખત કરીને પીએ અને દરેક વખતે **બિસ્મીલ્લાહ** અને **અલ હમ્દો** કહે.

**મસલો** ઘોડીનું દુધ[૧૩]નીશાને લીધે, અને જેનું માંસ ખાવામાં આવે છે તેનું મુતર હરામ છે.

**મસલો** જે ગોશત કે મુસલમાનથી અથવા કીતાબી (ખ્રીસ્તી અને યહુદી)થી ખરિદાએ તે હલાલ છે અને જે મુતિપૂજકથી ખરીદાએ તે હરામ[૧૪] છે.

**મસલો** હદયો (ભેટ) કબુલ કરવામાં ગુલામ, લોડી, અને છોકરાનું કહ્યું મકબુલ છે.

**મસલો** જો પ્રમાણીક માણસ (આદેલ)[૧૫] પાણીની નાપાકીની કે પાકીની ખબર આપે તો તે કબુલ કરવામાં આવે. પણ જો ફાસેક[૧૬] અથવા એવો માણસ કે જેનો હાલ અમને ખબર નથી તે જો પાણીની નાપાકીની ખબર આપે તો અટકલ કરે અને (પોતાના) વધુ મતે અમલ કરે. ત્યારે જો ધારણામાં તેને સાચો જાણે તો પાણીને ઢોલીને તયમ્મોમ કરે. અને જો તેની ધારણામાં વધુ તેને જુઠો જાણે તો વોજુ અને તયમ્મોમ બંને કરે તો બેહતર છે. અને નહીં તો વોજુ કરે.

---

મઆદમાં અકલી તથા શરઇ અનેક દાખલાથી સિદ્ધ કર્યો છે. ગ્યા. મો.

૧૨ જોરથી કહે કે જેથી બીજા શીખે [અથવા ભુલી ગયા હોય તો યાદ કરે ] પણ લોકો જો ખાધાથી ફારેગ થયા ન હોય તો ખાધા બાદ અલહમ્દોને આહિસ્તાથી કહે. અને વળી ખાવાના સારા તરીકામાંથી આ પણ છે કે રોટલીના હાજર હોતા તેની તરકારીની વાટ જુએ નહીં. પણ આ કાયદો પોતાને ઘર ખાવા માટે છે. પણ કોઇને ઘર ખાવા ગયો હોય તો તરકારી આવ્યા પહેલા ઘરવાળાની વગર રજાએ ખાએ નહીં આલમગીરીયા. નિસાબુલ એહતેસાબ

* અને ખાધા પછી આ દોઆ પડે "અલ હમ્દો લિલાહી-લ્લઝી અતઅમના વ સકાના વ જઅલના મિનલ મુસલેમીન" અર્થ-સર્વ તારીફ તે અલ્લાને માટે છે કે જેણે અમને ખવડાવુ અને પીવડાવુ અને અમને મુસલમાનોમાંથી કર્યા. હિસને હસીન. એ સિવાઇ બીજી દોઆઓ પણ હિસને હસીન વગેરેમા છે. ગ્યા, મો.

અને જો કોઇને ત્યાં જમવા જાએ તો હાથ ધોયા પછી આ દોઆ પડે "અલ્લાહુમ્મ બારેક લહુમ ફીમા રજકતહુમ ફગફેરલહુમ વર હમ હુમ" અર્થ—ઓ અલ્લાહ તે જે તેઓને આપ્યું છે તેમાં તેઓને બરકત આપ. અને તેઓને બખ્શી દે અને તેઓપર રહમ કર, અથવા આ દોઓ પડે "અલ્લાહુમ્મ અતએમ મન અતએમની વસકે મન સકાની" અર્થ—ઓ અલ્લાહ જેણે મને જમાડ્યુ તેને તુ જમાડ અને જેણે મને પાયુ તેને તું પા. હિસને હસીન ગ્યા. મો.

૧૩ અને ગાય વગેરેનું દુધ જો તે જલ્લાલા હોય એટલે આદમીનું ગુ ખાતી હોય તો મકરૂહ છે. અને એવીજ રીતે એઓનું માંસ પણ મકરૂહ છે. જો એઓને બંધ નહીં રાખી હોય તો મરઘાંને ત્રણ દીવસ બકરીને ચાર દીવસ અને ગાય તથા ઉંટને દસ દીવસ (બંધ રાખે ફરી જુબ્હ કરે.) દુરે મુખ્તાર અને કજી ખાનામાં છે ઊંટને એક મહીનો ગાયને વીસ દીવસ અને બકરીને દસ દીવસ બંદ રાખીને જુબ્હ કરે.

૧૪ જો એમ જણાયું ન હોય કે એનો જુબ્હ કરનાર મુસલમાન છે તો **મસલો** જો કોઈ કાફેર એવી ખબર આપે કે મેં મુસલમાનથી અથવા કીતાબીથી ખરીદુ છે તો તે હલાલ છે. અને જો તે કેહશે કે મેં પારસીથી ( કે મુર્તી પૂજકથી ખરીદયું છે)તો તે હરામ છે. દુરે મુખ્તાર.

૧૫ અને જો એક આદેલ પાણીની પવિત્રતાની ખબર આપે અને બીજો સારો માણસ તેની નાપાકીની ખબર આપે તો તેની પાકીનો હુકમ કરવામાં આવશે. દુરે મુખ્તાર.

૧૬ કાફેર, ફાસેક, અને ગુલામનું કેહવું મામલાત ( દુન્યાની ચલણ ) માં માનવા પાત્ર છે. જેમકે તેઓ કહે કે ફલાણા માણસને ફલાણી ચીજ વેચવા માટે ફલાણાએ વકીલ ( મુખ્તાર ) બનાવ્યો છે. અને દીયાનતમાં કે જે ખુદા અને બંદા વચ્ચેની બાબતમાં હોય. અદાલત શરત છે. જેમકે તેઓમાંનો કોઇ કહે કે આ પાણી નાપાક છે. દુરે મુખ્તાર.

**મસલો.** ગુલામ વેપારીની મેહમાની કબુલ કરવી દુરૂસ્ત છે, અને કપડું કે નગદ પૈસો કે અનાજ લેવા માલિકની વગર રજાએ દુરૂસ્ત નથી.

**મસલો.** જુલમગાર હાકેમ, નાચનારી સ્ત્રી, ગાનારી, અને રાજણી ગાનારી કે વિલાપ કરનારી કે જેઓનો ગણો માલ હરામનો હોય તેઓની જીયાફત કે ભેટ કબુલ કરવી દુરૂસ્ત નથી,[17] અને જો જાણે કે તેઓનો ઘણો માલ હલાલનો છે તો દુરૂસ્ત છે.

## ફસલ ૨

### કપડાં[1] પહેરવા વિષે.

નગનતા ( સતરે ઓરત ) ઢાંકવા જેટલું તથા હલાક કરનારી સરદી ગરમી મટાડવા જેટલું કપડું પહેરવુ ફરજ છે. અને તેથી વધુ ફરમાન પ્રમાણેની સોભા માટે તથા ખુદાની નેઅમત જાહેર કરવા માટે તથા શુકર અદા કરવા માટે મુસ્તહબ છે,[2] અને સુંનત આ છે કે કપડું આંગળી [illegible] જેવું પેહેરે નહીં અને દામન અર્ધિં પીંડલી સુધી લાંબું હોએ. અને દામન ગુંટી સુધી દુરૂસ્ત છે. અને તેથી નેચું[3] હરામ છે.[4] અને શમલો સુંનત અદા કરવાની નૈયતથી એક બીલસ (વેંત)[5] મુસ્તહબ છે. અને કપડામાં વધારે તકલ્લોફ કરવો ઇસરાફ અને તકબ્બોરીની રૂએ હરામ છે અથવા મકરૂહ છે. અને એ વગર[6] મુબાહ છે.

**મસલો.** કાસંબી કે જાફરાની રંગ સ્ત્રીને નહીં પણ પુરૂષને હરામ છે. અને એક રીવાયતમાં કોઇ પણ તરેહનો લાલ રંગ પુરૂષને મકરૂહ છે. પણ ધારી દાર સુસી જેવું દુરૂસ્ત છે.

**મસલો.** જે કપડું કે તેનો વાણો તથા તાણો રેશમી હોય તે સ્ત્રીને હલાલ છે, અને પુરૂષોને હરામ છે.[7] પણ ચોર આંગળી જેટલું છેડાની જેમ[8] દુરૂસ્ત છે. અને જો કે વાણો

---

૧૭ પણ જો તેઓમાંનો કોઇ ખબર આપે કે આ માલની અસલ હલાલ છે. મને વારસામાં મળ્યો છે અથવા મેં એને કરજ લીધો છે હો એ સુરતમાં દુરૂસ્ત છે. આલમગીરીયા. **મસલો** જો કોઇ શખ્સ મરી જાય અને કુતરૂં વગેરે વેચીને માલ મુકી ગયો હોય તો જો તેના વારેસો તે માલને નહીં લે, અને તેના માલેકોને પુગવે તો ઘણું સારૂં છે. અને જો તેના માલેકને નહીં ઓળખે તો તેને સદકો કરે. અને રૂશવત અને જુલમના માલ વિષે પણ આજ કાયદો છે. કાજીખાન.

૧ ઉન અને વાળોના કપડાં પેહેરવાં નબીયોની સુંનત છે. અને એ કપડાંના પ્રથમ પેહેરનર હજરત સુલેમાન ( અલે ) છે. અને નબી સાહેબ ( સલ ) થી હદીસ શરીફમાં છે કે "તમો તમારા દીલને ઊનના કપડાં પેહેરીને રોશન કરો કારણ કે એ કપડું દુન્યામાં તવાજો છે અને આખેરતમાં નુર છે, ગરાએબ.

૨ એજ માટે કદી નબી સાહેબે ( સલ ) એક હજાર દિરહમ કીમતની ચાદરને અને કદી ચાર હજાર દિરહમ કીમતની ચાદરને ઓઢી છે અને કદી થીંગળાવાળું કપડું પેહરૂં છે.

૩ પણ સ્ત્રીઓને જોઇએ કે લાંબું રાખે કે જેથી તેઓની પગની પાટલી પણ ઢંકાએ. આલમગીરીયા. અને વળી સ્ત્રીઓને હથેલીયો ખુલ્લી રાખવી તથા પોતાના ઘરમાં તનહાઇમાં માથાને ખોલ્લું રાખવું દુરૂસ્ત છે. વળી જે આજાઓનું જોવું મહરમોને દુરૂસ્ત હોય તેવા આજા ઉપર બારીક ( કે જાલીદાર ) કપડું પેહેરવું અગર જો તેથી નીચેની વસતું જણાએ તોએ, મહરમોની નજદીક દુરૂસ્ત છે. કુનયા.

૪ રસુલુલ્લાહે ( સલ ) ફરમાવ્યું છે. કે જે કપડું (ફરી તે કુડતો હોય કે સાયો હોય, ઇજાર હોય, કે લુંગી હોય) ગુટીથી નીચે હોય તો તે દોજખમાં બલશે.

૫ અને કેટલાકોએ અડધી પીટ સુધી અને કેટલાકોએ બેસવાની જગ્યા સુધી પણ કહ્યું છે. આલમગીરીયા. જખીરા.

૬ અને તેની હદ ( તથા પારખ ) આ છે કે તેના પેહેરવા પછી જીવમાં આશ્ચર્ય ઉત્પન્ન થાય નહીં પણ પેહેરવા પેહેલાં તથા તે પછી એક સરખી રીતે જીવ રહે સીરાજીયા.

૭ અગર જો તે કપડાની વચ્ચે અને બદનની વચ્ચે કોઇ કપડાની આડ હોય. સહી મજહબ પ્રમાણે. દુરેં મુખ્તાર.

૮ એટલે તે છેડો કે જે રેશમનો અથવા સોના કે ચાંદીના તારનો કપડાની ગોડાઇમાં હોય. ( તે દુરૂસ્ત છે. ) પણ જો ચાર આંગળના ટોપી હોય (અને તે રેશમની કે જરીની હોય) તો દુરૂસ્ત નથી. મતલબ કે મજકુર અંદાજો કંઇને લાગેલો

તેનો રેશમ હોય અને તાણો તેનો રૂ કે ઉન હોય તે લડાઇમાં દુરૂસ્ત છે. અને જે કે વાણો તેનો રૂ હોય અને તાણો તેનો રેશમ હોય તે બંને હાલતમાં દુરૂસ્ત છે.

**મસલો** ખાલેસ રેશમના કપડાનો તકયો[૯] બીછાણું બનાવવા ઇમામ આજમ (રહ) ની નજદીક દુરૂસ્ત છે. અને સાહેબેનની નજદીક દુરૂસ્ત નથી.

**મસલો** સ્ત્રીઓને સોના ચાંદીનું ઘરેણું પેહેરવું દુરૂસ્ત છે. અને પુરૂષોને જાએજ નથી. પણ ચાંદીની વીંટી,[૧૦] અને નગીનાની આસપાસ સોનાની કુન્દન[૧૧] દુરૂસ્ત છે.

**મસલો** તુટેલા દાંતને સોનાના તારથી નહીં પણ ચાંદીના તારથી બાંધવા દુરૂસ્ત છે. અને સાહેબેન (રહ)ની નજદીક સોનાના તારથી પણ દુરૂસ્ત છે.[૧૨]

**મસલો** લોખંડ, પત્થર,[૧૩] અને બીજી ધાતુની વિંટી દુરૂસ્ત નથી.

**મસલો** બાદશાહ અને કાજીને[૧૪] મોહર કરવા માટે વિંટી પેહેરવી સુનંત છે. અને બીજા ઓને તેનું તજવું બેહતર છે.

**મસલો** જે વાસણમાં ચાંદી જડાઇલી હોય તેમાં ખાણું ખાવું તથા એવી કુરસી ઉપર બેસવું, જો ચાંદીની જગ્યાથી બચી શકે[૧૫] તો દુરૂસ્ત છે. અને અબુ યુસોફ (રહ) ની નજદીક મકરૂહ છે અને મોહમ્મદ (રહ)થી બે રિવાયત છે.

**મસલો** છોકરાને રેશમ અને સોનું પેહેરાવવું[૧૬] હરામ છે.

---

દુરૂસ્ત છે ખુદ (ચાર આંગળની ચીજ) દુરૂસ્ત નથી. નિસાબુલ એહતેસાબ. વગેરે. એજ માટે રેશમી નાણું તથા કુરદની રેશમી પટ્ટી અગર જો ચાર આંગળથી ઓછી હોય તે મકરૂહ (તહરીમી) થશે. આલમગીરીયા. અને જુબ્બાનુ અસતર કે અબરા (ઉપરનું કપડું) રેશમી હોય તો મકરૂહ છે પણ જો જુબ્બાની વચ્ચે રેશમ હશે તો દુરૂસ્ત છે મોહીતે સરખસી. અને જો કોઇ કપડાનો તાણો રેશમ હોય અને વાણો ભેલસેલ રેશમ વગેરેથી હોય તો (તેના વિષે) દુરેં મુખ્તારવાળા (રહ) કહે છે કે તેનો હુકમ મેં કોઇ કીતાબમાં જોયો નથી. પણ જાહેર આ છે કે વધુ ભાગની ગણતરી છે. અને જો એક તાર રેશમી અને એક તાર બીજા કંઇનો હોય તો જો સર્વ રેશમી જણાએ તો મકરૂહ છે.

૯ દરવાજા ઉપરના રેશમી પરદાનો કાયદો પણ એવોજ છે, ઇખ્તીયાર.

૧૦ કે જે એક મિસકાલથી વધુ ન હોય દુરેંમુખ્તાર. અને વીટીમાં હલકા (ગોલાકાર)ની ગણતરી છે પણ નગીનો તો યાકુત, અકીક, અને ચાંદી વગેરેનો પણ દુરૂસ્ત છે.

૧૧ તલવારનું ઘરેણુ ચાંદીનું તથા તેથી બનેલો કમર પટો પણ દુરૂસ્ત છે પણ તે એવી શરતથી કે તેથી સણગાર (જીનત) નો વિચાર ન હોય. દુરેંમુખ્તાર.

૧૨ કાજીખાનમાં જામેએ સગીરથી નકલ કરી છે કે જયારે કોઇ પુરૂષના દાંત હલે તો તે તેને સોના (ના તાર) થી બંધાવે ઇમામ મોહમ્મદે (રહે) કહ્યું છે કે એમાં કશો દોશ નથી. અને ઇમામ અબુ હનીફા (રહ) નો પેહેલો મત એજ હતો અને બીજો મત આ છે કે સોનાથી નહીં પણ ચાંદીથી બંધાવે. અને ઇમામ અબુ યુસોફ (રહ) ના મતમાં ઇખ્તીલાફ છે.

૧૩ અને ટીન, કાંચ, બીલ્લોરનો પણ એજ હુકમ છે. દુરેંમુખ્તાર.

૧૪ અને જે કોઇને મોહર કરવાની જરૂરત પડતી હોય જેમકે મોતવલ્લી (વેપારી) વગેરે તો તેઓ પણ કાજીના હુકમમાં છે. દુરેંમુખ્તાર. અને તેને વાપરવાની રીત આ છે કે ડાબા હાથની ટચલી આંગળીમાં પેહેરે, અને નગીનાને હથેલીની તરફ રાખે. પણ સ્ત્રીઓને બંને હાથમાં પેહેરવી અને નગીનાને હાથની પીટ તરફ રાખવો પણ દુરૂસ્ત છે. કારણ કે બાયડીનું પેહેરવું સણગાર માટે છે અને પુરૂષનું પેહેરવું જરૂરત માટે છે અને મરદાને જમણા હાથમાં પેહેરવી અગર જો દુરૂસ્ત છે પણ તે જયારે શીયાઓની ચાલ ગણાએલી છે તો તેને છોડવું બેહતર છે. આલમગીરીયા.

૧૫ એટલે પાણી પીવામાં પીનારનું મ્હોં ચાંદીની જગ્યાએ લાગે નહીં અને બેસવામાં બેસનારનું બદન ચાંદીની જગ્યાએ અડકે નહીં. અને સોના ચાંદીના તખત, ધુપદાન, લગામ, જીન, રિકાબ, અને આરસીના કડીનો પણ એવોજ હુકમ છે. આલમગીરીયા.

૧૬ કારણ કે જે ચીજનું પેહેરવું હરામ છે તેનું પેહેરાવવું પણ હરામ છે. હિદાયા

## ફસલ ૩.

### સ્ત્રી મીલાપ તથા તેને ચાહનાર વસ્તુઓ વિષે.

નિકાહવાળી સ્ત્રીથી કે પોતાની લોંડીથી જીમા (સ્ત્રી મીલાપ) કરવી પાછલે માર્ગે[૧] તથા હેજની હાલતમાં હરામ છે.

**મસલો** લોંડા બાજી ખાતરી પુરવક હરામ છે. તેના હરામ થવાનો નકાર કરનાર કાફેર છે.

**મસલો** પારકી સ્ત્રીને તથા ગબરૂને શહવતથી જોવું હરામ છે. અને એવીજ રીતે પારકી સ્ત્રીને શહવતથી હાથ લગાડવો તથા પગથી ના જાએજ હરકત કરવી (હરામ) છે હદીસ શરીફમાં આવેલું છે કે આંખનો વ્યભિચાર (જીના) જોવું છે. અને હાથનો વ્યભિચાર પકડવું છે. અને પગનો વ્યભિચાર રસ્તો કાપવો છે. અને જીભનો વ્યભિચાર વાત કરવી છે. અને નગનતા તેને સાચવે છે તથા જુઠવે છે.

**મસલો** બીજાની શરમગાહ (નગનતા) તરફ જોવું હરામ છે. પણ જરૂરતને વખતે જરૂરત જેટલું જુએ. જેમકે વૈદ (હકીમ) અથવા ખતના* કરનારો અથવા જણાવનારી (દાઇ) અથવા હુકના કરનારો (એઓ જરૂરત જેટલું જુએ. અને પુરૂષને પુરૂષની છીપાવવાની જગ્યા સિવાઇ બીજી જગ્યા જોવી દુરસ્ત છે.[૧] એટલે દુંટીથી તે ગુંટણ[૨] સુધી જુએ નહીં. અને સ્ત્રીને પણ સ્ત્રીને દુંટીથી તે ગુંટણ સુધી જોવું દુરસ્ત નથી. અને બીજું બદન જોવું દુરસ્ત છે. અને એવીજ રીતે જો શહવત ન હોય તો સ્ત્રીનું પુરૂષને જોવું છે.[૩] અને શહવતની હાલતમાં[૪] તદન જુએ નહીં. અને પુરૂષને પારકી સ્ત્રીને તદન જોવું જાએજ નથી. પણ જે સ્ત્રી કે કામ કાજે બહાર આવે છે તેનું મ્હો અને બંન્ને હાથ જોવા[૫] જો શહવત ન હોય તો દુરસ્ત છે. અને નહીં તો જાએજ નથી. કુરઆન

---

* કોઇ માણસ મોટી ઉમરનો, મુસલમાન થાય અને તેમાં શકિત હોય તો તેની ખતના કરાવવી જોઇએ, કેટલાકો કહે છે કે ખતના કરવી સુંનત છે અને નગનતા ઢાંકવી ફરજ છે ફરી સુનત માટે ફરજ છોડાય નહીં. તેનો જવાબ કે ખતના કરનાર માટે જરૂરતને લીધે ફરજ રહ્યું નથી એને ખતના કરનારો જરૂરત જેટલું જોઇ શકે છે જેમકે હિદાયા વગેરેમાં છે અને કર્તાએ પણ કહ્યું છે. ગુ. મો.

૧ અને જેટલા કંઇને જોવું દુરસ્ત છે તેને હાથ લગાડવો પણ દુરસ્ત છે. હિદાયા.

૨ પણ ગુંટણના ઢાકવાનો હુકમ રાન (જાંગ) કરતાં ઓછો છે. અને રાનનો હુકમ શરમ ગાહ કરતાં ઓછો છે. તે એટલાં સુધી કે જો કોઇ ગુંઠણને ખોલે તો તેને નરમાસથી મના કરે. અને જો તે નહીં માને તો ઝગડા કરે નહીં. અને જો રાનને ખુલ્લી જુએ તો સખ્તાઇથી મનાઇ કરે. પણ જો તે માને નહીં તો તેને મારવાનો અખ્તીયાર નથી. અને જો શરમગાહને ખુલ્લી જુએ તો મના કરે. અને જો તે માને નહીં તો તેને મારે તથા શિક્ષા કરે. કાઝી, અને સિરાજીયામાં છે કે સ્ત્રીને બીજી સ્ત્રીનું પેટ શહવતથી જોવું દુરસ્ત નથી. અને સેરાજે વહહાજમાં છે કે નેક બખ્ત સ્ત્રીએ પોતાને બુરા ચલણવાળી સ્ત્રી આગળ જાહેર કરવું જોઇએ નહીં; કારણ કે તે તેના હાલને મરદો આગળ જાહેર કરશે (અને દુરેં મુખ્તારમાં છે કે "કાફેરા સ્ત્રી તે પારકા પુરૂષ સરખી છે તો તે મુસલમાન સ્ત્રીના બદનને જુએ નહીં" આથી તમો સમજશો કે હીન્દુઓની કેટલીક જાતની સ્ત્રીઓ મુસલમાનોને ત્યાં ખીજમતગાર રહે છે તેઓથી ઘરવાળીએ માથામાં તેલ નખાવવું કે વાંસો ચોળાવવો દુરસ્ત નથી).

૩ એટલે દુંટીથી તે ગુંટણ સુધી જોવું દુરસ્ત નથી. અને બાકીનું દુરસ્ત છે.

૪ જો ખાતરીથી હોય તો. એટલુંજ નહીં પણ જો શહવતનો શક હોય તોએ મરદને જોવું દુરસ્ત નથી અને સ્ત્રીને જે જગ્યા મરદની જોવી દુરસ્ત છે તેને હાથ લગાડવો જો બેમાંથી એક જુવાન હોય તો દુરસ્ત નથી અગર જો બંને શહવતથી રોકાએલાં હોય. પણ લોંડીને દુંટીથી કે ગુંટણ સિવાય બીજી જગ્યા હાથ લગાડવો જો બંને શહવતથી બચેલા હોય તો દુરસ્ત છે. આલમગીરીયા

૫ માતબર કિતાબોમાં આટલું છે કે પારકી સ્ત્રીનું મ્હો અને હથેલી જોવી દુરસ્ત છે. અને પગને જોવામાં ઇખ્તેલાફ છે. આલમગીરીયા અને સિરાજીયામાં છે કે પારકી સ્ત્રીનું મ્હો જોવું વગર શહવતે હરામ નથી. પણ મકરૂહ છે" મતલબ કે પારકી સ્ત્રી તે આમ છે કે કામે કાજે નીકળી હોય કે નહોય.

શરીફમાં છે. "તું કહે (ઓ મોહમ્મદ) મુસલમાન પુરૂષોને કે સ્ત્રીઓથી આંખો નીચી કરે અને ફરજ (જકર) ને સંભાળે. અને કેહ મુસલમાન સ્ત્રીઓને કે પુરૂષોથી આંખો નીચી કરે અને ફરજ (મુદ્રા)ને સંભાળે." (સુરા નુર ૨૪;૩૦,૩૧) હદીસ શરીફમાં આવેલું છે કે જે કોઇ પારકી સ્ત્રીને શહવતથી જોશે તેની આંખમાં કેયામતને દીવસે સીસુ રેડાશે.

**મસલો** પોતાની નિકાહવાળીનું તથા પોતાની માલિકીવાળી (લોંડી)[૬]નું તમામ બદન જોવું દુરૂસ્ત છે. પણ મુસ્તહબ આ છે કે શરમની જગ્યા જુએ નહીં.[૭] અને પોતાની મહરમ (જે ઓરતથી કદી નીકાહ થઇ ન શકે તે) સ્ત્રીનું[૮] અને પારકી લોંડીનું માથું, મ્હોં, પીન્ડલી, અને બાજુ જુએ. અને જો શહવતથી અમનમાં હોય તો હાથ લગાડવું પણ દુરૂસ્ત છે. અને પેટ, પીઠ, અને રાન જુએ નહીં. અને ગુલામ[૯] પોતાની માલિકા વિષે પારકા પુરૂષ સરખો છે.

**મસલો** પારકી સ્ત્રીને નિકાહના અથવા ખરીદવાના ઇરાદા વખતે જોવું શહવત હોવા છતાં પણ દુરૂસ્ત છે. અને એવીજ રીતે સાક્ષીને સાક્ષી રેહતી વખતે તથા પુરતી વખતે[૧૦] અને હાકેમને હુકમ કરતી વેળા દુરૂસ્ત છે

**મસલો** ખોજાનો ખસ્સીનો હુકમ પુરા પુરૂષનો છે.[૧૧]

**મસલો** આઝાદ નિકાહવાળી (બાયડી) થી અજલ કરવો એટલે મનીને બહાર કહાડી નાખવી કે જેથી ગર્ભ રહે નહીં એ તેણીની વગર રજાએ દુરૂસ્ત નથી. અને જો કોઇની લોંડી તેના નિકાહમાં હોય તો (તેણીથી અજલ કરવો) તેણીના માલિકની વગર રજાએ દુરૂસ્ત નથી. અને પોતાની લોંડીથી વગર રજાએ દુરૂસ્ત છે.

**મસલો** જો કોઇ માણસ કોઇ લોંડીનો ખરીદવાથી કે હેબા (બખ્શીશ) થી કે વારસાથી માલિક થયો હોય તો જ્યાં સુધી તેની મિલકતમાં પુરૂં એક હેઝ આવે નહી[૧૨] ત્યાં સુધી તેની સાથે

---

૬ માલિકીવાળી લોંડીથી મતલબ તે લોંડી છે કે જેનાથી વતી કરવી દુરૂસ્ત હોય. પણ જે લોંડીથી વતી કરવી દુરૂસ્ત ન હોય તે મતલબ નથી. દાખલા તરીકે મજુસી લોંડી કે મુર્તિપુજક લોંડી, અથવા તે લોંડી કે માલેકની દુધ પાતી મા અથવા દુધ બેહેન હોય અથવા બાયડીની મા કે તેની દીકરી હોય. આ સર્વે સુરતોમાં લોંડીની શરમગાહ જોવી દુરૂસ્ત નથી. આલમગીરીયા.

૭ કેમકે એ લાજ વિરૂદ્ધ છે. અને વળી એ ભુલ (નિસયાન) ઉત્પન્ન થવાનું કારણછે. દુરે મુખ્તાર.

૮ ફતાવા આલમગીરીયામાં મબસુતથી લખાયલું છે કે પોતાની મહરમ ઓરતોના તરફ નજર કરવી દુરૂસ્ત છે. જાહેરી જીનત તરફ તથા બાતેની જીનત તરફ. જેમકે માથું, વાળ, ગરદન સીનો, કાન, બાજુ, કલાઇ, હથેલી, પીંડલી, પગ અને મ્હોંને, અને ફતાવા કાઝીખાનમાં છે કે મા, બાલેગ, છોકરી બહેન અને દરેક મહરમ, જેમ કે નાની દાદી, પોતાની ઓલાદ ખાલા ફોઇને જોવામાં કશો દોશ નથી. એટલે એઓના વાળ, ચોટલો, છાતી, બાજુ, અને પીંડલીને જોવા. પણ એઓની પીઠ, પેટ, અને દુંટી નીચેથી કે ગુંટણ સુધી જોવા દુરૂસ્ત નથી. અને દુધ પીવાને લીધે તથા વીવાહને લીધે જે સ્ત્રીઓ, હરામ છે તેઓનો પણ એજ કાયદો છે. અને એજ કીતાબમાં છે કે નજર કરવાનું દુરૂસ્ત તે વખતે છે કે બંને શહવતથી નિડર હોય. અને હાથ લગાડવાનો પણ એવોજ હાલ છે. પણ એઓ પેટ, અને પીઠને દાબવા (ચોલવા) કપડાંના ઉપરથી ખીજમતની રૂએ છોકરાને દુરૂસ્ત છે.

૯ અગર જો તે ખસ્સી હોય અથવા ના બાલેગ હોય અથવા પીશાબની જગ્યા કપાયલી હોય, એજ સહી મત છે. તો મ્હોં હાથ સિવાય બીજુ કંઇ જોવું તેને દુરૂસ્ત નથી અને એકલા તેની સાથે સફર કરવી પણ દુરૂસ્ત નથી પણ આટલું કે વગર હુકમ લીધે ઘરમાં દાખલ થવું તેને બીલ ઇજમા દુરૂસ્ત છે. કાઝીખાન.

૧૦ જોવું દુરૂસ્ત છે. પણ (શાહેદે તથા હાકેમે) સાક્ષી પુરવાનો તથા ફેસલો કરવાનો ઇરાદો રાખવો જોઇએ, શહવત પુરી કરવાનો વિચાર કરવો જોઇએ નહીં. અને શાહેદ રેહતીવેળા શહવત હોવા છતાં જોવા વિષે ઇખ્તીલાફ છે. સહી આ છે કે દુરૂસ્ત નથી સેરાજે વહહાજ.

૧૧ તો પંદર વર્ષની ઉમર સુધી એઓનું સ્ત્રીઓ પાસે આવવું દુરૂસ્ત છે. તે પછી દુરૂસ્ત નથી. અને આ કાયદો એકને માટે ને ધણાઓને માટે સરખો છે. આલમગીરીયા.

૧૨ તો જો હેઝ આવેલું હોય તે દરમીયાન માલેક થશે તો એ હેઝ (પુરૂં ન હોવાને લીધે) ગણતરીમાં લેવાશે નહીં. દુરે મુખ્તાર.

વતી કરવી કે વતી ચાહનાર કંઇ કામ કરવું દુરસ્ત નથી. અને જો તે નાંઢલી હોય કે આએસા[13] હોએ તો એક મહીના પછી[14] વતી જાએજ છે

**મસલો** જો એવી બે લોંડીઓ કોઇની મિલકમાં હોય કે તે બનેથી સાથે નિકાહ કરી શકાએ નહી[15] તો જો તે માણુસ એકથી વતી કરશે તો બીજી તેના પર હરામ થશે. ત્યાં સુધી કે તેને પોતાની મિલકતમાંથી ખારેજ કરે અથવા (તેણીના) નીકાહ કરી આપે.

## ફસલ ૪

### ધંધો, વેપાર, અને નોકરી કે ભાડા વિષે.

હદીસ શરીફમાં આવેલું છે કે હલાલની ઢુંઢ કરવી બીજા ફરજો પછી ફરજ છે અને સર્વોત્તમ ધંધો પોતાના હાથની કમાઇ[16] છે, દાઉદ (અલે) પોતાના હાથથી કમાઇ કરતા હતા અને ખાતા હતા.[17] તેવણુ બકતર બનાવતા હતા. બીજો બેઅ મબરૂર છે એટલે એવો વેપાર કે ફસાદ અને મકરૂહ પણાથી પવિત્ર હોય.

**મસલો** જો વેચવાની વસ્તુ માલ ન હોય જેમકે મુરદાર હોય અથવા ખુન હોય અથવા આઝાદ (માણુસ) હોય તો તે વેચાણુ બાતેલ છે. એવીજ રીતે જો તે માલતો હોય પણુ તેથી લાભ લઇ શકાતો ન હોય. જેમકે પક્ષિ[1] હવામાં

---

૧૩ એટલે તે સ્ત્રી કે જે એયાસની ઉમરે પુગી હોય એટલે હેજ બંધ થવાની ઉમ્મરે પુગી હોય; અને જો તે જણવાની હોય તો તે જ્યાં સુધી જણે નહીં ત્યાં સુધી વતી કરે નહીં.

૧૪ એટલે પુરા એક મહીના પછી. તો જો મહીનાની વચ્ચે હેજ આવશે તો એ મુદત હેજને સાથે લાગુ પડશે. જામેએ રમુજ.

૧૫ દાખલા તરીકે જેમકે બંને બેહનો હોય અથવા બંને ફોઇ ભત્રીજી હોય, અથવા બંને માશી ભાણેજ હોય.

૧૬ પ્રથમ જેણે ધંધો કરવો શરૂ કર્યો તે હજરત આદમ (અલે) હતા. તેવણુના જમીન ઉપર ઉતર્યા બાદ હજરત જીબ્રઇલ અમીન (અલે) ઘઊંનો દાણો લાવ્યા અને ખેતી કરવાનો હુકમ કર્યો તેવણુ તે દાણાને જમીનમાં નાંખીને પાણી પાતા હતા. ફરી તે પાકવા પછી કાપ્યુ. અને દળીને ખમીર કરીને રોટલી ઘડી. અને હજરત નુહ (અલે) સુથારી ધંધો કરતા હતા, અને પોતાના ધંધાથી ખાતા હતા. અને હજરત ઇદરીસ (અલે) દરજીનો ધંધો કરતા હતા. અને હજરત ઇબ્રાહીમ (અલે) કાપડના વેપારી હતા. અને નબી સાહેબ (સલ)ની હદીસમાં છે કે તમો કાપડનો ધંધો કરો કે તમારા બાપ ઇબ્રાહીમ (અલે) પણુ કાપડનો ધંધો કરતા હતા. અને હજરત ઇસા (અલે) તુકડા ચુંટતા હતા તથા પોતાની માના કાંતવાથી પણુ ખાતા હતા. તાતારખાનીયા. શેખ અબદુલ હક્ક દેહલવી (રહ) (પોતાની કીતાબ) તનજીહુશ-શરીઆમાં લખે છે કે જુલાહા (વણુકર)ને લાનત (કે બુરૂ કહેવું કે તાનો) કરવો નહીં; કારણુ કે પ્રથમ જેણે કપડા વણ્યા તે મારા બાપ આદમ (અલે) હતા, અને ફોસુલે બદાયેઅમાં છે કે હજરત શીસ (અલે) વણુકર હતા. અને હજરત ઇસમાઇલ (અલે) શીકારી હતા.

૧૭ આથી તમો સમજી શકશો કે કેટલાક મોલવી પોતાનો ગુજારો બીજાઓ પર જ રાખવા ચાહે છે અને ધંધો કરવાનો કે નોકરી કરવાને આર સમજે છે એ તેઓની ભુલ છે. એવીજ રીતે કેટલાક સૈયદો ધંધો કરવાને બુરૂં જાણે છે અને ભીખ માંગતા ફરે છે એ છેક બુરૂ કરી રહ્યા છે. તેમ કેટલાક લોકો કેટલાક ધંધાના કરનારને ઘણા હલકા સમજે છે તેઓના હાથનું પાણી પીતા નથી તેઓને પાસે બેસવા દેતા નથી એ તેઓની જહાલત છે. પેગમ્બરો (અલે) ઘણી જાતનો ધંધો કરતા હતા, નોકરી કરતા હતા. બકરીઓ ચરાવતા હતા. અને હાથની કમાઇથી ખાવાની ઘણી બુઝુરગી હદીસ શરીફમાં આવેલીછે બુખારી તથા મુસલેમમાં છે "જો તમારાંમાનો કોઇ પોતાની પીઠ ઉપર લાકડાનો ભારો ચુંટી લાવે તો તે કોઇની પાસે માંગે અને ફરી તે તેને આપે અથવા ન આપે તેથી એ તેને માટે શોભાવાળું છે" એવા મજમુનની બીજી ઘણી હદીસો છે પણુ અફસોસ કે મુસલમાનો ભીખમાં વધતા જાએ છે. અને જુઓ તો ભીખ વિષે હજરત ફરમાવે છે કે "તમારામાંનો જે કોઇ માંગ્યા કરશે તે એવી હાલતમાં ખુદાની મુલાકાત કરશે કે તેના મ્હોં ઉપર ગોશનો તુકડો હશે નહીં. બુખારી. મુસલેમ. ગ્રા૦ મો૦

૧ કારણુ કે એ બંને પકડવા પહેલાં મિલકત કે સોપવાને લાએક નથી. અને જે ચીજ મિલકમાં ન હોય તથા સોપી શકાતી ન હોય તેનું વેચાણુ દુરસ્ત નથી. અને આ બંને (પક્ષિ તથા માછલી) પાછા આવવાની ટેવ નહીં

કે દરયામાં માછલી[2] હોય, અને જેમકે શરાબ અને ભુંડ (તે પણ બાતેલ છે.)

**મસલો** લાભ નહીં લઇ શકાય તેવો માલ જો પૈસાના બદલામાં વેચાયો હોય તો વેચાણ બાતેલ થશે. પણ જો અસબાબના બદલામાં વેચાયો હોય તો અસબાબનું વેચાણ ફાસેદ થશે. અને શરાબ જેવાનું વેચાણ બાતેલ થશે.

**મસલો** વેચાણ બાતેલથી ખરીદનાર માલિક થતો નથી પણ વેચાણ ફાસેદથી કબજે થયા પછી માલિક થાય છે.[3] પણ તે વેચાણને તોડવું વાજેબ છે.

**મસલો** આંચળમાં દુધ હોય તેનું વેચાણ ખરીદ બાતેલ છે[4] કારણ કે તેના હોવામાં શક છે. કદાપી વા ભરાએલો હોય.

**મસલો** જો વેચાણ કે આખર તેમાં ઝઘડો પડે તે ફાસેદ છે. જેમકે ઊનનું બકરીની પીઠ ઉપર[5] અથવા લાકડાનું છતમાં અથવા એક ગજનું કપડામાં[6] અથવા અજાણી મુદ્દતથી વેચવું.[7] તો જો ખરીદનારે વેચાણને ફસખ (રદ) કીધું ન હશે અને લાકડાને છતમાંથી જુદું કર્યું અને ગજ લુગડાને તાકામાંથી કાપ્યું અથવા ખરીદદારે મુદ્દત કાઢી નાખી (અને નગદ આપવા લાગ્યો) તો વેચાણ સહી તથા લાજેમ થશે.

**મસલો** ફાસેદ શરતથી વેચાણ ફાસેદ થાય છે. અને શરતે ફાસેદ તે છે કે જે વેચાણને લાગતી ન હોય અને તેમાં ખરીદનારનો કે વેચનારનો કે વેચાયલી ચીજ લાભ લેવાની હકદાર હોએ* તેનો ફાયદો હોય.

**મસલો** ખરીદનારની મિલક કરવાની શરત કરવી તે વેચાણને લાગતી છે તો તે ફાસેદ નથી. અને એવી શરત કરવી કે ખરીદદાર આ કપડું કોઇને વેચે નહીં એ જો કે વેચાણને લગતી નથી પણ એમાં કોઇનો લાભ નથી જેથી ફાસેદ નથી. અને એવી શરત કરવી કે આ (વેચાયલા) ઘોડાને

---

રાખતા હોય તો (દુરૂસ્ત નથી) અને જો કબુતરની જેમ પાછા આવવાની ટેવ હોય તો ઉડવાની હાલતમાં વેચવું દુરૂસ્ત છે. દુર્રે મુખ્તાર

૨ જો કોઇ શખ્સનો એક ખાડો શીકારને માટે હોય અને તેમાં માછલીયો આવતી હોય તો તે શખ્સ તેનો માલેક છે બીજા કોઇને તેના પકડવાનો અખ્તાર નથી. ફરી જો વગર મહેનતે સહેલાઇથી તેનું પકડવું થઇ શકતું હોય તો તેનું વેચવું પણ (વગર પકડે) દુરૂસ્ત છે. અને જો એમ ન હોય તો દુરૂસ્ત નથી. અને જો તે ખાડો શીકાર કરવા માટે ન હોય તો તેનો તે માલીક થતો નથી. અને (વગર પકડે તેનું) વેચવું પણ દુરૂસ્ત નથી પણ જો તે ખાડાને (માછલી આવવાના માર્ગથી) બંધ કર્યો હોય તો તેના દાખેલ થયા પછી માલિક થશે. અને જો વગર મહેનતે સહેલાઇથી તેને પકડી શકશે તો તેનું વેચાણ પણ દુરૂસ્ત થશે. અને જો માછલીને પકડીને શીકાર કરવા માટે નહીં તૈયાર કરેલા ખાડામાં નાંખશે તો તે માલેક થશે તે જો સહેલાઇથી તેને પકડી શકશે તો વેચાણ પણ દુરૂસ્ત છે.

૩ અને તેની કીંમત આપવી તેને માથે લાગુ પડશે. દુર્રે મુખ્તાર.

૪ એવીજ રીતે હમલ કે જેની હસ્તી શક ભરેલી છે તેનું વેચાણ કે નેતાજ એટલે કોઇ જાનવરના સવાયા પહેલાનું બચ્ચાનું વેચાણ કે હસ્તીમાંજ નથી તે બાતેલ છે.

૫ કારણ કે ઊન નીચેથી એટલે પીન્ડની સ્રાથેથી વધે છે અને આહીસ્તાથી ઊગે છે તો કાપવાની જગ્યામાં ઝઘડો પડશે ખરીદનાર ઘણું માગશે અને વેચનાર ઓછું. તો ઝઘડો થવાનો. હિદાયાનો હાશિયો.

૬ એટલે થાન જેવા લાંબા કપડામાંથી અને ક્યાંથી કાપવું તે ઠેરવ્યું હોય કે ન હોય તે આમ છે. હિદાયા, અને આ સુરતોમાં વેચાયલી ચીજનુ સોપવું વગર નુકસાને બની શકતું નથી.

૭ દાખલા તરીકે એવા દીવસની મુદ્દત કરે કે જ્યારે વરસાદ વરસશે. અથવા જોર હવા ચાલશે.

* દાખલા તરીકે તે વેચાયલી ચીજ લોંડી કે ગુલામ હોય, અને વેચવામાં એવી શરત થઇ હોય કે તું એને આજાદ કરે અથવા એનાથી કંઇ કામ નહીં લીએ. તો એ વેચાણ ફાસેદ છે કારણ એ શરત વેચાણને લાગતી નથી. તથા એ શરતમાં વેચાયલી ચીજ લોંડી કે ગુલામનો લાભ છે અને તે માણસ હોવાને લીધે હકદાર થવાની લાયકાત રાખે છે, પણ જો લોંડી ગુલામની જગ્યા બકરૂં કે ઘેટું હોય અને તેના લાભની શરત કરી હોય તો તે શરત નકામી જશે અને વેચાયલી ચીજ બકરૂં કે ઘેટું હકદાર થવાની લાયકાત નહીં રાખવાને લીધે વેચાણ ફાસેદ થશે નહીં. ગુ૦ મો૦

તાજો કરે. એમાં જો કે વેચાએલી ચીજનો લાભ છે. પણ વેચાયલી ચીજ માણસ નથી, કે લાભનો હક્કદાર થાય જેથી એ ફાસેદ નથી. એવી શરતો નકામી છે. અને વેચાણ સહી છે. અને એવી શરત કરવી કે વેચનાર એક મહીનો વેચાયલા ઘરમાં રહે, એમાં વેચનારનો નફો છે. જેથી શરત ફાસેદ છે. અને (એવી શરત કે) વેચનારો કપડાનો ફડતો સીવી આપે, એમાં ખરીદનારનો નફો છે જેથી એ પણ ફાસેદ છે. અને એવી શરત કે વેચાએલા ગુલામને ખરીદનાર આઝાદ કરે એમાં વેચાયલી ચીજનો નફો છે જેથી એ પણ ફાસેદ છે. એવી શરતોથી વેચાણ ફાસેદ થાય છે. વેચાણ બાતેલની તથા ફાસેદની વધારે તફસીલ ફીકહની કીતાબોમાં છે.[૮] એવા વેચાણથી બચવું વાજેબ છે.

**મસલો** વેચાણમાં અને કરજમાં રેબા-[૯] (વ્યાજ) હરામ[૧૦] અને મોટું પાપ છે. એના હરામનો નકાર કરનાર કાફેર છે.

ભાઇ, તું જાણ કે વ્યાજની બે તરેહ છે એક વ્યાજ ઊધારનું એટલે નગદીને ઊધાર વેચવું બીજી વ્યાજ વધારાનું. એટલે થોડાને ઘણાની બદલે વેચવું. ઇમામ આજમ (રહ)ની નજદીક જો બે વસ્તુ મળી આવે તો બંને તરેહનાં વ્યાજ હરામ થશે. પહેલી એક જાતી થવું.[૧૧] અને

---

૮ પણ તેમાંના કેટલાક કામ જોગા મસલા આ જગ્યામ લખાએ છે. હવામાં જાનવરો જેમકે સાપ વિછુ સરડો અને એના જેવાં બીજા જાનવરોનું વેચાણ દુરૂસ્ત નથી. અને દરયાઇ જાનવરોમાંથી માછલી સિવાય દેડકો અને એના જેવા બીજા જાનવરોનું વેચવું પણ દુરૂસ્ત નથી. અને એના ચામડાં તથા હાડકાથી લાભ લેવો પણ દુરૂસ્ત નથી. મોહીત, અને નવાજેલમાં છે કે સાપોનું વેચવું જો તેનો દવામાં લાભ લેવાતો હોય તો દુરૂસ્ત છે. અને જો એમ ન હોય તો દુરૂસ્ત નથી. પણ સહી મત આ છે કે દરેક લાભ લેવાતી ચીજનું વેચાણ દુરૂસ્ત છે, તાતાર ખાનીયા. બીલાડીનું શીખવેલા કુતરાનું અને જંગલી દરીન્દા (ફાડી ખાનાર) તથા પરીન્દાઓ(પક્ષિઓ)નું વેચાણ દુરૂસ્ત છે. તે શીખેલાં હોય કે નહોય, ફતાવા કાજીખાન. જે કુતરૂં શીખી શકે તેવું હોય તેનું વેચાણ દુરૂસ્ત છે. અને જે કુતરૂં શીખવાની લાએકાત રાખતું ન હોય તેને વેચવું દુરૂસ્ત નતી. એજ મત સહી છે. જવાહેરે અખલાતી. ઇમામ મોહમ્મદે ( રહ ) ફરમાવ્યું છે કે શેર ( વાઘ ) નો પણ એવોજ હાલ છે એટલે જે શીખવાને અને શીકાર કરવાને લાયક હોય તેનું વેચવું દુરૂસ્ત છે; કારણ કે ચીતો અને બાજ શીખી શકે છે તો તેને વેચવું દરેક હાલતમાં દુરૂસ્ત છે, જખીરા, અને ફતાવા એ તાબીયામાં છે કે નાંઢલા વરૂનું વેચવું દુરૂસ્ત છે કારણ કે એ શીખી શકે છે અને ઇમામ અબુ યુસોફે ફરમાવ્યું છે કે તે નાંઢલો અને મોટો બરાબર છે. તાતાર ખાનીઆ. અને હાથીનું વેચવું દુરૂસ્ત છે. અને વાંદરને વેચવા વિષે બે રિવાયત ઇમામ અબુહનીફા (રહ)થી છે ( તેમાંથી ) પસંદ લાયક વેચાણનું દુરૂસ્ત થવું છે. મેહીતે સરખસી અને ખીનજીર સીવાય દરેક જાનવરને વેચવું દુરૂસ્ત છે અને એજ પ્રસંન મત છે. જવાહેરે અખલાતી અને મકકા મોઅજ્જમા શેહેરના ઘરોની ઇમારત વેચવી દુરૂસ્ત છે પણ તેની જમીનો વેચવી દુરૂસ્ત નથી, હાવી. અને બગદાદના જે ઘરો અને દુકાનો કે તેનો માલેક બાદશાહ થયો હોય તેનું વેચવું દુરૂસ્ત નથી તથા તેમાં શુફાનું હકક પણ પહોંચતું નથી. તહજીબ. આલમગીરીયા૦

૯ રિબા લુગતમાં વધારાને કહે છે અને શરઅમાં તે વધારાને કહે છે કે જે કોઇના બદલામાં નહોએ. અને ખુદ અકદ (બંધાણ)માં શરત કરવામાં આવી હોય.

૧૦ કેમકે અલ્લાહ તઆલાનું કેહવું છે "અલ્લાહે વેપાર હલાલ કર્યો છે અને વીયાજ હરામ કયુ છે" અને મુસલેમે જાબેર ( રદી ) થી રિવાયત કરી છે કે "રસુલુલ્લાહે વીયાજ ખાનારપર, ખવડાવનારપર, તેના લખનાપર, તથા તેના શાહેદ પર લાનત કરી છે, અને કહ્યું છે કે તેઓ સરખા છે" અને વળી અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે રસુલુલ્લાહે ફરમાવ્યું છે કે લોકો ઉપર એક એવો વખત આવનાર છે કે તેમાં કોઇ વીયાજ ખાવા વગર રેહશે નહીં. જો કોઇ નહીં ખાશે તો તેને તેનો ધુમાડો પણ પોહોચશે અને એક રિવાયતમાં છે "તેની ધુલ" મિશકાત.

૧૧ અને ઇમામ શાફેઇ (રહ) ની નજદીક હરામ થવાનું કારણ ખાવાની વસ્તુ અને નગદી છે ( તો લોખંડ કે પીતલમાં ખાવાની વસતુ તથા નગદી ન હોવાથી એવણની નજદીક વધારે ઓછુ વેચવામાં વિઆજ નથી.) અને ઇમામ માલિક ( રહ ) ની નજદીક ( કારણો )

બીજી એક અંદાજો એટલે એક જાતનું માપ કે તોલ થવું.[૧૨] અને જો આ બે વસ્તુમાંથી એક મળી આવે તો ઉધારનું વ્યાજ હરામ થશે અને વધારાનું વ્યાજ હરામ થશે નહીં (દાખલો) તો જો ઘઉં ઘઉંને બદલે અથવા ચણા ચણાને બદલે અથવા જવ જવને બદલે અથવા સોનુ સોનાને* બદલે અથવા લોખંડ લોખંડને બદલે વેચાશે તો વધારો તથા ઉધાર બંને હરામ થશે. કારણ કે એક જાતી થવું તથા એક અંદાજો થવું બંને એમાં છે. અને જો ઘઉં ચણાને બદલે અથવા સોનું ચાંદીને બદલે અથવા લોખંડ તાંબાને બદલે વેચાશે તો વધારો હલાલ થશે પણ ઉધાર હરામ. કારણ કે ઘઉં અને ચણા બંને એક માપથી વેચાય છે (અને જાતી જુદી છે) અને લોખંડને તાંબુ એક તારાજુ કાટલથી અને સોનું ને ચાંદી એક તરાજુ કાટલથી વેચાય છે. પણ જાત એક નથી. અને જો ગજીનું કપડું ગજના કપડાથી અથવા ઘોડો ઘોડાને બદલે વેચાશે તો વધારો હલાલ છે અને ઊધાર હરામ કારણ કે એક જાતીતો[૧] છે પણ માપ અને તોલ (અંદાજો) નથી.[૨] અને જો બંને વસ્તુ નહીં મળી આવે તો વધારો પણ હલાલ થશે. અને ઉધાર પણ દાખલા તરીકે ઘઉં સોનાને બદલે કે લોખંડને બદલે વેચાશે તો વધારો તથા ઉધાર બંને જાએજ છે. કારણ કે ન તો એક જાતી છે અને ન એક અંદાજો છે. કેમકે ઘઉં માપનું છે અને સોનું તથા લોખંડ તોલનું છે. અને એવીજ રીતે જો સોનું લોખંડને બદલે વેચાશે તો પણ બંને વસ્તુ મળી આવતી નથી ન એક જાતી છે અને ન એક અંદાજો છે. કારણ કે સોનાનું તરાજુ તથા કાટલા બીજા છે અને લોખંડનું તરાજુ તથા કાટલા બીજા છે. અને એવીજ રીતે છે, જો ઘઉં સુનાને બદલે વેચાશે તો. કારણ કે ઘઉંનો માપ જુદો છે અને સુનાનો માપ જુદો છે.

---

ખોરાક અને વર્ષ દહાડો રહી શકવું છે (તો ભાજી તરકારિમાં જખીરો નહીં થઇ શકવાને લીધે એવણની નજદીક ઓછું વેચવામાં વ્યાજ નથી) અને એ બાબતમાં મુળ દલીલ આ હદીસ છે. "સોનાને સોના બદલ, તથા ચાંદીને ચાંદી બદલ, તથા ઘઉંને ઘઉંને બદલ, તથા જવને જવ બદલ, તથા ખજુર ખજુર બદલ, તથા નીમકને નીમક બદલ સરખુ તથા બરાબર તથા હાથો હાથ (વેચો) ફરી જો આ વસ્તુમાં ફેરફાર થાય (જેમકે ઘઉંને જવથી કે ચાંદીને સોનાથી વેચાણ થાય) તો જેવી રીતે ચાહો તેમ વેચો જ્યારે તે હાથો હાથ હોય."

૧૨ કારણ કે શરીઅતનો અંદાજો તે માપ છે અથવા તોલ છે. અને જે ચીજને શરીઅતે માપવાની કહી હોય તે લોકોના ચલણથી તોલવાની થતી નથી. અને ચીજને તોલવાની કહી હોય તે પણ લોકોના ચલણથી માપવાની થતી નથી. તો ઘઉંનું ઘઉંથી તોલથી વેચાણ કરવું દુરૂસ્ત નથી (કારણ કે ઘઉંને શરીઅતે માપવાની ચીજમાં ગણી છે) અને એવીજ રીતે સોનાને અથવા ચાંદીને પોતાની જાતીથી માપથી વેચવું દુરૂસ્ત નથી. અગર જો સરખા ઉતરે કારણ કે (શરીઅતે નગદીને તોલવાની ચીજમાં ગણી છે અને) શરીઅતનું કહેલું તે લોકોના ચલણથી વધારે મજબુત છે. અને જે ચીજ વિષે શરીઅતે કંઇ કહ્યું નહોય (કે તે તોલની છે.) તો તેના વિષે લોકોનું ચલણ માતબર છે. અને ઇમામ અબુ યુસોફ (રહ) થી લોકોના ચલણ ઉપર દરેક ચીજમાં અમલ કરવો રિવાયત થઇ છે અને ઇબ્નુલ હોમામે એ મતને ટેકો આપ્યો છે. અને એજ મતને આધારે ચાંદી સોનાના સીકકાને ગણતરીથી કરજ લેવુ દરૂસ્ત રાખેલું છે. અને આટાને તોલથી વેચવો દરૂસ્ત કહ્યો છે અને કાશીમાં દરેક ચીજમાં લોકોના ચલણ ઉપર ફતવો કહ્યો છે. બહરે રાએક. દુરેંમુખ્તાર.

* કારચોબ કીનખાબ વગેરેમાં ચાંદીનો જર-હોવાથી તેને ઉધાર ખરીદવું હરામ છે. હા, જો પુરી કીંમત તરત આપી ન હશે અને જેટલા તેટલા હશે તેટલા રૂપીઆ તરત આપે અને બાકીના ઉધાર રાખે તો કશો હરકત નથી. ગ્યા. મો,

૧ અને એક ઇંડાનું બે ઇંડાને બદલે, તથા એક ખજુરનું બે ખજુરને બદલે, તથા એક પૈસાનું બે પૈસાને બદલે વેચવું ઇમામ અબુહનીફા તથા અબુ યુસોફ (રહ) ની નજદીક દુરૂસ્ત છે. અને ઇમામ મોહંમદ (રહ)ની નજદીક દુરૂસ્ત નથી. કાશી. અને ઘઉંનું રોટલીને બદલે વેચવું તથા રોટલીને આટાથી વેચવું કેટલાકોની નજદીક સરખે વજને તથા વધારે ઓછું દુરૂસ્ત છે. અને એના ઉપરજ ફતવો છે. આલમગીરીયા.

૨ કારણ કે શરઇ અંદાજો માપ તથા તોલ છે પણ ગજ વગેરે એ શરઇ અંદાજો નથી, દુરેંમુખ્તાર,

**અને ઇમામ શાફેઇ ( રહ ) ની નજદીક** ખાવાની વસ્તુમાં તથા નગદીમાં એક જાત હોવાથી વ્યાજ જારી થશે. એ શિવાય લોખંડ ચુના વગેરેમાં વ્યાજ નથી. અને ઇમામ માલિક (રહ)ની નજદીક ખાવાની વસ્તુ રાખી શકાએ તે વ્યાજનું કારણ છે. ત્યારે તાજા મેવામાં[3] એવણને નજદીક વ્યાજ નથી.

**મસલો** ઘઉંને ઘઉંના આટાને બદલે[4] સરખા માપે તથા સુકા ખજુરને તાજા ખજુરને બદલે[5] બરાબર માપે તથા તાજી દરાક્ષને કીશમીશને બદલે સરખા માપે વેચવું ઇમામ આઝમ (રહ)ની નજદીક દુરૂસ્ત છે[6] અને બીજાઓની નજદીક જો અંગુર (દરાક્ષ] **અને ખજુર સુકેથી** કમ થાએ તો **દુરૂસ્ત** નથી.

**મસલો** વિઆજુ **માલમાં** ચડતો **અને** ઉતરતો માલ [7] બરાબર વેચાવો જોઇએ. **અથવા** ઓછો માલ[8] **સાથે** બીજી કોઇ જાત **મેળવીને** મુકાબલો એક જાતનો બીજી જાત સાથે કરવો જોઇએ.

**મસલો** હદીસ **શરીફમાં** આવેલું છે કે જે કરજ કરજ આપનારને નફાનું કારણ થાએ તે વ્યાજના કાયદામાં છે.[9] ત્યારે કરજ

---

૩ કારણ કે તાજા મેવાને કોઇ રાખતું નથી. થોડી મુદતમાં બગડવા **તથા** સડવાને લીધે

૪ ફીકહની માતબર કિતાબો જેવા કે બુરહાન શરહ મવાહેબુર રહમાન કે જે મજહબો-નો ઇખ્તેલાફ બયાન કરે છે તેથી જણાએ છે કે ઘઉંને તેના આટા બદલ તથા તેના સત્તુ બદલ વધારે ઓછું તથા બરાબર વેચવું દુરૂસ્ત નથી એ વિષે ઇમામ આઝમ હનીફા તથ સાહેબેન વચ્ચે ઇખ્તેલાફ નથી. અને કોહસતાનીએ પણ તેઓનું એકમતે થવું જાહેર કર્યું છે.

૫ અને **અંજીર**, જરદાલુ, અખરોટ, જમરૂખ, દાડમ, આલુબુખારા વગેરે દરેક મેવાનો એવોજ કાયદો છે. નહરે ફાએક

૬ અને ફતાવા આલમગીરીયામાં છે કે ઇમામ અબુહનીફાએ રહ ) કહ્યું છે કે રોટલીની એક ટાંકલાને બે ટાંકલા સાથે વેચવામાં કશી હરકત નથી. અગર જો માપમાં ફેરફાર હોય. અને આ મત ખુલ્લી રીતે બતાવી આપે છે કે રોટલીને કોઇ પણ તરેહથી વેચવું એવણની નજદીક દુરૂસ્ત છે. કુન્યા. અને રોટલી ઉછીની લેવી ઇમામ અબુહનીફા [ રહ ] ની નજદીક વજનની રૂએ તથા ગણતરીની રૂએ દુરૂસ્ત નથી. પણ ઇમામ મોહમ્મદ [ રહ ] ની નજદીક ચલણને લીધે દુરૂસ્ત છે અને અબુયુસોફે ( રહ ) કહ્યું છે કે વજનની રૂએ દુરૂસ્ત છે અને એપર ફતવો છે. તબયીન. અને શરહ મજમામાં છે કે ઇમામ મોહમ્મદ ( રહ ) ની વાત ઉપર ફતવો છે. બહરે રાએક, અને **માંસમાં** અસલ જાનવરોની ગણતરી છે. ગાય અને ભેસ એક જાત છે તો એકના માંસને **બીજા સાથે** વધારે ઓછું વેચવું **દુરૂસ્ત નથી**, **અને અરબી** ઉંટ કે બુખતી [ **કે મારવાડી** ] એ સર્વ એક જાત છે. એવીજ રીતે બકરી અને ઘેટું એક જાત છે (તો એકનું બીજાની સાથે વધારે ઓછું વેચવું દુરૂસ્ત નથી.) જખીરા લા, ઉંટનું માંસ, ગાયનું માંસ. તથા બકરીનું માંસ અને એઆનું દુધ એ સર્વ જુદી જુદી જાતના છે. તો એક જાતીનું બીજી જાતી સાથે વધારે ઓછું વેચવું દુરૂસ્ત છે પણ ( એકના માંસને બીજાના માંસ સાથે) ઉધાર વેચવું દુરૂસ્ત નથી. કાજીખાન

૭ પણ યતીમના ચડતા માલને ઉતરતા સાથે વેચવો દુરૂસ્ત નથી. અને વકફનો પણ એવોજ હાલ છે. નહરે ફાએક.

૮ અને ઓછા માલથી મતલબ વજન કે માપમાં ઓછો માલ હોય તે છે. કારણ કે ચડયાતો માલ થોડો આપીને ઉતરતો ઘણો માલ લેવામાં આવે છે. એટલે દાખલા તરીકે જો સારા ખજુરને નરસાં ખજુરની સાથે વેચવું હોય તો જો સારાને નરસાના બદલ વેચશે તો નુકશાન થશે તો જોઇએ કે સારાં ખજુરની સાથે ( કે જે વજનમાં કે માપમાં ઓછું છે તેની સાથે ) થોડી કાશમાંશ મેલવીને જેટલું ચાહે તેટલું સારાં ખજુરને બદલે નરસું ખજુર લીએ કારણ કે એ સુરતમાં વધારો તે કાશમાંશના બદલામાં થશે.

૯ અને આજ કારણે ફતાવા આલમગીરીયા તથા જામેએ રમુજમાં છે કે જો કોઇ માણસ દુકાનદારને ત્યાં એક રૂપીયો મુકે કે જેથી તેના અવેજમાં થોડો થોડો માલ ખરીદયા કરે તો એ મકરૂહ આપનારનો લાભ છે કેમકે તે દુકાનદારને માથે છે, કારણકે આ દેણુ છે અને એમાં રૂપિયો હોવા છતાં તેનાથી સંભાલ લેવી છે. [ અને એ રૂપીયો તેને માથે છે એજ કારણથી જો તે રૂપીયો જતો રહે તો દુકાનદારને માથે બીજો આપવો છે ] અલબત્ત જો રૂપીયો અમાનત મુકે

આપનાર દેણુદારની જીયાફત કબુલ કરે નહીં એટલુંજ નહીં પણ (કરજને લીધે) તેની દીવાલના છાયામાં બેસવું પણ મકરૂહ છે. હા, જો (જીયાફત ખાવાની કે બીજો લાભ લેવાની કરજ) પેહેલાથી આદત હોય [ તો મકરૂહ નથી ]

**મસલો** માર્ગની બીક માટે હુન્ડી લેવી પણ મકરહ છે. જો હુન્ડામણ વચ્ચે ન હોય તો. અને હુન્ડામણ હશે તો હરામ અને વિઆજ છે.[૧૦]

**મસલો** જેવી રીતે વેચાણ ફાસેદથી અને વિઆજથી બચાવ કરવો જોઇએ તેવીજ રીતે ઇજારા[૧૧] [ભાડે આપવુ કે નોકરી] ફાસેદથી[૧૨] પણ બચવું વાજેબ છે.[૧૩] જે કામનું ભાડું થયુ હોય [માકુદ અલેહ] તેમાં પુરતી વાત નહીં થવી [તેની જહાલત] કે જે કંકાસ કરાવે તે ઇજારાને ફાસેદ કરે છે અને ફાસેદ શરત પણ (ફાસેદ કરે છે.) જો આવી રીતનો ઇજારો કર્યો કે આજના દીવસે દસ સેર ઘઉંના નાન એક રૂપીયામાં બનાવી આપ તો ઇજારો * ફાસેદ થશે.[૧૪]

**મસલો** જે ચીજ મજદુરની મજદુરી કરતાં બની હેય તેમાંથી મજદુરી ઠેરવવી ઇજારો ફાસેદ કરનાર (બગાડનાર) છે.[૧૫] (દાખલા તરીકે)

---

અને થોડી થોડી ચીજ [તેને બદલે] લ્યા કરે તો મકરૂહ નથી. કારણ કે એ સુરતમ જો તે [ રૂપીયો ] જતો રેહશે તો દુકાનદાર ઉપર તેનો બદલો આપવાનો નથી. [ તો આપનારને એ મુકવામાં કશો લાભ રહ્યો નથી. જેથી મકરૂહ નથી. ] પણ આગળી સુરત એથી ઉલટી છે

૧૦ પણ જો હુન્ડામણ તથા હુન્ડીના કેટલાક રૂપીયા બદલ સાથે તાંબાના પૈસા રાખ્યા હોય તો જુદી જાત તથા જુદી વજનની ચીજ હોવાથી હરામ તથા વિયાજ થશે નહીં. જેમકે મૌલાના શાહ અબદુલ અજીજે તથા કેટલાક આગલ એઓએ ખુલ્લુ કહ્યું છે.

૧૧ ઇજારો એ અરબી શબ્દ છે એ શબ્દ નોકરી તથા ભાડે આપવું બંને ઉપર વપરાએ છે. ગુ. મો.

૧૨ કેટલાક લોકો સફર કરતી વેળા આગગાડીના સીપાઇને કે કોઇ ઉપરીને કંઇ આપી વગર તુર આપે માલ લઇ જાએ છે. પણ કુંપનીએ જેટલો માલ મુસાફેર સાથે લઇ જવાની છુટ આપી હોય તેથી વધારેનું કીરાયુ આપવું ફરજ છે. અને તે નહીં આપવું એ ચોરી છે. એવોજ હાલ આગબોટનો પણ છે. ગુ. મો.

૧૩ જાણવું જોઇએ કે ઇજારો એટલે અમુક લાભને અમુક અવેજની બદલ વેચવું છે. તો જો ઇજારો મુળથીજ દુરસ્ત ન હશે તો તે બાતેલ છે જેમકે જીનાની મજદુરી તથા કોઇ માણસને મારી નાખવાની મજદુરી. પણ જો તે ઇજારો મુલથી (અસલથી) તો દુરસ્ત હોય પણ તેમાં કોઇ વસ્તુ નાદરૂસ્ત લાગુ હોય ( એટલે તેનો વસફ દુરસ્ત ન હોય ) તો તે ઇજારો ફાસેદ છે. અને જે શરતથી વેચાણ ફાસેદ થાય છે તે ઇજારાને પણ ફાસેદ કરે છે. અને મજદુરી ( કે કેરાયા ) ની અજાણુતા તથા મુદતની અજાણુતા તથા કામની અજાણુતા એવીજ રીતે ( ફાસેદ કરે ) છે, અને ઇજારા ફાસેદમાં કબજો કરેથી લાભ લેવાનો માલેક થતો નથી. પણ વેચાણ એથી ઉલટુ છે ( કે તેમાં કબજો કર્યા પછી લાભ લેવાનો માલેક થાએ છે ). દુર્રે મુખ્તાર.

* મજદુરીમાં ખાસ અંદાજાનુ કામ તથા દીવસ બંને રાખવાથી જો દીવસથી ઓછામાં તેટલુ કામ પુરૂં કરશે તો નોકરી લેનાર બાકીના દીવસમાં બીજું કામ આપશે અથવા તેટલા અંદાજાની મજદુરી કાપશે અને જો દીવસ પુરો થયા છતાં નીમેલું કામ પુરૂં થશે નહીં તો મજદુરને દીવસથી વધારેની નોકરી કરવી પડશે. જે ઝગડાનું કારણ થશે. ગુ. મો.

૧૪ ઇમામ અબુ હનીફા [ રહ ] ની નજદીક કારણ કે ( નોકરીમાં ) વખત અને કામ બંનેને ભેગા કર્યા છે. અને તેમાંથી કોઇને શ્રેષ્ટતા નથી તો એથી ઝઘડો ઉત્પન્ન થશે. ( નોકર કહેશે કે મેં દીવસ પુરો કર્યો છે કામ પુરૂ થયુ નથી તેમાં મારી કસુર નથી. અને નોકર રાખનાર કેહેશે કે શરત કરેલી ગાટલી તે પુરી કરી નથી કાલે આવીને પુરી કર. ) પણ જો ( [illegible] નોકરીમાં દાખલ નહીં કરતાં ) કહે કે "[illegible] દીવસમાં" "આજના દીવસે" ની જગ્યા તો સહી થશે.

૧૫ કારણ કે મજદુરના કેટલાક કામમાં આ મજદુર રાખવું થયું. અને રસુલુલ્લાહે ( સલ ) એથી મના કરી છે. અને જો મજદુરી કર્યા પેહેલા તે આટાને અથવા કે ઘઉંને અથવા સુતરને જુદાં પાડીને મજદુરીમાં આપશે. અથવા આટો ઘઉં અને કપડું ( તેની મજદુરીવાળા નહીં પણ ) વગર નીમેલા મજદુરીમાં ઠેરવે અને મજદુરી ચુકાવતીવેળા તેજ આટાથી કે તેજ ઘઉંથી કે તેજ કપડાથી આપે તો સહી થશે. દુર્રે મુખ્તાર.

જેમકે એક મણ ઘઉં ઘંટીવાળાને આપે કે તે તેમાંની ચોથાઇ દળામણીમાં આપશે અને ત્રીસ શેર આટો પોતે લેશે. અથવા વણનારને સુતર આવી શરતથી આપે કે (વણાયલા કપડામાંથી) ત્રીજો હીસ્સો કપડાનો વરામણીમાં આપશે. અથવા એક મણ ઘઉં ગધેડા પર લાદે એવી શરતથી કે દીલ્હીમાં તે અનાજમાંથી લદામણીની મજદુરીમાં દીલ્હીમાં તેમાંનો ચતુરઆંશ આપશે. આ ઇજારો ફાસેદ છે.

**મસલો** ઇજારા ફાસેદમાં (ઠેરવેલી નહીં પણ) ધારાસર મજદુરી (અજરે મિસલ) લાજેમ થાએ છે. પણ ઠેરવેલી કરતાં વધારે અપાય નહીં.

**મસલો** વેચેલી ચીજના તોલવામાં વેચનારે ઓછું તોલવું અથવા ખરીદનારનું કીંમત ઠેરવેલીથી ઓછું આપવું હરામ છે* અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, "કમી તોલનારને હલાકી છે."

**મસલો** ખરીદેલી વસ્તુની કીંમત વગેરે તરતના દેણાને તથા મજદુરની મજદુરીને આપતાં વગર કારણે વાર લગાડવી હરામ છે. પેગમ્બરે (સલ) ફરમાવ્યું છે કે, ગની (પૈસાવાળા) ની ઢીલ કરવી જુલમ છે. અને મજદુરની મજદુરી તેનો પસીનો સુકાય તે પહેલાં આપો. પેગમ્બર (સલ) જ્યારે દેણુ અદ કરતા તો અદા કરવા જોગાથી વધુ આપતા હતા. અર્ધા વસકની જગ્યા વસક અને દોઢ વસકની જગ્યાએ બે વસક આપતા. અને ફરમાવતા હતા કે આટલું તારૂં હક્ક છે અને આટલું મારા તરફથી વધારો છે. આ વધારો આપવું વગર શરતે બ્યાજ નથી, જાએજ છે. એટલુંજ નહીં પણ મુસ્તહબ છે.[1]

**મસલો** બેવફાઇ, ફરેબ, અને જુઠ હલાલ કસબને હરામ બનાવે છે. પયગમ્બરે (સલે) બજારમાં ઘઉંનો ઢગ જોયો ત્યારે તે ઘઉંમાં પોતાનો મુબારક હાથ નાંખ્યો તો ઘઉંના ઢગમાં અંદર ભીનાસ હતી. ત્યારે ફરમાવ્યું કે આ શું છે? વેચનારે કહ્યું કે વરસાદ એને પોહોંચેલો આપે (સલ) ફરમાવ્યું કે ભીનાસવાળા ઘઉંને ઉપર કેમ નહીં રાખ્યા? જે કોઇ મુસલમાનોને ફરેબ આપે તે અમારામાંથી[2] નથી.

**મસલો** સમાહત[3] એટલે પોતાના હકથી

---

* જો કોઇએ પાંચ મણને એક શેર કોઇ ચીજ ખરીદી તેની કીંમત આપતાં એક શેરની કીંમત નહીં આપવી અને ખરડો કરવો હરામ છે. જો વેચનાર પોતે શેરના પૈસા ન લે તો તેનો અખત્યાર છે પણ એક શેરના પૈસા ઓછા આપવાની માગણી કરવી તથા તે વિષે તેને શરમાવવું એ હરામ છે. ગુ. મો.

૧ અબુરાફે (રદી) થી રિવાયત છે કે, ખુદાના પેગમ્બરે (સલ) જુવાન ઉંટ ઉછીતું લીધું. ફરી જ્યારે પયગમ્બર (સલ) પાસે જકાતના ઉંટ આવ્યાં તો અબુ રાફે કહે છે કે ફરી નબી સાહેબે (સલ) મને ફરમાવ્યું કે જેવું ઉંટ તેમરદ પાસેથી ઉછીતું લીધું હતું તેવુ હું તેને આપું. ફરી મેં નબી સાહેબ (સલ) ને કહ્યું કે તેના ઉંટ જેવું નથી પણ ઘણા મોટા ઉંટો છે. એટલે તેના નાંહલા ઉંટની બદલ મોટું ચાર ધરનું ઉંટ કેમ આપુ? તો ખુદાના રસુલે (સલે) ફરમાવ્યું કે તેને ચાર ધરનું મોટું ઉંટ આપ. અગર જો તેનું ઉંટ નાંહલું કે એથી ઓછું હતું. કારણ કે લોકોમાં "સારો માણસ તે છે કે જે અદા કરવામાં સારો હોય" આથી જણાય છે કે અદા કરવામાં સારૂં આપવું તે સારા અખલાકમાંથી છે. મિશ્કાત શરીફનો તરજુમો. જો કોઇ કહે કે આ હદીસથી જનાવરનું ઉછીતું લેવું દુરૂસ્ત જણાય છે તો તેને કહેવાશે કે આ હુકમ ઇમામ અબુહનીફા (રહ) ની નજદીક મનસુખ છે. મજકુર તરજુમો.

૨ એટલે અમારા અખલાકમાંથી (અમારા સારા ચલણમાંથી અને અમારી સુન્નતો (માર્ગો) માંથી નથી. મજમએ બેહાર.

૩ અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે નબી સાહેબે (સલ) ફરમાવ્યું છે કે એક પુરૂષ હતો તે લોકોને કરજ આપ્યા કરતો હતો. ને પોતાના ગુલામને કહેતો હતો કે જ્યારે તું તંગ (ગરીબ કંગાલ) પાસે જાય તો તેનાથી તારે દરગુજર કરવી. એટલે લ્હેણું મેલી દેવું. કદાપી અલ્લાહ તઆલા અમારેથી દરગુજર કરે. એટલે તે અમારા પાપો ઉપર પકડ કરે નહીં. હજરતે (સલ) ફરમાવ્યું કે તે શખ્સ(મરવા પછી ખુદાની)પાસે ગયો તો ખુદા તઆલાએ તેનાથી દરગુજર કરી અને તેના ગુન્હો ઉપર પકડ કરી નહીં. બુખારી, મુસલેમ. અને અબુ કતાદા (રદીથી) રિવાયત થઇ છે. તે કહે છે કે મેં રસુલુલ્લાહ (સલ) થી સાંભ-

કરગુજર કરવી વેચાણુમાં, ખરીદવામાં, દેણુ અદા કરવામાં, અને દેણુ વસુલ કરવામાં મુરતહબ છે*

**મસલો** જો ખરીદાર વેચાણુ પુરું થયા પછી ખરીદવાથી પસ્તાવો કરતો હોય અને વેચનાર તેની ખાતરથી વેચાણુ પાછું ફેરવશે (અથવા પાછા ફેરવવાને કબુલ રાખશે) તો હક્ક તઆલા તેના ગુન્હાને બખ્શી આપશે.

**મસલો** બેઅ મેરાબહામાં (બાધે નફે વેચવામાં) કે આગળી ખરીદીથી મતલબ ચાર આના રૂપીયે વધારે વેચે, તથા બેઅ તોલિયામાં (લાગત ભાવે વેચવામાં) કે આગળી કીમતે વેચે, આગળી કીમત વગર ફેરફારે કેહેવી વાજેબ છે૪ અને જો વેચવાની ચીજ પર કીમત સિવાય ઊઠાવવાની મજદુરી કે રંગાઇ જેવું કંઇ ખરચ થયું. હોય તો તેને કીમતની સાથે મેળવીને કહે કે મારા આટલા કંઇ પૈસા આ માલપર લાગેલા છે. પણ એમ કહે નહીં કે આટલા કંઇ પૈસાથી ખરીદેલો છે કે જેથી તે જુઠો થાય નહીં.

**મસલો** જો કોઇ શખ્સે એક કપડાને દાખલા તરીકે દસ દીરહમમાં ખરીદયું હોય, અને હજુ ખરીદારે વેચનારને કીમતના પૈસા આપ્યા નહોય તો જો વેચનાર તેજ કપડાને ખરીદારથી (પાછું) પાંચ દીરહમે ખરીદશે૫ અથવા તે કપડાને

બું છે. તેવણુ ફરમાવતા હતા કે જે કોઇ તંગ દસ્તને ઢીલ આપશે અથવા તેનાથી કરજ ઉતારશે એટલે દેણુ માફ કરશે ફરી તે બધા દેણને અથવા થોડાને, તો અલ્લાહ તઆલા તેને કેયામતના દીવસના ગમોથી છુટકારો આપશે." મુસ્લેમ

* એટલુંજ નહીં પણ નબીસાહેબે (સ.લ) એઓ માટે જે દોઆ કરી છે તેનો લાભ લેવો છે. ગુ. મો.

૫ આ બંને તરેહના વેચ--ખરીદીથી મતલબ દગાઇની નુકસાનીને દફે કરવી છે. અને આથી જણાય છે કે જો કોઇ ચીજને ઊધાર ખરીદી હોય તો આગળી ખરીદીની મુદતને વગર બયાન કરે બેઅ મોરાબહા કરવી દુરસ્ત નથી અને એવીજ રીતે જો બે કપડાને સાથે ખરીદયા હોય તો તેમાથી એકને તેની હિસ્સા પડતી કીમતે વેચવું જોઇએ નહીં. અને જો કોઇ વેચનાર ઉપર દશ દિરહમનું કરજ હોય અને તેના બદલ એક કપડું આપીને ચુકાદો (સુલહ) કરે તો તે કપડાને દસ દિરહમમાં બેઅ મોરાબહા કરે નહી. અને વળી બેઅ મોરાબહા તથા તોલીયા તે ચીજોમાં દુરસ્ત થાય છે કે જે મિસલીયાત હોય એટલે તેની પ્રથમ કીમત એવી હોય કે તેના જેવી આપી શકાય જેમકે તે માપની ચીજ હોય અથવા તોલની ચીજ હોય કે જેથી તેનો બદલો બીજા ખરીદાર પાસેથી લેવું બની શકે. તો જો કોઇ ગુલામને એક કપડાના અવેજમાં ખરીદયો હોય તો બીજો ખરીદાર મજકુર કપડા ઉપર શકિત રાખતો નથી તો બેઅ મોરાબહા તથા તોલીયા આ સુરતમાં બની શકશે નહીં. હિદાયાના હાશિયા (યાદ રાખવું જોઇએ કે આ કપડાથી મતલબ તે કપડું છે કે જેના જેવું બીજું મળવામાં કંઇક ફેર પડતો હોય પણ વીલાયતી નામીઆ કલોના થાનો એ કાયદાથી જુદા છે. તો જો કોઇ મનુસ એક ગુલામને સી. ચાર હજારના લાનકલાથના એક થાન બદલ ખરીદશે તો તેમાં બેઅ મોરાહબા દુરસ્ત છે કારણ એ સુરતમાં એક થાન સી ચાર હજારના લાનકલાથનું તથા તેના ઉપરાંત નફો આપી શકે છે કારણ કે સી. ચાર હજારના દરેક થાન સરખા હોય છે. એવોજ હાલ હરક વગેરેનો સમજવો) મસલો જો બે મોરાબહામાં ખરીદારને વેચનારની ખીયાનત જણાય (જેમકે એક માલની લાગત ચાર રૂપીયાની હતી અને વેચનારે પાંચ રૂપીયા લાગત બતાવી) તો ઇમામ અબુ હનીફા (રહ) ની નજદીક તે ખરીદારને અખત્યાર છે. કોઇએ તેજ કીમત (વેચનારની કહેલી)થી ખરીદે જોઇએ તે ચીજ પાછી ફેરવે અને જો બેઅ તોલીયામાં ખીયાનત જણાયે તો તેટલું કીમતમાથી કમ કરે અને અબુ યુસોફ (રહ) ની નજદીક બંને વેચણમાં (કીમત) ઓછી કરે. અને મોહમ્મદ (રહ) ની નજદીક બને વેચાણમાં અખત્યાર છે (જોઇએ રાખે જોઇએ પાછી ફેરવે પણ ઓછી કરે નહીં) હિદાયા.

૫ પણ તે એવી શરતથી કે જે જાતની કીમતે વેચ્યું હોય તેજ જાતની કીમતે ખરીદે, તથા વેચેલી ચીજ (માં કંઇ નુકસાની આવી ન હોય) અસલી હાલત ઉપર હોય. તો જો કીમતની જાતીમાં ફેર થશે એટલે વેચનાર દિરહમ કે દીનારને બદલે ખરીદે નહીં પણ બીજી જાતના કપડાથી કે કોઇ લાકડીથી કે કોઇ બીજી ચીજથી ખરીદે અથવા તો તે વેચેલી ચીજમાં કંઇ નુકસાન થયુ હોય તો આ સુરતમાં મજકુર વેચાણ સહી થશે. દુર્રે મુખ્તાર.

બીજા કપડા સહીત દસ દિરહમમાં ખરીદશે તો એ વેચાણ સહી થશે નહી[૬] કારણ કે વિયાજના કાયદામાં છે.

**મસલો** જંગમ મિલકતનું[૭] વેચાણ કબજો કીધા પહેલાં સહી નથી.[૮] જો કોઇ મપાતી વસ્તુને માપની શરતથી ખરીદી અને ખરીદારે વેચનારથી મપાવી લીધી ફરી તેણે બીજાને હાથે માપની શરતે વેચ્યા તો બીજા ખરીદારને તે અનાજમાંથી વગર બીજીવાર માપે ખાવું કે બીજા કેઇને વેચવું દુરૂસ્ત નથી.[૯] અને પેહેલું માપવું પુરતું નથી* એ એવી સંભાલ માટે છે કે કદાપી કોઇ ચીજ માપમાં વધારે નિકળી આવે અને તે વેચનારનો માલ હોય.

**મસલો** નજશ હરામ છે. નજશ તેને કહે છે કે કોઇ માણસ ખરીદવાને વગર ઇરાદે[૧૦] પોતાને ખરીદાર જાહેર કરી વેચવાની ચીજની કીમતમાં વધે કે જેથી બીજો ખરીદનાર ફરેબમાં આવે

**મસલો** જો કોઇ મુસલમાન ખરીદ કરતો હોય અને ભાવ કરી ચુકયો હોય અથવા કોઇ સ્ત્રીને પેગામ કીધું હોય તો બીજાને તે પર પોતાને માટે માંગણી કરવી મકરૂહ છે.[૧૧] એટલે સુધી કે પેહેલા ખરીદારનો (કે પેગામ મોકલનારનો) મામલો[૧૨] બની જાએ અથવા નીકલ જાએ.

**મસલો** અનાજના કાફલાને જો કોઇ માણસ શેહેરથી બહાર નીકળી મુલાકાત કરી તમામ અનાજને ખરીદે એને (અરબીમાં) તલક્કીએ જલ્બ કહે છે. જો શેહેરવાળાઓને એ નુકશાન કરતુ હોય તો મના છે[૧૩] અને જો નુકશાન ન હોય તો દુરૂસ્ત છે. પણ જો શેહેરના ભાવને કાફલાવાળાથી છાનો રાખશે તો એ ફરેબ તથા મકરૂહ છે

---

૬ એટલે આગળા કપડામાં, પણ બીજા કપડામાં (કે જેને આગળા કપડા સાથે ખરીદારે મેળવેલું તેમાં) વેચાણ સહી થશે, અને મજકુર કીમત (દસ દિરહમ) બંને ઉપર વેહેંચાશે. દુરેં મુખ્તાર.

૭ કારણ કે જયારે નબી સાહેબે (સલ) ઇબને અસદને (રદી) મક્કે મોકલેલા તો નહીં કબજો કરેલા વસ્તુને વેચવાથી મના કરેલી. કિફાયા. અને જંગમ મિલકત કેહતાં સ્થાવર મિલકતનું વેચવું નીકળી ગયું. એટલે જમીન ઝાડ હવેલી વગેરે કે એનું વેચવું (વગર કબજો કરે) દુરૂસ્ત છે ઇમામ અબુ હનીફા તથા અબુ યુસોફ (રહ) ની નજદીક. પણ મોહમ્મદની નજદીક દુરૂસ્ત નથી. હિદાયા.

૮ જો કોઇએ બે ગુલામને ખરીદયા અને તેમાંથી એકને કબજ કર્યો બીજાને કબજો કર્યો નહીં. તે પછી બંનેને હજાર દિરહમે વેચ્યા અને કીમત દરેકની પાંનસો દિરહમ ઠેરવી છે તો કબજ કરેલાનુ વેચાણ દુરૂસ્ત છે અને કબજ નહીં કરેલાનું વેચાણ દુરૂસ્ત નથી. મોહીત. આલમગીરીયા **મસલો** હરાજી (ઉછામણી) દુરૂસ્ત છે અને તેનું રૂપ આ છે કે વેચનાર કહે: જે કોઇ વધારે કીમત આપશે તેને હું આપીશ અને અનસ (રદી) થી રિવાયત થઇ છે કે રસુલુલ્લા (સલ) એક કામલ અને એક પ્યાલો હરાજીથી વેચ્યો છે દુરેં મુખ્તાર. એનાયા.

૯ કેમકે નબી સાહેબે (સલ) અનાજને જયાં સુધી તેમાં બે માપ નહીં ચાલે ત્યાં સુધી વેચવાથી મના કરી છે. એક માપ વેચનારનો અને એક માપ ખરીદારનો. હિદાયા.

* જો કોઇ માણસ બીજા ગામથી અનાજ મંગાવે અને તે વેપારી તોલીને મોકલે તો તેનું તોલવું ખરીદારે અથવા તેના માણસે જોયું હોય તાજ તે અનાજને વાપરવો દુરૂસ્ત છે. નહીં તો ખરીદાર ઘર તોલે ફરી વાપરે નહીં તો દુરૂસ્ત નથી. ગુ. મો.

૧૦ પણ જો કોઇ ખાહેશ કરી ખરીદનાર કોઇ ચીજને તેની કીમતથી ઓછામાં માંગે. ફરી કોઇ બીજો માણસ ખરીદનારની કીમતથી એટલી વધારે કહે કે વેપારમાં હુશયારી ધરાવનારા તે કીમતને વધારે ગણે નહી તો તેમાં કશો વાંધો નથી. શરહ તહાવી.

૧૧ હદીસ શરીફમાં છે "કોઇ શખ્સ પોતાના ભાઇના ભાવ ઉપર ભાવ કરે નહીં તથા પોતાના ભાઇની (નિકાહ સંબંધી) માંગણી ઉપર માંગણી કરે નહીં"

૧૨ પણ તે એવી શરતથી કે વેચનારને ખરીદારની માંગણી ઉપર ખાહેશ તથા વલણ હોય તો. અને જો વેચનારની ખાહેશ તેપર ન હોય તો મકરૂહ નથી. અને તે હરાજીની જાતીમાંથી થશે અને તેદુરૂસ્ત છે. અને કોઇ સ્ત્રી વિષે પેગામ મોકલવાનો પણ એવોજ હુકમ છે હિદાયા.

૧૩ આ જગ્યા મનાથી મતલબ હરામ નથી પણ મકરૂહ છે. જેમકે એ હિદાયાથી જણાય છે.

**મસલો** જો કોઇ શેહેરી[1] કાફલા (વંજાર) ના માલને મોઘું કરીને વેચી આપે અને શેહેરમાં દુકાળ તથા તંગી હોય તો એ કામ મકરૂહ છે.

**મસલો** જુમઆની અજાનના[2] વખતે વેચવું (તથા ખરીદવું) મકરૂહ છે[3]

**મસલો** જો બે નાંહલા ગુલામ (કે બે નાંહલી લોંડી) આપસમાં મહરમીયતની સગાઇ * રાખતા હોય[4] તેઓને છુટા છુટા વેચવા[5] મકરૂહ છે.[6] તથા મના છે. અને જો એમાંનો એક નાંહનો હોય અને બીજો મોટો હોય તો પણ એવીજ રીતે છે અને કેટલાક વિદ્વાનોની નજદીક તો એ વેચાણ દુરૂસ્તજ નથી.

**મસલો** મુરદારની ચરબી વેચવી દુરૂસ્ત નથી.

**મસલો** નાપાક તેલને વેચવું[7] ઇમામ અબુ હનીફા (રહ)ની નજદીક દુરસ્ત છે. પણ બીજા ઇમામોની નજદીક દુરૂસ્ત નથી.

**મસલો** માણસનું નિર્મળ ગુ વેચવું ઇમામ

---

૧ એટલે શેહેરનો રેહવાસી. અને તેની સુરત આ છે કે કોઇ શખ્સ ગામડાંમાંથી અનાજ ને શેહેરમાં વેચવા માટે લાવે. અને શેહેરવાળા દુકાળમાં હોય અને એક બીજો શખ્સ શેહેરનો રેહેવાશી તેનો વકીલ થઇને તેના અનાજને મ્હોંગો વેચી દે.

૨ અજાનથી મતલબ પેહેલી અજાન છે. જો તે સુર્યો નમવા પછી દેવાઇ હોય તો. (પણ જો સુર્યો ઢળવા પેહેલાં કેહવાઇ હોય તો તે અજાં વખતે વેચવું મકરૂહ નથી) અને ઇમામના મિન્બર ઉપર બેઠા પછી જે અજાન કેહવાય છે તે એની મતલબ નથી. હિદાયા. અને આ મકરૂહપણું તે વખતે છે કે બાંગ સાંભળ્યા પછી બેસીને વેચાણ કરે અથવા રસતામાં થોભી અને ઉભા રહીને વેચાણ કરે (કારણકે એ અજાન બાદ જલદી જવાને રોકનાર છે.) પણ જો મસજીદ તરફ ચાલતાં ચાલતાં વેચે ખરીદે તો મકરૂહ નથી. જો તું એમ કહે કે ચાલતાં ચાલતાં વેચાણ થઇ શકતું નથી કારણ કે ઇજાબ અને કબુલમાં મજલેસ (ઠામ, ઠેકાણું) એક થવી શરત છે પણ ચાલવાની હાલતમાં ખરીદનારનું ઇજાબ એક જગ્યામાં થશે અને વેચનારનું કબુલ કરવું બીજી જગ્યામાં થશે. તો ફરી તે વેચાણ થશે નહીં. તેનો ઉત્તર આ છે કે બંને હોડીમાં (કે ગાડીમાં) બેસીને મસજીદ તરફ જતા હોય તો એક મજલીસ ગણાસે કારણ કે ચાલતી હોડી (તથા ગાડી) માં બેસવાથી જગ્યા બદલાઇલી ગણાતી નથી. હવાશીએ હિદાયા,

૩ જુમઆનો દીવસ જો ધણોજ માનીતો દીવસ છે છતાં તેમાં અજાન અગાઉ તથા નમાજ પછી વણજ વેપારમાં લાગવું મના નથી. એટલુંજ નહીં પણ કુરઆન શરીફનો હુકમ છે. તો ફરી બીજા તેહવારો કે જે જુમઆથી ઉતરતા છે તેમાં કેમ મના હોય? ખાસ કરીને મૌલૂદની ૧૨મી અને રબીઉલ આખરની તારીખ ૧૧મીનો (અગયારમીનો) તેહવાર કે જેની શરીઅતમાં કશી સાબેતી નથી તે દીવસ વણજ વેપાર નહીં કરવાને સવાબ જાણવું જહાલત છે. અને તે દીવસે હરામ સમજવું કુફરનું કામ છે. કારણ કે એ હલાલને હરામ સમજવું છે તથા શરીઅતમાં નવો હુકમ કહાડવો છે. ગુ. મો.

* મહરમીયતવાળી સગાઇ તે છે કે જો બેમાંથી એકને પુરૂષ અને બીજાને સ્ત્રી માનીયે તો તે બંનેમાં કદી નિકાહ દુરૂસ્ત થાએ નહીં જેમ કે બે ભાયો, બાપ દીકરો, કાકો ભતરીજો વગેરે. ગુ. મો.

૪ પણ જો કે મહરમીયત રાખતા હોય અને સગાઇ રાખતા ન હોય જેમકે દુધ પીતું બાળક અને તેની દુધ પાતી. તથા પતી અને તેની બાયડી. અથવા સગાઇ રાખતા હોય અને મહરમીયત રાખતા ન હોય જેમકે કાકા મામાના દીકરા વગેરે. આ હાલતમાં એકને વેચવું અને જુદા કરવું દુરૂસ્ત છે. હિદાયા.

૫ અને એવીજ રીતે માલિક કરવાનાં કારણો હિબહ વગેરે મકરૂહ છે. પણ આજાદ કરવું દુરૂસ્ત છે

૬ કારણ કે નબી સાહેબે (સલ) ફરમાવ્યું છે કે "જે કોઇ બચ્ચાંમાં અને તેની મામા જુદાઇ નાખશે તો કેયામતને દીવસે અલ્લાહ તઆલા તેનામાં અને તેના પીઆરાઓમાં જુદાઇ નાખશે." અને વળી નબી સાહેબે (સલ) હજરત અલી (રદી) ને બે નાંહલા ગુલામો સગા ભાયો એનાયત કર્યા હતા. હજરત અલીએ (રદી) એકને વેચયો. એક દીવસે નબી સાહેબે (સલ)પુછયું કે તેં તે બંનેને શું કર્યું? હજરત અલીએ (રદી) કહ્યું કે એકને મેં વેચ્યો છે. આપે ફરમાવ્યું કે પાછો લે. પાછો લે.

૭ દુરેં મુખ્તારમાં છે નાપાક તેલના વેચવાને તથા તેથી ખાવા સિવાઇ બીજો લાભ લેવાને અમો દુરૂસ્ત રાખીએ છીએ. પણ મુરદારની ચરબી એથી ઉલટી છે.

આજમ ( ૨૯ ) ની નજદીક મકરૂહ છે. પણ જો તે માટી કે કંઇ બીજા સાથે ભેળસેળ હોય તો ઇમામ આજમ (૨૯)ની નજદીક દુરૂસ્ત છે. અને છાણ (તથા લીદ)નું વેચાણ પણ તેવણુની નજદીક દુરૂસ્ત છે. અને બીજા ઘણા ઇમામોની નજદીક એમાંની કોઇ ચીજનું વેચાણ દુરૂસ્ત નથી.

**મસલો** જે ચીજનું વેચાણ દુરૂસ્ત નથી તેથી લાભ લેવો પણ દુરૂસ્ત નથી.

**મસલો** એહતેકાર એટલે માણસનો તથા ઢોરોનો ખોરાક[૮] રોકી રાખવો અને નહીં વેચવો એવા શેહેરમાં કે જ્યાં ગામવાળાઓને ( નહીં વેચવાથી ) નુકસાની થતી હોય એ મકરૂહ છે. અને ઇમામ અબુ યુસોફ (૨૯) ની નજદીક દરેક ચીજ કે જેના રોકવાથી અને નહીં વેચવાથી આમ લોકોને નુકશાન થતું હોય તો તેનો એહતેકાર મના છે. એહતેકાર કરનારને સરકાર હુકમ કરે[૯] કે તે પોતાની હાજતથી વધારેને વેચે.[૧૦]

**મસલો** જો કોઈ પોતાની ખેતીના અનાજને રોકી રાખે અથવા બીજા શેહેરથી ખરીદી લાવી રોકી રાખે તો એ એહતેકાર નથી.

**મસલો** બાદશાહ અને હાકેમે ભાવ કહાડવો ( કે ફલાણી ચીજ આ ભાવે વેચવી ) એ મકરૂહ છે. પણ જો કણ્યા અનાજ વેચવામાં ઘણું મોઘું કરી હદથી વધતા હોય તો એ સુરતમાં દાના લોકોથી મશવરો ( સલાહ ) લઇને ભાવ કહાડે.

---

૮ ફરી તે અનાજ હોય કે તે સિવાય હોય જેમકે અનજીર, દ્રાક્ષ, બદામ વિગેરે. દુરેં મુખ્તાર.

૯ એટલુંજ નહીં પણ સિરાજે વહહાજમાં છે કે જો સરકારને શેહેરવાળાઓ વિષે હલાક થવાની બીક હોય તો અનાજ રોકી રાખનારાઓ પાસેથી લઇને શેહેરવાળાઓમાં વેહેંચી આપે કે તેઓ સુખાકારીમાં તથા હાથ ફરાગતમાં અનાજ રોકનારાઓને તેટલો પાછો આપે. દુરેં મુખ્તાર.

૧૦ જો તેઓ વેચે તો ઠીક. અને નહીં તો ફરી તેઓને હુકમ કરે અને ધમકી આપે. ફરી જો માની લે તો ઠીક નહીં તો તેઓને કેદ કરે અને શીક્ષા કરે અને વેચે. જામેએ રમુજ.

## ફસલ ૫

### વેહવારનો તરીકો, લોકોના હકકો, ગુનાહો, અને કેટલીક જુદી જુદી બાબતો વિષે.

તીર મારવામાં અથવા ઘોડા, ઉંટો ગધેડા અને ખચ્ચરો દોડાવવામાં[૧૧] સરસાઇ (તથા ચડાચડી) કરવી દુરૂસ્ત છે. અને જો આગળ આવનાર માટે કોઇ ચીજ ( આપવાની ) ઠેરવી હોય તો જો તે એક તરફથી હશે[૧૨] તો દુરૂસ્ત છે.[૧૩] અને જો બે તરફથી હશે તો હરામ છે. ( કારણ કે તે જુવો થાય છે ) પણ જો એક ત્રીજો શખ્સ[૧૪] તેઓની વચ્ચે હોય અને કેહવામાં

---

૧૧ અને પગથી દોડવાનો હુકમ પણ ઇમામ આજમ ( ર૯ ) ની નજદીક એવોજ છે. અને ત્રણ ઇમામોની નજદીક પગથી દોડવામાં માલની શરત કરી હોય તો દુરૂસ્ત નથી. દુરેં મુખ્તાર. **મસલો** આગળ આવનાર માટે વગર કાંઇ ઠેરવે સરસાઇ તથા ચડાચડી કરવી વગર ખેલ તમાશાને ઇરાદે દરેક કામમાં કે જે દાનાઇ તથા જેહાદમાં મદદ કર્ત્તા હોય હલાલ છે. દુરેં મુખ્તાર. તથા તેનો હાશીયો.

૧૨ તે એવી રીતે કે તે બંનેમાંથી એક કહે કે જો તું મારેથી આગળ વધશે તો હું તને આટલું કંઇ આપીશ. અને જો હું તારાથી આગળ વધીશ તો તારી પાસેથી કંઇ લઇશ નહીં. અથવા ત્રીજાની તરફથી હોય તે આવી રીતે કે કોઇ અમીર બે સવારોને કહે કે તમારામાંનો જે કોઇ મારેથી આગળ જશે તેને હું આટલું કંઇ આપીશ અને જો હું (તમારાથી) આગળ થઇશ તો કંઇ લઇશ નહીં રદ્દે મોહતાર.

૧૩ અને તેના દુરૂસ્ત થવાના અર્થ આ છે કે તેને લેવું દુરૂસ્ત છે. પણ તેથી તેનો તે હકદાર ઠરતો નથી. તે એવી રીતે કે જો તે પાછળ પડનાર ઠેરવેલી વસ્તુ આપવાનું ના પાડે અને આગળ જનાર કાજી આગળ ફરીયાદ જાય તો કાજીને અપાવવાનો અખત્યાર નથી. એની શરહ કન્જ.

૧૪ પણ તે એવી શરતથી કે ત્રીજાની સ્વારી ( ઘોડા વગેરે ) તેઓની સ્વારીના જેવી હોય અને તે બંનેથી તેના આગળ જવાનો સંભવ ( એહતેમાલ ) હોએ. અને નહીં તો દુરૂસ્ત નથી. દુરેં મુખ્તાર. **મસલો** કિબલા તરફ નીશાનો બનાવીને તીર મારવો મકરૂહ છે. રદ્દે મોહતાર.

આવે કે જો આ (ત્રીજો) તે બંનેથી આગળ જશે તો આટલું તેને અપાશે અને જો આ બંને આગળ જશે તો એ સુરતમાં તે ત્રીજા પાસેથી કંઇ લેશે નહીં અને તે એમાનો જે કોઇ આગળ જશે તે બીજા પસેથી લેશે તે એ સુરતમાં[૧૫] એ સરવાઇ અને એ ઇનઆમ ઠેરવવું દુરસ્ત છે અને હલાલ છે. પણ આગળ આવનાર માટે જે ઠેરવેલું હોય તે વાજેબ થતું નથી તથા જબરન લેવાનો તે હક્ક ધરાવતો નથી. ફક્ત મેહેરબાનીની રૂએ લેવા દેવાનું છે.) અને જો કોઇ અમીર (સરદાર) લશ્કરના લોકોને કહે કે જે કોઇ આગળ જશે તેને હું આટલું કંઇ આપીશ એ પણ એવીજ રીતે દુરસ્ત છે. અને જો બે તાલેબે-ઇલ્મ એક મસલામાં એક બીજાથી વિરૂદ્ધ પડે[૧૬] અને તેઓ ઉસ્તાદ પાસે જવા ઇચ્છે. અને જેની વાત ઉસ્તાદની સાથે મળતી આવે તેને માટે કોઇ ચીજ ઠેરવે એનો પણ એવીજ રીતે હુકમ છે.

**મસલો** નિકાહનો વલીમો[૧૭] સુન્નત છે અને જે કોઇને દાવત થઇ હોય તેને જોઇએ તે કબુલ કરે[૧૮] અને જો વગર કારણે કબુ નહીં કરશે,[૧૯] તો ગુન્હેગાર થશે.

**મસલો** દાવતના ખાણાથી કોઇ ચી પોતાને ઘર લાવે નહીં. તેમ કોઇ સાએ (માગનાર) ને પણ[૧] માલીકની વગર રજા આપે નહીં.[૨] અને જો તે જાણે કે ત્યાં લ

---

૧૫ જેલઇએ(રહ) એના દુરસ્ત થવાનું કારણ આવી રીતે કહ્યું છે કે આ સુરતમાં ત્રીજાને કોઇ રીતે ખાતરીથી આપવું પડતું નથી પણ થઇ શકે છે કે એ તેમો પાસેથી લેશે અથવા નહીં લેશે. તો આ સબબથી એ જુવામાંથી નીકળી જશે અને એક તરફથી શરત કરી હોય તે પ્રમાણે થશે. અને જુવામાં તો બંને તરફથી આપવાનો ડર રહે છે. મસલો કુશ્તી કરવી દુરસ્ત છે. કારણ કે એમાં જેહાદના શકિત મળે છે. અને રમત ગમત અને ખેલના વિચારથી હશે તો મકરૂહ છે. દુરે મુખ્તાર. રદ્દે મોહતાર.

૧૬ ફરી તેઓ શરત કરે અને તેમાંનો એક કહે કે જો તારો મત સહી થશે તો હું આટલું કંઇ આપીશ. અને મારો મત સહી નીકળશે તો હું તારી પાસેથી કંઇ લઇશ નહીં. તો એ શરત દુરસ્ત છે. સિરાજીયા. અને જો તે એમ કહે કે જો મારી વાત ખરી નીકળશે તો તારી પાસેથી આટલું કંઇ લઇશ તો દુરસ્ત નથી. દુરે મુખ્તાર.

૧૭ વલીમાના વખત વિષે ઇખતેલાફ છે કે તે નિકાહની વખતે છે કે તે પછી છે. અથવા નિકાહ પછીથી તે ઘર કરવા સુધી છે. અને માલિકીયોની નજદીક સહી આ છે કે ધણી ધણીયાણીના મીલાપ પછી થશે. અને તે ઓછામાં ઓછો એક બકરી છે. ફઝુલ બારી. અને તે ત્રણ દી સ સુધી દુરસ્ત છે. અને તે પછી તેનો હુ બંધ થઇ જશે. ફતાવા કાજી ખાન. મસ્નલે કાજીખાનમાં છે કે જે કોઇ પોતાની ખુશીથી કરે તેને લાયક છે તે વલીમાની જીયાફત અને પડોસીઓને સગાઓને અને દોસ્તોને તે અને મિશકાત શરીફમાં બુખારી તથા મુસ્લેમ રિવાયતમાં છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યુ વલીમાની બુરી જીયાફત તે છે કે જેમાં ગનીયે તેડાએ અને ફકીરોને તજાએ " અને મોટાઇ ત રિયાની જીયાફત ખાવી મના છે.

૧૮ નબી સાહેબે (સલ) ફરમાવ્યું છે "જય તમારામાંના કોઇને વલીમામાં તેડાય તો જોઇએ કે તે તેડવાને કબુલ રાખે."

૧૯ મુલ્લા અલી કારી (રહ) શરહ મિશ્કાત કહે છે કે વલીમાની દાવત કબુલ રાખવી વાજે છે. એટલે હાજર થવું. અને ખાવું મુસ્તહ છે. જો તે રોજદાર ન હોય તો.

૨૦ વિવાહનો વલીમો તે પુરાનો (કદીમ સુન્નત છે. જો તેને કબુલ રાખશે નહીં તો રસુલ લ્લાહ (સલ)ના ફરમાવ્યા પ્રમાણે—"જે કોઇ વ માની દાવતને કબુલ રાખશે નહીં તેણે ખુદા તેના રસુલની નાફરમાની કરી"—તે ગુન્હાગાર તો જો તે રોજદાર હોએ (અથવા પરહેજ હોએ તો હાજર થઇને દુઆ કરે. અને નહીં તો ખાએ અને જો ખાશે નહીં તેમ હાજર પણ થશે ના તો ગુન્હગાર થશે તથા જુલમ કરનાર થશે. કા ણ કે તેણે જીયાફત આપનારની હસી કી રદ્દે મોહતાર.

૧ જો તે એમ જાણે કે મારા આપવા ધરવાળો નાખુશ થશે તો. અને જો તે એમ જા કે મારા આપવાથી તે ખુશ થશે તો સાએલ આપવું દુરસ્ત છે.

૨ કારણ કે માલ માલિકનો છે તેણે ફ ખાવાની રજા આપી છે તો તે માલિકનીજ ( લકત છે. તે એટલાં સુધી કે બહરે રાએક જણાય છે કે જ્યાં સુધી ખાવાએ નહીં ત્યાં સુ

( ખેલ તમાશો) અથવા રાગ છે તો હાજર થાએ નહીં અને દાવતને કબુલ કરે નહીં.૩ અને જો ( પેહેલા તો ત્યાં કંઇ ન હોય પણુ ) ત્યાં ગયા પછી લહો (હરામ-રમત)પ્રગટ થયો હોય તો જો તે મના કરવાની શકિત ધરાવતો હોય તો મના કરે અને જો મના કરવાની શકિત ધરાવતો ન હોય તો જો તે પેશવા ( ધર્મ આગેવાન) હોય અથવા તે લહો, ખાવાની મજલીસમાં હોય તો બેસે નહીં. ૪ ઇમામ આજમે ( ર૯ ) ફરમાવ્યું છે કે હું એવામાં એકવાર સપડાયો હતો ફરી મેં સબર કર્યો એટલે આગેવાન થયા પેહેલા.

મસલો રાગ હરામ છે * કેમકે તે યાદે ઇલાહીથી રોકનાર છે ૬ તથા ગુન્હની તરફ

---

માલિકની મિલકત છે. ખવાયા પછી માલિકની મિલકત જતી રહે છે. તો ફરી દાવતવાળો તે ચીજને ઘર કેમ લઇ જઇ શકે ? તથા તે કેમ કોઇને આપી શકે. ? હા, જો દાવતમાં ગયા પછી એવું જણાએ કે આ આગળ આવેલી વસ્તુ આપી દીધી છે, તો ફરી તેને ઘર લઇ જવાનો અખ્તીયાર છે. અને ફકત દાવત આપ્યાથી જીયાફતનું ખાણું મુબાહ થતું નથી. દાવતથી ફકત દાવતવાળાને ઘર જવાની ઇજાજત મળી છે ફરી ઘરવાળો અથવા તેણે નીમેલો કોઇ માણુસ ખાણું પીરસશે ત્યારે તે મોબાહ તથા તેનું ખાવું દુરસ્ત થશે. આથી તમો સમજી શકશો કે કેટલીક જગ્યામાં જે રીવાજ છે કે દાવતવાળો પોતાને હાથે ખીરયાનીની તેહ ભાંગે છે ત્યા રકીબો ઉપાડે છે એ ખાવું હરામ છે. હા, જો મલિક અથવા તેનો નીમેલો માણુસ જોતો હોય અને કોઇ તેમ કરે, અને તેને ખાતરી હોય કે મારા આ ઉપાડવાથી તેઓ રાજી છે. હાર બગડવાને લીધે અથવા બીજા ડરથી ચુપ રહ્યા નથી પણ મારા લેવાથી ખુશી છે તેથીજ ચુપ રહ્યા છે તોજ તે દુરૂસ્ત થશે ગુ. મો.

૩ વલીમાની દાવત કબુલ કરવી વાજેબ અથવા સુંનત છે પણુ ત્યાં જો શરીઅત વિરૂદ્ધ કંઇ કામ થતા હોય તો તે વાજેબ કે સુંનત રેહતી નથી. તો આથી ખુલ્લી રીતે જણાએ છે કે ઇબ્રરોના ઓર સોમા કે જ્યાં તરેહ તરેહના ભુંડા કામો થાએ છે ત્યાં જવું દુરૂસ્ત રેહશે નહીં. કારણુ કે જ્યારે વાજેબ અથવા સુંનતને શરીઅત વિરૂદ્ધ કામો હોવાને લીધે તજવું અગત્યનું થયું તો ફરી જ્યારત કરવી જે મુસતહબ છે તેને તજવું અગત્યનુ કેમ નહીં થાએ! જો કોઇ એવી શંકા કરે કે જનાજાના સાથે જો રાજણી ગાનારીઓ કે કુટનારીઓ હોય તો ફરી તે [illegible] જવાનુ દુરૂસ્ત કીતાબોમાં શા માટે લખાયું ? તો તેનો જવાબ અલ્લામા શામીએ આપ્યો છે કે સહી હદીસથી સિદ્ધ થયું છે કે જનાજામાં જવું મુસલમાનના હકમાંથી છે તથા જો હરામ કામ ને લીધે કોઇ નહીં જાએ તો મુડદાના કફન, દફન નમાજ વગેરે કામો અટકી પડશે. જેથી તે બુરાઇયો હોવા છતાં દુરૂસ્ત થયું છે પણ કબરની જ્યારત તે કોઇનું હક નથી તથા નહીં જવાથી કોઇ અગત્યનું કામ અટકતું નથી મુડદાને સવાબ પોહોંચાડવો તે જીયારતની સાથે ખાસ નથી. એ તો ઘર બેઠા પણુ થઇ શકે છે. અને વળી જીયારતનો લાભ જે ઘડો લેવાનું છે તથા ઇબરત પકડવાની છે તથા દુન્યાથી બે રગબત થવાનું છે તે તો ઓરસવાળી કબરની સાથે ખાસ નથી. એટલુંજ નહીં પણ ઓરસવાળી કબર પરનો સમુઆર તથા નાચ મુજરા, ઢોલ તમાશા, વગેરે તો તેને રોકાણ કરનાર છે. તો ફરી ત્યાં જવું કદી દુરૂસ્ત થાએ નહીં. ગુ. મો.

૪ કારણુ કે દાવત કબુલ કરવી સુંનત છે અને લહો સાંભળવો હરામ છે. અને હરામથી બચવું જરૂરનું છે. એટલુંજ નહીં પણુ નારાજ થઇને ત્યાંથી ચાલો જાઓ. અલ્લાહ તઆલાએ કહ્યું છે "ખુદાની યાદ કરવા પછી તુ જાલેમોની સાથે બેશ નહીં", દુરેં મુખ્તાર. તથા તેના હાશીઓ,

* અબદુલ્લાહ બીન મસઉદ (રદી) કહે છે કે જેવી રીતે પાણી લીલોતરીને ઉગવે છે તેવી રીતે વાજીનતરોનો તથા ગાવાનો અવાજ નિફાક ઉગવે છે. અને ફતાવા બજાજીયામાં છે કે વાજીનતરોનો અવાજ સાંભળવો ગુન્હ છે. અને તેને માટે બેસવું ભુંડું કામ છે, અને તેથી લજ્જત લેવી તે ખુદા તઆલાની નેઅમતનું કુફર કરવું છે. અલ્લાહ તઆલાએ માણુસના અવ્યવોને એવા કામો માટે ઉત્પન્ન કર્યા નથી, દુરેં મુખ્તાર.

૬ મુલતકામાં કહેલું છે કે કુરઆન શરીફ પઢતી વેળા તથા જનાજા, જેહાદ અને વઅજની વખતે આવાજ બુલંદ કરવો રસુલુલ્લાહે ( સલ ) મકરૂહ કરયો છે તો ગવાતી વેળા જે અવાજ બુલન્દ થાએ છે જેને વજદ કહે છે તેને તુ શું ધારે છે ? તે તો મકરૂહજ છે. અને દીનમાં તેની કશી અસલ નથી. અને અમારા વખતના સુફીયો જે કંઇ કરે છે તે હરામ છે. તેઓમાં બેસવું દુરૂસ્ત નથી અને આગળાઓએ એવું કર્યું નથી. અને આજે રિવાયતમાં છે કે નબી સાહેબે (સલ) શેઅર સાંભળેલી એથી ગાવાનું દુરૂસ્ત સમજાતું

ખાહેશ ( શહવત ) ને ભડકાવનાર છે. અને જો કોઇ શખ્સ એવો ન હોય મસલન નફ્સ મુતમ ઇન્ના[૭] ( નચિંત જીવ ) વાળો કોઇ દરવેશ હોય કે જેના ખીયાલમાં ખુદાના ઇશક અને મોહબ્બત વગર કોઇ વલણ કે ખાહેશ શહવતની તરફ ન હોય તે કોઇ (સ્ત્રીથી નહીં પણ) મરદ થી કે જે (ગબરૂ કે બેરીશકે) શહવતને લાએક ન હોય તેનાથી કોઇ ગાવું સારા અવાજથી સાંભળે અને તેને તે ગાવું અલ્લાહના જીકરથી રોકનાર ન હોય એટલુંજ નહીં પણ તે ખુદાની મોહબ્બતમાં જોશ લાવનાર હોય એવા માણસની વિષે ઇનકાર કરવો જોઇએ. નહીં. ખ્વાજા આલી શાન બહાઉદ્દ દીન નકશબન્દી એ (રહ) ફરમાવ્યુ છે[૮] 'આ કામ હું કરતો નથી કેમકે એ સુન્નત નથી અને ઇનકાર પણ હું કરતો નથી. અને મલાહી તથા મઝામીર (હાથ મ્હોંના વાજીંત્રો) તંબુરો, ઢોલ (તબલા), નગારા અને ડફ વગેરે એકમતે હરામ છે. પણ ગાજીની નોબત એટલે લડાઇ વખતનું નગારૂં અને નિકાહ જાહેર કરવા માટેનો ડફ[૯] એ હરામ નથી.

મસલો શેઅર ( કવિતા ) તે એક (ઇલમે ઓરૂજના વજન ઉપર ) તોલાઇલી વાત છે. જો તે વાત સારી છે તો તેનું બોલવું સારૂં છે,[૧૦] અને જો તે બુરી છે તો તેનું બોલવું બુરૂં છે. પણ એમાં ઘણો વખત ખોવો મકરૂહ છે.

મસલો ઇબાદતમાં રિયા[૧૧] ( દેખાડવું ) ળવું છે જેની સિફ્ત કર્તાએ (ઉપર) બ્યાન કરી છે, પણ તે સિમાય કે જે એ સિફ્તથી ખાલી હોય તે હરામ છે.

---

નથી. કારણ કે મુબાહ શેઅર જેમાં હિકમત તથા નસીહતની વાતો હશે તે સાંભળી હશે અને રસુલુલ્લાહ (સલ)ના વજદ (હાલ) ની હદીસનું સહી થવું સિદ્ધ થયુ નથી. રદ્દે મોહતાર.

૭ નફ્સે મુતમઇન્ના તે જીવ છે કે જેને ગમ અને ડર સરકાવે ( રીસલાવે ) નહીં. અને તે ઇમાનવાળો જીવ આરામવાળો છે, અથવા તો તે નફ્સ છે કે હક્કની સાથે ચેન રાખતો હોય અને યકીનની સાથે થોભ્યો હોય અને શક શંકાથી તે ધભરાટમાં પડે નહીં. તફસીરે મદારેક. અને જાણવું જોઇએ કે નફ્સે મુતમઇન્નાનો સર્વથી ઉંચો મરતબો છે અને તેથી ઓછો નફ્સે લવ્વામાં છે કે જે પરહેજગાર જીવ છે કે જે પરહેજગારીમાં ઓછા થવાથી ઠપકો આપે છે. અને એ સર્વથી બુરો નફ્સે અમ્મારા છે કે જે માણસને બુરા કામો ઉપર ઉશ્કેરે છે.

૮ હજરત કર્તા ( રહ ) સાહેબે પોતાના એક પત્રમાં લખ્યું છે. "જ્યારે એવણનો તરીકો સંપૂર્ણ રીતે સુન્નતની તાબેદારી કરવા ઉપર આધાર રાખે છે અને યકીન છે કે રસુલુલ્લાહ ( સલ ) નો તથા અસહાબે કેરામ ( રદી )નો ગાવું સાંભળવાનો રવૈયો નહોતો જેથી તેવણે ફરમાવ્યું છે કે 'હું આ કામ કરતો નથી' અને જ્યારે ગાવું સાંભળવાનું હરામ થવું એવણની નજદીક સિદ્ધ થયું નથી જેથી એવણે ફરમાવ્યુ છે કે 'હું ઇનકાર કરતો નથી' જો તેવણ હરામ જાણતા હોત તો જરૂર ઇનકાર કરત. અને મનાઇ કામની રોકાણ કરત." અને આ જગ્યા ગાવું સાંભળવા (સિમાઅ)થી મતલબ ખાસ રીતનું ગાવું સાંભ-

૯ એટલે તે ડફ કે જેમાં ઝાંઝ ન હોય કારણ કે તે એકમતે મના છે, મિરકાત શરહ મિશકાત.

૧૦ એટલે જો તેના મજમુનમાં ખુદાની હમ્દ અથવા રસુલુલ્લાહ (સલ) ની નઅત અથવા ખુદાના જીકરનો કે ઇબાદતનો શોખ આપવો અથવા દીનના મસલા હોય તો તેનું બોલવું તથા સાંભળવું બંને સવાબના કારણ છે. અને જો તેમાં કોઇ મુબાહ બાબત હોય તો તે મુબાહ છે. અને જો તેમાં મનાઇ વસ્તુ હોય જેમાં કોઇ ગબરૂ અથવા કોઇ સ્ત્રીના કે જે ખુબસુરત હોય અને તે શેહેરમાં જીવતા હસ્તિ ભોગવતા હોય તેના હાથ પગનું કે ગાલ તીલ વગેરેનું બ્યાન હોય અથવા કોઇ નહીં જાએઝ મુસલમાનની હજો હોય તો તેવી શેઅર બનાવવી તથા કેહવી બંને હરામ છે. પણ જો તેમાં કોઇ શખ્સ નીમેલો ન હોય અથવા તે નીમેલો માણસ હોય પણ તે મરેલો હોય (અને તેના જીવતા વારસોને તેથી દુઃખ થતું ન હોય) તો તેમાં કશો દોષ નથી. એની શરહ ફત્ત્જ.

૧૧ રિયાને હદીસ શરીફમાં નાહલો શિર્ક કહ્યો છે. અને વળી હજરતે (સલ) ફરમાવ્યું છે કે "જે કોઇ રિયાની સાથે નમાજ ગુજારે છે તે શિર્ક કરે છે. અને જે કોઇ રિયાની સાથે રોજો રાખે છે તે શિર્ક કરે છે અને જે કોઇ રિયાની સાથે સદકો આપે છે તે શિર્ક કરે છે" અને રિયાને શિર્ક એટલા માટે કહ્યો છે કે રિયા કરનારની મતલબ અલ્લાહ તઆલા વગર બીજો હોય છે. ( જેને તે પોતાની ઇબાદત દેખાડવા ચાહે છે. )

અને નામદારી એ ઇબાદતના સ્વાબને બાતેલ કરે છે એટલુંજ નથી પણ (ઊલટો) ગુન્હો થાય છે. એટલે જે કોઇ લોકોને દેખાડવા કે (તેઓથી તારીફ) સાંભળવા બંદગી કરે તેનો સ્વાબ અલ્લાહની નજદીક મળતો નથી. પેગમ્બરે (સલ) તેને છાનો શિર્ક ફરમાવ્યો છે.

**મસલો** ગીબત (નિન્દા)[૧૨] એટલે કોઇની પીઠ પાછળ બદગોઇ કરવી. જેવું હોય તેવુંજ કહ્યું હોય તો પણ તે હરામ છે. ફરી તે એબ તેના દીન વિષે કહે અથવા તેની સુરત વિષે અથવા તેના નસબ વિષે અથવા બીજા કંઇ વિષે કે જે તેને ખરાબ લાગે. પણ જાલેમની ગીબત કરવી[૧૩] હરામ નથી.

**મસલો** જાણીતા અમુક શખ્સનીજ બદગોઇ કરવી ગીબત છે.[૧૪] જો એક શેહેરવાળાની ગીબત કરશે તો તે ગીબત થશે નહીં.

**મસલો** નમીમા[૧૫] (ચુગલી) એટલે એક શખ્સની વાત બીજાને એવા હેતુથી પોહોંચાડવી કે તેઓમાં નારાજી ઉત્પન્ન થાય (બગાડ થાય) એ પણ હરામ છે.

**મસલો** કોઇ માણસને મ્હોંથી અથવા માથાના કે આંખના કે હાથના કે બીજા કંઇના ઇશારાથી ગાળો ભાંડવી[૧૬] અથવા તેની એવી હાસી કરવી કે જેથી તેની ઇજત જાએ એ હરામ છે. રસુલુ લ્લાહે (સલ) ફરમાવ્યું છે 'મુસલમાનના માલની તથા આબરૂની હુરમત તેના ખુનની હુરમત સરખી છે." અને કાબાને ફરમાવ્યું છે. "અલ્લાહ તઆલાએ તને કેટલીક

---

૧૨ મતાલેબુલ મોમેનીનમાં કહે છે કે ગીબત તે છે કે કોઇ ભાઇ મુસલમાનના હાલને તું એવી રીતે બયાન કરે કે જો તેને ખબર થાય તો નારાજ થાય તથા બુરૂ સમજે. ફરી તે વાત તેના સ્વભાવ વિષે હોય કે દેહ વિષે હોય, તેના હસબ નસબ વિષે હોય કે કપડાં વિષે હોય તે આમ છે વળી ગીબત વિષે (જેની ગીબત કરી હોય) તેનું નામ લેવું જરૂરનું નથી. પણ જો એવી રીતે કહ્યું હોય કે મુખાતબ (બીજો પુરૂષ) સમજી જાય એટલું ગીબત થવા માટે બસ છે. પણ આ સર્વ એવી શરતથી છે કે દોશ મુકવા અથવા નુકશાની પહોંચાડવાના ઇરાદાથી હોય તો, અને જો અફસોસ જાહેર કરવાની રૂએ હોય તો ગીબતની ગણત્રીમાં નથી. અહયાઊલ ઓલુમમાં છે કે જો કોઇ કહે કે કેટલાક લોકો આજે મારી પાસે આવ્યા હતા. અથવા કેટલાક લોકોને દીઠા હતા તેઓ આવા તેવા હતા. અને મુખાતબ (બીજો પુરૂષ) તે ખાસ શખ્સને લાગતી વળગતી બાબતો (કરીના) થી ઓળખી જાય તો તે ગીબતમાં દાખલ છે. અને જો સામેવાળો તે ખાસ શખ્સને ઓળખે નહીં તો તે ગીબતમાં દાખલ નથી, કારણ કે નબી (સલ) જ્યારે કોઇ શખ્સથી નાખુશ થતા તો કેહતા હતા. "લોકોની કેવી હાલત છે કે તેઓ આવું આવું કરે છે" મિશકાત શરીફમાં મુસલીમની રિવાયતથી છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે "શું તમો જાણો છો કે ગીબત શું છે? તેઓએ કહ્યું અલ્લાહ તથા તેના રસુલ ઘણું જાણે છે. આપે ફરમાવ્યું કે તુ તારા ભાઇની એવી વાત કરે કે જે તેને ખરાબ લાગે. એક શખ્સે કહ્યું કે જો તે શખ્સમાં જે હું કહું છું તે હોય તો? હજરતે (સલ) ફરમાવ્યુ જે ચીજ તું તેના વિષે કહે છે જો તે તેમાં હોય તોજ તેં ગીબત કરી. અને જો તે શખ્સમાં જે ચીજ કહી તે ન હોય તો તેં તેને તોહમત આપી છે.

૧૩ અને ખુલ્લી રીતે ભુંડા કામ કરનારાની ગીબત પણ એવીજ રીત છે કે (તે હરામ નહીં) મુલ્લાઅલી કારી (રહ)ની શરહે શમાએલ.

૧૪ જે માણસની ગીબત કરી હોય તેનાથી જો માફી માગે તો (ફકત એટલું કહેવું કે માફ કરશો અથવા ઓલું ચાલું માફ કરશો તે બસ નથી પણ) કેટલાકોની નજદીક ખુલ્લુ કેહવું અગત્યનું છે, અને કેટલાકોની નજદીક આટલું બસ થશે કે "મેં તારી ગીબત કરી છે તું માફ કર." અને વારેસોથી માફી માગવી બસ થશે નહીં પોતા માટે ખુદાથી ગુન્હાઓની માફી માગે. અને જેની ગીબત કરી હોય તેને માટે ખુદાથી બક્ષીસ માગવા વિષે હદીસ શરીફમાં જે આવેલું છે તે માફી માટે ઘણુંજ ઠીક છે 'અલ્લાહુમ્મ-ગફેરલના વ લેમની—ગતબતોહુ" (અર્થ ઓ અલ્લાહ તું અમારી તથા જેની મેં ગીબત કરી હોય તેની બખ્શીસ કર.)

૧૫ નમીમા એટલે કોઇની વાતને તેને નુકશાની પહોંચાડવાના ઇરાદાથી નકલ કરવી તે. ફતહુલ બારી.

૧૬ રસુલુ–લ્લાહે (સલ) ફરમાવ્યું છે "મુમીનને ગાળો ભાંડવી ભુંડુ કામ છે અને તેને કતલ કરવો કુફ્ર છે." બુખારી તથા મુસલેમમાં એ રિવાયત છે. મિશકાત.

ઇજ્જત આપેલી છે. પણ મુસલમાનની ઇજ્જત તથા તેના ખુનની, માલની(અને) આબરૂની ઇજ્જત તારા કરતાં વધારે છે."

**મસલો** જુઠું બોલવું હરામ છે પણ બે માણસોમાં સુલેહ[૧૭] કરવાને માટે અથવા પોતાની ધરવાળીને રાજી કરવા માટે[૧૮] અથવા જાલેમના જુલમ દુર કરવા માટે હરામ નથી. પણ એવી જગ્યામાં જુઠની સાથે તારીજ કરવી[૧૯] ઘણી સારી છે. અને વગર જરૂરતે જુઠની સાથે તારીજ પણ મકરૂહ છે.

**મસલો** મુસલમાનોની એબ શોધવા માટે તેઓના હાલની તપાસ કર્યા કરવી હરામ છે. અને ખોટી શાહેદી આપવી એ ઘણુંજ બુરૂ જુઠ છે. અને જે જુઠથી[૧] મુસલમાનનો માલ નાહક બરબાદ કરે તેવા જુઠને અલ્લાહ તઆલાએ શીર્ક'ની[૨] સાથે

૧૭ તિરમીજીમાં અસમા (રદી)થી રિવાયત છે કે નબી સાહેબે (સલ) ફરમાવ્યું કે ત્રણ જગ્યા શીવાય જુઠ બોલવું હલાલ નથી. (૧) કોઇ પુરૂષે પોતાની સ્ત્રીને ખુશી કરવા માટે જુઠ કહ્યું. (૨) કોઇ શખ્સે (કાફેરો સાથે) લડાઇમાં જુઠ કહ્યું અને (૩) તે માણસે જુઠ કહ્યું કે તેથી તે બે મુસલમાનોમાં સલાહ કરાવે. અને તરીકએ મોહમ્મદીયામાં છે કે કોઇના માલ જાનમાં કે આબરૂમાં કે એના જેવા બીજા કંઇમાં જુલમ થતો હોય તો જાલેમના જુલમને દફે કરવા માટે તથા પોતાનો હક્ક કોઇ ડુબાવવાનો ઇરાદો કરતો હોય તો હક્ક સિદ્ધ કરવા માટે જેમકે કોઇ સ્ત્રીના વાલીએ કોઇ ભુંડા ચલણવાળા સાથે નિકાહ કર્યા હોય અને તે બાકેરા સ્ત્રી રાતમાં બાલેગ થઇ હોય અને પોતાના નિકાહ તોડાવવા દીવસના તે કહે કે હું પણ બાલેગ થઇ છું તો આ (જુઠ) પણ તે ત્રણની સાથે લાગેલું છે. અને વળી જે છોકરો મદ્રસા જવા ચાહતો ન હોય તેને તે તરફ વાળવા માટે ખોટો વાયદો આપવો તથા પાક્કાના ભેદની વાતની જાણ થવાનો નકાર કરવો તથા પોતાના ગુન્હાનો નકાર કરવો જેથી બીજાઓને તેની ખબર થાય નહીં આ સર્વ આગળ વખણાયલા ત્રણને સાથે લાગતા કરવામાં આવ્યા છે. શરહ તરીકએ મોહમ્મદીયા.

૧૮ ઇમામ નવવી (રહ) શરહ મુસલેમમાં ફરમાવે છે કે પુરૂષ સ્ત્રીના જુઠ કહેવાની મતલબ મોહબ્બત જાહેર કરવી તથા કોઇ ચીજનો વાયદો કરવો છે કે જે લાજેમ થતો ન હોય તે, પણ ધોકો આપવો તથા એકે બીજાનું હક્ક છીણવું એતો મુસલમાનોના એકેમતે દુરસ્ત નથી.

૧૯ જુઠની તારીજ કરવી તે છે કે જાહેરમાં જુઠ કહે પણ બાતેનમાં (છુપા અર્થ તેના) સાચા હોય. જેમકે રિવાયત થઇ છે કે હિજરતની રાત્રે જ્યારે અબુબકર સિદ્દીક (રદી) નબી સાહેબ (સલ)ની સાથે નીકળ્યા તો કાફેરોના ચોકીદારોએ પુછયું કે તારી આગળ કોણ ચાલે છે? તેવણે ફરમાવ્યું કે એક પુરૂષ છે કે જે મને માર્ગ બતાવે છે.

૧ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે જે કોઇ મુસલમાનના હક્કને પોતાના કસમથી કાપી લેશે તો અલ્લાહ તઆલા તેને માટે અગ્નિને સિદ્ધ કરશે અને તેને માટે જન્નતને હરામ કરશે. ત્યારે આપને એક પુરૂષે કહ્યું, જો તે ચીજ થોડી હોય તોએ? ઓ રસુલ-લ્લાહ! હજરતે ફરમાવ્યું કે અગર જો તે પીલવણની એક ડાંખળી હોય. એની મુસ્લેમે રિવાયત કરી છે. મિશકાત. આ હદીસની સાથેની હદીસ અતરે લખવી મુનાસેબ જણાય છે, ઉમ્મે સલમાથી (રદી) રિવાયત છે કે રસુલુ-લ્લાહે (સલ) ફરમાવ્યું "હું તો બશરજ (માણસજ) છું અને તમો મારી પાસે ઝઘડા લાવો છો અને કદી તમારામાંનો કોઇ બીજાથી પોતાની દલીલને સારી રીતે બોલનારો હોય છે ફરી હું તેને માટે મારા સાંભળવા પ્રમાણે ચુકાદો આપું છું. તો જો હું તેને તેના ભાઇના હક્કમાંથી અપાવીશ તો તે તેને લે નહીં; કેમકે હું તેને માટે અગ્નિનો કકડો કાપું છું. બુખારી, મુસ્લેમ. મિશકાત પૃષ્ટ ૩૧૯ આ હદીસમાં કહેવાયું કે "હું બશરજ છું" એટલે બશરને ભુલચુક થવી કંઇ નવાઇ નથી. અને થઇ શકે છે કે એક વાતને સાંભળે અને તેને તેવણ (સલ) સાચી જાણે, અને તે જુઠી હોય. અને એક બોલકણાની વાતને સાચી ધારી લેવે. નવવી કહે છે; આ હદીસમાં બશરીયતની હાલતની ચેતવણી છે. તથા બશર ગૈબ તથા છુપી બાબતોમાંથી કંઇને જાણતો નથી, પણ જો ખુદા જણાવે તો જાણે. તથા ચુકાદો આપતાં જાહેર પ્રમાણે તે ખરો થતો પણ બાતેન પ્રમાણે તેમાં કદી નબી સાહેબથી ભુલ થતી અને તે ભુલ કદી વહીથી જણાવવામાં આવતી પણ નહોતી. આ સાર મિરકાત જીલદ ૪ પૃષ્ટ ૧૫૬-૧૫૭ થી લખ્યો છે. ઇસ્લામે ગૈબનો ઝઘડો મટાડવા આ એકજ હદીસ તથા એ હદીસની માતબર શરહો બસ છે. ગુ૦ મો૦

૨ રસુલુ-લ્લાહે (સલ) એક દીવસ સુબ્હની નમાજ પડી. ફરી જ્યારે ફારેગ થયા તો ઉભા થયા અને કહ્યું: ખોટી શાક્ષી ખુદાની સાથે શિર્ક

ગણ્યું છે. અને ફરમાવ્યું છે "બુત પરસ્તીથી તમો પરહેજ કરો તથા જુઠી વાતથી પરહેજ કરો. એવી હાલતમાં કે. તમો સીધા ચાલનારા થાઓ, શિર્ક કરનારા થાઓ, નહીં."

**મસલો** લાંચ[3] આપનારો તથા લાંચ ખાનારો બંને દોજખમાં જશે. પણ જુલમને દફે કરવા રૂશવત આપવી દુરસ્ત છે.*

**મસલો** જે કોઇ અલ્લાહ તઆલાની કીતાબ પ્રમાણે હુકમ (ફેસલો) નહીં કરશે[4] તેને અલ્લાહે કાફેર કહ્યો છે.[5]

**મસલો** જે કંઇ ઝઘડો કે મોનાકેશો (મોનાકશો) આપસમાં થાએ તેમાં શરીઅત તરફ રૂજુ થવું વાજેબ છે.[6] અને શરીઅત જે કંઇ હુકમ

---

કરવાની સાથે બરોબર કરવામાં આવી છે. ત્રણ વાર કહ્યું. ફરી કુરઆન શરીફની આયત પડી "તમો બુતોની નાપાકીથી બચો અને જુઠી સાક્ષીથી બચો ખુદા તરફ ઝુકનારા થાઓ અને તેની સાથે શિર્ક કરનાર થાઓ નહીં." મિશકાત શરીફ

૩ લાંચ ચાર તરેહની થાએ છે એક તો લાંચ આપનાર તથા લેનાર બંનેને હરામ છે જેમકે કાજી બનવા વિષે લાંચ આપવી. અને એવોજ બીજા હાકેમનો હાલ છે. અને એવું થવામાં તેના ફેસલા ચાલુ થએલા ગણાશે નહીં. બીજી કાજી તથા હાકેમનું ફેસલો કરવા માટે રૂશવત લેવી એ પણ (આપનાર લેનાર) બંને ઉપર હરામ છે અને તે ખરો ચુકાદો કર્યો હોય કે ખોટો કર્યો હોય તે સરખું છે. અને એ ફેસલો પણ બાતેલ છે. ત્રીજી બાદશાહ (કે કોઇ બીજા હાકેમ) પાસે પોતાનું કામ કઢાવવા નુકશાની દફે કરવાની રૂએ કે લાભ લેવાની રૂએ કોઇ ચીજ આપવી. એ લેનારને હરામ છે પણ આપનારને દુરસ્ત છે. પણ જો લેનારાઓ પોતાને (તે બદલ) નોકર ઠેરવે અને કેટલાક દીવસ અથવા કેટલીક કલાકને નીમે તો એ સુરતમાં લેનારને પણ દુરસ્ત છે. ચોથી કોઇ શખ્સની બીક હોય તેને બીકને લીધે આપવું એ પણ આપનારને દુરસ્ત છે લેનારને દુરસ્ત નથી. કારણ કે મુસલમાનની નુકસાની દરેક મુસલમાન ઉપર દુર કરવી વાજેબ છે. ફતહુલ કદીર.

* કેટલાક ગામોમાં છોકરીનો બાપ પોતાને માટે કેટલાક રૂપીઆ લે છે ત્યારે છોકરી આપે છે. એ રૂપીઆ ખાવા હરામ છે તથા એ પણ રૂશવતના કાયદામાં દાખલ છે. પણ છોકરી માટે ગમે તેટલા માંગવા દુરસ્ત છે. અને તેમાં પણ વધારે દબાણ નહીં કરવી મુસતહબ તથા મોહબ્બત વધારવાનું કારણ છે. ગુ. મો.

૪ રસુલુ-લ્લાહે (સલ) ફરમાવ્યું છે, કાજી (ફેસલો કરનાર) ત્રણ તરેહના છે. એક તેમાંનો જંનતમાં છે અને બે જહંનમમાં છે. પણ જે આણસે હકને (ખરાને) જાણ્યું અને ફરી તે પ્રમાણે ફેસલો કર્યો તો તે જંનતમાં છે અને જે આણસે સત્યને જાણ્યું અને ફરી ફેસલો કરવામાં ઉલટું કર્યું તો તે જહંનમમાં છે. અને જે શખ્સે સત્યથી અજાણ હોવા છતાં લોકોનો ચુકાદો કર્યો તો તે જહંનમમાં છે (અગર જો તેણે ખરો ફેસલો કર્યો હોય). એને અબુ દાઉદ તથા ઇબને માજાએ રિવાયત કરી છે. મિશકાત

૫ વાંચો કુરઆન સુરા માએદા ૫;૪૪ આથી તમો સમજી શકશો કે ઇસ્લામી હુકુમત સિવાય કોઇ પણ રાજયના કાયદા પ્રમાણે ફેસલો કરવાની નોકરી કરવી અને જડજ કે માજીસ્ટર બનવું કે વગર નોકરીએ મફતના માજીસ્ટર બનવું એ હરામ છે. કારણ કે તે ઇસ્લામી કાયદા પ્રમાણે મુકદમો ચલાવી શકતો નથી, કે તે પ્રમાણે ફેસલો કરી શકતો નથી. અને જે મુસલમાની રાજમાં શરીઅત પ્રમાણે કોરટો થતી ન હોય ત્યાંનો પણ એવોજ હુકમ છે. ગુ. મો.

૬ કોઇ પણ મામલામાં વાદી પ્રતીવાદીએ શરીઅત પ્રમાણે ચાલવું જોઇએ (કુરઆન સુરા નિસા ૪; ૬૪) જો કોઇ બાબતમાં એક એમ કહે કે ચાલો આપણે આપણો ઝઘડો શરીઅત પ્રમાણે ચુકાવીએ. તેના જવાબમાં બીજો કહે કે શરીઅત તારે ઘર રેહવા દે. અથવા શરીઅત પ્રમાણે હું કરવા રાજી નથી. તો તે શખ્સ કાફેર થાય છે. એવીજ રીતે જે મેમણો છોકરીનો વારસો આપતા નથી તેઓ તે બાપડીઓનું હકક મારે છે. અને જેઓ એમ કહે છે કે અમને હીન્દુ લૉ પસંદ છે અથવા કોમનો રિવાજ પસંદછે. વારસાના બાબતમાં શરીઅત પ્રમાણે નહીં ચલતા તેઓ કાફેર છે. ખુદા તેઓને હિદાયત આપે. વારસાના મામલાનો બનતી કોશીશે જલદી ફેસલો કરવો જોઇએ. અને જો વારેસોમાંનું કોઇ માના પેટમાં હોય તો તેનો હિસ્સો સિરાજી વગેરેમાં લખાયા પ્રમાણે જમા રાખી બીજાઓનો હિસ્સો નહીં રોકતાં તેઓને આપવો જોઇએ. આથી તમો સમજી શકશો કે વારેસોમાં કોઇ નાહનું હોય તેઓ મોટા થાએ નહીં ત્યાં સુધી વારસો વેહેચવો નહીં એ જુલમ છે. અને મરનારે જો એવી વસીયત કરી હોય તો તે બાતેલ છે. ગુ. મો.

કરે અગર જો તે મરજી વીરૂદ્ધ હોય, પણ વાજેબ છે કે, તેને ખુલ્લા દીલથી કબુલ કરે. તેને પસંદ નહીં કરવું કુફ્ર છે. અને તેથી શરીઅતનો નકાર લાગુ પડે છે.

**મસલો** ઉજબ[૭] (ગરૂર, અહંકાર) અને તકબ્બોરી (મોટાઈ કરવી] અને પોતાને બીજાઓ કરતાં સારો જાણવો અને બીજાઓને હલકા જાણવા હરામ છે. અલ્લાહ તઆલા ફરમાવે છે "તમો પોતાને પાક ગણો નહીં" [૮] વળી કહે છે "પણ ખુદા જેને ચાહે છે તેને પાક કરે છે."[૯] ગણતરી (અને ઇતબાર) ખાતેમા (છેવટ) નો છે અને ખાતેમો કેવો થશે તે જણાએલો નથી હદીસ શરીફમાં આવેલું છે કે અલ્લાહ તઆલાએ કેટલાક માણસોને જંનતી લખ્યા છે તેઓ આખી ઉમર દોજખનું કામ કરે છે, અને છેવટ તોબા કરે છે અને જંનતનું કામ કરે છે. અને જંનતી થાય છે. અને કેટલાકોને દોજખી લખ્યા છે તેઓ આખી ઉમર જંનતનું કામ કરે છે અને અંજામ અજલનું લખેલું ગાલેબ થાએ છે અને દોજખનું કામ કરીને દોજખી થાય છે શેખ સાદી (રહ) કહે છે.

"મરા પીરે દાનાએ રોશન શેહાબ"
"દો અન્દુર્જ ફરમુદ બર રૂએ આબ"
"યકે આં કે બર ખેશ ખુદ બીં મબાશ"
"દોવુમ, આં કે બર ગેર બદબીંમબાશ."[૧૦]

**મસલો** નસબ (વંશ) વિષે[૧૧] ફખર (બડાઇ) કરવી[૧૨] હરામ છે.[૧૩] અને માલ મરતબા વિષે મોટાઇ કરવી પણ [હરામ છે. અલ્લાહ તઆલાની નજદીક જે ઘણો મુત્તકી છે તેજ ઘણો માનીતો છે.[૧૪]

**મસલો** શતરંજ,[૧૫] નરદ,[૧૬] ચોસર કે

---

૭ અલ્લાહ તઆલા ફરમાવે છે. "અને તું જમીન ઊપર અકડીને (ફુલણજી બનીને) ચાલ નહીં. ખચીત તું કદી જમીન ચીરશે નહીં તથા પહાડોને લંબાઇમાં પોહોંચશે નહીં. સુરા દસ્રા. ૧;૩૭

૮ સુરા નજમ ૫૩; ૩૨. ગુ. મો.

૯ સુરા નુર ૨૪; ૨૧ ગુ. મો.

૧૦ અર્થ—મને રોશન રાયવાળા હુશયાર પીર શેહાબુદદીને (સોહરવ રદીએ) હોડીમાં બેઠા હતા ત્યારે બે નસીહત કરી છે. એક એકે પોતાને મે(ટાઇથી) જોનારો થા નહીં. અને બીજી એકે બીજાને બુરૂ જોનારો થા નહીં ગુ મો.

૧૧ હદીસ શરીફમાં આવેલું છે. "બેશક અલ્લાહતઆલાએ તમારાથી જાહેલીયતની મોટાઇ તથા ગેરૂરને તથા માબાપોથી ફખર કરવાને લઇ લીધાં છે. (ફખર કરવો દુરૂસ્ત નથી) બેશક એક માણસ યાતો મોમિન પરહેજગારછે અથવા ફાજેર બદબખ્ત છે. લોકો સર્વ આદમના પુત્ર છે અને આદમ [અલૈ) માટીથી (ઉત્પન્ન થયા) છે." મિશકાત શરીફ.

૧૨ હદીસ શરીફમાં વંશ વિષે ફખર કરવાની ઘણીજ બુરાઇ તથા મલામત આવેલી છે પણ તેથી મતલબ તે ફખર છે કે જાહેલીયતની રીત ઉપર સંભળાવવા દેખડાવવા ઠઠીલાઇ કરવા તથા નફસાનીયત કરવા માટે હોય. પણ જો વંશ વિષેનો ફખર એ વગર હોય એટલુંજ નહીં પણ ખુદાની નેઅમતના શુકરીયાને ઇરાદે હોય તથા તેના ફજલ જાહેર કરવા માટે હોય તો તે સારૂં છે. મિશકાતનો તરજુમો.

૧૩ અને સૈયદપણા પર આધાર રાખી ગુનાહ ઉપર નડર થવું તથા એવું સમજવું કે હમે ચાહીએ તે કરીએ અમને કદી અજાબ થનાર નથી વગર એ કુફ્ર છે. તથા શૈતાની ધોકો છે. ગુ. મો.

૧૪ સુરા હોજોરાત ૪૯, ૧૩. અને રસુલુ–લ્લાહે (સલ) ફરમાવ્યું છે. હસબ તે માલ છે અને બુજુરગી તે પરહેજગારી છે. એજ માટે ઇમામત કરાવવાને હક્કદાર સૈયદ કરતાં પરહેજગાર છે. ગુ. મો.

૧૫ નરદ, ગન્જફા (પાના) શતરંજ અને બીજી જાતના ખેલો ખેલવા માલની શરત કરીને તે એકમતે ઓલમાએ ઉમ્મતના ઇજમાથી હરામ છે, મોટું પાપ છે. અને તેથી અદાલત (પરમાણીકપણું) જતું રહે છે. અને માલની વગર શરત કરે પણ એવીજ રીતે છે (હરામ છે.) પણ (ફકત) શતરંજ વિષે ઇમામ શાફેઇ (રહ) થી દુરૂસ્ત થવાની રિવાયત થઇ છે પણ તે એવી શરતથી કે વાજેબોના અદા કરવામાં રોકાણ કર્તા ન હોય તથા ઘણું રમે નહીં. પણ તેવણના મજહબમાં પણ તહકીક તથા પસંદ મત મકરૂહે તહરીમીનોજ છે જેમકે નિસાબુલ એહતેસાબમાં ઇમામ ગેજાલી (રહ)ના ખુલાસાથી નકલ થઇ છે.

૧૬ નરદ શબ્દ એ નરદ શેરનું ટુંક છે. અને શેર નામનો એક બાદશાહ હતો તેને માટે એ ખેલ કહાડવામાં આવ્યો છે. દુર્રે મુખ્તાર. **મસલો** ફતાવા આલમગીરીયામાં છે કે કાજી ઇમામ મલેકુલ મોલુકે કહ્યું છે કે જુવાનો જે ગર-

એના જેવી બીજી કોઇ રમત રમવી હરામ છે. અને જો તેમાં માલ પણ મુકાશે તો તે જુગાર થશે અને કતઇ (ખાત્રી પુર્વક) હરામ તથા કબીરો ગુન્હો થશે. અને વળી કબુતર ઉડાવવાનો ખેલ કરવો અથવા મરઘાને કે કંઇ બીજાને લડાવવા હરામ છે.

**મસલો** ખોજા પાસે ખીજમત કરાવવી મકરૂહ છે.

**મસલો** વાળને સાંધીને લાંબા કરવા[૧૭] હરામ છે. વિશેષ કરી માણુસના વાળ જોડવા (ઘણુાજ બુરા છે.)[૧૮]

**મસલો** અઝાન, ઇમામત, કુરઆન ફીકહનું શીખવવું વગેરે ઇબાદત ઉપર મજદુરી લેવી ઈમામ આઝમ (રહ)ની નજદીક દુરૂસ્ત નથી. પણ બીજા ઇમામોની નજદીક દુરૂસ્ત છે. અને આ જમાનામાં કુરઆન શરીફ વગેરેના શીખવવા ઉપર[૧૯] મજદુરી લેવી દુરૂસ્ત છે. અને એના પર ફતવો છે.[૨૦]

**મસલો** વીલાપ કરનારી ગાનારી અને બીજા ગુન્હાઓની મજદુરી, તથા માદા ઉપર નર જાનવર ઊડાવવાની મજદુરી હરામ છે.

**મસલો** કાજી, મુફતી, ઓલમા, અને ગાજીઓને વગર શરતે તેઓને પૂરો પડે એટલો ખરચ બૈતુલ માલમાંથી[૨૧] અપાય.

**મસલો** આજાદ સ્ત્રીને વગર મહરમે અથવા વગર ખાવીન્દે સફર કરવી દુરૂસ્ત નથી.[૨૨] અને લોંડી તથા ઉમ્મે વલદને દુરૂસ્ત છે.[૨૩] અને પારકી સ્ત્રી ફરી તે આજાદ હોય કે લોંડી હોય કે ઉમ્મે વલદ હોય તેની સાથે એકાન્તમાં બેસવું હરામ છે.

**મસલો** ગુલામ તથા લોંડીને અજાબ કરવો (દુઃખ આપવું) અથવા તેઓની ગરદનમાં તોક નાંખવો હરામ[૨૪]છે. પેગમ્બરે (સલ) વફાતની વખતે છેલ્લી વાત નમાજની તથા ગુલામ લોંડીની સાથે ભલાઇ કરવાની વસીય્યત (આજ્ઞા) કરી છે.

---

મીની મોસમમાં તરબુજથી રમે છે અને એક બીજાને મારે છે એ દુરૂસ્ત છે. જવાહેરે ફતાવા બાબ ૬.

૧૭ હદીસ શરીફમાં છે "વાળને જોડનારી તથા જોડાવનારી ઉપર અને છુંદણું પાડનારી તથા પડાવનારી ઉપર અલ્લાહ તઆલાએ લાનત કરી છે. બુખારી તથા મુસલેમ.

૧૮ માથાથી થોડા વાળ બોડાવવા તથા રખાવવા મના છે જેમકે બુખારી તથા મુસ્લેમમાં છે. અને અબુદાઉદની રિવાયતમાં છે કે "રસુલુ-લ્લાહે (સલ) એક છોકરાને જોયો કે તેના માથાના કેટલાક વાળ બોડાએલા હતા અને કેટલાક રાખેલા હતા તો એથી આપે તેઓને મના કરી અને કહ્યું કે એના સર્વ વાળ બોડાવો અથવા સર્વ વાળ રખાવો" આથી બચ્ચાંઓને માથામાં તાલકીઓ રાખવાની તથા માથા ચુલા ફેસીન સેતાનની ખુડી રાખવાની સાફ રીતે મનાઇ જાહેર થાય છે. ગુ. મો.

૧૯ પણુ કુરઆન શરીફ પઢવા ઉપર મજદુરી લેવી આ વખતમાં પણુ દુરૂસ્ત નથી. જેની તહકીક અલ્લામા ઇબને આબેદીને (શામીએ) હું મુખ્તારનો હાશીયો રદદુલ મોહતારમાં કરી છે એટલુંજ નહીં પણુ તેવણે ખાસ એ બાબત ઉપર એક રિસાલો નામે "શીફાઉલ અલીલ, વ બલ્લુલ ગલીલ, ફીહુકમિલ વસીયતે બિલ ખતમાતે વત્તહાલીલ." પણુ લખ્યો છે ગુ. મો.

૨૦ દીની બાબતોમાં સુસતી જાહેર થવાને લીધે. તો એવી બાબતોમાં (મજદુરી લેવી) મના થએથી કુરઆનની સંભાળ તથા બીજા કામો હાથ થી જતા રહેશે. હાશીયા દુરે મુખ્તાર.

૨૧ ફતાવા ખજાનેતુર રિવાયતમાં ફતાવા કામેલથી લખેલું છે કે દરેક આલેમ અને હાફેજનો બેતુલ માલ (સરકારી ત્રીજોરીમાં) હક છે. દરસાલ બસો દીનાર અથવા બેહજાર દિરહમ (જેનો આસરો ૫૬૦) રૂપીઆ થાય છે) તો જો હાકેમ દુન્યામાં આપશે નહીં તો તે આખેરતમાં તેઓની નેકીઓમાંથી અપાશે. અને જો નેકીઓ નહીં ચાહશે તો હક્કદારોના ગુન્હ તેના ઉપર મુકાશે.

૨૩ અને સફરથી ઓછી મુદતમાં સારાં માણુસો અથવા બાળકની સાથે જવું દુરૂસ્ત છે.

૨૨ અને મોકાતબાનો પણુ એવોજ હુકમ છે. દુરે મુખ્તારવાળા (રહ) કહે છે કે આ કાયદો તેઓના વખતનો છે પણુ અમારા જમાનામાં તો દુરૂસ્ત નથી. કારણુ કે ભુંડા લોકોનું જોર છે. અને એપરજ ફતવો છે.

૨૪ ફતાવા આલમગીરીયામાં તમરતાશીથી લખાયલું છે કે ગુલામની ગરદનમાં લોખંડનો તોક નાંખવો મકરૂહ છે. અને કેટલાકનો મત છે કે ઘણા ખરા ગુલામોનું ન્હાસવું વધી પડયું છે વિશેષ કરીને હીન્દુસ્થાનમાં જેથી આ વખતમાં મકરૂહ નથી.

પોતાના ગુલામને[૨૫] જે પોતે ખાએ તે ખવડાવવું જોઇએ. અને જે પોતે પેહરે તે પેહરાવવું જોઇએ અને તેની શકિત ઉપરાંત કોઇ કામનો હુકમ કરે નહીં. અને જો કોઇ મુશકેલ કામનો હુકમ કરે તો પોતે પણ તેની સાથે ભેળો થાય.

**મસલો.** જે ગુલામ કે તેના નહાસી જવાની બીક હોય તેના પગમાં સાંકલ નાંખવી દુરૂસ્ત છે.

**મસલો.** ગુલામને પોતાના માલેકની ખીજમત કરવાથી નહાસવું હરામ છે.

**મસલો.** દાઢીને એક મુઠ થયા પેહેલાં કતરાવવી હરામ છે. અને દાઢી વગેરેથી ઉજલાં વાળ કહાડવા[૧] મકરૂહ છે.

**મસલો.** દાઢી રાખવી,[૨] મુછો કતરાવવી, નખ લેવા બગલના વાળ બોડવા અને પેડું ઉપરના વાળ બોડવા[૩] સુન્નત છે.

**મસલો.** હમ્મામમાં પુરૂષ ઓરતોનું જવું દુરૂસ્ત છે. પણ પરદા તથા લુંગીના સાથે હોય.

**મસલો.** સારાં કામની આગ્ના કરવી[૪] તથા ભુંડા કામની મનાઇ કરવી વાજેબ છે. ભુંડા કામોથી જો શકિત હોય તો હાથથી રોકે[૫] અને જો શકિત નહોય તો મ્હોથી મના કરે. અને જો (એટલી પણ) શકિત નહોય તો અથવા (મના કરવામાં) લાભ જણાતો ન હોય તો દીલથી બુરૂ જાણે અને તે ભુંડા કામ કરનારની સોહબત છોડી દે. જો એટલું પણ નહીં કરશે તો તેઓની સાથે વબાલમાં ભેળાશે. દુન્યામાં પણ અને આખેરતમાં પણ.

**મસલો.** હુબ ફીલ્લાહ[૬] તથા બુગજ ફીલ્લાહ (ખુદાને માટે દુશમનાઇ રાખવી) ફરજ છે.

**મસલો.** જે માણસ ઉપર કોઇ એહસાન કરે તો તેનો ઉપકાર માનવો તથા તેનો બદલો આપવો મુસ્તહબ છે અથવા વાજેબ છે. અને તેનો નકાર કરવો તથા અઉપકારી થવું ગુન્હો છે. જેણે બંદાનું શુકર કર્યું નહીં તેણે ખુદાનું શુકર કર્યું નહીં.

**મસલો.** આલેમો તથા સારા લોકોની મજલીસમાં બેસવું ઘણું અફજલ છે, જો બની

---

૨૫ મોહીતમાં છે કે સેઠ સવારી ઉપર ચાલે અને ચાકર પગે ચાલે તો તેમાં કશો દોશ નથી પણ એટલું ચાલવું કે ખાદેમ ઉપર મુશકેલ હોય તથા તે તેની શકિત રાખતો ન હોય તે મકરૂહ છે. અને મુલતકતમાં હજરત ઓમર (રદી)થી રીવાયત છે કે સવાર થઇને ચાલવું અને લોકો તેની સાથે ચાલતા હોય એ રિયા તથા મોટાઇના ઇરાદાથી હોય તો મકરૂહ છે. આલમગીરીયા.

૧ નબી સાહેબે ફરમાવ્યું "તમો ઉજળા વાળને ટુંપો નહીં કારણ કે તે ઇમાનનું નુર છે.

૨ દાઢી એક મુઠ જેટલી રાખવી જોઇએ અને તે પછી કતરાવવી જોઇએ. પણ જો તેથી પણ લાંબી થશે તો તેને પોતાની હાલત ઉપર રાખવી દુરૂસ્ત છે. આલમગીરીયા.

૩ દરેક હફતામાં ગુસલ કરીને બદન સાફ કરવું તથા પેઢુ ઉપરના વાળ બોડવા મુસ્તહબ છે અને (તે માટે) જુમઆનો દીવસ અફજલ છે અને બે હફતામાં પણ દુરૂસ્ત છે પણ ચાળીશ દીવસ વીતે એ મકરૂહ છે. દુરેં મુખ્તાર.

૪ ગરાએબમાં છે કે સારાં કામની આગ્ના કરવી એ પાંચ ચીજને ચાહે છે. પેહલી ઇલમ કારણ કે જાહેલ તેની હકીકતને પોંહચી શકતો નથી, બીજી આ કે અલ્લાહના કલેમાને બોલંદ કરવા તથા ખાલેસ ખુદાને માટે કહે. ત્રીજી આ કે જેને આગ્ના કરે તે પર (કેહનાર) મેહેરબાન હોય કે જેથી ઘણીજ નરમી તથા મોહબ્બતથી કહે. ચોથી આ કે તે સબર કરનાર તથા હીલમવાળો હોય. પાંચમી આ કે તે પોતે પણ અમલ કરનાર હોય કે જેથી અલ્લાહ તઆલાના કહેવામાં—"શા માટે તમો કહો છો જેને તમો કરતા નથી"—દાખલ થાય નહીં અને સાધારણ માણસે કાજી, મુફતી, અને પ્રખ્યાત આલમને સારા કામની આગ્ના કરવી નહીં. કારણ કે એ બેઅદબી છે. તથા કદી એમ પણ થઇ શકે છે કે તેઓને તે કામ જરૂરતને લીધે મુબાહ હોય જેને સાધારણ માણસ સમજતો નથી.

૫ જહીરીયામાં છે કે હાથથી હુકમ કરવો બાદશાહોનું (તથા હાકેમોનું) કામ છે. અને જીભથી આલમાનું કામ છે, અને દીલથી આમ લોકોનું કામ છે. આલમગીરીયા.

૬ હુબ ફીલ્લાહ એટલે ખુદા તઆલાને ખુશ કરવા માટે મોહબ્બત કરવી. એટલે કોઇ માણસથી તેની દીનદારીને લીધે દોસ્તી રાખવી, અને બુગજ ફીલ્લાહ એટલે ખુદા તઆલાને રાજી કરવા માટે દુશમની રાખવી. એટલે કોઇ માણસથી તેની બેદીનીને લીધે દુશમની રાખવી.

શકે. અને જો બની શકે નહીં તો એકાંત બેહતર છે.

**મસલો** નબી સાહેબ (સલ) ઉપર દુરૂદ ઘણું પડવું મુસ્તહબ છે અને કોઇ બેઠક (મજલેસ)નું ખુદાની યાદથી તથા નબી સાહેબ ઉપર દુરૂદ મોકલવાથી ખાલી હોવું મકરૂહ છે.[૭]

**મસલો** પુરૂષને સ્ત્રીના જેવું બનવું અને સ્ત્રીને પુરૂષના જેવું બનવું અને મુસલમાનોને કાફેરો તથા ફાસેકો જેવું બનવું હરામ છે.

**મસલો** ખાવામાં આવતા જાનવરને વગર ખાવાને જુબ્હ કરવું હરામ છે.[૮]

**મસલો** મુજી જાનવરને કતલ કરવું દુરસ્ત છે.

**મસલો** મુસલમાનના મુસલમાન ઉપર ૭ ચીજના હકક[૯] છે. બીમાર ની ખબર લેવી[૧૦] જનાજામાં હાજર થ-

૭ તિરમીજીએ અબુ હોરેરા (રદી)થી રિવાયત કરી છે કે રસુલુ-લ્લાહે(સલ) ફરમાવ્યું 'લોકો જો કોઇ મજલેસમાં બેઠા હોય અને તેમાં ખુદાનું જીકર કર્યું ન હોય તથા નબી (સલ) ઉપર દોરૂદ મોકલ્યું ન હોય તો તેઓ માટે અફસોસ કરવાનું (તથા પસ્તાવાનું) થશે ફરી જો અલ્લાહ ચાહે તો તેઓને અજાબ કરે અથવા ચાહે તો બખ્શી દે. મિશકાત.

૮ આથી સાફ રીતે જણાય છે કે બલા તથા પલેગને ટાળવા માટે કેટલાક લોકો બકરાઓને જુબ્હ કરીને દાટે છે એ હરામ છે. પણ જો ઢોર કે નકામું થયું હોય અને નકામો ખરચ માથે પડતો હોય તો તેને જુબ્હ કરીને દફન કરવું દુરૂસ્ત છે અને જો થઇ શકે તો તેનું ચામડું ઉખેલી લ્યે. ગ્રા. મો.

૯ તરગીબ વ તરહીબવાળા કરફેહ્ના (રદ) અલી(રદી)થી રિવાયત કરે છે કે નબી સાહેબે (સલ) ફરમાવ્યું કે મુસલમાનના મુસલમાન ઉપર ત્રીસ હક્ક છે. તેને અદા કરવા વગર અથવા માફ કરાવા વગર તેનો છુટકો નથી. તે સમાંથી એક આ છે કે તેની લગજીશ (ભુલચુક)ને માફ કરે, અને તેના રડવા ઉપર રહમ કરે, અને તેની એબને ઢાંકે, અને તેના ઉજરને કબુલ કરે, અને તેના રંજ (ગમ)ને દુર કરે, અને તેનેનસીહત હમેશ કરતો રહે, અને તેની મોહબ્બતની સંભાળ રાખે, અને તેના કરારની રિઆયત રાખે, અને તેની બીમારીની બીમાર પુરસી કરે. અને તેના જનાજામાં હાજર થાએ; અને તેની દાવતને કબુલ રાખે અને તેની ભેટને સ્વીકારે. અને તેના એહસાનનો બદલો આપે, અને તેની નેઅમતનો શુકર કરે. અને તેની સારી મદદ કરે. અને તેની સ્ત્રી તથા બચ્ચાની સંભાળ રાખે, અને તેની ગરજ સારે. અને તેની માંગણીને સાંભળે, અને તેની સિફારશને કબુલ રાખે. અને તેની મતલબથી નિરાશ પાછો ફેરવે નહીં. અને તેની છીંકનો જવાબ આપે, અને તેના ગુમ થએલાને બતાવે. અને તેની સલામનો જવાબ આપે. અને તેનાથી મીઠી વાત કરે. અને તેના ઇનામને સારૂં પ્રગટ કરે. અને તેના કસમને સાચવે, અને તે જાલેમ હોય કે જુલમ ખમનાર હોય તેની મદદ કરે અને તે જાલેમ હોય ત્યારે મદદ કરવાથી મતલબ આ છે કે તેને જુલમથી દુર રાખે અને મજલુમને મદદ કરવાની મતલબ આ છે કે જાલેમથી તેનું હક અપાવે. અને તેની સાથે મોહબ્બત રાખે દુશમની રાખે નહીં. અને તેને ફજીહત કરે નહીં. અને જે પોતા માટે બેહતર જાણે તે તેને માટે બેહતર જાણે અને જે પોતા માટે બુરૂં જાણે તે તેને માટે બુરૂં જાણે. તે પછી હજરત અલીએ (રદી) કહ્યું જે કોઇ ભાઇ મુસલમાનના હક્કને નાશ કરશે તો તે કેયામતના દીવસે તેનાથી માગણી કરશે. હયાતુલ હયાત.

૧૦ કોઇ પણ માંદો હોય આજાદ હોય કે ગુલામ હોય. શરીફ હોય કે હલકો હોય. તે એટલા સુધી કે એક યહુદી છોકરો કે જે નબી સાહેબની ખીજમત કરતો હતો તેની બીમાર પુરસીએ આપ ગયા હતા. અને પેગમ્બર સાહેબ (સલ) દરેક બીમાર પાસે જઇને બેસતા હતા તથા તેનો હાલ પુછતા હતા. અને ફરમાવતા હતા "લાબાસ અલૈક તોહુરન ઇનશાઅ-લ્લાહો" (અર્થ-તારે કંઇ ડરવાનું નથી જો ખુદાએ ઇચ્છયું છે તો શફાઇ છે.) અને કદી હાથ મુબારક દુઃખતી જગ્યા ઉપર મુકતા હતા. "બિસમિલ્લાહે અરકીકા મિન કુલ્લે દાઇન યુજીકા અલ્લાહો યશ્ફીકા" [અલ્લાહ તઆલાના નામની બરકતથી જે કંઇ બીમારી તને ઇજા કરે છે તેથી હું તને ઝાડું છું અલ્લા તને શિફા આપશે). જેદ બીન અરકમ (રદી)થી રિવાયત છે કે નબી સાહેબ (સલ) તેની દુખવા આવેલી આંખને જોવા આવેલા. અને "આ જે રિવાયત થઇ છે કે ત્રણ ચીજમાં બીમાર પુરસી દુરૂસ્ત નથી. આંખનું દરદ, ગુમડ અને દાંતનું દરદ, તે હદીસને બેહકીએ યહયા બીન કસીરનું કહેલું સિદ્ધ કર્યું છે. અને આ હદીસ કે માંદાની ત્રણ દીવસ પછીજ ખબર લેવી એ જઇફ છે. એટલુંજ નહીં પણ અબુ

વું.* દાવત કબુલ કરવી. સલામ કરવી. છીંકનારનો જવાબ આપવો અને મ્હોં આગળ તેમ પીટ પાછળ પણ તેની ખેરખાહી કરવી.

**મસલો** જે ચીજ પોતાને માટે પસંદ કરે તે મુસલમાનો માટે પણ પસંદ કરવી જોઇએ. અને જે ચીજ પોતાને માટે નાપસંદ જાણે તે તેઓને માટે પણ ના પસંદ જાણવી જોઇએ. અને સલામનો જવાબ આપવો વાજેબ છે.

**મસલો** તું જાણ કે કબીરા ગુનાહોના ત્રણ દરજા છે. સવંથી મોટો કબીરો કુફ્ર છે અને ખોટા અકીદા તે એને પાસે છે. બીજો દરજો તે છે કે જેમાં બંદાઓના હકો નુકસાન કરવામાં આવે. એટલે મુસલમાનોના જાન, માલ, અને આબરૂ ઉપર જુલમ કરવો. અલ્લાહ તઆલા પોતાના હકોને બખ્શશે પણ બંદાઓના હકોને બખશશે નહીં. બગવીએ (રહ)બનસ (રદી) થી રિવાયત કરી છે કે રસુલુલ્લાહે (સલ)ફરમાવ્યું "કેયામતને દીવસે એક પુકારનારો અરશથી પુકારશે કે એ મોહમ્મદની ઉમ્મત અલ્લાહ તઆલાએ તમો તમામ મરદ ઓરત મુમેનોને બખસ્યા છે. તમો આપસમાં બંદાઓના હકોને બખશો અને જંનતમાં દાખલ થાઓ હાફેજ (શીરાઝી રહ) કહે છે. શેઅર

"મબાશ[11] દરપએ આઝાર હરચે ખાહી કુન"

"કે દર શરીઅતે મા ગૈરઅઝીં ગુનાહે નેસ્ત.[12] એટલે એના જેવો (કોઇ પાપ) નથી.[13] ત્રીજો દરજો (જે) ખાલેસ ખુદાના હકોનો[14] છે.

**મસલો** હદીશ શરીફમાં[1] જે કબીરા

---

હાતેમે કહ્યું છે કે એ હદીસ ખોટી છે. અને સનીચર, પીર, બુધ, અને જુમઆને દીવસે બીમાર પુરસી નહીં કરવી તે બીદઅત છે. મુલ્લા અલીકારીની શરહ શમાએલ. [એવીજ રીતે જુમેરાતને દીવસે બીમાર પુરસીને બુરૂં જાણવું ઘણું બુરૂં છે) અને કેટલાકના મત પ્રમાણે બીમારની ખબર લેવી વાજેબ છે. અને કેટલાકના મત પ્રમાણે સુંનત છે. અને મિફ્તાહુલ જેનાનમાં છે કે એક વાર ખબર લેવી સુંનત અને ફરી નફલ છે.

* પણ મુસલમાન સિવાઇ બીજી કોમના જનાજામાં જાએ નહીં અને બીમાર પુરસી તથા માતમ પુરસી (તાઝીયત) યહુદી તથા ખ્રીસ્તીની પણ કરે. અને પારસીની ખાસ બીમાર પુરસી તથા તાઝીયતમાં જવું એ વિષે ઓલમાનો ઇખ્તેલાફ છે. પણ નહીં જવાનો મત મજબુત છે. ગુ. મો.

૧૧ એટલે અલ્લાહના બંદાઓના હકોને નાશ કરવા પાછળ લાગવું નહીં.

૧૨ અર્થ—તારે તકલીફ પુગાડવાની પાછળ લાગવું નહીં અને જે ચાહે તે કર. કારણ કે અમારી શરીઅતમાં એના શિવાય કોઇ ગુન્હો નથી. ગુ. મો.

૧૩ જાહેરના અર્થથી એવું સિદ્ધ થાય છે કે અમારી શરીઅતમાં કોઇને તકલીફ આપવી એજ માત્ર પાપ છે બીજો કોઇ ગુન્હો નથી અને જુઓ તો બીજા ઘણી તરેહના પાપ છે. તો તેનો જવાબ કર્તા આપે છે કે આ શેઅરની મતલબ આ છે કે એના જેવો બીજો કોઇ ગુન્હો નથી. ગુ. મો.

૧૪ જેમકે નમાજ, રોજો હજજ છોડવા, શરાબ પીવો. વગેરે એમાં ખાલેસ ખુદાના હક્નો નાશ થાય છે.

૧ જાણવું જોઇએ કે કબીરાની ગણત્રી ઘણીજ મુશકેલ છે; ઇબને હજરે "જવાજીર ફી ઇકતેराફીલ કબાએર" માં આસરે પાનસોની ગણત્રી કરી છે. પણ કર્તાએ જે વર્ણવ્યા છે તે સિવાય બીજા કેટલાક લખવામાં આવે છે. ઃલોડા બાજી કરવી, સાક્ષી સંતાડવી; દશ દિરહમ જેટલા માલની લુચ્ચાઇ (ગસબ) કરવી, રૂશવત લેવી, સગાઇ તોડવી. વગર ઉજરે રમજાનમાં રોજો તોડવો, જાલેમ પાસે કોઈ માટે કોશીસ કરવી, સહાબીઓ (રદી) માંથી કોઇને ગાળો ભાંડવી, વગર દીની જરૂરતે કોઇના લફ્જ અને માએના ઉપર એતેરાજ કરવો, શકિત હોવા છતાં સારાં કામોની આજ્ઞા કરવાથી તથા બુરા કામોની મનાઇ કરવાથી બેસી રહેવું, કુરઆનને ભુલી જવું, જાનવરને બાળવું. જુવા રમવી, લોકોની સામે નાગા થવું, નજુમી (જોશી) કાહેન (રમ્માલ, ફાલવાળા, માતાવાળા) ને સાચવવા. કોઇના નસબમાં તાનો કરવો, ભાઇ મુસલમાનની એબ ઢુંઢવી ગુલામને ખસ્સી કરવો. તેના કોઇ આજાને કાપવો એહસાન કરનારનો ઉપકાર ન માનવો, સદકો આપવામાં એહસાન જતાવવું તથા ઇજા આપવી. ઝઘડો કરવો નરદ રમવો. હેજની હાલતમાં વતી કરવી, ખાવાની એબ કહાડવી. દુન્યાની મોહબ્બત કરવી. શહાવતની સાથે ગબરૂના મ્હોં તરફ નજર કરવી પારકાના ઘરમાં જોવું, વગર હુકમે કોઇના ઘરમાં જવું, આપઘાત કરવો, અને આ બીજાને કતલ કરવા કરતાં બુરૂં છે,

આ વેળા છે તે અમો ગણી બતાવીએ છીએ. શિર્ક કરવો, માબાપની નાફરમાની કરવી, (વિના હક્કે) કોઇ જાનને મારી નાખવો, જુઠી કસમ ખાવી,[૨] ખોટી શાક્ષી પુરવી, પાક દામન સ્ત્રીને ગાળ આપવી,[૩] યતીમનો માલ ખાવો,[૪] વ્યાજ ખાવું, કાફરોથી લડાઇમાં નહાસી જવું.[૫] જાદુ કરવું બાળકને મારી નાખવું જેમકે કાફેરો છોકરીઓને કતલ કરતા હતા, જીના કરવી વીશેષ કરીને પડોસીની સ્ત્રીથી, ચોરી કરવી, ડકાટપણું કરવું (રસતો મારવો) કે જે અલ્લાહ તથા રસુલની સાથે લડવું છે અને આદેલ ઇમામથી ભાગી થવું. અને હદીસ શરીફમાં છે. પડોસીની સ્ત્રીથી જીના કરવી તેથી દશ સ્ત્રીઓથી જીના કરવી ઓછી છે. અને વળી હદીસમાં આવેલું છે. કબીરા ગુન્હામાં મોટો ગુન્હો આ છે કે કોઇ આદમી પોતાના માબાપને ગાળો ભાડે. સહાબાએ કહ્યું; માબાપને કોઇ કેવી રીતે ગાળો ભાડે ? આપે (સલ) ફરમાવ્યું; એ બીજાના માબાપને ગાળો ભાંડશે તો તે એના માબાપને ગાળો આપશે.

**મસલો** ફાસેક ( બુરા ચલણવાળા ) ની તારીફ કરવી હરામ છે. હદીસ શરીફમાં છે હક્ક તઆલા તેથી ગુસ્સે થાય છે. અને અરસ તેથી ધ્રુજે છે.

**મસલો** જો કોઇ માણસ બીજા ઉપર લાનત કરશે[૬] (શ્રાપ આપશે) અને તે માણસ લાનતને પાત્ર નહશે તો તે લાનત પાછી તેના ઉપર આવશે.

**મસલો** હદીસ શરીફમાં છે કે મુનાફેકોની નીશાની* જુઠ બોલવું, વાયદો નહીં પાળવો,

---

નાચવું. લોકો માટે ગાવું. સ્ત્રીનું લોકો માટે કે પોતા માટે ગાવું. જમીનમાં ફિસાદ કરવો. કોઇનું બુરૂં નામ પાડવું ગુન્હા ઉપર મદદ કરવી વગેરે. રસાએલે જૈનીયા.

૨ કસમ ત્રણ તરેહની છે. એક ગોમુસ કે ગુજરેલી (કે વર્તમાન) બાબત વિષે જુઠી કસમ ખાએ એટલે જો તેણે કર્યું હોય તો, નહીં કર્યાની કસમ ખાય અને જો નહીં કર્યું હોય તો કર્યાની કસમ ખાય; અને ગોમુસના અર્થ (લુગત પ્રમાણે) ડુબકી મારનારના થાય છે. જો કે આ કસમ પણ એના ખાનારને જહન્નમમાં ડુબકી ખવડાવે છે જેથી એનું નામ ગોમુસ રાખ્યું છે. આ કસમ કબીરો ગુન્હા છે. એની સજા આખેરતમાંજ છે. દુન્યામાં એની સજા કંઇ ઠેરવાયલી નથી. બીજી કસમ લગો કે એક કામ કરેલાને નહીં કરેલું ધારીને કસમ ખાય. આ કસમ ઉપર કશી શિક્ષા નથી. એજ માટે એનું લગો ( નકામી વાત ) નામ રાખ્યું છે. ત્રીજી મુનઅકેદ કે આઇન્દા (ભવીશ) માટે કરવા ઉપર કે ન કરવા ઉપર કસમ ખાય. જો તેનું ઉલટું કરશે તો કસમ તુટશે. ( તેનો ) કફ્ફારો આપે, અને એ દુનીઆની શીક્ષા છે.

૩ એટલે પાક દામન સ્ત્રીને જીનાની તોહમત આપવી.

૪ જુલમથી તથા શરીઅતના કોઇ કારણ સિવાય. અલ્લાહ-તઆલાએ કહ્યું છે "બેશક્ક જે લોક યતીમોનો માલ જુલમથી ખાય છે તેઓ પોતાના પેટમા અગ્નિ સિવાય બીજુ કંઇ ખાતા નથી " તફસીરે કબીરમાં છે કે કયામતને દીવસે યતીમનો માલ ખાનારો મેદાનમાં આવશે અને જે અગ્નિથી તેનું પેટ ભર્યું છે તે ભડકશે અને તેના મ્હોં, નાક, કાન અને આંખથી ધુમાડા નીકળશે. અને આ નિશાનીથી દરેક માણસ ઓળખશે કે આ યતીમોનો માલ ખાનાર છે. તફસીરે હુસેની.

૫ જો એક મુસલમાનને મુકાબેલ બે કાફેર હોય તો. પણ જો તેથી વધારે હોય તો નહાસવું દુરસ્ત છે. મિરાત.

૬ હદીસ શરીફમાં છે કે એક માણસનાં કપડામાં હવા ભરાઇ. તે માણસે હવાને લાનત કરી. ત્યારે રસુલ-લ્લાહે (સલ) ફરમાવ્યું કે તેને લાનત કરવી નહીં કારણ કે તે ખુદાના હુકમમાં છે. અને જે કોઇ એવી ચીજને લાનત કરે કે તે લાનતને લાયક નથી તો તે માણસની લાનત તેના ઉપર પાછી ફરે છે. મિશકાત શરીફ.

* મુનાફેકપણું ( નિફાક ) બે તરેહનું છે. એતેકાદી અને અમલી એતેકાદીછ તરેહ છે. (૧) રસુલ (સલ) ને જુઠવવું (૨) રસુલની લાવેલી વસ્તુને જુઠવવી (૩) રસુલ ( સલ ) ની સાથે બુગજ રાખવો. (૪) રસુલની લાવેલી વસ્તુને બુરી જાણવી. (૫) રસુલુલ્લાહ ( સલ ) ના દીનની ચડતી જોવાથી નાખુશ થવું. અને પડતી જોવાથી ખુશ થવું. (૬) અને રસુલુલ્લાહ ( સલ ) ના દીનની મદદ કરવાને બુરૂ જાણવું. અને ખ્રીસ્તી ધર્મનું ખંડન કરવું જે સાફ રીતે ઇસ્લામની મદદ છે તે વિષે કોઇ ખ્રીસ્તી ધર્મ ગુરૂને કે ખ્રીસ્તી હાકેમને ઉશ્કેરવા તથા રદ્દે નસારાની

અમાનતમાં ખીયાનત કરવી, અહદ તોડવો, અને ઝઘડતાં ગાળો ભાંડવી છે.

**મસલો** રસુલુ-લ્લાહે ફરમાવ્યું છે. ખુદાની સાથે શિર્ક કરવો નહીં, અગર જો તું માર્યો જાય કે બાળ્યો જાય. અને માબાપની નાફરમાની કરવી નહીં. અગર જો તેઓ કહે કે તું પોતાની સ્ત્રી બચ્ચા અને માલથી વેગળો થા.

**મસલો** ધણીનું હક્ક[૭] બાયડી ઉપર એટલું છે કે રસુલુ-લ્લાહે (સલ) ફરમાવ્યું છે કે[૮] જો

---

નિન્દા કરવી એ નીફાક નથી પણ ખુલ્લું કુફર છે. આ ૭ તરેહવાળાઓ માટે જહન્નમનો સર્વથી ઊંડો ખાડો છે. અને અમલી નિફાક તેની પાંચ તરેહ છે. અને તે કર્તાએ વર્ણવ્યા છે. હદયએ અન્બરીયા ઉપરથી ગુ૦ મો૦

૭ મરદના ઓરત ઉપરના હકકોમાંથી એ છે કે તેના વગર હુકમે જ્યાં સુધી તેના ઉપર કોઇ મુસીબત આવી પડી નહોય ઘરથી બહાર જાય નહીં કારણ કે જો ધણીના વગર હુકમે બહાર આવશે તો આસમાનનાં ફીરસ્તાઓ તથા જે ચીજો આગળથી તેણીનું જવું થશે તેણી ઉપર લાનત કરે છે. મજાલેસુલ અબરાર. અને ખુલાસામાં છે કે ધણીને ચાર બાબતમાં પોતાની બાયડીને મારવાનો હુકમ છે. એક વગર હુકમે તે ઘરની બહાર જાય તો, બીજી જો ધણીને બનાવ સણગારની ખાહેશ હોય અને તે કરે નહીં તો, ત્રીજી પાકીની હાલતમાં સ્ત્રી મીલાપ (જીમા) માટે ધણી બુલાવે અને તે કબુલ નહીં કરે તો. ચોથી નમાજ છોડે તો. અને હેજ તથા જનાબતના ગુસલ છોડવાનો પણ એજ હુકમ છે. હદીસ શરીફમાં છે કે જયારે કોઇ પુરૂષ પોતાની સ્ત્રીને સાથે સુવા તેડે અને તે આવે નહીં અને પતી ગુસ્સામાં ઊંઘી જાય તો ફીરસ્તાઓ સવાર સુધી તેણીપર લાનત કરે છે. અને મજાલેસમાં છે કે સ્ત્રી ઉપર મરદના હકકોમાંથી એક આ છે કે ધણીના માલથી વગર હુકમે કોઇને આપે નહીં. અને જો આપશે તો તેણી ઉપર ગુન્હો થશે; અને સવાબ તેના પતીને થશે. અને તેની વગર રજાએ નફલ રોજો રાખે નહીં. અને નહીં તો સવાબ મળશે નહીં અને નબી (સલ)થી રિવાયત છે તેઓ કહે છે કે મેઅરાજની રાત્રે એક સ્ત્રીને મેં જોઇ કે તેણીને જીભની સાથે લટકાવેલી હતી. મેં જીબ્રઇલથી પુછ્યું કે આનો શો હાલ છે? તેણે કહ્યું કે આ ધણીને તથા પડોસીયોને જીભથી દુઃખ આપતી હતી. અને એક સ્ત્રીને જોઇ કે તે બને આંચલેથી લટકાવેલી હતી. મેં તેનો હાલ પુછીયો તેણે (અલે) કહ્યું કે આ ધણીની વગર રજાએ પારકા બાળકને દુધ પાતી હતી. અને એક ઓરતને જોઇ કે તે તેના બંને પગોથી લટકાવેલી હતી. મેં તેનો હાલ પુછીયો. તેણે ફરમાવ્યું કે આ ખાવીન્દની વગર રજાએ જગ્યા જગ્યા ફરતી હતી. અને એક સ્ત્રીને જોઇ કે તેના બંને હાથોથી લટકાવેલી હતી. જયારે મેં તેનો હાલ પુછીયો તો તેણે કહ્યું કે એ પોતાના પતીનો માલ પોતાના હાથોથી નાશ કરતી હતી. અને ખુલાસામાં છે કે ખાવીન્દ પોતાની બાયડીને સાત જગ્યા જવાની ઇજાજત આપે, પેહેલી માબાપ દાદા દાદીની મુલાકાત માટે. બીજી એઓની બીમાર પુરસી (તાજીયત) તથા દીલાસા માટે, ચોથી બીજા નજદીકના સગાઓની મુલાકાત માટે, પાંચમી તથા છઠ્ઠી દાઇને તથા નવડાવનારીને પોતાના ધંધા માટે તથા કરજદાર પાસેથી પોતાનું હક્ક માગવ માટે અથવા પોતા ઉપર પારકાનું હક્ક હોય તેને અદા કરવા માટે; અને આ સુરતમાં ધણીના વગર હુકમે પણ બહાર નીકળવું દુરૂસ્ત છે. સાતમી હજ્જની શરતો મળી આવ્યાથી તથા તેના અસબાબ હાથ લાગ્યાથી હજ્જને માટે અગર જો ખાવીન્દનો હુકમ ન હોય અને આ સુરતો સિવાય પારકાઓની મુલાકાત માટે તથા પારકાઓની બીમાર પુરસી માટે તથા વિવાહ શાદીમાં તેણીનું જવું તથા તેને જવાનો હુકમ આપવો કદી દુરૂસ્ત નથી. અને નહીં તો બંને ગુન્હેગાર થશે. બહરે રાએક. દુરે મુખ્તાર. અને તરીકએ મોહમ્મદીયાની શરહોમાં છે કે આ કાયદો તે વખતે છે કે વિવાહ શાદીના ઘરમાં અમન ન હોય, અને નહીં તો સારા માણસોના ઘરોમાં જયાફતોમાં જવું અગર જો તેઓ પારકા હોય કે પડોશી હોય તેમાં કશો દોશ નથી.

૮ આ હદીસ મિશકાત બાબુલ અશરતમાં લખાયલી હદીસનો તુકડો છે. અને તે પુરી હદીસ આ છે. "કેસ બીન સઅદ (રદી)થી રિવાયત છે. તેવણે કહ્યું કે હું હીરા (નામના શહેર)માં આવ્યો. તો હું જોઉં છું કે તેઓ પોતાના મરજબાન (હાકેમ)ને સિજદો કરે છે. ત્યારે મેં કહ્યું કે રસુલુલ્લાહ (સલ)ને સિજદો કરવો વધારે લાયક છે. ફરી હું રસુલુલ્લાહ (સલ) પાસે આવ્યો ને મેં કહ્યું કે હું હીરામાં ગયો હતો ત્યાં તેઓને જોયા કે તેઓ પોતાના મરજબાનને સિજદો કરેછે. અને તમો વધુ હક્કદાર છો કે તમને સિજદો થાય. ત્યારે આપે

ખુદા સિવાય બીજા કોઇ માટે સિજદો કરવાનો હું હુકમ કરતે તો સ્ત્રીને હુકમ કરતે કે તે પોતાના પતીને સિજદો કરે. અને જો ધણી બાયડીને હુકમ કરે કે પીલા પહાડના પત્થરને કાલા પહાડ ઉપર, અને કાલા પહાડથી ઉજલા પહાડ ઉપર પોહોંચાડ તો તેને જોઇએ કે તેમજ કરે.

**મસલો** હદીસ શરીફમાં[૯] છે કે તમારામાંનો બેહતર તે શખ્સ છે કે જે પોતાની સ્ત્રી સાથે સીધો હોય; અને હું પોતાની અહલ સાથે સીધો છું. અને સ્ત્રી ડાબી પાસલીમાંથી ઉત્પન્ન થઇ છે.[૧૦] તે સિધી થઇ શકતી નથી. તેના વાંકા પણા પર સબર કરવો જોઇએ. અને ભલાઇ કરવી જોઇએ. અને તેથી દુશમની રાખવી જોઇએ નહીં; અને જો તેથી ખુશ ન હોય તો તેને તલાક આપે

**મસલો** નાંઢલા ગુન્હાને હલકો ગણવો તથા તે પર ઇસરાર કરવો ( તેને કર્યા કરવું ) મોટો ગુન્હો છે. અને નાંઢલા ગુન્હાને હલાલ સમજવો કતઇ (ખાત્રીથી) કુફ્ર છે. બુખારીએ (રહ) અનસ (રદી)થી રિવાયત કરી છે. તેવણ ફરમાવે છે કે તમો કામોને કરો છો અને વાળથી બારીક તથા ઘણુંજ સહેલા ગણો છો. અને અમો તેને પેગમ્બર (સલ)ના વખતમાં ઘાતક વસ્તુ (હલાક કરનાર) જાણતા હતા.

તું જાણ કે શરીઅતની વાતો ઘણી છે, અને મોટી કિતાબો તેથી ભરપુર છે, જરૂરત જોગી આ પાનાઓમાં ફારસી પઢનારાઓ માટે લખાયલી છે, જો એથી વધારેની જરૂરત પડે તો ઓલમાઓ તરફ જઇ શકે છે.

## એહસાનનો[૧૧] બાબ.

તું જાણ ખુદા તને નેક બખ્ત કરે કે આ

---

ફરમાવ્યું; વારૂં વિચાર તો કર શું તુ મારી કબરે આવશે તો તેને સિજદો કરશે? મે કહ્યું કે નહીં. ફરી તેવણે ફરમાવ્યું; તો નહીં કર. જો હું કોઇને હુકમ આપતે કે તે (ખુદા સિવાય) કોઇને સિજદો કરે તો હું સ્ત્રીઓને હુકમ કરતે કે તેઓ પોતાના પતિને સિજદો કરે. કારણ કે અલ્લાહે તેઓ માટે તેણી ઉપર હક ઠેરવ્યું છે" મિશકાત. એટલે હું પણ એક દિવસ મરીને માટીમાં જનાર છું. તો ફરી સિજદાને લાયક કેમ થાઉં? સિજદો તો પાંક જાત માટે છે કે જે કદી મરે નહીં. અને કદી હલાક થાય નહીં. આથી તમો સમજી શકશો કે ખુદા સિવાય કોઇ પીરને કે પીરની કબરને સિજદો તહીયત (સલામ) નો કરવો પણ દુરૂસ્ત નથી. કારણ કે હજરત કેસ બીન સઅદ (રદી) જેવા જલીલુલ કદર સહાબી વિશે એવી તો ધારણા થઇ શાકતજ નથી કે તેવણ નબી સાહેબ ( સલ ) ની ઇબાદત માટે સિજદો કરવા ચાહતા હતા, તો તેવણ તહીયતનોજ સિજદો ચાહતા હતા અને તેની હજરતે (સલ) ના પાડી અને જયારે નબી સાહેબને માટે ના થઇ તો વલીયો શી ગણત્રીમાં? ગુા૦ મો૦

૯ અને વળી હદીસ શરીફમાં છે 'ઇમાનની રૂએ મુસલમાનોમાં કામેલ શખ્સ તે છે કે જે તેઓમાં સારા ખુલકનો હોય તથા પોતાની અહલ, અયાલ સાથે નરમી કરનારો હોય." આ હદીસને તિરમીજીએ રિવાયત કરી છે. કારણ કે એઓના તરફથી ઘણોજ રન્જ તથા દુઃખ ઉઠાવવાં પડે છે. અને તેમ છતાં સારો સ્વભાવ રાખવો તથા નરમાઇ કરવી એ ઇમાનનો કમાલ તથા સબરની જીયાદતીને લીધે છે. મિશકાત શરીફનો તરજુમો

૧૦ રસુલુ-લ્લાહે (સલ) ફરમાવ્યું છે "સ્ત્રીઓ વિષે ભલાઇ કરવાના વસીયત તમો કબુલ કરો. કેમકે તેઓ પાસલીની ઉત્પન્ન થઇ છે અને પાંસલીમાંથી ઘણી વાંકી તે ઉપરની પાંસલી છે. તો જો તું તેને સિધી કરવા જશે તો તેને તોડી નાંખશે. અને જો તું તેને રહેવા દેશે તો તે વાંકીજ રહેશે, માટે તમો સ્ત્રીઓ વિષે નસીહત કબુલ કરો" બુખારી તથા મુસલેમ. અને "વાંકી પાસલીથી ઉત્પન્ન થઇ છે" એમાં હવવા (અલે) ની પેદાએશના તરફ ઇસારો છે કે તેવણ હજરત આદમ (અલે)ની ઉપરની પાસળીથી ઉત્પન્ન થયાં છે. અને તેવણ મૂળ તથા પ્રથમ સ્ત્રી છે. અને "જો તું તેને સિધી કરવા જશે તો તેને તોડી નાંખશે" થી મતલબ તલાક આપવી છે જેમકે બીજી હદીસમાં છે "તેને તોડવું તે તેને તલાક આપવી છે" એટલે સ્ત્રીઓ પોતાની મુળ પેદાએશથી વાંકાપણું કામોમાં તથા સ્વભાવમાં રાખે છે જો પુરૂષો ચાહે કે તેને સિધી તથા ઠીક કરે તો તેઓને તે તલાક અપાવશે. તો જયાં સુધી સ્ત્રીઓમાં ગુન્હો નાફરમાની અને નેકબખ્તી વિરૂદ્ધ કોઇ કામ જાહેર થાય નહીં ત્યાં સુધી તેઓને વાંકાપણા ઉપર રેહવા દે, તો તેઓથી લાભ લઇ શકાશે. મિશકાત શરીફનો તરજુમો (સાર રૂપી)

૧૧ એહસાનના અર્થ નેકી કરવાના છે. અને એવી મતલબ ઇબાદત કરવામાં જાહેરમા અને

સર્વ જે કહેવાયુ છે તે ઇમાન, ઇસ્લામ, અને શરીઅતની સુરત છે. પણ તેનો મગજ તથા હકીકત દરવેશોની ખીજમતમાં ઢુંઢવાં જોઇએ. અને એવો ખ્યાલ કરવો નહી. કે હકીકત તે શરીઅતથી વિરૂદ્ધ છે[૧૨] કારણ કે એ વાત જહાલત તથા કુફર છે.[૧૩] પણ તે આજ શરીઅત છે કે જ્યારે ખુદા સિવાય બીજી ચીજની જાણ તથા મોહબ્બતનો લગાવ દરવેશોની ખીજમતમાં દીલથી પાક થાય છે, અને નફસની બુરાઇયો એક તરફ થઇને જીવ ચેનવાળો (નફસ મુતમઇન્ના) થાય છે. અને ઇખલાસ મળી આવે છે, તો શરીઅત તેના વિષે મગજ વાળી થાય છે. તેની નમાજ ખુદાની નજદીક જુદેજ ઇલાકે પોહોંચવે છે. તેની બે રકઅત નમાજ બીજાઓની લાખ રકઆતથી બેહતર થાય છે. અને તેનો રોજો તથા સદકો પણ એવીજ રીતે છે. રસુલુ-લ્લાહે ફરમાવ્યું છે (સલ) જો તમો ઓહોદ (નામના પર્વત) જેટલું સોનું ખુદાના માર્ગમાં ખરચ કરશો તો સહાબા (રદી)ના એક સેર કે અડધા સેર જવના બરોબર થશે નહીં કે જે તેઓએ ખુદાના માર્ગમાં આપ્યો હશે. આ તેઓના ઇમાનની કુવવત તથા ઇખલાસને લીધે છે. નબી સાહેબ (સલ) ના બાતેની નુરને દરવેશોના સિનાથી

બાતેનમાં અલ્લાહ તઆલાની તરફ મોતવજ્જેહ થવું (હાજેર થવું) છે અને તેને એવી રીતે હાજેર તથા નાજેર જાણવો કે ઇબાદત કરનાર જાણે અલ્લાહ તઆલાને ઇબાદત કરતાં જોઇ રહયો છે. જેથી ખુદા તઆલાની પુરતી હેબત તથા મોટાઇ, ડર તથા નરમાશ ઇબાદતની મજા અને મોહબત ઇબાદત કરનારના દીલમાં ઉત્પન્ન થાય છે. અને નહીં તો આટલું તો તે જાણશેજ કે અલ્લાહ તઆલા તે બંદગી કરનારને ઇબાદતની હાલતમાં જોઇ રહયો છે. જેથી ઘણીજ બીક અને ખોફ બોલવામાં તથા કામોમાં અને ઇબાદત કરનારની દરેક ચાલ ચલણમાં ઘણું જ સમતોલપણું (એતેદાલ) ઉત્પન્ન થાય છે. અને પેહેલો મરતબો સર્વથી ઉંચો મરતબો છે. અને બીજો દરજો તેનાથી ઉતરતો છે.

૧૨ લોકો એક મોટી ભુલમાં પડેલા છે કે હકીકતને શરીઅત વિરૂદ્ધ સમજી રહ્યા છે. તથા ફકીરીમાં શરીઅતની તાબેદારીને અગત્ય જાણતા નથી અને તેથી પોતે ગુમરાહ થઇ બીજાઓને ગુમરાહ કરે છે. માટે આ જગ્યા નામીચા તથા માનીતા સુફીયોના આગેવાનોના ફકરા ટાંગવા પ્રસંગોપાત થશે. શેખ અકબર (રહ) ફોતુહાતમાં લખે છે 'જે હકીકત શરીઅત વિરૂદ્ધ હોએ તે બેદીની (જનદકા) તથા મરદુદ છે' વળી તેમાં કહે છે. "અમારે માટે ખુદા તરફનો માર્ગ શરીઅત સિવાઇ બીજો કોઇ માર્ગ નથી. જે માર્ગ શરીઅતે કહાડયો તેજ અમારો માર્ગ છે" વળી તેમાં છે "જે કોઇ એમ કહે કે ત્યાં શરીઅત વિરૂદ્ધ ખુદા તરફનો એક જુદો માર્ગ છે તો તેનું કહેવું જુઠ છે. એવા બેઅદબ શેખની તાબેદારી કરવી નહીં." રિસાલા કોશેરીયામાં છે 'હજરત બાયજીદ (રહ) ફરમાવે છે કે જો તમો કેઇ પુરૂષને જુઓ કે તેને કરામાતો આપેલી છે તે એટલાં સુધી કે તે હવામાં ઉડે છે તો તમારે ધોકામાં આવવું નહીં તમારે તેને જોવું કે તે સારાં કામોની આજ્ઞા કરવામાં તથા બુંડા કામથી રોકવામાં તથા ખુદાની હદોની સંભાળ કરવામાં તથા શરીઅતની તાબેદારીમાં કેવો છે.' વળી તેમાં છે "હજરત જોનેદ (રહ) ફરમાવે છે રસુલુ-લ્લાહ (સલ)ની તાબેદારી સિવાઇના સર્વ માર્ગો મખલુકને માટે બંધ છે (એટલે તેપર ચાલવું નહીં.)" અને ફતુહાતમાં છે "જે માણસ ખુદાના હુકમને જાણતો નથી તે ખુદાની નજદીક કોઇ મરતબામાં (વીલાયતમાં) નથી. કારણ કે અલ્લાહ તઆલાએ જાહેલને વલી બનાવ્યો નથી." વળી તેમાં છે "ઇલમની સાથે જો બેહુદા કામ કરે તો તે જહાલતની સાથે અમલ કરવા કરતાં ઠીક છે." કારણ કે તેની બુરાઇ કુફેર શિર્કે સુધી પુગવાની નથી તેમ તે જાણતો હોવાથી તેનાથી તોબાની આશા છે. પણ જાહેલ કુફર શિર્કે પુગે છે તથા બુરા કામની બુરાઇથી અંજાણ હોવાથી તોબાની આશા રેહતી નથી. શરીઅતની તાબેદારી જરૂરની છે એ વગર છુટકો નથી એ વિષે બુજુરગોના વચનો રિસાલા કોશેરીયામાં તથા હજરત ખાજા મોઇનુદ્દીન (ચીસ્તી રહ) ની દલીલુલ આરેફીનમાં તથા અબુ તલેબ મકકી (રહ) ની કુતુલ કોલુબમાં તથા કુતબુલ આલમ શેખ અબદુલ કુદુસ ગંગોહી (રહ)ની મકતુબાતમાં ઘણાં છે ત્યાંથી વાકેફ થવું જોઇએ. ગુ૦ મો૦

૧૩ પણ આ વખતમાં જે વધારે કુફરનો બકવો કરે તે વધારે લાડલો ગણાય છે અને પોહોંચેલો ગણાય છે. અને તે માનને લાયક થાય છે અને તેને વલીપણાની સારટીફીકીટ અપાય છે એ જહાલતની ખુબી છે. ગુ૦ મો૦

ધુંડવું જોઇએ અને તે નુરથી પોતાને રોશન (નુરાની) કરવું જોઇએ. કે જેથી દરેક ખેર ઓર શરં (ભલુ બુરૂં) ખરી ફિરાસત (સમજ) થી[1] દરયાફ્ત થાએ.

કુરઆન શરીફમાં વલી મુત્તકી [પરહેજગાર]ને ફરમાવ્યો છે, અને હદીસ શરીફમાં અવલીયા અલ્લાહની નીશાની કેહવાઇ છે[2] કે તેની સોહબતમાં ખુદા યાદ આવે. એટલે દુન્યાની મોહબ્બત તેની સોહબતમાં ઓછી થાએ.* અને અલ્લાહની મોહબ્બત જયાદા થાએ. વલ્લાહો આલમો (ખુદા સર્વથી ઘણું જાણે છે.) અને જે મુત્તકી ન હોય તે વલી ન હોય.[3] શેઅર

તેને અલ્લાહતઆલા વિલાયત આપે તો તે બનવા જોગ છે એટલુંજ નહીં પણ ઘણા નવા મુસલમાનોને મળી છે ગુ. મો.

૧ નબી સાહેબે (સલ) ફરમાવ્યું છે કે "તમો મોમીનની ફિરાસતથી બચતા રહો" નકલ છે કે એક માણસ દરવેશોના જુબ્બા તથા ગોદડીની સાથે ખાજા અબદુલ ખાલેક ગજદવાની (રહ)ની મજલીસમાં આવીને એક ખુણામાં બેઠો. જયારે તેવણુ વઅજ નસીહત કરી રહ્યા તો તે શખ્સ ઉઠયો અને પુછ્યું કે "ઇત્તકુ ફિરાસતલ મુમેન" (મુમેનની ફિરાસતથી બચતા રહો)ના અર્થ શું છે? અને તે કઇ ફિરાસત છે? તેવણે ફરમાવ્યું કે ફિરાસત આ છે કે તુ તારી જનોઇને તોડ. તેણે ફરયાદ કરી કે મઆજલ્લાહ (ખુદાની પનાહ) જનોઇને મારે સાથે શો સંબંધ? એક મોરીદે તેવણના ફરમાવ્યા મુજબ જયારે દેખાડાવવાની ગોદડી ઉતારીતો જનોઇ જાહેર થઇ. ફરી તે મુસલમાન થયો. ખાજાએ રહ) કહ્યું:— દોસ્તો આવો, આપણે આપણી છુપી જનાઇને તોડીને નવેસરથી ખુદાની સાથે અહદ (કરાર) કરીએ (એ સાંભળી મુરીદોના દીલોથી એક શોર ઉઠયો અને સર્વેએ નવેસરથી બેઅત કરી. તફસીરે હોસેની.

૨ વલી તે શખ્સ છે કે જે માણસની શક્તિ પ્રમાણે અલ્લાહનો તથા તેની સિફાતોનો જાણકાર હોએ. બંદગી હમેશ કરનાર ગુન્હથી બચનાર લજ્જતો તથા શહવતોમાં ઝુકવાથી મ્હોં ફેરવનાર હોય. તફતાજાનીની શરહ એકાએદ.

* વીલાયતની સાથે કરામત થવી જરૂર નથી. કેટલાક વલીયોથી કરામત પ્રગટ થાએ છે અને કેટલાકથી નહીં. ઘણા સહાબીઓથી કરામત જાહેર થએલી નહીં, છતાં તેઓ બીજા કરામત જાહેર કરનારા વલીયોથી મરતબામાં અફજલ છે. વળી જે વલીથી કરામત ઘણી પ્રગટ થાએ તે મરતબામાં મોટો છે એમ સમજવું ભુલ છે. કામેલ વલીયોની નજદીક કરામત કશી ગણતરીની નથી. વળી વલી થવા માટે કોઇ ખાસ કોમ થવા જરૂરની નથી. જો કોઇ હેડો મુસલમાન થાએ અને

૩ (શાહ વલી યુલ્લાહ)ના વસીયત નામાની શરહમાં હજરત [કાજી સના ઉલ્લાહ) કર્તા સાહેબ લખે છે કે જો કેઇ એમ કહે કે કેટલાક અવલીયા અલ્લાહે મલામત (ઠપકા] નો માર્ગ સ્વીકાર્યો હતો. અને જાહેરમાં તેઓથી તકવા (પરહેજગારી)ની નિશાની જાહેર થતી નહોતી. અને એવી માણસોથી બાતેનનો ફેજ પોહોંચતો હતો તો તેનો ઉત્તર આ છે કે એવો બનાવ કદી કદાચ થાએ છે. અને ઘણાની ગણતરી છે. અને વળી અકલ તથા શરીઅત સિદ્ધ કરે છે કે નુકસાનીને દફે કરવું તે લાભ મેળવવા કરતાં વધારે અગત્યનું છે. તો જે જગ્યા નુકસાનીની ધારના થતી હોએ ત્યાંથી નહાસવું જોઇએ. અને જે શખ્શ જાહેરમાં મુત્તકી જણાએ તેની સોહબત રાખવામાં તથા તેનાથી બેઅત કરવામાં (મોરીદ બનવામાં) કશી બુરાઇ નથી. અને ત્યાં નુકશાનીનો એહતેમાલ નથી. ફરી તેથી લાભ થાય અથવા ન થાય. અને (જો એથી પરહેજગાર માણસ હોય) અને તેની સોહબતથી અસર (પણ) થાએ અને તે અસર જાહેરી તથા બાતેની (ઇલમના) આલમાની નજદીક મોતબર પણ હોય તો એવા માણસની સોહબતને કીમતું સમજે તથા ગનીમત જાણે. અને જો તેની સોહબતથી અસર ન થાય અથવા તે અસર વિદ્વાનોની નજદીક મોતબર નહોય તો તે શખસની સાથે સારો ગુમાન રાખીને તેની સોહબત છોડી દે. અને બીજી જગ્યાથી ખુદાનો માર્ગ ઢુંડે. કારણ કે ગરજ (અને મતલબ) તો ખુદા છે તે માણસ નથી. અને જે તાસીરને આલમાઓએ માતબર ગણી છે તે આ છે કે તેની સોહબતમાં એવી હાલત ઉત્પન્ન થાય કે દુન્યાથી દીલ ઠંડું થાય. અને ખુદાની, ખુદાના દોસ્તોના, અને સારાં કામો તથા સારા કામની તોરીકની મોહબ્બત વધે. અને બુરાં કામોથી કંટાળો થાય, અને તેની સોહબતથી ખુદા યાદ આવે. અને હમેશા હોજુરી થાય. અને અલ્લાહની યાદમાં ચેન તથા દીલ શાંત થાય. અને જેટલું કંઇ સારૂં કામ કરે તેમાં જે નીસબત (લગાવ) અને હાલતે પોહોએલો છે તેમાં વધારો જુએ, અને જેટલું કંઇ

'ઐ બસા ઇબ્લીસ આદમ રૌએ હસ્ત,"
"પસ બહર દસ્તે નશાયદ દાદ દસ્ત."૪
હજરત અજીજાં અલી રામેતની (રહ) ફરમાવેછે.

રોબાઇ

"બાહરકે નશીશ્તી વનશુદ જમએ દીલત"
"વજ તો નરમીદ સોહબતે આબો ગિલરત"
"જીન્હાર જે સોહબતશ ગેરેજાં મીબાશ"
"વર ના નકોનદ રૂહે અજીજાં બહલત"૫

## ગ્રંથ સમાપ્તી.

## ફતાવા બુરહાનીના કલેમાતે કુફ્રના બાબનો તરજુમો.

દસ્તુરૂલ કજામાં ફતાવા ખોલાસાથી લખેલું છે કે જો એક મસલામાં કેટલાક કારણો કુફ્રના હોય. અને એક કારણ કુફ્રનું નહોય૬ તો કુફ્રનો ફતવો આપવો જોઇએ નહી૭ .ફકીર

પાપ થાય તેમાં તેનું દીલ ધભરાય અને બેચેન થાય, અને જે નીસબત અને હાલત તે બુજુરગથી પોહોંચી હોય તેમાં નુકશાની થાય નબી સાહેબે (સલ) કહ્યું છે. "જયારે તારી નેકી તને ખુશ કરે અને તારા ગુન્હા તને ગમમાં નાંખે તો તું ઇમાનવાળો છે. આમાં આજ ચેન તથા ધભરાટનો ઇશારો છે.

૪ અર્થ—"એ ભાઇ ઘણા ઇબ્લીસો (શેતાનો માણસની શિકલના છે. ત્યારે દરેક હાથ ઉપર હાથ આપવો જોઇએ નહી" એટલે દરેકના હાથ ઉપર બેઅત કરવી જોઇએ નહીં. પ્રથમથી તેના ચાલ ચલણ તેનો ઇલમ તેના અકાએદ તપાસવા જોઇએ ફરી જો તે ઠીક લાગે તોજ તેનાથી બેઅત કરવી. ગુા૦ મો૦

૫ અર્થ—જે કોઇની સાથે તું બેશે અને તારૂં દીલ જમે નહીં, એટલે તારૂં દીલ આથી ને પેલાથી ને ફલાણાથી છુટે નહીં અને ખુદાની તરફ વલણ થાય નહીં અને તારાથી (બુરી એબો તથા) માટી પાણીની સાથે તારી સગત (દુન્યાની મોહબ્બત) છુટે નહીં તો તેવા માણસની સંગતથી તું જરૂર ન્હાસનાર થા. અને જો તેની સોહબતથી ન્હાસનારો થશે નહીં અને તેથી બચશે નહીં તો (તેની નહુસતથી) સારા માણસોનો આતમા (અથવા અજીજાં અલી રામેતનીનો) આતમા) બખ્શીસ કરવાને (ફેજ પોહોંચાડવાને) આગળ પડશે નહીં. ગુા૦ મો૦

૬ પણ જો કુફ્ર બકનારમાં ઇસ્લામની સો નિશાની હશે અને મસલામાં તેનો કોઇ છુટકારો નહશે તો તેને કુફ્રનો ફતવો આપવો જોઇશે. ફકત જે બાબત બકો હોય તેમાં જોવાનું છે કે કે એમાં કેઇ કારણ તેના છુટકારાનું છે કે નહીં જો એક પણ કારણ છુટકારાનું મળશે તો કુફ્રનો ફતવો અપાશે નહીં. ગુા૦ મો૦

૭ બજાજીયામાં કહેલું છે કે જ્યારે તે પોતની મતલબને ખુલ્લી રીતે બ્યાન કરે કે જે કુફ્રનું કારણ હોય તો (તેની વાત માટે) કોઇ તાવીલ (મતલબ ધડવી) લાભકાર થશે નહીં. બહરે રાએક. (દાખલા તરીકે) જો કોઇ માણસ વગર શાક્ષીએ નિકાહ કરે અને કહે કે મેં ખુદા અને રસુલને ગવાહ રાખ્યા છે, તો ફિકહની કેટલીક કિતાબોમાં તેના વિષે લખાયેલું છે કે તે કાફેર થયો; કારણ કે તેણે નબી સાહેબને ગેબ જાણનાર જાણ્યા અથવા તો તેણે વગર શાક્ષીએ નિકાહને દુરૂસ્ત જાણ્યા. પણ આ બંને રીતે કુફ્ર લાગુ પડે છે. અને કેટલીક કિતાબોમાં છે કે તે કાફેર થયો નથી; કારણ કે તે માણસ હજરત (સલ)ને ગેબ જાણનાર જાણતો નહોય અને થઇ શકે છે કે હજરતની આગળ ઉમ્મતના કેટલાક કામો પેશ કરવામાં આવે છે તેમાં એના નિકાહ પણ પેશ થશે તે આધારે તેણે નબી સાહેબને (સલ) શાક્ષી કર્યા હોય અથવા તો તેણે જાણી બુજીને વગર શાક્ષીએ નિકાહ કરવાનું બુરૂં કામ કર્યું હશે અને વગર શાક્ષીએ નિકાહ દુરૂસ્ત થવા જાણતો ન હોય; કારણ કે એક બુરૂ કામ કરવાથી તે કામને દુરૂસ્ત પણ જાણતો હોય એ અગત્યનું નથી. તો આ રીતે તેને કાફેર કેહશું નહીં. હવે તે માણસ પોતે કહે કે હું વગર શાક્ષીએ નિકાહ દુરૂસ્ત જાણું છું અથવા તો દરેક ચીજના જાણનાર હજરત (સલ)ને જાણું છું અને મારા નિકાહને પણ તેજ પ્રમાણે તેજ વખતે નબી સાહેબે (સલ) જાણેલા તો તેના વિષે પાબ્લાઓનો બચાવ કોઇ રીતે ચાલશે નહીં. એ વિષેનો વધુ ખુલાસો મારા ગેબી રિસાલામાં વાંચવો) અને જો (કુફ્ર) કેહનારની નૈયતમાં કોઇ કારણ હોય કે જે કુફ્ર લાગુ પાડનાર હોય અને તે મ્હોથી કંઇ ખુલ્લુ કહે નહીં તો પણ તેને મુફ્તીનો ફતવો લાભકારક થશે નહીં. અને તેને તોબા કરવાનો તથા નવેસરથી નિકાહ કરવાનો હુકમ કરવામાં આવશે અને જો તેની નૈયતમાં એવું કોઇ કારણ હોય કે જે કુફ્રને રોકાણ કરનાર હોય અને જબાનથી તેણે કંઇ કહ્યું ન હોય તો તે મુસલમાન છે. આલમગીરીયા. મસલો જો બાબત એવી હોય કે તેના કુફ્રમાં ઇખ્તેલાફ હોય તો

(કર્તા] કહે છે. પણ તેને જોઇએ કે પોતે કુફરના એક કારણથી પણ ડરીને બચતો રહે,

**મસલો** શેખેન (અબુબકર ઓમર (રદી)ને ગાળો ભાંડવાથી (તથા તેઓ પર લાનત કરવાથી) કાફેર થાય છે.* અલી (રદી)ને એઓથી શ્રેષ્ઠ (અફજલ) જાણવાથી કાફેર થતો નથી. પણ એ બિદઅત છે.

**મસલો** ખુદાના દીદાર (દર્શણ)ને મહાલ (અસંભવિત) જાણવાથી કાફેર થાય છે.

**મસલો** ખુદા માટે દેહ કેહવું[૮] તથા હાથ, પગ, મ્હોં કેહવા કુફર છે.

**મસલો** જો કોઇ કુફરનો કલેમો શબ્દ કે વાક્યો) પોતાના અખ્તીયારથી કહે, અને તે જાણે નહીં કે આ કલમો કુફરનો છે તો ઘણા ઓલમાઓનો આ મત છે કે તે કાફેર થશે. નહીં જાણવાનો ઉજર ચાલશે નહીં. અને જો અવિચારે મ્હોંથી નીકળી જશે તો કાફેર થશે નહીં.

**મસલો** જો કોઇ કુફર કરવાનો વિચાર કરશે[૯] અગર જો લાંબી મુદતે કરવાનો, પણ તે તરત* કાફેર થશે.

**મસલો** જો કોઇ કતઇ (ખાતરી પુરવક) હરામને હલાલ કેહશે[૧૦] અથવા કતઇ હલાલને હરામ કેહશે અથવા ફરજને ફરજ નહીં જાણશે તો તે કાફેર થશે.

**મસલો** જો કોઇ મુરદારનું ગોશત વેચશે અને કેહશે કે આ મુરદાર નથી હલાલથી છે તો તે કાફેર થશે નહીં.

**મસલો** એક પુરૂષે બીજાને કહ્યું કે શું તો ખુદાથી ડરતો નથી ? તેણે કહ્યું નહીં.[૧૧] તો

---

તેના કેહનારને તોબા કરવાનો, નવેસરથી નિકાહ કરવાનો, તથા એ વાત ખેંચી લેવાનો હુકમ કરવામાં આવશે. એહતેયાતને લીધે. અને જે ખતાના શબ્દો હોય અને કુફરના કારણ ન હોય તેને એ ચીજોનો હુકમ કરવો જોઇએ નહીં તે આલુસ મુસલમાન છે. આલમગીરીયા.

* સહાબા (રદી)ને બુરૂં કેહવું ઘણુંજ બુરૂં છે. પણ સહી મત આ છે કે તે કાફેર થતો નથી વાંચો મોલવી અબ્દુલહૈય લખનવી (રહ)નો મજમુએ ફતાવા જીલદ ૧ પૃષ્ટ ૯૩–૯૬ તથા અલ્લામા શામીનો રિસાલો "તનબીહુલ વોલાતે વલ હુક્કામ અલા અહકામે શાતેમે ખૈરીલ અનામ" પૃષ્ટ ૭૩. ગુ. મો.

૮ કુરઆન શરીફમાં જે કંઇ "યદ" "વજહ" ખુદા તઆલા વિષે કહેવાયા છે તેથી મતલબ દેહ તથા શરીર નથી. કેટલાકોએ કહ્યું છે કે એ શબ્દોનો તરજુમો ફારસી (ઉર્દુ, ગુજરાતી વગેરે)માં કરવો (યદનો તરજુમો દસ્ત તથા હાથ વજહનો રૂઅ તથા મ્હોં) દુરૂસ્ત છે. જો દેહ તથા અવયવનો અકીદો રાખતો ન હોય તો. અને ઘણાઓએ કહ્યું છે કે દુરસ્ત નથી. તાતારખાનીયા.

૯ **મસલો** કોઇના દીલમાં એવો ખતરો આવે કે જે કુફરનું કારણ હોય તેને જો નારાજની હાલતમાં કેહશે તો એ ખાલેસ ઇમાન છે. આલમગીરીયા **મસલો** જો કોઇ શખ્સ પોતાની જુબાનથી ખુદાથી કુફર કલેમો કેહશે અને તેનું દીલ ઇમાન ઉપર હશે તોબી તે કાફેર થશે. અને ખુદા તઆલાની નજદીક પણ તે મુમીન નથી. કાજીખાન.

* ઇસ્લામી ધર્મનું મંડન તથા ખ્રીસ્તી ધર્મનું ખંડન એ આ વખતમાં અગત્યનું છે તેની નિન્દા કરવી કુફર છે હવે જો કોઇ મુસલમાન એની નિન્દા કરવાનો વિચાર કરશે અથવા એની નિન્દા માટે કોઇ રેવરન્ડને ત્યાં જવાનો વિચાર રાખશે તો તે તરત કાફેર થશે. ગુ. મો.

૧૦ અથવા હરામને હલાલ જાણશે અથવા હલાલને હરામ જાણશે તો તે કાફેર થશે આ હુકમ તે વખતે છે કે તે ચીજ ખુદ હરામ હોય (હરામ લે અનિહી હોય] તેને હલાલ માન્યું હોય તો. પણ જો તે [ખુદ તો હરામ ન હોય પણ બીજી કોઇ ચીજને લીધે હરામ હોય (હરામ લે ગેરેહી હોય) તેમાં કુફર નથી (દાખલા તરીકે જીના હરામ લેએનીહી છે તેને હલાલ કેહવું કે માનવું કુફર છે અને સુર્યાસ્ત વખતે નમાજ પડવી હરામ લે ગેરેહી છે તેનું હલાલ જાણવું કુફર નથી.) અને હરામ લે અનિહીમાં પણ તે સુરતમાં કુફર લાગુ પડશે કે તેનું હરામપણું કતઇ દલીલથી સિદ્ધ થયું હોય અને જો હદીસથી હરામ સિદ્ધ થયું હોય તો કુફર થશે નહીં. આલમગીરીયા.

૧૧ આલમગીરીયામાં છે કે કોઇ શખ્સે બીજાને મારવાનો વિચાર કર્યો ત્યારે તે બીજાએ કહ્યું કે શું તું ખુદાથી ડરતો નથી ? ફરી તે શખ્સે કહ્યું કે નહીં. તો ઇમામ મોહમ્મદ (રહ) થી રિવાયત છે કે તે કાફેર થશે નહીં. કારણ કે તે શખ્સ કહી શકે છે જે હું કરી રહ્યો છું તેમાં ખુદાનો ડર છે. અને જો કોઇ શખ્સને

તે કાફેર થશે. અને મોહમ્મદ બીન ફેદેલ (૨૯) ની નજદીક જો તે ગુન્હમાં હશે (અને કેહશે કે હું ખુદાથી ડરતો નથી) તો કાફેર થશે. અને જો ગુન્હમાં નહી હશે તો કાફેર થશે નહીં.

**મસલો** જો કોઇ કહે કે જો તે ખુદા હતે૧ તો પણ હું મારૂં હક તેનાથી લેતે તો તે કાફેર થશે.

**મસલો** જો કોઇ કહે કે ખુદા તારી સાથે પુરો પડતો નથી૨ તો હું કેવી રીતે તારી સાથે પુરો પડું?૩ તો તે કાફેર થશે.

**મસલો** જો કોઇ કહે કે આસમાનપર મારો ખુદા છે અને જમીન ઉપર તું છે તો તે કાફેર થશે.

**મસલો** જો કોઇનો પુત્ર મરી જાએ ને તે કહે કે ખુદાને જોઇતો હતો તો તે કાફેર થાએ છે, અને જો બીજો તેને કહેશે કે ખુદાએ તારા પર જુલમ કર્યો છે તો તે કાફેર થશે,

**મસલો** જો કોઇ શખ્સ કોઇ પણ જુલમ કરેહ અને તે જુલમ ખમનારો (મજલુમ) કહે કે ઓ ખુદા તુ એને બખ્શ નહીં, જો તું તેને બખ્શશે તો હું બખ્શીશ નહીં તો તે કાફેર થશે,

**મસલો** જો કોઇ કહે કે હું સવાબ તથા અજાબથી બેજાર (કંટાલેલો) છું૪ તો તે કાફેર થશે.

**મસલો** જો કોઇ માણસ વગર શાક્ષીએ નિકાહ કરે અને કહે કે ખુદાને અને ખુદાના રસુલને મેં શાક્ષી કર્યો છે. અથવા ફીરશતાને ગવાહ કર્યા છે તો તે કાફેર થશે,૫ અને મજમએ

ગુન્હમાં જોઇને કોઇ શખ્સે કહ્યું કે નહીં, તો તે કાફેર થશે. કારણ કે આ જગ્યા તેની વાતની બીજી મતલબ થઇ શકતી નથી. અને એવીજ રીતે જો કોઇ શખ્સને કહ્યું હોય કે તું ખોદાથી ડરતો નથી? અને તે શખ્સ ગુસ્સાની હાલતમાં કહે કે નહીં તો તે કાફેર થશે. આલમગીરી કાજીખાન. મસલો જો કોઇ શખ્સ બીજા ઉપર જુલમ કરતો હોય તેને જો કેહવાએ કે શું તું ખુદાથી ડરતો નથી? અથવા તો એમ કેહવાએ કે શું તું કેયામતથી ડરતો નથી? ને તેણે કહ્યું કે નહીં તો તે કાફેર થશે. કાજીખાન મસલો જો કોઇ શખ્સ માંદો થતો ન હોય તેને કોઇ શખ્સ કહે કે આને ખુદા ભુલી ગયો છે તો તે કેટલાક ઓલમાની નજદીક કાફેર થશે. અને એજ સહી છે. આલમગીરીયા.

૧ અને એવીજ રીતે છે જો એમ કહે કે જો તું બંને જહાનનો ખુદા થતે તો પણ હું મારૂં હક તારાથી લેતે તો તે કાફેર થય છે. ખોલાસો. આલમગીરીયા.

૨ અને એવીજ રીતે છે જો એમ કહે કે ખુદા તારા બોલવાને પુરો પડતો નથી તો હું કેમ પુરો પડું તો તે કાફેર થાએ છે. આલમગીરીયા અને એવીજ રીતે જો કહ્યું હેય કે તું એકવાર બાયડીની સાથે બસ પડેલો નહી, તે કહે કે ઓરતોની સાથે ખુદા બસ પડતો નથી તો હું કેમ પુરો પડું તો તે કાફેર થાએ છે, સિયાસીયા,

૭ આલમગીરીયામાં ખુલાસાથી લખાયલું છે જો કે જાલેમના જુલમ કરવાની વખતે કોઇ કહે ઓ પરવરદેગાર આ જુલમ તેને માફ કરવો નહીં, જો તું માફ કરશે તો હું માફ કરીશ નહીં તો એ કુફ્ર છે, જાણે તે કહી રહ્યો છે કે જો તું રાજી થશે તો પણ હું રાજી થઇશ નહી અને વળી તેમાં વર્ણાયું છે કે જો કોઇ મજલુમ (જુલમ ખમનાર) કહે, ઓ અલ્લાહ આ જુલમને તું પસંદ નો કર કેટલાકોએ કહ્યું છે કે તે કાફ્ર થશે પણ સહી મત આ છે કે તે કાફેર થશે નહીં કાજીખાન કહે છે કારણ કે તે માણસે આ શબ્દથી જાલેમના જુલમથી પોતાની નજાત ચાહી છે,

૪ એવીજ રીતે જો કોઇ શખ્સ બીજાને કહે ગુન્હ નોકર કારણ કે ખુદાનો અજાબ મોટો છે, તે કહે કે હું ખુદાના અજાબને એક હાથમાં ઉઠાવીશ તો તે કાફેર થાએ છે. આલમગીરીયા.

૫ કારણ કે તે માણસ એવું માને છે કે ખુદાના રસુલ (સલ) ગૈબ જાણે છે અને ખુદાના પેગમ્બર (સલ) પોતાની જીનદગીમાં ગૈબ જાણતા નહતા તો મરવા પછી ગૈબ કેમ જાણે કાજીખાન બહારે રાએક જીલદ ૩ પૃષ્ટ ૯૪માં છે "બાનીયા તથા ખુલાસામાં છે કે જો કોઇ શખ્સ ખુદાને અને તેના રસુલને શાક્ષી રાખીને નિકાહ કરસે તો તે નિકાહ થસે નહીં અને નબી સાહેબ [સલ] ગૈબ જાણે છે એવું માનવાને લીધે તે કાફેર થાએ છે" એવીજ રીતે આલમગીરીયા જીલદ ૩ પૃષ્ટ ૧૬૨માં છે તથા ફતાવા બરહના પૃષ્ટ ૧૫ તથા કાજીખાન જીલદ ૧ પૃષ્ટ ૧૫૭ તથા જીલદ પૃષ્ટ ૪૬૮ વગેરેમાં છે આથી સાફ રીતે જણાએ છે કે નબી (સલ) ગૈબ જાણનાર નહોતા. અને

નવાજેલમાં છે કે જો તે એમ કહે કે મેં સીધા હાથ તરફના તથા ડાબા હાથ તરફના ફીરશતાઓને[૬] સાક્ષી રાખ્યા છે તો તે કાફેર થશે નહીં.

**મસલો** જો કેઇ જાનવર બોલે ફરી કોઇ માણસ કહે કે બીમાર મરી જશે, અથવા અનાજ મોઘો થશે. અથવા કોઈ જાનવર બોલ્યું અને (તેથી) એ સફરથી પાછો ફર્યો તો એના કુફરમાં ઇખ્તીલાફ છે.[૭]

**મસલો** જો કોઇ (જુઠ) કહે કે ખુદા જાણે છે કે હું તને હમેશા દરેક ઘડી યાદ કરૂં છું. તો કેટલાકે એ કહ્યું છે કે તે કાફેર થશે. જો કોઇ કહે કે ખુદા જાણે છે કે જેવી રીતે હું પોતાની ખુશી અને ગમમાં છું. તેવોજ હું તારી ખુશી અને ગમમાં છું. તો કેટલાકોએ કહ્યું છે કે જો તે માણસ જેવી રીતે પોતાની ભલાઇ તથા બુરાઇ માટે માલ જાનથી તૈયાર છે તેવીજ રીતે તેની ભલાઇ બુરાઇમાં માલ જાનથી તૈયાર છે તો તે કાફેર થશે નહીં.

**મસલો** જો કોઇ માણસ કહે કે ખુદાની તથા તારા પગની કસમ તો તે કાફેર થાય છે.[૮]

**મસલો** જો કોઇ કહે કે રિજક ખુદાના તરફથી છે પણ બંદાથી ધુંડવું જોઇએ[૯] તો તે

---

જેજણાવાએલું હોય તેને ગેબ કેહતા નથી. આ મસલો ફોકહાઓમાં એકે મતે મનાએલો છે. પણ અફસોસ કે કેટલાક પેટના પુજારી મોલવીઓ કહે છે કે એ મસલો ખોટો છે. પણ એને વિરૂદ્ધ ફિકહની કઇ બીજી ઇબારત છે ? અથવા કયા માતબર ફકીહે એ મસલાનો ખોટો કે જઇફ કહયો છે ? તેનો જવાબ કશો મળતો નથી. અને વળી બીજા કેટલાક પેટપાળુ મોલવીઓએ મસલાને ગલત તો કેહતા નથી પણ કહે છે કે કાજીખાનાની ઇબારતમાં શબ્દ કાલુ (વિદ્વાનોએ કહ્યું) તો આવેલો છે. એ શબ્દથી જણાય છે કે એ મસલો જઇફ છે. તેનો જવાબ કે બહરે રાએક, ખાનીયા, ખુલાસો ફતાવા બરહના વિગેરેમાં કયાં શબ્દ "કાલુ"નો છે ? એ તો પોતાની મતલબ વિરૂદ્ધ હોવાથી ફાંફાં મારવાના થયા. અને વળી શબ્દ "કાલુ"થી તે મસલો જઇફ છે એવું માનવું ભુલભરેલું છે. એ શબ્દ માત્ર વિદ્વાનોના ઇખતેલાફ બતાવવા માટે છે. અને આ મસલામાં તે કેહનારને કાફેર કેહવામાં બેશક ઓલમા મતફેર છે, પણ નબી સાહેબ ગેબ જાણતા નથી એમાં તો એક ફકીહ પણ વિરૂદ્ધ નથી. અને શબ્દ "કાલુ" ઇખતેલાફ બતાવવા છતાં ઘણી જગ્યા ફતાવા અપાએલા તથા મજબુત મતો ઉપર વપરાય છે વાંચો હિદાયા કિતાબુલ વસીયત પૃષ્ટ ૬૪૨ મુનયા બહસે નીવન પૃષ્ટ ૮૨ શરહ વિકાયા નવાકેજે વોજુ પૃષ્ટ ૭૭ તથા બાબ મા યુફસેદુ–સ્સલાત પૃષ્ટ ૧૧૩ વગેરે. આ મસલાનો વધુ ખુલાસો મારા ગેબી રિસાલામાં છે. ગુ. મો.

૬ એવીજ રીતે આલમગીરીયા જીલદ ૩ પૃષ્ટ ૧૬૨ તથા ફતાવા બરહના પૃષ્ટ ૧૧૫ વગેરેમાં છે. અને આ રૂપમાં કુફર નહીં થવાનું કારણ આ છે કે આ બંને ફીરશતાઓ બંદાઓના અમલ લખવા માટે ઠેરવાયલા છે તો તે નિકાહ ઉપર ખબરદાર થશે. જેથી તે કેહનારો તેઓને ગેબ જાણનાર થયો નથી. અને નિકાહ નહીં થવાનું કારણ તો આ છે કે ફીરશતા શાહેદ થવાની કાબીલીયત લોકોની નજરથી ગાએબ હોવાને લીધે રાખતા નથી. આથી તમો સમજી શકશો કે નબી સાહેબ (સલ) દરેક ચીજના જાણનાર છે એવું માનવું ખોટું છે; કારણ કે જો નબી સાહેબ (સલ) દરેક ચીજના જાણનાર હોત તો એના નિકાહના પણ જાણકાર હોત ફરી જેવી રીતે ડાબે જમણે હાથના ફિરશતાઓને શાક્ષી રાખવાથી તેઓ નિકાહના જાણકાર હોવાથી તે શાક્ષી રાખનાર કાફેર થતો નથી, તેવીજ રીતે નબી સાહેબ (સલ) ને નિકાહના જાણકાર હોવાથી તે સાક્ષી રાખનાર કાફેર થતે નહીં. પણ એને તો ફોકહા એકેમતે કાફેર કહે છે. અને જે ઓલમા તેને કુફરથી બચાવે છે તે પણ એમ કહે છે કે નબી સાહેબને ખાસ વખતમાં ઉમ્મતના કામોની ખબર કરવામાં આવે છે તેમ આ નિકાહની પણ ખબર થશે જેથી તે નબી સાહેબને ગેબ જાણનાર માનતો નથી તો તે કાફર પણ થયો નથી. તેઓ એમ કહેતા નથી કે નબી સાહેબ દરેક ચીજના જાણકાર છે જેથી ડાબા જમણા હાથના ફીરશતાઓની સાક્ષીને માફક આ સાક્ષી રાખવાથી કાફેર થશે નહીં. ગુ. મો

૭ કારણ કે શાયદ એ માણસે નેક ફાલની રૂએ કહ્યું હશે. કાજીખાન.

૮ આલમગીરીયામાં છે. જો કોઈ એમ કહે કે ખુદાની તથા તારા પગની માટીની કસમ તો તે કાફેર થશે અને જો એમ કહે કે ખુદાની તથા જાનની તથા માથાની કસમ તો તેમાં મશાએખોનો એખતેલાફ છે. જખીરા.

૯ એ શિર્ક છે આલમગીરીયા. કારણ કે ખુદાના કામને બંદાના કામ ઉપર અટકેલું માન્યું છે.

કાફેર થાય છે.

**મસલો** જો કોઇ કહે કે જો ફલાણો નબી હતે[૧૦] તો હું તેના પર ઇમાન લાવતે નહીં અથવા એમ કહે કે જો ખુદા મને નમાજનો હુકમ કરતે તો હું તે ગુજારતે નહીં. અથવા એમ કહે કે જો કિબલો આ તરફ હતે[૧૧] તો હું નમાજ ગુજારતે નહીં. તો તે કાફેર થાય છે.

**મસલો** જો કોઇ પણ પેગમ્બરની હલકાઇ કરશે[૧૨] તો તે કાફેર થશે.[૧૩]

**મસલો** જો કોઈ કહે કે આદમ (અલે) કપડું વણતા હતા. બીજો કહે: તો તો આપણે સર્વ જુલાહા છીએ તે આ બીજો[૧૪] કાફેર થાય છે.

**મસલો** જો કોઇ કહે કે જો આદમ (અલે) ઘઉં ખાતે નહીં તો અમો બદ બખ્ત થતે નહીં. તો તે કાફર થાય છે.

**મસલો** જો એક માણસ કહે કે રસુલુલ્લાહ (સલ) આવી રીતે કરતા હતા. બીજો કહે: આ કામ તો બેઅદબીનું છે;[૧૫] તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ કહે કે નખ લેવા (નખ કપાવવા) સુંનત છે.[૧૬] બીજો કહે કે તે અગર જો સુંનત છે હું કરીશ નહીં. તો તે કાફર થાય છે. અથવા જો એમ કહે કે સુંનત શું કામ આવે છે તો તે કાફર થાય છે.

**મસલો** જો કોઇ માણસ સારા કામની આજ્ઞા (અમર મારૂફ) કરે ને બીજો કહે: શું કાંઊં કાંઊં કરે છે[૧૭] તો જો એ વાત રદની તરેહ ઉપર કહી હશે તો તે કાફર થશે.

**મસલો** ફતાવા સિરાજીમાં કહેલું છે કે લેણાવજે કહે કે જો જહાનનો ખુદા છે તો હું

---

૧૦ એવીજ રીતે છે જો કોઇ કહે કે ફલાણો જો નબી હોત તો હું ખુશી થતે નહીં આલમગીરીયા અને એવીજ રીતે છે જો કોઇ કહે કે જો ખુદા મને આવા આવા કામની આજ્ઞા કરતે તો હું કરતે નહીં. અથવા જો ખુદા મને દશ નમાજનો હુકમ કરતે તો હું પડતે નહીં. એ સુરતમાં પણ કાફેર થાય છે. કાજીખાન.

૧૧ તજનીસે મુલતકતમાં છે. જો કોઇ કહે કે ફલાણો કીબલો હોત તો હું તે તરફ મ્હોં કરતે નહીં. અથવા કહે કે જો ફલાણા ખુણામાં કબ્બા હતે તો હું તે તરફ મ્હોં કરતે નહીં. તો તે કાફેર થશે. આલમગીરીયા.

૧૨ જે કોઇ, કોઇપણ નબીનો નકાર કરશે અથવા કોઇ પણ સુંનતને પસંદ નહીં કરશે તો તે ખચીત કાફેર થાય છે. આલમગીરીયા. (આથી તમો સમજી શકશો કે જે મેમણો છોકરીને વારસો આપવાના કાયદાને પસંદ કરતા નથી તેઓ બેશક કાફેર છે. કારણ કે તે તો સુંનતથી વધુ છે તેની સાબેતી કુરઆન હદીસ તથા ઇજમાએ ઉમ્મતથી છે.

૧૩ કેટલાક શાએરો તથા વાએજો હજરત મોહમ્મદ (સલ)ની તારીફ કરે છે તે વેળા બીજા પેગમ્બરની હલકાઇના શબ્દો બોલે છે, તેઓએ એથી બચવું જોઇએ. નબીની ઇહાનત કુફર છે. ફકત હજરત મોહમ્મદ સાહેબ (સલ) ની હલકાઇ કુફર છે એમ નથી. પણ દરેક પેગમ્બરની હલકાઇ કુફર છે. "મનહતુલ ખાલેક, અલા બહરી-રાએક "જીલ્દ ૫ પૃષ્ટ ૧૩૧માં અલ્લામા શામી (રહ) લખે છે. તાતારખાનીયા કહે છે કે 'જવાહેરે ફતાવામાં છે શું એમ કેહવું દુરૂસ્ત છે કે 'જો અમારા નબી (સલ) ઉત્પન્ન થતે નહીં તો અલ્લાહ તઆલા આદમ (અલે) ને ઉત્પન્ન કરતે નહીં' જવાબ વાએજીઓ મિન્બર ઉપર બેસીને આ કહે છે અને આથી મતલબ હજરત મોહમ્મદ (સલ) ની તાજીમ ધારે છે. પણ એવા શબ્દોથી બચવું બેહતર છે. કારણ કે હજરત મોહમ્મદ (સલ) અગર જો મોટા મરતબાના તથા ખુદાના નજદીક માનીતા છે. પણ નબીયોમાંથી દરેક નબીનો એક ખાસ મરતબો તથા એક ખાસ માન છે જે બીજાને માટે નથી. તો દરેક નબી પોતે અસલ થશે" અને બહરે રાએકમાં છે કે આ કેહવું ખોટું છે. ગુ. મો.

૧૪ અને જો પહેલો કેહનાર તેજ કહે કે "તો તો આપણે સર્વ જુલાહા છીએ" તો તેજ માણસ કાફર થશે આલમગીરીયા.

૧૫ દાખલા તરીકે એક શખ્સ બીજાને કહે: જ્યારે રસુલુલ્લાહ (સલ) ખાણું ખાતા હતા, તો પોતાની ત્રણે આંગળીયો ચાટતા હતા. ફરી આ બીજો કહે કે આ બેઅદબીનું કામ છે. તો આ કુફર છે. આલમગીરીયા.

૧૬ એવીજ રીતે જો કોઇ કહે કે આ કેવી રસમ છે મુંછ નીચી કરવી અને અમામાને ગલા નીચે લાવવો. તો જો સુંનતમાં તાનો કરવાની રૂએ કહ્યું છે તો તે કાફર થશે. આલમગીરીયા.

૧૭ આલમગીરીયામાં છે: જો કોઇ શખ્સ સારાં કામની આજ્ઞા કરનારને કહે કે આ શું શોર કર્યો છે તો જો રદ અને ઇનકારની રૂએ કહ્યું હશે તો તેના ઉપર કુફરની બીક છે.

(મારૂં દેણુ) લઇશ.[૧૮] તો કાફેર થશે. અને જો એમ કહે કે જો તે પેગમ્બર છે[૧૯] (તો હું મારૂં દેણુ લઇશ) તો કાફેર થશે નહીં.

**મસલો** જો કોઇ કહે કે ખુદાનો હુકમ આવી રીતે છે. બીજો કહે કે હું ખુદાનો હુકમ કંઇ જાણતો નથી[૧] તો તે કાફેર થશે.

**મસલો** જો કોઇ માણુસ ફતવાની તરફ[૨] જોઇને કહે કે આ બારનામુ (ફરમાન, પરવાનો) ફતવાનું તું શું લાબ્યો? તો જો તેણે શરીઅતને હલકી જાણીને કહ્યું છે તો કાફેર થશે.

**મસલો** જો કોઇ માણસ કહે કે શરીઅતનો હુકમ આવી રીતનો છે બીજો માણસ જોરથી ડકાર મારે અને કહે કે આ શરીઅત છે તો તે કાફેર થશે.

**મસલો** જો કોઇ શખ્સને કોઇ કહે કે ફલાણા માણસથી સુલાહ (મેલ) કરી લે. તે શખ્સ કહે કે બુત (મુર્તી)ને સિજદો કરૂં પણ તેની સાથે સુલાહ કરૂં નહીં. તો તે કાફર થશે નહીં. કારણ કે તેનો ઇરાદો (એથી બુતને સિજદો કરવાનો નથી પણ) સુલહ કરવાને આગુ ગણવું છે.

**મસલો** જો કોઇ કોઇ ફાસેક સારા માણુસોને પોતાની ફીસ્ક (બુરા કામ)ની મજલેસના તરફ ઇશારો કરીને કહે કે આવો મુસલમાની જુઓ તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ દારૂ પીનારો કહે કે જે અમારી ખુશી ઉપર ખુશી હોય તે ખુશીમાં રહેજો તો અબુ બકર તરખાન (રહ) કહે છે કે તે કાફર થશે.

**મસલો** જો કોઇ સ્ત્રી કહે આલેમ (મોલવી) પતીના ઉપર લાનત થાય* તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ શખ્સ કહે કે જ્યાં સુધી મને હરામ મલે છે તો હું હલાલની પાસે શા માટે જાઉં તો તે કાફર થશે નહીં.

**મસલો** જો કોઇ શખ્સ બીમારીમાં[૩] કહેઃ જો તું ચાહે તો મને મુસલમાનીમાં માર અને જો ચાહે તો કાફર માર તો તે કાફર થાય છે.

**મસલો** ફતાવા સિરાજીમાં છે કે જો કોઇ કહેઃ મારા ઉપર રોજી કુશાદા કર (મને સુખ્યારો રાખ) અથવા મારાપર જુલમ નહિ કર. તો અબુ નસર (રહ) તેના કુફર વિષે થોભ્યા છે (કંઇ ફેસલો આપ્યો નથી.) પણ જાહેર આ છે કે કાફેર થાય છે કારણ કે ખુદા વિષે જુલમનો અકીદો રાખવો કુફર છે.

**મસલો** કોઇ શખ્સ અજાન (બાંગ) કહે અને બીજો કહે કે તેં જુઠ કહ્યું છે[૪] તો તે કાફર થશે.

---

૧૮ શેખ અબુલ કાસમે કહ્યું છે કે એવું કહેનારો મુરતદ થશે. કારણ કે તે દાવો કરે છે કે તે ખુદા ઉપર ગાલેબ થશે અને કેટલાકોએ કહ્યું છે કે કાફર થશે નહીં. કારણ કે એ વાકયની મતલબ આમ બોલ ચાલમાં (દેણુદાર)ને ડરાવવું છે. એના ખરા અર્થની મતલબ હોતી નથી. કાજીખાન.

૧૯ એટલે જો એમ કહે કે ફલાણો પેગમ્બર હતે તો હું તેનાથી (મારૂ લેણું લેતે તો તે કાફર થશે નહીં. કારણ કે નબીથી પોતાના હક્ક ની માગણી કરવામાં આવે છે તથા તેઓથી હક્ક વસુલ કરવામાં આવે છે. કાજીખાન.

૧ અબુલ કાસેમ કહે છે; કારણ કે એ વાકયમાં ખુદાના હુકમની હલકાઇ તથા એહાનત છે. કાજીખાન૦

૨ કોઇ શખ્સે પોતાના સામેવાળા આગળ ઓલમાનો ફતવો પેશ કર્યો. તે શખ્સે રદ કરીને કહ્યું કે શું ફતવાનો પરવાનો લાવ્યો છે? તો કેહવાયું છે કે તે કાફર થશે; કારણ કે તેણે શરીઅતના હુકમને રદ કર્યો છે. એવીજ રીતે જો કોઇ ચીજ કહી નહીં પણ ફતવાને જમીન ઉપર નાંખીને કહ્યું આ કેવી શરીઅત છે? (અથવા શું શરીઅત છે?) તો કુફર થશે. આલમગીરીયા.

* નિસાબમાં છે કે જે કોઇ આલેમની સાથે વગર જાહેર કારણે દુશમની તથા કીનો રાખશે તો તેના વિષે કુફરની બીક છે. આલમગીરીયા. ખોલાસો મુલ્લા અલીકારી શરહ ફીકહ અકબરમાં કહે છે કે જાહેર આ છે કે તે કાફર થાય છે. કારણ કે જયારે દુન્યાના કે આખેરતના વગર કોઇ કારણે દુશમની રાખશે તો તે ઇલમે શરીઅતનેજ લીધે દુશમની રાખનાર થશે. ગુ૦ મો૦

૩ એટલે જો કોઇ માંદાની બીમારી લાબી મુદત રહી હોય અને વધી પડી જેથી તેણે કહ્યું (એ અલ્લાહ) જો તું ચાહે તો મને મુસલમાન માર અને જો ચાહે તો મને કાફર માર. તો કોઇક ઓલમાએ કહ્યું છે કે તે શખ્સ મુરતદ થયો. કાજીખાન૦

૪ અથવા કહે કે આ બાંગ કહીં કાગડો છે. તો જો તેણે ઇનકારની રૂએ કહ્યું છે તો કાફર

**મસલો** જો કોઇ પેગમ્બર ( સલ )ની એબ કહાડશે અથવા તેમના વાળ મુબારકને રૂંઆટી કેહશે તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ શખ્સ જાલેમ બાદશાહને[૫] આદેલ કેહશે તો ઇમામ અબુ મનસુર માતોરી દીએ (રહ) કહ્યું છે કે તે કાફિર થશે. અને ઇમામ અબુલ કાસેમે (રહ) કહ્યું છે કે કાફર થશે નહીં. કારણ કે તેણે કદી તો અદલ કર્યુંજ હશે.

**મસલો** હમાદીયા તથા સિરાજીમાં કેહવાયલું છે કે હર કોઇ શખ્સ એવું માને કે ખેરાજ વગેરે બાદશાહી ખજાનો તે બાદશાહની મિલક છે તો તે કાફિર થશે.

**મસલો** સિરાજીમાં છે કે જો કોઇ શખ્સ કહે કે તું ગેબનો ઇલમ રાખે છે? તે કહે કે રાખું છું તો તે કાફર થશે.*

**મસલો** જો કોઇ શખ્સ કહે કે જો ખુદા મને તારા વગર જન્નતમાં લઇ જશે તો હું જઇશ નહીં તો સહી આ છે કે તે કાફર થશે નહીં

**મસલો** જો કોઇ શખ્સ કહે કે હું મુસલમાન છું. બીજો કહે કે તારાપર અને તારી મુસલમાની ઉપર લાનત છે તો તે કાફર થશે. અને જામેઉલ ફતવામાં છે કે જાહેર આ છે કે કાફર થશે નહીં.

**મસલો** સિરાજીઆમાં છે કે જો કોઇ શખ્સ કહે કે જો ફીરસ્તાઓ અથવા પેગમ્બરો શાક્ષી આપે કે[૬] તારી પાસે ચાંદી ( પૈસા ) નથી તો હું કબુલ કરીશ નહીં તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ શખ્સ બીજાને કહે કે ઓ કાફર! તે કહે કે જો હું કાફર નહોત તો તારી સંગત કરતે નહીં તો કેટલાકોએ કહ્યું છે કે કાફર થાય છે અને કેટલાકોએ કહ્યું છે કે કાફર થશે નહીં.[૭]

**મસલો** જો કોઇ શખ્સ કહે કે તારી સાથે રેહવા કરતાં કાફર થવું બેહતર છે તો તે કાફર થશે નહીં કારણ કે તેની (એથી) મતલબ આધે રહેવું છે.

**મસલો** જો કોઈ શખ્સ બીજાને કહે કે તું નમાજ પઢ. તે જવાબમાં કહે કે તેં આટલો વખત નમાજ પડીને શું ધોલું ( શું હાસલ કીધું ) અથવા આટલી વાર મેં નમાજ પડી તો શું મળ્યું?[૧] તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ શખ્સ બીજાને કહે કે તું કાફર થયો. તે જવાબ આપે કે કાફર થયેલો

---

થશે અને જો કોઇએ અજાન સાંભળી અને કહ્યું કે આ ધાટરડીનો તે અવાજ છે તો કાફર થાય છે. આલમગીરીયા૦

૫ જુમઆને દીવસે મીમ્બરો ઉપર ખુત્બા પડનારા બાદશાહો વિષે જે શબ્દો કહે છે જેમકે 'અલ આદેલુલ આજમ, શહિનશાહે આજમ માલેકો રિકાબીલ ઓમમ, સુલતાનો અરદી લ્લાહ, મલિકો બિલાદીલ્લાહ, મોઇનો ખલીફતી લ્લાહ" (મોટો અદલ કરનાર; મોટો શહિનશાહ, ઉમ્મતોના ગરદનોનો માલેક, અલ્લાહની જમીનનો માલિક, અલ્લાહના મુલકનો માલિક) એ શબ્દો કેહવા જોઇએ નહીં. કારણ કે એમાંના કેટલાક શબ્દો કુફર છે અને કેટલાક જુઠ છે અને કેટલાક ગુન્હા છે. જેમ કે શહિનશાહનો શબ્દ આજમના વિશેષણ વગર ખુદાનીજ સાથે ખાસ છે એ શબ્દો બંદાઓના વિશેણમાં લાવવા દુરસ્ત નથી. અને "મલિકો રિકાબીલ ઓમમ" એ તદન જુઠ છે. અને એવીજ રીતે બીજા શબ્દો તદન જુઠ છે, આલમગીરીયા. **મસલો** જો કોઇ કાફર મુસલમાન થાય તેને કોઇ કહે કે તારા કરમમાં શું ભોગ ફરેલા હતા ( કે તું મુસલમાન થયો)? તો તે કાફર થયો. આલમગીરીયા૦

* કારણ કે ગેબ જાણવું એ અલ્લાહનો ખાસ્સો છે એમાં બીજાને ભેળવું તથા પોતાને ભેળવું એ કુફર છે. શરહ અકાએદ નસફી. શુ. મો.

૬ અને એવીજ રીતે જો એમ કહે કે હું ફલાણા માણસની શાક્ષી સાંભળતો નથી અગર જો તે જીબરાઇલ કે મીકાઇલ હોય તો તે કાફર થશે. આલમગીરીયા.

૭ અને એજ સહી છે, અને કાજી ઇમામ જમાલુદ્દીન એના ઉપરજ ફતવો આપતા હતા. આલમગીરીયા૦

૧ અથવા એમ કહે કે હું કોની નમાજ પઢું માબાપ તો મરી ગયા. અથવા એમ કહે કે નમાજ પડેલી અને નહીં પડેલી સર્વે બરાબર છે. અથવા એમ કહે કે મેં કેટલીક નમાજ પડી જેથી મારૂં દીલ અકડાય ગયું. અથવા કહે કે નમાજ કોઇ ચીજ નથી કે જો તે રહેશે તો નાપાક થશે. આ સર્વ કુફર છે. ખજાનતુલ મુફતીન. આલમગીરીયા. અને એવીજ રીતે જો એમ કહે કે બે નમાજી શું સારૂં કામ છે! તો તે કાફર થશે.

જાણુ તો તે કાફેર થશે,

**મસલો** જો કોઇ કહે કે મને અલ્લાહ તઆલાથી આયડી વધુ પ્રીય છે (મહબુબ) તો તે કાફેર થશે. તેને તોબા કરાવવી જોઇએ જો તે તોબાં કરશે તો નવેસરથી નિકાહ કરાવવા જોઇએ.

**મસલો** જો કોઇ કાફેર કોઇ મુસલમાનને કહે કે મને મુસલમાની શીખવ[2] કે જેથી હું તારી પાસે મુસલમાન થાઉં. તે તેને ઉત્તર આપે કે થોભી જા કે જેથી ફલાણા આલેમ કે કાજીની પાસે જાએ. તે તને મુસલમાની શીખવશે. ત્યારે તું તેની પાસે મુસલમાન થજે. તો સહી આ છે કે તે (મુસલમાન) કાફેર થશે નહીં, અને જો કોઇ વાએજ (તેના ઉત્તરમાં) કેહશે કે થોભી જા કે ફલાણે દીવશે મારી મજલેસમાં મુસલમાન થજે તો ફતવો આપર છે કે તે (વાએજ) કાફેર થશે.

**મસલો** જો કેઇ કહે કે મને રોજા નમાજથી (અલ્લાહ) પાછો જલદી લઇ લ્યે, તો તે કાફેર થશે.

**મસેલો** જો કોઇ કહે કે તું થોડા દીવસ નમાજનો પઢ કે જેથી એ નમાજનો મીઠાસ તને જણાએ[3] તો તે કાફેર થશે.

**મસલો** જો કોઇ કહે કે આલેમોનું કામ તેજ છે અને કાફેરોનું કામ પણ તેજ છે[4] તો તે કાફેર થશે. અને જો તે આ વાત કોઇ ખાસ મોલવી માટે કેહશે તો તો કાફેર થશે નહી.

**મસલો** જો કોઇ શખ્સ દુઆમાં કહે કે એ અલ્લાહ તું તારી રહમત મારેથી રોક નહીં તો એ કુફરના શબ્દોમાંથી છે.

**મસલો** જો કોઇ શખ્સ કોઈ ઓને શીખવે કે તું મુરતદ થા (ધર્મથી ફરીજા) કે જેથી તું તારા ધણીથી જુદી થશે (અને નિકાહ તુટી જશે) તો તે કેહનારો કાફેર થશે[5]

**મસલો** કુફરથી રાજી રેહવું પોતા માટે અથવા બીજા માટે કુફર છે. અને સહી આ છે કે જો કુફરને બુરૂં જાણીને પોતાના દુશમન માટે ચાહે કે તે કાફેર થાય તો આ માણસ એવી ઇચ્છાથી કાફેર થશે નહીં.

**મસલો** જો કોઇ શખ્સ દારૂની બેઠકમાં વાએજોની જેમ ઉંચી જગ્યાએ બેસે અને હાસીની વાતો કહે અને મજલીસવાળાઓ તેથી હસે તો તે સર્વ કાફેર થશે.

**મસલો** જો કોઇ શખ્સ એવી આશા પ્રગટ કરે અને કહે કે જીના કરવી અથવા નાહક કતલ કરવું જો હલાલ હોત, તો તે કાફેર થશે[6] અને જો તે એવી આશા કરે અને કહે કે જો દારૂ હલાલ હોત અથવા રમજાનના મહીનાના રોજા ફરજ નહોત તો તે કાફેર થશે નહીં.

**મસલો** જો કોઇ શખ્સ કહે કે ખુદા જાણે

---

૨ દાખલા તરીકે કોઇ ખ્રીસ્તી કોઇ મુસલમાનની આગળ આવીને કહે મને ઇસ્લામ શીખવ કે હું તારી પાસે મુસલમાન થાઉં. તે કહે કે ફલાણા મોલવી પાસે તું જા કે તે તને ઇસ્લામ શીખવે અને તું તેની પાસ મુસલમાન થા. તો એમાં ઓલમાઓ મતફેર થયા છે ફકીહ અબુ જાફરે કહ્યું કે તે કાફેર થતો નથી. કારણ કે અલેમ એવો સમજ પાડે છે અને શીખવે છે કે તેવી રીતે જાહેલ શીખવી શકતો નથી. કાજીખાન.

૩ એટલે કોઇ શખ્સ બીજાને કહે કે નમાજ પઢ. કે જેથી નમાજ પડવાનો મીઠાસ મળે. તો એ શખ્સ તેના જવાબમાં કહે કે તું નમાજને છોડી દે કે જેથી એ નમાજીપણાનો મીઠાસ જુએ તો તે કાફેર થશે. આલમગીરીયા.

૪ એટલે જે કામ મોલવીયોનું છે તેજ કાફેરોનું છે. અને આ શબ્દો બોલનાર ઉપર કુફરનો હુકમ તે વખતે કરવામાં આવશે કે તેની મતલબ સર્વ કામોની હોય કે જેથી ખરૂં ખોટું બંનેને સરખું ગણનારો થાય. આલમગીરીયા.

૫ કારણ કે તે મુરતદ થવાની શીખામણ આપી ને કુફરથી રાજી થયો છે. અને જે કોઇ બીજાના કુફરથી રાજી થાય તે કાફેર થાય છે. અને એવીજ રીતે જે કોઇ બીજાને કુફર કલેમાની શીખામણ આપશે તેણે કુફર કર્યું છે અગર જો તેણે હસીની રૂએ કુફર શીખવ્યું હશે. અબુ હનીફા (રદી)થી એવીજ રીતે રિવાયત થઇ છે કાજીખાન. **મસલો** કોઇ શખ્સ ગુન્હો કરે છે અને કહે છે કે મુસલમાની આવી રીતે જાહેર કરવી જોઇએ. તો કાફેર થાય છે. આલમગીરીયા.

૬ મતલબ કે જે ચીજ કોઈ પણ વખતમાં હલાલ થઇ ન હોય જેમકે જીના વગેરે તો તેના હલાલ થવાની આશા કરવી હરામ છે. અને જે ચીજ કોઇ પણ વખતમાં હલાલ થઇ હોય જેમ કે શરાબ તથા ભાઇ બેનમાં નિકાહ થવા. તો એના હલાલ થવાની ઇચ્છા કરવી હરામ નથી. આલમગીરીયા.

છે, મેં આ કામ કર્યું નથી. અને જુઓ તો તેણે તે કામ કર્યું છે, તો એ મતમાંથી ખરોમત આ છે કે તે કાફેર થશે. અને ઇમામ સરખસીથી રિવાયત છે કે જો તે કસમ ખાનારો માને છે કે આ જુઠી વાત કેહવી કુફર છે (છતાં તેણે કામ નહી કરીને કહ્યું કે મેં કર્યું છે ખુદા જાણે છે) તો એ સુરતમાં કાફેર થશે અને જો એવું માનતો ન હોય તો કાફેર થશે નહીં, અને હીંઆ મુદ દીનનો ફતવો એનાપર છે.

**મસલો** ઇમામ તહાવીએ (૨૯) કહ્યું છે કે જે ચીજ ઉપર ઇમાન લાવવું વાજેબ હોય ૭ (એટલે તે ચીજ દીનની જરૂરીયાતથી હોય) તો તેવી ચીજના નકાર કરવાથી ઇમાનથી ખારેજ થાય છે.

**મસલો** ઇમામ નાસેરૂદદીને (૨૯) કહ્યું છે કે જે ચીજથી મુરતદ થવું યકીની હોય તેવી ચીજના જાહેર થવાથી મુરતદ પણાનો હુકમ કરવો જોઇએ. અને જે ચીજથી મુરતદ થવામાં શક હોય તો તેથી મુરતદ પણાનો હુકમ કરવો ન જોઇએ; કારણ કે શકથી સિદ્ધ થયેલી ચીજ૮ મટતી નથી. અને જુઓ તો ઇસ્લામ બુલંદ છે તે નીચે પડેલું નથી. અને મુસલમાનને કાફેર કેહવાનો હુકમ આપવામાં જલદી કરવી જોઇએ નહી, ૯ અને જુઓ તો જબરદસ્તીથી ઇસ્લામ લાવનારના ઇસ્લામના ખરા પણાનો ઓલમાઓએ હુકમ કર્યો છે.

**મસલો** તાતાર ખાનીયામાં યનાબીથી કેહવાયલું છે કે અબુ હનીફાએ (૨૯) ફરમાવ્યું છે કે જ્યાં સુધી કુફરનો અકીદો નહીં કરાએ ત્યાં સુધી કુફર કુફર થતું નથી

**મસલો** મોહીત અને જખીરામાં છે કે જ્યાં સુધી વિચારથી કુફર નહીં કરે ત્યાંસુધી મુસલમાન કાફેર થતો નથી.

**મસલો** મુજમરાતમાં નિસાબ તથા જામેએ સગીરથી કહેવાય છે કે જો કોઇ શખ્સ કુફર કલેમો જાણી બુજીને કહે પણ તે કુફરનો એતેકાદ કરે નહીં તો કેટલાક ઓલમાઓએ કહ્યું છે કે તે કાફર થતો નથી, કારણ કે કુફરની વલગણ અકીદાની સાથે છે. અને કેટલાકોએ કહ્યું છે કે

૭ જેમકે તોહીદનો ઇનકાર કરે અથવા ખુદાના વાએદાનો કે વઇદનો ઇનકાર કરે અથવા અલ્લાહના કોઇ હુકમનો નકાર. અથવા કોઇ પેગમ્બરનો ઇનકાર. અથવા ફીરશતાનો કે કિતાબનો અને એવીજ રીતે ખુદાની તરફ છોકેરાની નિસબત કરે અથવા જહાલતની અથવા આજીજ થવાની અથવા નુકસાનીની અથવા અલ્લાહ તઆલાના નામોમાથી કોઇ નામની મશખરી કરે અથવા જે ગુણ કે તેની જાતને લાએક ન હોય તેને તેનો વિશેષણ કરે. આ સર્વ સુરતોમાં કાફેર થાય છે, આલમગીરીયા.

૮ એટલે મુમીનમાં ઇમાન તથા ઇસ્લામ સાબેત છે તે શક ભરેલા મુરતદપણાથી જશે નહીં. કારણ કે યકીન શકથી ટલતું નથી.

૯ એટલે મુફ્તી તથા આલેમની શાનને લાયક છે કે જ્યારે તેનાથી એવા કોઇ માણસ વિષે ફતવો મંગાએ તો તે અહલે ઇસલામને કાફેર બનાવવામાં જલદી કરે નહીં એટલુંજ નહીં પણ કુફરના કારણો ઉપર ઇસલામના કારણને (જો મળી આવે તો) શ્રેષ્ઠ ગણે **મસલો** હસી ઠઠો કરનારો જ્યારે હલકાઇ તથા હસીની રૂએ કુફરનો કલેમો બકશે તો તે જુખહુરની નજદીક કાફર થશે. અગર જો તેનો અકીદો તેમ (કહેવાથી) ઉલટો હશે, આલમગીરીયા **મસલો** જો કોઇ શખ્સની જુબાન ઉપર ચુકથી કુફરનો કલમો નીકળી જાએ તે એવી રીતે કે કુફર વગરનો કલેમો (વાકયો) બોલવાનો વિચાર કર્યો અને અવિચારે કુફર કલેમો તેની જીભથી નીકળી ગયો તો એકે મતે કુફર થશે નહીં, ફતાવા કાજીખાન **મસલો** કુફ્ફાર પાચ તરેહના છે, એક ખુદાનો મુનકેર જેમ કે દહરીયા (નાસ્તિક) બીજો વહદાનીયતનો (ખુદાને એક માનવાનો) નકાર કરનાર જેમ કે બે ખુદા માનનારા (પારસીઓ વગેરે) ત્રીજો આ બંનેને તો માને પણ પેગમ્બરોના મોકલાએલા થવાને (બઅસતે રેસલનો) નકાર કરનાર જેમ કે ફલાસફા, ચોથો મજકુર ત્રણે બાબતોનો નકાર કરનાર, જેમ કે મુર્તિપુજક, પાચમો મજકુર ત્રણે બાબતોને માનતો હોયપણ હજરત મોહમ્મદ મુસતફા (સલ)ની રિસાલતને સર્વને માટે નકાર કરનાર જેમકે ઇસવીયા, તો પેહેલી તથા બીજી તરેહની કાફરને "લાએલાહ ઇલ-લ્લાહ"નો એકરાર બસ થાય છે, અને ત્રીજી તરેહના કાફરને "મોહમ્મદ રસુલુલ્લાહ"નો એકરાર કરવો બસ થાય છે, અને ચોથી તરેહનાને આ બંને એકરારોમાં એકનો એકરાર બસ થાય છે, અને પાચમા તરેહનાને બંને તરેહનો એકરાર કરવો તથા ઇસ્લામ વિરૂદ્ધ દરેક દીનથી નારાજ થવું છે, દુરેં મુખ્તાર,

તે કાફર થશે[1] કારણ કે તે કુફરથી રાજી છે.

**મસલો** જો કોઇ જાહેલ કુફર કલેમો કહે અને તે જાણતો નથી, આ કુફર કલેમો છે[2] તો કેટલાક ઓલમાઓએ કહ્યું છે કે તે કાફર થશે નહીં, અને જહાલત ઉજર છે. અને કેટલાકો એ કહ્યું છે કે તે કાફર થશે. કારણ કે જહાલત ઉજર નથી.

**મસલો** ધણી ધણીયાણીમાંથી એકના મુરતદ થવાથી તુરત નિકાહ તુટી જાય છે[3] કાજીના ફેસલો કરવા ઉપર અટકેલું નથી. આ મુનતકાની રિવાયત છે.

**મસલો** જો કોઇ શખ્સ અગ્નિ પુજારીના જેવી ટોપી અથવા હીન્દુઓ જેવું કાછું પહેરે તો કેટલાક ઓલમાઓએ કહ્યું છે કે તે કાફર થશે. અને કેટલાકોએ કહ્યું છે કે કાફર થશે નહીં. અને કેટલાક પાછલાવાળાઓએ કહ્યું છે કે જો તે જરૂરતને લીધે પેહેરશે તો તે કાફર થશે નહીં.

૧ એજ સહી છે અને નજદીક અકરે રાએક. એવીજ રીતે આલમગીરીયામાં છે. મસલો જો કોઇ કહે કે હું ઇસલામની સિફત જાણતો નથી તો તે કાફર થશે. શમસુલ અઇમ્મા હલવાઇ એ આ મસલાને બયાન કર્યા બાદ એવા માણસના કાફર કહેવામાં ઘણું લંબાણ કર્યું છે. આલમગીરીયા. (ભાષાંતર કર્ત્તા કહે છે કે જો કોઇ શખ્સ ઇમાનની સિફતો જાણતો ન હોય પણ તેમાં આવેલી બાબતોને જાણતો હોય ખુદા ઉપર ઇમાન લાવવું ઇત્યાદિ તો તે એકમતે કાફર થશે નહીં)

૨ એટલે કોઇ માણસે કુફર કલેમો કહ્યો અને તે જાણતો નથી કે આ બાબત કુફરની છે પણ તેણે પોતાના અખત્યારથી તે વાત કહી છે તો તે ઘણા ઓલમાના મત પ્રમાણે કાફર થાય છે અને તેના અજાણપણાનો ઉજર કબુલ કરવામાં આવશે નહીં. પણ બીજા કેટલાક ઓલમા આથી વિરૂદ્ધ છે. ખોલાસો. આલમગીરીયા.

૩ કેટલાએક બલખના મશાએખોએ કહ્યું છે કે (નિકાહ તુટવામાં) સ્ત્રીના મુરતદ થવાના ગણતરી નથી. અને કાજી તેને શિક્ષા કરશે પણ ઘણા ઓલમાઓની નજદીક તેણીનું મુરતદ થવું પણ ગણત્રીમાં છે કે તે મુરતદ થતાંજ ધણીથી જુદી થશે પણ આટલું કે કાજી તેને ઇસલામ લાવવા ઉપર તથા નવેસરથી નિકાહ કરી પોતાના ધણી તરફ ફરેવા ઉપર જબરદસ્તી કરશે. કાજીખાન.

**મસલો** જો કોઇ માણસ જનોઇ (અથવા કસ્તી) બાંધશે તો કાજી અબુ હફસે (રહ) કહ્યું છે કે જો કાફરના હાથથી છુટવા માટે આ કર્યું છે તો કાફર થશે નહીં. અને જો વેપારમાં લાભ માટે કર્યું છે તો કાફર થશે.

**મસલો** મજુસીઓ (પારસીઓ) નવરોજના દીવસે ભેગા થાય[4] અથવા હિન્દુએ હોળી કે દીવાળીમાં ખુશી કરે અને કોઇ મુસલમાન કહે કે એઓએ આ સારો તરીકો કહાડયો છે તો તે કાફર થશે

**મસલો** મજમએ નવાજેલમાં છે કે કોઇ પુરૂષ નાહકો ગુન્હો કરે ફરી કોઇ બીજો પુરૂષ તેને કહે કે તું તોબા[5] કર. તે કહે કે મેં શું કર્યું છે કે હું તોબા કરૂં તો તે કાફર થાય છે.

મસલો જો કોઇ શખ્સ હરામ માલથી સદકો કરે અને સવાબની આશા રાખે તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ ફકીર જાણે કે તેને હરામ માલમાંથી આપ્યું છે અને તેને માટે દોઆ કરે અને સદકો આપનારો આમીન કહે તો કાફર થશે.

મસલો[6] જો કોઇ ફાસેક શરાબ પીએ અને તેના સગાઓ આવીને તેનાપર પૈસા લુટાવે અ-

૪ મજુસીઓના નવરોજને દીવસે તેઓ જે કરે છે તેમાં મવાફેકત કરવાને લીધે બહાર નીકળવું તથા તે દીવસના માનમાં તે દીવસે ખાવા પીવાની ચીજ સિવાય બીજું કંઇ ખરીદવું કે જે પ્રથમ ખરીદતો નહતો. તથા મુશરેકોને માટે તે દીવસમાં માનની રૂએ ભેટ મોકલવી એ કુફર છે આલમગીરીયા.

૫ તોબા કર એટલે ગુન્હો કીધાથી ખુદાની બંદગીના તરફ ફર. અથવા તેની નાફરમાનીથી ખુદાના તરફ રજુ થા.

મસલો જો કોઇ શરાબનો પ્યાલો પકડે અને બિસમીલ્લાહ કહીને પીએ, તો તે એકમતે કાફર થશે. અને એવીજ રીતે જીનામાં સંભોગ વખતે અથવા જુવામાં પાસા પકડે અને બિસ-મિલ્લાહ કહે તો કાફર થશે. ફેસુલે એમાદીયા. આલમગીરીયા. મસલો જો કોઈ સ્ત્રી કમરે દોરી બાંધે અને કહે કે આ કસ્તી છે. (અથવા ડોકમાં દોરી નાંખે અને કહે કે આ જનોઇ છે) તો તે કાફર થશે. આલમગીરીયા.

**થવા મુબારકબાદી આપે તો આ બંને સુરતોમાં સર્વ (સઘળા) કાફર થશે.**

**મસલો** પોતાની બાયડીથી લવાતેત* ને **હલાલ જાણવા**થી **કાફર થશે નહીં**૭ **અને** પાકી **સીથી (હલાલ જાણવાથી) કાફર થશે.**

**મસલો** હેજની **હાલતમાં** જીમા (**સ્ત્રી મીલાપ**) **ને હલાલ** જાણવું કુફર છે૮ અને ઇસ્તીબરા× **ની હાલતમાં** (હલાલ જાણવું) બિદઅત છે, કુફર નથી.

**મસલો** ખોસરોવાનીમાં છે કે જો કોઇ શખ્સ ઉંચી જગ્યાએ બેશે અને લોકો તેની **હાસીની રૂએ** મસલા પુછે૯ **અને** તે પણ હાસીની રૂએ જવાબ આપે તો તે કાફર **થશે અને** ઉંચી જગ્યા બેસવું શરત નથી દીની ઇલમની સાથે **હાંસી** કરવી કુફર છે.

**મસલો** જો કોઇ શખ્સ કહે કે મને ઇલમની મજલીસની કશી દરકાર નથી અથવા તે કહે કે જે ચીજ આલમા કહે છે તે કોણ કરી શકે છે તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ શખ્સ કહે કે **પૈસો** જોઇએ છે ઇલમ શું કામ આવે છે.૧૦ તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ કહે કે આ લોકો જે ઇલમ શીખે છે તે દાસતાનો (કિસ્સા કહાણી) છે.૧૧ અથવા બનાવટી વાતો છે, અથવા કહે કે હું મોલવીયોના હીલાનો નકાર કરનાર છું તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ શખ્સ કહે કે મારી સાથે શરીઅતની તરફ ચાલ૧ તે કહે કે સીપાઇ લઇ આવ તો કાફર થશે. અને જો તે કહે કે કાજી પાસે ચાલ તે કહે કે પટાવાળો! લાવ તો કાફર થશે નહીં,

**મસલો** જો કોઇ શખ્સ કહે કે નમાજ જમાઅતથી પઢ. તો બીજો શખ્સ કહે કે ઇજ્ન-સત કાફર થશે. (ઇલમની હલકાઇને લીધે)

---

*લવાતેત એટલે પાછલે માર્ગે ભુંડું કામ કરવું. એની પેહેલ લુત (અલે)ની કોમે કરેલી. જાનવરોમાં ભુંડ તથા ગધેડા વગર કોઇ જાનવર આ કામ કરતું નથી મજાહેસે અબરાર. ગુ૦ મો૦

૭ કુફર નહીં થવું ઇમામ મોહમ્મદ (રહ)થી નવાદેરમાં લખાયલું છે, અને ઇમામ સરખસી (રહ)એ કહ્યું છે કે પોતાની બાયડીથી લવાતેત હલાલ જાણશે તો કુફર થશે. પણ પહેલી વાત એટલે કુફર નહીં થવું સહી છે. આલમગીરીયા.

× જો માણસ કોઇ લોંડીનો માલેક થાય તો તે એક હેજ પુરા સુધી તેનાથી વતી કરે નહીં એને ઇસ્તીબરા કહે છે. ગુ૦ મો૦

૮ કાજીખાનમાં એવી રીતે તફસીલ લખાઇ છે કે જો કોઇ શખ્સ હેજની હાલતમાં સ્ત્રી મીલાપને હલાલ જાણશે તો તેના વિષે અબુ બકર બલખીએ (રહ) કહ્યું છે કે હેજમાં જીમાને હલાલ જાણવું કુફરછે, અને ઇસ્તીબરાની હાલતમાં બીદઅત તથા ગુમરાહી છે, પણ કુફર નથી. અને ઇબરાહીમ બીન રૂસ્તમ (રહ)થી રિવાયત છે કે જો હેજની હાલતમાં જીમાને હાલાલ આવી મતલબથી સમજશે કે કુરઆનમાં જે મના થઇ છે. તે હરામને માટે નથી અથવા તે મનાઇને હું જાણતો નથી તો તે કાફર થશે નહીં, અને જો તે જાણે છે કે આ મનાઇ હરામ કરવા માટે છે એમ છતાં જો હેજની હાલતમાં જીમા કરવાને હલાલ જાણશે તો તે કાફર થશે અને શમસુલ અઇમ્મા સરખસી (રહ)થી રિવાયત થઇ છે કે હેજની હાલતમાં સ્ત્રી મીલાપને હલાલ જાણવું વગર તફસીલે દરેક રીતે કુફર છે.

૯ આલમગીરીયામાં છે કે લોકો કોઇને હાસીની રૂએ મસલા પુછે ફરી તેના ઉપર તકીયા (વગેરે) ફેંકે અને તેઓ આપસમાં હસે તો આ સર્વ કાફર થશે.

૧૦ અથવા એમ કહે કે ઇલમને પ્યાલામાં, (થાળીમાં) અને કોથલીમાં મુકી શકતા નથી અથવા એમ કહે કે મને તો ગજવામાં ચાંદી જોઇએ ઇલમને હું શું કરૂં, તો તે કાફર થશે, આલમગીરીયા.

૧૧ અથવા કહે: કે મોલવાયો જે કહે છે તે મને યાદ છે. (અથવા હું શું જાણું છું એ એહાનતથી કહ્યુ હશે) તો તે કાફર થશે. આલમગીરીયા.

૧ એટલે કોઇ શખ્સ પોતાના સામેવાળાને કહે મારી સાથે શરઅ ઉપર ચાલ. તે સામેવાળો કહે કે તું સીપાઇ લાવ કે હું ચાલું વગર જબરાઇએ હું ચલીશ નહીં, તો કાફર થશે. કારણ કે તેણે શરીઅતની સાથે દુશમનાઇ જાહેર કરી છે, અને જો તે કહે કે મારી સાથે કાજી પાસે ચાલ (અથવા મોલવી પાસે ચાલ) અને સામેવાળો તેજ ઉત્તર આપશે તો કાફર થશે નહીં. આલમગીરીયા૦

**રસલાત તનહા**[૨] તો તે કાફ્રેર થશે.

**મસલો** જો કોઇ મરદ કુરઆન શરીફની આયતને વાડકામાં મુકે અને વાડકાને પાણીથી ભરીને કહે "કાસ દેહાકા" તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ માઅ્‌રૂલ હાંડીમાં બચેલા વિષે કહે "વલ બાકેયાતુ-સ્સાલેહાતો" તો કાફ્રેર થશે.

**મસલો** જો કોઇ મરદ બિસ્મીલ્લાહ કહીને દારૂ પીશે અથવા જીના કરશે તો તે કાફ્રેર થશે.[૩] અને જો બિસ્મીલ્લાહ કહીને હરામ ખાશે તો તે પણ એવીજ રીતે છે.

**મસલો** જો રમજાન આવે અને કોઇ કહે કે આ શું મુશીબત માથે પડી છે તો તે કાફ્રેર થશે.[૪]

**મસલો** જો કોઇને એમ કહેવાયું હોય કે ચાલો આપણે ફલાણાને સારા કામનો આજ્ઞા કરીએ[૫] તેના જવાબમાં તે કહે કે તેણે મને શું કર્યું છે કે હું તેને સારાં કામની નસીહત કરૂં તો તે કાફર થશે.

**મસલો** જો કોઇ મરદ પોતાના દેણદારને કહેઃ મારા પૈસા દુન્યામાં આપ. કારણ કે આખેરતમાં પૈસા થશે નહીં. તે તેના જવાબમાં કહે કે બીજા દસ પણ આપ આખેરતમાં મારથી લેજે હું ત્યાં આપીશ[૬] તો તે કાફર થશે.

**મસલો** બાદશાહને જે કોઇ બંદગીનો સિજદો કરશે તો તે એકે મતે કાફર થશે, અને જો સલામના ઇરાદાથી કરશે તો તેમાં આલમાઓએ ઇખ્તેલાફ કર્યો છે. જહીરીયામાં છે કે તે કાફર થશે નહીં અને મોઅ્‌યદુદ દેરાયા શરહહિદાયામાં છે કે સિજદો કરવો એકે મતે દુરૂસ્ત નથી.[૭]

---

૨ એટલે જો કોઇ શખસને જમાઆતની સાથે નમાજ પઢવા તેડે ને તે કહે કે હું તનહા નમાજ પડું છુ; કારણ કે ખુદા તઆલાએ કહ્યું છે "ઇન–રસલાત તનહા" તો તે કાફર થશે (ઉરદુમાં તનહાના અર્થ એકલાના થાય છે. અને અરબીમાં તનહાના અર્થ તે રોકે છે થાય છે)આલમગીરીયા. **મસલો** જો કોઇ શખસ કહે કે કુરઆન શરીફ મખલુક છે એટલે તે નહતું અને ફરી થયું. અથવા કુરઆનની કોઇ આયતનો નકાર કરે. અથવા કોઇ આયત ઉપર હસી કરે. અથવા એબ કહાડે તો તે કાફર થશે. આલમગીરીયા. **મસલો** જો કોઇ શખ્સ બીજાને કહે કે તે "કુલહોવલ્લાહ" નું ચામડું કહાડી નાખ્યું છે. અથવા કહે કે તેં "અલમ નશરહ"નું ગળું પકડેલું છે, અથવા કહે કે એ "ઇન્ના આતૈના" થી નાંદલા અથવા કોઇ માણસ માંદાની આગળ યાસીન પડતો હોય તેને કહે કે યાસીનને મુડદાંના મ્હોંમાં મુક અથવા (વન્નાજેઆતે ગરકનની જગ્યા) કહે વન્નાજેઆ-તેનજઅમાં તું કેવી રીતે પડે છે નજઅ કે નજઉન ? અને એથી મસખરી કરવાનો ઇરાદો કર્યો હશે. તો આ સર્વ સુરતોમાં કાફર થશે. આલમગીરીયા.

૩ એવીજ રીતે જો કોઇ ડફ કે ડંડયા ઉપર વગાડીને કુરઆન શરીફ પડશે તો તે કાફર થશે. આલમગીરીયા.

૪ એવીજ રીતે જો એમ કેહશે કે ઘણો બોજનો મહીનો માથે આવ્યો અથવા ઘણા બોલાવવાળો મેહમાન આવ્યો તો જો તેણે કાહેલી અને સુસતીની રૂએ કહ્યું હશે તો કાફર થશે. પણ જો પોતાની થાક અને કમજોરીને લીધે કહ્યું હશે તો કાફર થશે નહીં, આલમગીરીયા.

૫ જો કોઇ શખ્સ બીજાને કહે કે ફલાણાને ઘર જા અને તેને સારાં કામની આજ્ઞા કર. ફરી તે શખ્સ કહે કે તેણે મને શું કર્યું છે અથવા કહે કે ફલાણાએ મારાં ઉપર શું જુલમ કર્યો છે કે હું તેને સારાં કામની આજ્ઞા કરૂં અથવા કહેઃ મને તેનાથી આજુરદા થવાનું કારણ શું છે ? (કે હું તેને અમર મારૂફ કરૂં) અથવા કહે કે મેંતો આફીયતને પસંદ કરી છે મને એવા નકામા કામથી શું સરોકાર ? તો આ સર્વ શબ્દો કુફરના છે. આલમગીરીયા.

૬ અથવા આવી રીતે કહે કે તે જહાનમાં પાછા લેજો. અથવા તે જહાનમાં હું પાછા આપીશ. તો તે કાફર થશે. ફજલી તથા બીજા અપાર ઘણા આલમાઓએ આજ જવાબ લખ્યો છે. અને એજ સહી છે. આલમગીરીયા અથવા દેણદાર કહે કે દસ બીજા આપ કે કેયામતમાં વીસ પાછા આપીશ. તો શેખ ઇમામ અબુબકર મોહમ્મદ બીન ફજલે (રહ) કહ્યું છે કે દેણદાર કાફર થશે. કારણ કે એ કિયામત અંબધી હલકાઇ કરવી છે. અને બીજા મશાએખોએ કહ્યું છે કે કાફર થશે નહીં. કાજીખાન.

૭ ઇમામ અબુ મનસુરે (રહ) કહ્યું છે કે જ્યારે કોઇ માણસ કોઇની આગળ જમીન ચુમે અથવા તેને માટે ઝુકે અથવા પોતાના માથાને નમાવે તો તે કાફર થતો નથી; કારણ કે તે ઇબાદતનો નહીં પણ તાજીમનો ઇરાદો કરે છે, અને જુલમી બાદશાહોને સિજદો કરવો ઘણુંજ

અને બીજી રીતે ખીજમત કરવી તેની આમળ ઉભા રહીને અથવા હાથ ચુમવો અથવા પીટ વાંકી કરવી દુરસ્ત છે.

**મસલો** જે કોઇ બુતોના નામપર અથવા કુવાઓપર૯ અથવા દરયાઓપર અથવા નેહરો, પરી ચશ્મા વગેરેપર જુબ્હ કરશે તો તે જુબ્હ કરનાર મુશરેક છે. અને તેની બાયડી તેનાથી જુદી છે. અને તેનું જુબ્હ કરેલું મુરદાર છે.

**મસલો** દુરતુરલ કજામાં ઇમામ જાહેદ અબુબકરથી રિવાયત થઇ છે કે જે કોઇ કાફરોના તેહવારમાં જેમકે પારસીઓના નવરોજ જેવામાં કે હિન્દુસ્થાનના કાફરોના દીવાલી દશેરામાં નીકળે અને કાફરોની સાથે ખેલમાં ભેગો થાય તો તે કાફર થશે.

**મસલો** નિઆંશાની હાલતમાં ઇમાન લાવવું કબુલ નથી અને નિઆંશાની હાલતમાં તોબા કરવી તે સહી. મત આ છે કે મકબુલ છે.

**મસલો** શરહ મકાસેદમાં છે કે જે કોઇ હોદુસ આલમનો (જગતના ઉત્પન્ન થયાનો) અથવા દેહ સહીત ફરીથી જીવતા થયાનો (હશરે અજસાદનો] અથવા (ખુદા વિષે) દરેક જુજ ઇયાતના જાણવાનો અને એના જેવી બીજી દીનની જરૂરીયાતનો નકાર કરશે તો તે એકેમતે કાફેર થશે. અને સુનંત જમાઅતવાળા જે અકીદો રાખે છે તેના વિરૂદ્ધ૯ ઇસલામનો દાવો કરનાર રાફજી ખારજી મોઅતજેલા વગેરે ટોલાંવાળા જે અકીદો રાખે છે તેઓને કાફેર કેહવા વિષે ઓલમાઓએ ઉખ્તીલાફ કર્યો છે. મુનતકામાં ઇમામ અબુ હનીફા (રહ)થી રિવાયત છે કે અહલે કિબલા (કિબલો માનનારા) માંથી કોઇને હું કાફેર કેહતો નથી. અને અબુ હસ્હાક અસ્ફ્રાઇની કહું છે કે જે કોઇ અહલે સુનંતને (સુન્નીઓને) કાફેર જાણે છે તેને હું કાફેર જાણું છું. અને જે કાફર જાણતો નથી તેને હું કાફર જાણતો નથી.

---

મોટું પાપ છે. અને કુફર થવામાં ઇખ્તેલાફ છે. પણ ઘણાઓએ કહ્યું છે કે જો બંદગી કરવાનો ઇરાદો કર્યો હશે તો કાફર થશે. પણ જો બંદગીનો ઇરાદો કર્યો ન હશે પણ સલામનો ઇરાદો કર્યો હશે તો તે કાફેર થશે નહીં, પણ હરામ કામ કરનારો થશે. અને કઇજ ઇરાદો કર્યો ન હશે તો કાફેર થશે. ઘણા ઓલમાની નજદીક. અને જમીન ચુમવી તે સિજદાને લગભગ છે પણ ગાલ તથા પેશાની જમીન ઉપર મુકવાથી તે ઓછી છે. આલમગીરીયા. **મસલો** જો વગર પાકીએ અથવા નાપાક કપડાથી નમાજ ગુજારશે તો કાફેર થશે. અને જો જાણી બુજીને વગર વોજુએ નમાજ પઢશે તો કાફેર થશે આલમગીરીયા.

૯ આલમગીરીયામાં છે કે એની જાતમાંથી બીજું આ છે કે લોકો પાણીને કીનારે જાય છે અને પાણીને પૂજે છે. અને જે કંઇ નૈયત રાખતા હોય તેથી પાણીને કીનારે જુબ્હ કરે છે. આ પાણીને પુજનારા તથા બકરીને જુબ્હ કરનારા કાફેર થાય છે. અને બકરી મુરદાર બને છે, તેનું ખાવું દુરસ્ત નથી. અને એવીજ રીતે બાદશાહ તરફથી ખીલઅત (પોશાક) પેહરતી વેળા કુરબાની કરવી હરામ છે. જુબ્હ કરનારો કફર તથા જુબ્હ થયલું મુરદાર છે. તેનું ખાવું દુરસ્ત નથી, એવીજ રીતે છોકરાઓના બદન ઉપર શીળી નીકળતી વેળા ઓઓ જે કરે છે અને શીળીના નામની મુર્તી બનાવી પુજે છે અને બાળકોની શીફા તેથી માગે છે, તે ઓરતો એના કામથી તથા એવા અકીદાથી કફેર થાય છે, અને જો તેઓના ધણી એથી રાજી હોય તો તેઓ પણ કાફેર થશે, આલમગીરીયા,

૯ જે કોઇ હજરત અબુબકર (રદી)ની ઇમામતનો નકાર કરશે તે કાફર થશે અને કેટલાકોએ તેને બીદઅતીયોમાંથી કહ્યો છે. પણ સહી આજ છે કે તે કાફર છે અને એવાજ રીતે જે કોઇ હજરત ઓમર (રદી) ની ખીલાફતનો નકાર કરશે તે પણ સહી મત પ્રમાણે કાફર છે. જહીરીયા. અને રાફજી તથા ખારજીઓ વગેરેને હજરત ઊસમાન અલી, તલહા, જો બેર અને આએશા (રદી) ને કાફર કેહવાને લીધે જરૂર કાફર કેહવું જાઇએ અને મુરદાઓ ફરી આવશે (પુનર્જન્મ લેશે) વગેરે અકીદાઓને લીધે જેમકે જબરાઇલે ભુલ કરીને વહી નબી સાહેબ (સલ)ને પોહોંચાવી અને હક હજરત અલીનું હતું. એ સબબથી વિશેષ કરીને રાફજીઓને કુફરનો હુકમ લગાડવો જોઇએ. એ લોકો ઇસલામી ધર્મથી નીકળેલા છે, અને એઓપર મુરતદનો કાયદો જારી છે. જહીરીયા. આલમગીરીયા. (ભાષાંતર કરતા કહે છે કે રાફજી એટલે શીયાઓના અનેક ટોલા છે અને તે દરેકના અકીદા એકબીજાથી જુદા છે, જેથી ખાતરી પુરવક કોઇ ટોલાનો અકીદો કુફરનો સિદ્ધ થાએ નહીં ત્યાં સુધી કોઇપર કુફરનો હુકમ લગાડવો નહીં.)

**મસલો.** અલ્લામા અલમુલ હોદાએ બહરુલ મોહીતમાં કહ્યું છે કે જે મલઉન ૧૦ નબી સાહેબ (સલ)ની પવિત્ર જનાબમાં ગાળો ભાંડે અથવા હલકાઇ કરે અથવા આપના દીનની કોઇ બાબતમાં કે આપની મુબારકસુરતમાં કે આપના કોઇ વસફ્રશરીફમાં એબ કહાડશે અગર જો હસીની રૂએ હોય, ફરી તે મુસલમાન હોય કે જીમ્મી હોય કે હરબી હોય તે કાફેરછે. તે કતલ કરવાને લાયક છે તેની તોબા મકબુલ નથી.[૧]

અને ઉમ્મતે આ વાત ઉપર ઇજમા કરી છે કે કોઇપણ પેગમ્બરની બેઅદબી[૨] કે હલકાઇ કરવી[૩] કુફ્ર છે ફરી તેણે તે કામ હલાલ જાણીને કર્યું હોય અથવા હરામ જાણીને કર્યું હોય.

**મસલો.** રાફ્જીઓ જે આ કહે છે કે પેગમ્બરે (સલ) દુશમનોના ખોફથી ખુદાના કેટલાક અહકામ પોહોંચાવ્યા નથી[૪] એ કુફ્ર છે.

અને અલ્લાહ તઆલાએ અમને ઇસ્લામનો માર્ગ બતાવ્યો તેથી તેને માટે સર્વ સ્તુતી છે. જો અલ્લાહ તઆલા હમને માર્ગ બતાવતે નહીં તો કદી અમો માર્ગ મેળવતે નહીં. બેશક્ક અમારા પરવરદીગારના રસુલો સત્યની સાથે આવ્યા. અલ્લાહ તઆલા તે સર્વ ઉપર અને વિશેષ કરી તેઓના સરદાર તેઓના ખાતેમ (આખર) સર્વ જહાનના શફાઅત કરનાર કેયામતના દીવસે નબીયે આગળ ખુતબો પઢનાર (હજરત મોહમ્મદ) ઉપર તથા તેમની આલ તથા અસહાબ તથા તેમના સર્વ તાબેદારી કરનારા ઉપર દોરૂદ અને સલામ મોકલે.

**સમાપ્ત.**

---

૧૦ દુરે મુખ્તારમાં છે, જે કોઇ નબી સાહેબ (સલ)ની શાન મુબારકમાં નુકસ લાવશી તે આવી રીતે કે ગાળો આપશે અથવા આપથી દુશમની રાખશે તો તે હદની રૂએ કતલ કરવામાં આવે. અને તેની તોબા કબુલ થવા વિષે ઓલમાના મત ફેર છે. પણ જાહેર એ છે કે તોબા કબુલ થશે. કારણકે તેનો હુકમ તે મુરતદનો હુકમ છે. અને મુરતદની તોબા કબુલ થાય છે. (ભાષાંતર કર્તા કહે છે કે જો કોઇ માણસ કોઇના કુફ્ર કલેમાને નકલ કરશે તો તેથી તે કાફેર થતો નથી. પણ જો કોઇ માણસ કોઇનું નકામું નામ લઇને તેને નામે નબી સાહેબને ગાળો આપે અથવા એહાનત કરે અથવા કંઇ ખો કહાડે તો તે કાફેર થાય છે. કારણ કે તેણે કુફ્રની નકલ કીધી નથી પણ પોતે તે કુફ્રના શબ્દો બોલ્યો છે. રસુલુ-લ્લાહ (સલ)ના વખતમાં મુનાફેકો એવીજ રીતે કરતા હતા. યહુદીઓ તથા બીજાઓનું નામ પાડી પોતે કહેતા હતા.)

૧ એટલે જે મુસલમાન મુરતદ થયો હોય તેની તોબા કબુલ થાય છે. પણ જે શખ્સ કોઇ પણ નબીને ગાળો દીધાથી કાફ્ર થયો હોય તથા મુરતદ થયો હોય તેની તોબા કદી કબુલ નથી. તેને હદની રૂએ કતલ કરવો જોઇએ. અને જો તેણે ખુદા તઆલાને ગાળો આપી હશે તો તેની તોબા કબુલ થશે. કારણકે હક્ક તઆલાનું હક્ક છે અને તેનું હક્ક તોબાથી બખ્શાએ છે પણ પેહેલું તો બંદાનું હક્ક છે તો તેની તોબા થઈ શકતી નથી તો બંદાનું હક્ક તોબાથી જશે નહીં. અને જાણવું જોઇએ કે આ તોબાનું નહીં કબુલ થવું તે દુન્યાના હુકમ પ્રમાણે છે. નહીં તો ખુદાની ત્યાં તે મકબુલ છે બહરે રાએક. દુરે મુખ્તાર. રદે મોહતાર. મસલો. જો કોઇ શખ્સ કહે કે રસુલુ-લ્લાહ (સલ) તુમડી (કદુ)ને પ્રસંન રાખતા હતા. ફરી બીજો (હલકાઇથી) કહે કે હું તેને પ્રસંન રાખતો નથી. તો એ કુફ્ર છે. અને અબુ યુસોફ (રહ)થી એવીજ રીતે રીવાયત થઇ છે. અને કેટલાક મોતઅખ્ખેરીને (પાછલાઓએ) કહ્યું છે કે જો એહાનતની રૂએ કહ્યું હશે તો કુફ્ર થશે અને વગર ઇહાનતે (પોતાનો ભાવ બયાન કરવા કહ્યું હશે તો) કુફ્ર નથી. આલમગીરીયા.

૨ એવીજ રીતે કોઇપણ ફીરશતાની હલકાઇ કરવી છે. આલમગીરીયા. બબુજરે (રદી) કહ્યું છે ફિરશતાની હલકાઇ કરવી કુફ્ર છે. અને એવીજ રીતે ફિરશતાઓમાંથી કોઇપણ ફિરશતાની એબ કહાડવી કુફ્ર છે.

૩ જો કોઇ માણસે જીના કરી હોય અથવા ધણીવાળી સ્ત્રીથી નિકાહ હોવા છતાં જાણી બુજીને નિકાહ કર્યો હોય અને તે વાત સીદ્ધ થએથી તેને કેદની સજા થઇ હોય તે ખીજાલત તથા શરમીન્દગી દુર કરવા તે પોતે કહે અથવા તેનો કોઇ સગો કે મિત્ર કહે મેં અથવા તેવણે યુસોફ (અલે)ની સુંનત અદા કરી છે તો તે શખ્સ યુસોફ (અલે)ની હલકાઇ કરનાર છે. કારણકે યુસોફ (અલે) નિરઅપરાધી તથા માસુમ હતા. અને આ તો પોતાની કરણીનો બદલો આખવા કેદમાં ગયો હતો. ફરી તેમની સુંનતને અદા કરનાર થાય કેમ? એ તો સજાને સુંનત ગણી દીનની પણ હલકાઇ કરનારો થયો. ગ્રા. મો.

૪ કારણકે આથી પેગમ્બરો (અલે)ની વાતો ઉપર ભરોસો નહીં કરવો લાગુ પડે છે અને પેગમ્બરની વાત ઉપર ભરોસો નહીં કરવો કુફ્ર છે.

## વિદ્યાસાગર જનાબ કાજી સનાઉલ્લાહ પાણીપતી સાહેબ (રહ)નું વસીયતનામું.

**ખુદાના નામથી જે મોટો મેહેરબાન રહમકર્ત્તા**

સર્વ સ્તુતી અલ્લાહને માટેજ છે કે જેણે મને મુસલમાન પુરૂષોની પીઠ અને મુસલમાન સ્ત્રીઓના પેટથી ઉત્પન્ન કર્યો. અને જેણે નબીયો ના સરદાર તથા રસુલોના બુજરૂગને મોકલવાથી તથા સમજદારને માટે જે મોટી નીશાની છે તથા જે મોટી નેઅમત છે તે ઉપર ઇમાન લાવવાનો અમારાપર અહેસાન કર્યો અલ્લાહ તઆલા તેમના ઉપર તથા તેમની આલ, તેમના સહાબા, તથા સર્વ તેમના તાબેદાર ઉપર દુરૂદ મોકલે. અને તેણે મને ઇસ્લામનો માર્ગ બતાવ્યો અને તેના ઉપર મને જીવડાવ્યો અને તેના સાલેહીન ઓલમા તથા કામેલીન ઓલીયા શેખ અહમદ ફારૂકી નકશબંદી મોજદદેદ અલફે સાનીના તથા સૈયદુસ્સનદ મોહેયુદ્દીન અબદુલ કાદેર જીલાની મોસુરસકલેનના તથા સૈયદ ફાજેલ કામેલ મોઇનુદ્દીન હસન સનજરીના ખલીફાઓના (ખુદા તેઓના આગળાઓથી તથા પાછળાઓ તમામથી રાજી થાય) નુર ચુંટવાની મને તેણે શક્તિ આપી તે ઉપરથી હું તેનું શુકર કરૂં છું. અને હું તેના ફજલની આશા રાખું છું કે તે મને તેઓની તાબેદારી ઉપર તથા તેઓની મોહબ્બત ઉપર મોત આપે. અને આખેરતમાં મને તેઓની સાથે મેળવે. ખુદાના ઉપર એ કંઇ ભારી નથી.

હમ્દ તથા સલાત પછી ફકીર હકીર મોહમ્મદ સનાઉલ્લાહ ઉસમાની હનફી મોજદદી પાણીપતી લખે છે કે આ ગુન્હગારની ઉમર એંસી વર્ષે પુગી છે અને યકીન કહેતાં મોત માથે આવી લાગ્યું છે. તેણે ફુરસત રેહેવા દીધીજ નથી. જેથી કેટલાક શબ્દો વસીયતના તરીકાએ પોતાની અવલાદ તથા દોસ્તોને માટે લખે છે કે તેમાંના કેટલાકની સંભાળ રાખવી ફકીર(કર્તા)ની નજાત માટે લાભકારક તથા જરૂરની છે, અને તેમાંના કેટલાક દોસ્તો માટે તથા ફરજન્દો માટે જરૂરતના તથા લાભકારક છે. જો પેહેલી તરેહની સંભાળ રાખશે (અને તેના ઉપર ચાલશે) તો ફકીરની રૂહ તેઓથી ખુશી થશે. અને અલ્લાહ તઆલા તેઓને સારો બદલો આપશે. અને જો નહીં ચાલશે તો આકેબતમાં હું તેઓનો કેડો પકડીશ. અને જો તેઓ બીજી તરેહની સંભાળ રાખશે તો તેનું ફળ દુન્યામાં તથા આખેરતમાં સારૂં જોશે અને સંભાળ નહીં રાખશે તો તેનું પરીણામ બુરૂં જોશે.

**પેહેલી તરેહ** આ છે કે તજહીજ, તકફીન, ગુસલ અને દફનમાં તેઓ સુંનતની રિઆયત કરે. અને જે રજાઇની બે ચાદરો[1] હજરત શહીદે[2] (રદી) એનાયત કરી છે તેનું કફન મને પેહરાવે. અને પાઘડી સુંનત વિરૂદ્ધ છે તેની જરૂર નથી. અને જનાજાની નમાજ મોટી જમાઆતથી અને નેક બખ્ત ઇમામ જેમકે હાફેજ મોહમ્મદ અલી[3] અથવા હકીમ સુખવા,[4] અથવા હાફેજ પીર મોહમ્મદથી બજાવી લાવે. અને પેહેલી તકબીર પછી સુરા ફાતેહા (અલ હમ્દો) પણ પડે. અને મારા મરવા પછી દુન્યવી રસમ જેમકે દસમુ વીસમુ, ચાલીસુ, છમાહી, અને વરસી ( દીશો ) કંઇ કરે નહીં.* કે રસુલુ-લ્લાહે ( સલ ) ત્રણ રોજથી વધારેના માતમને દુરૂસ્ત કરેલું નથી. હરામ કર્યું છે; અને રડવા પીટવાથી સ્ત્રીઓને સખ્ત રીતે મના કરે. ફકીર ( કર્ત્તા) પોતાની જીન્દગીમાં પણ એવી ચીજોથી રાજી નહોતો અને પોતાના ચલણમાં કરવા દીધેલું નથી, અને દોરૂદ, કલેમો, કુરઆનનું ખતમ, ઇસ્તીગફાર, અને હલાલ માલથી ફકીરોને પોશીદા સદકો આપીને (મારી) મદદ કરે. કારણ કે રસુલુ-લ્લાહે ફરમાવ્યું છે "મૈયત પોતાની કબરમાં ડુબેલા ડુબેલા ડુબકયા

---

[1] રજાઇ જે એક ઓઢવાનું પ્રખ્યાત કપડું છે તેના ઉપરના કપડાની એક ચાદર તથા તેના અસ્તરની એક ચાદર.

[2] એટલે હજરત મીરજા જાનેજાનાં હબીબુલ્લાહ મજહર શહીદ રહમતુલ્લાહે અલેહે.

[3] રાહે નજાતના કર્તા.

[4] એમનું અસલી નામ ગુલામ મોઇનુદ્દીન હતું પણ લોકોમાં હકીમ સુખવાના નામથી પ્રખ્યાત હતા,

* મરા પછી વરો અને ખરચ દુન્યાની રસમ પ્રમાણે કરવાને કર્તા મના કરે છે. ગુ૦ મો૦

ખાતાના સરખો છે. તે બાપથી કે ભાઇથી કે દોસ્તથી હુઆ તેને પુગે તેની આશા રાખે છે." અને મારા મરવા પછી મારા દેણને અદા કરવામાં પુરતી કોશીશ કરે ફકીરે પોતાની જીન્દગીમાં બડથા મોગત નગલાના તથા કસબાની મિલકતો કે જે પોતાની મિલકમાં રાખે છે તેના આઠ ભાગ પાડયા છે. ત્રણ હીસ્સા કલીમુલ્લાહની માને બે સફવતુલ્લાહને એક ફલાણીને એક ફલાણીના છોકરાંઓને અને એક ફલાણીના છોકરાને વેચાણ કરી આપ્યા છે, અને તેની કીમત તેઓને મેં માફ કરી છે, અને દરેકને તેના હીસ્સાનો માલેક કર્યો છે. પણ હું પોતાની છેવટ જીન્દગી સુધી આમદનીનો પાંચમો ભાગ બને છોકરીઓની ઓલાદને આપતો હતો અને બાકી (૪/૫)ને ત્રણ હીસ્સા કરીને એક હીસ્સો પોતાના ખરચ માટે રાખતો હતો અને એક હીસ્સો ફલાણાને અને એક હીસ્સો ફલાણાને હું આપ્યા કરતો હતો. મારા મરવા પછી પણ જ્યાં સુધી મારૂં દેણ પતે નહીં ત્યાં સુધી એવીજ રીતે આમદની વેંહચાયા કરે અને મારા હીસ્સામાંથી મારા માગનારાઓને દેવાતી જાય. અને ઇદોના પૈસાઓથી માગનારાઓને આપીને મને જલદીથી છોડવે. જે કરજ મારે માથે છે તેની તફસીલ રોજ મરરાના ખરચના હીસાબમાં ઘણી ખરી મેં લખેલી છે. અને માગનારાઓ પાસે મારી મોહરવાળી ચીઠ્ઠીઓ છે, તેને અદા કરવામાં સુસતી કરવી નહીં. અને હજરત શેખની માનીતી છોકરીની દરેક ૧ પોતાના શક્તિ પ્રમાણે ખીજમત કરવાને વાજેબ જાણે. ફકીર પુરા વર્ષમાં દસ મણ ધઊં અને ૫-૬ રૂપીયા નગદ એવણને આપતો હતો એથી કમી થાએ નહીં. અને દસ વિઘાં સૈદાનીવાળા કુવાની જમીનના દલીલુલ્લાહની માએ પોતાના તરફથી મીરજા લાલન ૨ માટે વસીયત કરી હતી તે તેમને મળે. અને મેં પોતાના તરફથી કાચ્યા વીસ વિઘાં કુવાવાળી જમીનના મોજે નગલાના ખેડાતાં તેવણને માટે ઠેરવેલાં હતાં પણ તેના ઉપર તેવણનો કબજો થયો નથી. એક મણ ધઊં અને એક રૂપીયો નગદ મહીને હું તેમને આપતો તેમાં પણ કસુર થાએ નહીં. મોજે નગલા મારા નાના દાદાની મીરાસ નથી. હજરત મીરજા શહીદ સાહેબનો માત્ર સદકો છે. એઓની ખીજમત કરવામાં કોતાહી કરવી નહીં.

**બીજી તરેહ** જે મારા પાછલાઓને લાભ કરક છે તે આ છે કે દુન્યા ઉપર ભરોસો રાખે નહીં. ઘણા લોકો બાળવયે અને ઘણા જુવાનીએ મરે છે. અને કેટલાક બુઢાપે પહોંચે છે. તેઓની પુરી ઉમર થોડી ફુરસતમાં હવાની જેમ ઉડી જાએ છે. અને તેઓ જાણતા નથી કે કયાં ગઇ. અને આખેરતનો મોઆમલો જે ટલનાર નથી તે ગાથે રહે છે. હક્ક તઆલા ફરમાવે છે. "ફુજરમાઊન-ફતરત" તે "અલેમતનફસુન"[૩] સુધી ઘણોજ એવકુફ તે માણસ છે કે જે આ થોડી લજ્જતોને કે તે પણ વગર મેહનતે અને તકલીફે હાથ લાગતી નથી તેના બદલ મજબુત તથા હમેશની લજ્જતોને ખોએ અને હમેશના દુ:ખમાં ગીરફતાર થાએ. નઊજો બિલ્લાહે મિન્હા (આથી અમો ખુદાની પનાહ માગીએછીએ) તો જે જભ્યા દુન્યાનો લાભ અને આખેરતનો લાભ શ્રેષ્ટ રાખવો જોઇએ. જે કોઇ દીનની મસલેહતને (દુન્યાની મસલેહત ઉપર શ્રેષ્ટ રાખશે તો દુન્યા પણ તકદીર પ્રમાણે તેને પુગશે. રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે. "જે કોઇ પોતાની મકસુદોને

---

૧ એટલે હજરત શાહ મોહદ આબેદ સાહેબની છોકરી, જનાબ કાજી સાહેબ એવણને હજરત મીરજા સાહેબ (રહ) ની વફાત પછી પોતાની પાસ લાવેલા અને તેવણની ખીજમત કરવામાં કોશીશ કરતા હતા.

૨ આ બુજરૂગ હજરત મીરજા સાહેબ (રહ)ના ભાઇના છોકરા છે. જનાબ મીરજા સાહેબે એવણને પોતાના મોતબન્ના (દત્તક) કર્યા હતા. જેથી મીરજા સાહેબના વફાત પછી હજરત કાજી સાહેબ એવણને તેમની ગી સહીત પોતાને ઘર લાવ્યા હતા, અને એમને માન તથા ઇજ્જત આપવામાં ઘણી કોશીશ કરતા હતા.

૩ અર્થ જયારે આસમાન ફાટશે, અને જ્યારે તારાઓ ખરશે, અને જ્યારે દરયા ઉભરાશે, ત્યારે માણસ જાણી લેશે જે કંઇ તેણે આગળ મોકલ્યું છે અને જે કંઇ તેણે પાછળ રાખ્યું છે. શા. મો.

(મતલબ તે) એક મકસદ આખેરતની મકસદ કરશે તો તેની દુન્યાની મતલબ વિષે અલ્લાહ તઆલા બસ થશે." અને જે કોઇ દુન્યાની મસલેહતને ( દીનની મસલેહત ઉપર ) શ્રેષ્ટ રાખશે તો કદી એમ થશે કે દુન્યા પણ તેને હાથ લાગશે નહીં. જેમ કે ઘણું ખરૂં આ વખતમાં એવીજ રીતે છે. તો તેણે દુન્યા અને દીન બંને ખોયા. અને જો દુન્યા હાથ લાગશે તો થોડી મુદતમાં તે મટી જશે, અને તે પછી હમેશાની નુકસાની લાગુ રહેશે. ફકીર (કર્તાએ) પોતાની આંખથી હજારો લોકો ને જોયા છે કે તેઓ દોલતવાળા થયા અને ફરી તેની કંઇ પણ અસર રહી નથી.

ફકીર તથા તેનો ભાઇ તેનો બાપ તથા તેનો દાદો કજાતના કામમાં લાગેલા હતા, (જડજ બનેલા હતા) પણ જેવી રીતે એ કામ બજાવવું જોઇએ તેવું અમારાથી બજાવાયું નથી. વિશેષ કરી આ ફકીર ગુન્હગારથી. કારણ કે ઘણી ઉમર તેને બગડેલા વખતમાં મળી છે. એ કારણથી હું પશ્ચાતાપ કરૂં છું, અને ખુદાથી બખશીસ માંગુછુ. પણ ખુદાની મદદથી તથા તેની શક્તિથી આ કામની મેં માંગની કરેલી નથી તથા આ વખત વાળાઓ કરતાં કંઇક મેં ઠીક કર્યું છે. અલહમ્દો લિલ્લાહે અલા જાલેક. (એ વિષે સર્વ તારીફ ખુદા ને માટે છે.) આજ કારણથી ખુદાના ફજલથી હું મગફેરતની આશા રાખું છું. ફકીર (કર્તા)ની અસલ મકસુદ નેયત આજ હતી. આજ કામની બરકતથી સર્વે મુસલમાનો એટલુંજ નહીં પણ હિન્દુઓ પણ જે કોઇની મુલાકાત થઇ છે તો તેઓએ પણ માન આપ્યું છે અને ગનીમત સમજયો ( અને લાભકારક જાણયો ) છે. અને જો એમ નહોત તો ઓલમા મારા કરતાં સારા છે પણ કોઇ પુછતું નથી. પણ કોઇના બાતેનની વાત બીજાઓને શી ખબર. આ બાબતના દલીલ છે કે જે કોઇ દીની મસલેહતને દુન્યાથી આગળ કરશે તો દુન્યા પણ તેનાથી મ્હો ફેરતી નથી. મિસરો.

મિદેહદ યજદા મુરાદે મુત્તકી+

તો મારા છોકરાઓમાંથી જે કોઇ કાજી બનવું પસંદ કરે તેણે લાલચ તથા નાહક્કની ખાતરદારીને પેસારો થવા દે નહીં. અને મોતબર તથા મુફ્તાબીહી રિવયત ઉપર અમલ કરે.

અને દીની મસલેહતને દુન્યાની મસલેહત ઉપર મોકદમ કરવામાંથી એક આ છે, કે છોકરી લેવામાં દીનદારીને ધ્યાંનમાં રાખે. જ્યારે આ વખતમાં આ શેહેરમાં રાફજી પંથ ઘણો ફેલાયો છે અને મોટા લોકો ઘણું કરીને ઉંચા નસબને તથા પૈસાને જુએ છે ત્યારે દીનની રિઆયત કરવી જોઇએ. કોઇ રાફજીને કે રાફજીની તોહમત લાગી હોએ તેને, અગર જો તે દોલતવાળો કે ઉંચા ખાનદાનનો (સૈયદા વગેરે) હોએ છોકરી આપવી જોઇએ નહીં, કેયામતને દીવસે દીન તથા તકવા સિવાઇ કંઇ કામ આવશે નહી. અને નસબને પુછશે નહીં મિસરો.

કે દરીં રાહ ફોલાનીબને ફોલાં ચીજે નેસ્ત*

અને દોલતનો કશો ભરોશો નથી; કારણ કે એ (દોલત) નદાવેલ શબ્દથી નીકળેલો છે "માલ સવાર કે સાંઝ કરનાર છે" +

બીજુ જાણવું જોઇએ કે માણસ (બશર) જાતમાંથી કામેલોના અકમલ (સપુરોણોથી ચડયાતા) એટલુંજ નહીં પણ ફિરસતાઓથી પણ, રસુલોના સરદાર મોહમ્મદ (સલ) છે. જે કોઇ જેટલી કંઇ તે હજરત (સલ)થી મોશાબહત (મલતાપણું) જાહેર તથા બાતેનમાં, તથા પેદાએશી ગુણોમાં (સેફાતેજીબીલ્લી) માં તથા ઇલમ એતેકાદ અને અમલમાં તથા આદત અને ઇબાદતમાં રાખશે તેટલોજ તે માણસને કામેલ જાણવો જોઇએ. અને જે શખ્સ અમાંથી કોઇ પણ ચીજમાં મોશાબહતમાં ઓછો હશે તેને તેટલોજ નાકેસ સમજવો જોઇએ. એજ માટે ઉંચી પદવીની સું-

---

+ અર્થ—ખુદા મુત્તકીની આશાને પુરી પાડે છે. ગુ. મો.

* અર્થ—કારણ કે આ મગમાં 'ફલાણો ફલાણાનો છોકરો એ કોઇ મગુતરીની ચીજ નથી. ગુ૦ મો૦

+ એટલે માલ કદી સવારમાં આવે છે અને સાંજના જાય છે. અને કદી સાંઝના આવે છે અને સવારના જાએ છે.

નતની તાબેદારીને લીધે કે જે નકશબંદીઓના અવલીયાઓએ અખત્યાર કરી છે તેઓ બીજા કરતાં આગળ વધ્યા છે, અને પુરતી રીતે તાબે-દારી કરવાને લીધે આ કામેલ મોશાબહલ તેઓની બુઝુરગી ઉપર દલીલ છે. અને જો અમો ટુંક હિમ્મતવાળાઓની હિમ્મત પુરતી રીતે હજરત (સલ)ની તાબેદારી કરવાથી કંટાળે અને ઇબાદતમાં, આદતમાં તથા વહેવારમાં વાજેબને અદા કરવા ઉપર તથા હરામ મકરૂહ અને શુબ્હવાળી વસ્તુઓ-ના છોડવા ઉપર ખાસ કરીને વહેવારમાં બસ કરશે તો તે પણ ઘણું લાભકારક છે. અગર જો પછી નફલો તથા મુસ્તહબ્બોને બજાવી લાવવું તથા ઇબાદત તથા આદતમાં સુંનતોમાં પુરતી રીતે લાગેલા રહેવું બની નહીં શકે તે એ. રસૂલુ-લ્લાહે (સલ) ફરમાવ્યું છે "જે કોઇ શુબ્હની વસ્તુ-ઓથી બચશે તેણે પોતાના દીનને માટે છુટકારો મેળવ્યો તથા પોતાની આબરૂની સંભાળ કરી. અને જે કોઇ શુબ્હવાળી વસ્તુઓમાં પડશે તો તે હરામમાં પડશે" બુખારી તથા મુસ્લેમ. અલ્લાહ તઆલા ફરમાવે છે "તેના દોસ્તો મુત્તકીઓ શીવાય કોઇ નથી"

તકવો એટલે વાજેબોને અદા કરવું તથા શુબ્હવાળી વસ્તુઓને છોડવી છે. વધારે નફલો પઢવી અને મુસ્તહબ્બો બજાવી લાવવા નથી હરામ વસ્તુઓમાં ઘણીજ ભુંડી નફસની બુરાઇઓ ખુદ પસંદી મોટાઇ, કીનો, અદેખાઇ, રિયા, લો-કોથી તારીફ સાંભળવા સારાં કામ કરવાં, લાંબી આશા અને દુન્યા ઉપર હિરસ વગેરે છે. અને તે પછી તે હરામ કામો છે કે જે અ[illegible] કામ સાથે વળગણ રાખે છે. અને આ ફિકહની કિતા-માં લખાયલાં છે.

અને જો આ મરતબાથી પણ હિમ્મત ઘટે અને નફસની શામતથી તથા શેતાનના શરથી હરામ કામ થાય તો જેમાં બંદાઓના હકો નાશ થતાં હોય તેથી પરહેજ કરવી જોઇએ. કારણ કે અલ્લાહ તઆલા કરીમ (કરમ કરનાર) છે અને રસુલુ-લ્લાહ તથા મોટા પીરો શફાઅત કર-નાર છે ત્યાં મારીની ઉમ્મેદ છે પણ બંદાઓના હક બક્ષાતા નથી, આયતો તથા હદીસો આ બાબતમાં ઘણી છે. આ (ટુંક) લખાણમાં તેનો સમાશ થઇ શકતો નથી આ હદીસ-"મુસલમાન તે માણસ છે કે તેની જીભથી તથા તેના હાથથી મુસલમાન સલામત રહે"-તથા આ હદીસ-"જે તું પોતાના જીવ માટે પસંદ રાખે તે લોકો માટે પસંદ કરે અને જે તું પોતાના જાન માટે નાપસંદ કરે તે તું લોકોને માટે નાપસંદ કરે"-આ જગ્યા બસ છે. શેઅર

મબાશ દરપએ આઝાર હરચે ખાહી કુન,
કે દર શરીઅતે માગેર અઝીંગોનાહે નેસ્ત.*

એટલે બીજો ગુન્હો એના જેવો નથી.

બીજી નસીહતો કે જે દીન તથા દુન્યામાં લાભકારક છે તે આ છે કે પોતાના તાબેદારો ઓલાદ, નોકર, ગુલામ, બાંદી અને રઇયત એ દરએકને સાથે એવા દહાડા કહાડવા કે તેઓ રાજી થાય તથા મોહબ્બત રાખે અને સારા સ્વભાવ થી તથા ગમખારીથી તથા નહી શક્તિ હોય એ-વી તકલીફ નહીં આપવાથી તથા રિયાઅતો કર-વાથી તેઓ જાન આપવા તૈયાર થાય. હાં જો તેમાં કેટલાક એકબીજાથી અદેખાઇને લીધે જો નાખુશ થાય તો તેની કશી ગણત્રી નથી. અને પોતાના મતબુઅ* ને અદબથી તથા ફરમાં બ-રદારીથી તથા ખીજમત ગુજારીથી રાજી રાખે. પણ જો તેઓ કોઇ ગુન્હાના કામનો હુકમ કરે (તો તે કામ કરે નહી) રસુલુ-લ્લાહે (સલ) ફર-માવ્યું છે "પેદા કરનાર (અલ્લાહ)ની નાફરમા-નીમાં મખલુકની તાબેદારી નથી" અને પોતાના નસ્બતવાલા સગા, ભાઇઓ, દોસ્તો, સાથે રહેનારા, તથા પડોશીઓ સાથે અંતઃકરણથી મોહબ્બત, પ્યાર, ગમખારી તથા તવાજો રાખવી. દુન્યા એક રહેવાની જગ્યા છે દુન્યાના મામલા માટે આપસમાં તોડફોડ કરે નહીં. જ્યાં સુધી આપસમાં ઝઘડો ફીસાદ થયો નથી ત્યાં સુધી કોઇ ઘર બરબાદ થયું નથી, અને જે લોકોથી દુશમનીનો અનદેશો હોય તેઓની સાથે ભલાઇ અને એહ-સાન કરીને તેઓને શીરમિન્દા કરવા તથાન માનવા

* અર્થ—તારે તકલીફ પુચાડવાની પાછળ લાગવું નહીં અને ચાહે તે કર. કારણ કે અમારી શરીઅતમા એના શીવાય કોઇ ગુન્હો નથી. શા. મો.

* જેની તાબેદારી કરે મા-બાપ પીર ઉસ્તાદ સેઠ વગેરે તે. શુ૦ મો૦

જોઇએ. બેત

આસાયેશે દો ગેતી તફસીરે ઈં દો હરફસ્ત,
બા દોસ્તાં તલત્તોફ બા દુશમના મોદારા.*

અલ્લાહ તઆલાએ કહ્યું છે "બદીને તું એવી ખસલતથી દફે કર કે જે સારી છે :(એટલે દુશમનની બુરાઇને તેઓની સાથે ભલાઇ કરીને દફે કર) તો તરત જે શખ્સની વચ્ચે અને તારી વચ્ચે દુશમની હશે તે તારો દોસ્ત અને મોહબ્બત કરનાર થશે, અને જે લોક સબર કરે છે તેઓનેજ એ ટેવ અપાવ છે. અને જે કોઇ મોટા નસીબવાળો છે તેને એ ખસલત અપાય છે, અને જો સેતાનનો વસવસો તને રોકાણ કરે તો તું આઉજો બિલ્લાહ પઢ (ખુદાની પનાહ માંગ) બેશક તે સાંભળનારો જાણનારો છે ( સુરા સિજદો ૪૧-૩૪-૩૬ ) આ હુકમ તે લોકો માટે છે કે તેની સાથે દુન્યાને માટે દુશમની તથા નારાજી હોય પણ જે કોઇની સાથે ખાલિસ અલ્લાહને માટે દુશમની હોય જેમ કે રાફજી ખારજી અને એના જેવા, તેઓ સાથે જ્યાં સુધી તેઓ બુરા અકીદાથી તોબા કરે નહીં ત્યાં સુધી મુલાકાત (મેલ) કરે નહીં; અગર જો બાપ કે દીકરો હોય. અલ્લાહ તઆલાએ કહ્યું છે. "ઓ લોકો જેઓ ઇમાન લાવ્યા છો. તમો મારા દુશમનને અને તમારા દુશમનને દોસ્ત કરો નહીં" તે આ આયાત સુધી "કદી પણ તમારી સગાઇ અને ઓલાદ કેયામતને દીવસે કામ આવશે નહીં. તે તમારામાં ફેસલો કરે છે."

ફકીરના ખાનદાનમાં હમેશા એવા ઓલમા થતા રહ્યા છે કે દરેક વખતમાં ચુનીન્દા હતા.

* અર્થ—બને જહાનનો આરામ આ બે શબ્દોનો અર્થ છે દોસ્તો સાથે મહેરબાની અને દુશમનો સાથે દરગુજર ગુ૦ મો૦.

ફકીરના છોકરાઓમાંથી અહમદુલ્લાહને આ દોલત મળી હતી. ખુદા તેને બક્ષે તે મરણ પામ્યો; અને દલીલુલ્લાહ તથા સફવતુલ્લાહ વિષે મેં ઘણી રીતે આ દોલત મેળવવાને ચાહ્યું પણ તેઓએ તન આપ્યું નથી (ધ્યાન આપ્યું નથી) અફસોસ છે; અને ફતાવાની ઇબારત સમજે છે. એટલાનો કશો ઇતબાર નથી. તેઓને જોઇએ કે પોતે પણ જો થઇ શકે તો એ બાબતમાં કોશીશ કરે અને પોતાના ફરજંદો ઉપર કોશીશ કરે કે આ નહીં ટલનારી (હમેશની) દોલતને કમાય, કારણ કે એ દુન્યામાં પણ અને આખેરતમાં પણ બરકત આપનાર છે.

ઇલમથી મતલબ અકીદા, અખલાક, અહવાલ, અને અમલોના સારાં નરસાને જાણવું છે કે જે ઇલમે અકાએદ ઇલમે અખલાક અને ઇલમે ફિકહ તેના જમાનતદાર છે. ( એ ઇલમોમાં તેનું બયાન છે) પણ આ ઇલમનું જાણવું કુરઆન, હદીસ, તફસીર, હદીસની શરહ, ઓસુલે ફિકહની દલીલો જાણ્યા વગર તથા સહાબા, તાબેઇન અને વિશેષ કરી ચાર ઇમામોના મતો જાણ્યા વગર અને લુગત, સરફ, નહો જાણ્યા વગર બની શકતું નથી; અને ઘણા ફતાવામાં કેટલીક રિવાયતો બે પયા લખાયલી છે જેથી ખરા મસલાઓના હાલનું જાણવું આ ઇલમોમાં વગર થઇ શકતું નથી, અને ઘણા ફતાવામાં કેટલીક રિવાયતો બે ; લખાયલી છે જેથી ખરા ખોટા મસલાઓના હાલનું જાણવું આ ઇલમો વગર થઇ શકતું નથી, એ ઇલમોમાં કોશીશ કરવી જોઇએ. અને હિકમત ફલસફનું પડવું નકામું છે, એમાં પ્રવીણ થવું તે ગવૈયાનું મુસેકી ઇલમમાં પ્રવીણ થયા સરખું છે, કારણ કે મુસેકી પણ હિકમત રિયાજની વિદ્યાઓની એક વિદ્યા છે, પણ મનતેક (લોજીક) એ સર્વ ઇલમની સેવા બજાવનાર છે, તેનું પડવું ( શીખવું ) જરૂર લાભકારક છે.

